કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ ષડરિપુની સામા ઘૂમવું એ સઘળી જે ખટપટ તે સંસારચિત્ર છે. એ ખટપટમાં—એ સંસારસાગરમાં પડનારા જો વયે, સ્વભાવે, વિદ્યાએ, ગુણે પુખ્ત હોય છે તો તેઓને તેના તોફાનમાં ધાસ્તી જેવું નથી હોતું ને તેઓ કળવળે સુખે તરી પાર પડે છે ને જેઓ ઉપલા વિષયમાં બાળક છે તેઓ તરત જ ડૂબી જાય છે ને બીજાં પ્રાણીઓથી સારી પેઠે પીંખાય છે.

હવે એવા દુસ્તર સંસારમાં ઝંપલાવવાની તૈયારી કરવી એ પુખ્ત વિચારનું કામ છે. અને જોકે પુખ્ત વિચાર અનુભવ વિના—ઘર માંડ્યા વિના થતો નથી તોપણ આ તો કોઈથી જ ના નહિ કહેવાય કે પાકી ઉંમરનું માણસ કોઈ પણ વિષયમાં થોડેઘણે દહાડે માહિત થઇ રહે છે તથા પુખ્ત વિચારથી કામ કર્યાં જાય છે ને કાચી ઉમરનાને ઘણુ જ મુશ્કેલી પડે છે. અગર કાચી ઉમરના ભણેલા હોય તો તેઓને ધાસ્તી જેવું નથી. પણ કાચી ઉમરના અભણ એવા જે હોય તેઓથી યશ મેળવાય જ નહિ

ઈશ્વરે એવું સરજાવ્યું છે કે તેણે સ્ત્રીને પ્રધાન રાખી ઘરરૂપી રાજ્ય ચલાવવું. પણ પ્રધાન શોધવાનું કામ તેને સોંપ્યું છે, કારણ કે તે તેની મરજી પ્રમાણે તજવીજથી પ્રધાન ખોળી લે ને પછી પરસ્પરના ને ઘરરૂપી રાજ્યના સુખને અર્થે કોલકરાર કરી સાથે રહી કામ કરે. જેવું પુરુષને વિષે સરજાવ્યું છે તેમ સ્ત્રીને વિષે પણ સરજાવ્યું છે કે તેણે પોતાને અનુકૂળ પડે તેવો રાજા ખોળવો; મતલબ કે રાજા ને પ્રધાન બેને બંનેના પૂર્ણ સ્નેહ રહે ને તેથી થતા ઐક્યથી રાજ્ય ચાલે.

જ્યાં અમુક પુરુષ અમુક સ્ત્રીને અને ને સ્ત્રી તે પુરુષને ઉમળકાથી હેતે મનાતુર થઈ જોડાયાં ત્યાં પછી તેઓના કારભારમાં વિક્ષેપ પડવાનો નહિ. ને તે કરતાં કદી કોઈ કારણથી વિક્ષેપ પડવાનો પ્રસંગ આવ્યો તો પોતાની ખાતરી થશે એમ જાણી અને ખાત્રી રાખીને ચાલશે. અગર તેવો જ પ્રસંગ આવ્યો તો પરસ્પરના કોલકરાર સામું [illegible]

ને લોકલાજથી ડરશે ને તેમ કરતાં છેક જ વાત બગડી હશે તો ઠાવકી રીતે જુદાં પડશે. તેઓ પ્રથમ બહારના રંગથી એકમેકને મળવાની ઇચ્છા કરશે. પછી થોડા દહાડા ઉપલક પ્રસંગ રાખી એકમેકના સ્વભાવ મળતા આવે છે કે નહિ તે જોશે ને પછી દિલ કહેશે તો એકમેક સાથે પરણશે. એ રીત જેને સ્વયંવરની રીત કહે છે તે છે તે ઉત્તમ છે. એવું પૂર્વે આપણામાં હતું ને આજ કેટલાક સુધરેલા દેશોમાં છે ને જે દેશોમાં નથી ત્યાં ઘરસંસારની ખરાબી જોવામાં આવે છે.

બીજી રીત જોકે કુદરતી રીતે જોતાં વાજબી નથી ને સ્વયંવરની રીત જેવી સુખદાયી નથી તોપણ હાલ જે આપણામાં રીત છે તેના કરતાં તે વધારે સુખદાયી છે ખરી–કે માબાપે પોતાનાં છોકરાંઓને નાનપણમાં વિદ્યાભ્યાસ કરાવી તેઓને મોટપણે પરણાવવાં.

હાલમાં જે રીત ચાલે છે તે કેવળ દુઃખદાયક છે. બળાત્કાર ને બંધન હોય ત્યાં સુખ હોય જ નહિ. સુખનો વિચાર તો પુખ્ત ઇચ્છામાં તથા છૂટાપણામાં જ છે. જેનું જે કામ તે તે જ સારૂં કરે. તેને બદલે બીજાઓ વચમાં પડે અને જે કામમાં પછવાડેથી તેઓથી હાથ ઘાલવાનો નથી તે કામમાં ફક્ત એક ચાર દહાડાની ઘેલી વાહ વા કહેવડાવવાને વચમાં પડે તેમાં પછવાડેથી ખરાબી થયા વગર રહે જ કેમ? જ્યાં વરવહુ બંને અભણ ત્યાં ખચીત ઘરસંસાર બગડ્યો જ જોઇએ.

હવે જોઇએ કે બાળપણમાં પરણાવવાથી કેટલા ગેરફાયદા છે તે–રોગ મરણનો ભો જેટલો નાની વયે છે તેટલો મોટી વયે નથી ને નાનપણમાં લગ્ન થયેથી અગર વર મરી જાય છે તો પુનર્વિવાહનો ચાલ ન હોવાથી તેની વહુ કોઇ સાથે જોડાતી નથી ને તેને રંડાપાનાં અસહ્ય દુઃખમાં જીવતાં સુધી રિબાવું પડે છે. વારૂ, એ હાલતમાં સ્વાભાવિક ને સંગતિથી ઊંચકાયલા જોસ્સાઓ તેઓને સાહસ કામ કરવા તરફ દોરે છે ને વળી અભણ હોય છે તેથી તેઓ વિવેકના ઘરમાં ન રહેતાં અનીતિનાં કર્મ કરી

મહાપાપી થાય છે. અગર વર સૈયડ વગેરે રોગના કારણથી આંધળો કે લૂલો થાય છે તો પેલીનો જન્મારો વ્યર્થ જાય છે ને તેનાથી નઠાર કર્મ થાય છે. સ્વભાવપ્રકૃતિનું પરિપક્વ થવું પણ પુખ્ત ઉમરે છે માટે નાનપણમાં તેને વિષે વિચાર ન બાંધતાં પરણાવવામાં આવ્યેથી અગર વર જુગારી, ચોટ્ટો વ્યસની, ક્રોધી વગેરે થાય છે તો અબળા વહુને તેની સાથે કંટાળાથી દહાડા પૂરા કરવા પડેછે ને એદિલીથી સંસાર ખરાબેહાલ થાય છે. નાનપણે પરણાવ્યાથી છોકરાંથી પૂરતો વિદ્યાભ્યાસ થતો નથી ને તેને અધવચથી ધંધે વળગવું પડે છે. વળી ધંધો પણ અભણને ક્યાંથી મળે માટે તે બિનરોજગાર રહી અથવા જેવો તેવો રોજગાર હોરી પોતાના સંસારને ભૂખે મારે છે અથવા નઠારી હાલતમાં રાખે છે ને બીજાઓને તાબેદાર થઇ રહે છે. એ રીતે એકની સાથે ઘણા જણનો આત્મા કકળે છે. કેટલાક પોતાના સંસારની ખરાબી જોઇ વૈરાગી થઈ જાય છે. વળી નાનપણમાં પરણવાથી પરણવાનો ને પ્રીતિસુખનો કુદરતી ને કેળવાએલો લહાવો સ્ત્રી પુરુષથી લેવાતો નથી. એ સ્ત્રીપુરુષ પ્રેમ ને સ્નેહ ને ધર્મથી કેવળ અજાણ રહે છે. વળી હાલમાં જ્યાં ત્યાં સમજતા છોકરાઓ કહે છે કે અમને માબાપે ખાડામાં નાખ્યા છે. કેટલાક માબાપોને ગાળો દે છે. નાનપણમાં પરણવાથી તથા અણબનાવને લીધે જ્યારે વહુ પિયેર રહે છે ત્યારે તે ધણી ગભરાય છે ને તેડાવવાની તજવીજ કરે છે. એ વેળા તેનાં માબાપો હરકત કરે છે ને તેથી પેલો ઉન્મત્ત થઇ પેલીને રસ્તે જતી પકડી ચોટલો ઝાલી ઘેર આણે છે ને એમ લોકોમાં ફજેતી થાય છે ને સરકાર દરબારે ચડવાં પડે છે. બાળલગ્નથી કેટલીક નીકળી જાય છે અથવા પિયેર મોસાળમાં રહે છે ત્યારે તેનો વર બીચારો જીવનો મુઓ થઇ પડે છે ને લોકમાં ઢોંગો કહેવાય છે. સ્વભાવ ન મળવાથી ને ન બનવાથી પેલો જો એક ઉપર બીજી કરે છે તો પછી એ શોકથી થતા ગેરફાયદા તે પોતાને કરી લે છે. નાનપણમાં પરણ્યાથી હીણવરૂં પડે છે તો પેલો પ્રથમ તો તાલીમ કસરત કરીને અથવા યાકુતી ખાઇને જોર આણે છે, પણ કુદરતી બાંધા વિના કસરત ને ઓસડ તે કેટલો ફરક પાડે ને કેટલું સુખ કરે ?

મહાપાપી થાય છે. અગર વર સૈયડ વગેરે રોગના કારણથી આંધળો કે લૂલો થાય છે તો પેલીનો જન્મારો વ્યર્થ જાય છે ને તેનાથી નઠારા કર્મ થાય છે. સ્વભાવપ્રકૃતિનું પરિપક્વ થવું પણ પુખ્ત ઉમરે છે માટે નાનપણમાં તેને વિષે વિચાર ન બાંધતાં પરણાવવામાં આવ્યેથી અગર વર જુગારી, ચોટ્ટો વ્યસની, ક્રોધી વગેરે થાય છે તો અબળા વહુને તેની સાથે કંટાળાથી દહાડા પૂરા કરવા પડેછે ને બેદિલીથી સંસાર ખરાબેહાલ થાય છે. નાનપણે પરણાવ્યાથી છોકરાંથી પૂરતો વિદ્યાભ્યાસ થતો નથી ને તેને અધવચથી ધંધે વળગવું પડે છે. વળી ધંધો પણ અભણને કયાંથી મળે માટે તે બિનરોજગાર રહી અથવા જેવો તેવો રોજગાર હોરી પોતાના સંસારને ભૂખે મારે છે અથવા નઠારી હાલતમાં રાખે છે ને બીજાઓને તાબેદાર થઇ રહે છે. એ રીતે એકની સાથે ઘણા જણનો આત્મા કકળે છે. કેટલાક પોતાના સંસારની ખરાબી જોઇ વેરાગી થઈ જાય છે. વળી નાનપણમાં પરણવાથી પરણવાનો ને પ્રીતિસુખનો કુદરતી ને કેળવાએલો લહાવો સ્ત્રી પુરુષથી લેવાતો નથી. એ સ્ત્રીપુરુષ પ્રેમ ને સ્નેહ ને ધર્મથી કેવળ અજાણ રહે છે. વળી હાલમાં જયાં ત્યાં સમજતા છોકરાઓ કહે છે કે અમને માબાપે ખાડામાં નાખ્યા છે, કેટલાક માબાપોને ગાળો દે છે. નાનપણમાં પરણવાથી તથા અણબનાવને લીધે જ્યારે વહુ પિયેર રહે છે ત્યારે તે ધણી, ગભરાય છે ને તેડાવવાની તજવીજ કરે છે. એ વેળા તેનાં માબાપો હરકત કરે છે ને તેથી પેલો ઉન્મત્ત થઇ પેલીને રસ્તે જતી પકડી ચોટલો ઝાલી ઘેર આણે છે ને એમ લોકોમાં ફજેતી થાય છે ને સરકાર દરબારે ચડવાં પડે છે. બાળલગ્નથી કેટલીક નીકળી જાય છે અથવા પિયેર મોસાળમાં રહે છે ત્યારે તેનો વર બીચારો જીવનો મુઓ થઇ પડે છે ને લોકમાં ઢોંઓ કહેવાય છે. સ્વભાવ ન મળવાથી ને ન બનવાથી પેલો જો એક ઉપર બીજી કરે છે તો પછી એ શોકથી થતા ગેરફાયદા તે પોતાને કરી લે છે. નાનપણમાં પરણ્યાથી હીણવરૂં પડે છે તો પેલો પ્રથમ તો તાલીમ કસરત કરીને અથવા યાકુતી ખાઇને જોર આણે છે, પણ કુદરતી બાંધા વિના કસરત ને ઓસડ તે કેટનો ફરક પાડે ને કેટલું સુખ કરે?

તોડી નાંખી તેથી નાકૌવત છોકરાંથી વંશ વધારવાના લોભમાં નસંતાન વહેલું શું કરવા આણવું ?

લગ્નનો અર્થ જોડાવું છે ને તે કુદરતી રીતિથી, સહવાસથી, રીતભાત વગેરેથી ને જ્યાં ત્યાં પ્રેમમાં ને સઘળાં કામમાં એકદિલી રાખવી છે. ત્યારે અને જે જેનું કામ તે તે જ કરે તો સારૂં થાય એમ છે માટે છોકરાછોકરીને પોતાની ઇચ્છા પ્રમાણે કેમ ન પરણવા દેવાં ?

હમણાનો વખત જુદો છે, સૌનાં મન ઉદ્યમ તરફ છે ને ભણવાની જરૂર છે માટે ભણવામાં ખલેલ ન પડે તેને સારૂ છોકરી છોકરાઓને નાનપણમાં ન પરણાવવાં, તેઓનો સંસાર પછવાડેથી ન બગડે માટે તેઓને નાનપણમાં ન પરણાવવાં, હમણાં સૌનાં તન નાકૌવત છે માટે નાનપણમાં ન પરણાવવાં એવું કિયો સમજુ નહિ કહે ? આ તો નક્કી છે કે આ પાંચ દસ વર્ષની ચર્ચાથી લોકો સમજતા તો થયા છે. પણ હવે પોતપોતાને ઘેરથી નઠારી રીત બંધ પાડવાને લોકલાજને લીધે તેઓની હિમ્મત ચાલતી નથી; પણ ભાઈઓ, અસલથી રીત બદલાતી આવી છે તેમ તમે પણ બદલાશો. તમે તમારાં છોકરાંઓનાં હિત ઇચ્છો છો માટે તમારે સમજીને વર્તવું જોઇએ. લોક તો નવાની વાત કરે, પણ નવું તે જ જૂનું થાય છે માટે હિમ્મત ભીડવી જોઇએ. એ રીત બદલાવાથી બીજી પણ રીતો બદલાશે ને થોડાં વર્ષમાં આપણાં સંસારસુખ સુધરેલા દેશના લોકોનાં સંસારસુખ જેવાં ઊંચી પ્રતિનાં થશે.

૧૮૬૦

૧૬

# પુનર્વિવાહ

ગૃહસ્થો ! અબળા વિધવાઓને જે જે દુ:ખ સહન કરવાં પડે છે, ને 'ભૂખ્યો શું પાપ ન કરે' તેમ તેઓથી જે જે પાપો થઇ જાય છે તે સર્વનું

૧૬ વર્ષની મુદ્દત આપી છે. સ્ત્રીઓ જ્યારે રજસ્વલા થઈ જુવાનીમાં આવી સ્વયંવરથી પરણતી તે શું ૧૬ વર્ષ પહેલાં ને કાચી ઉમરે? અનુસ્મૃતિ કહે છે કે आषोडशाद्बाला સોળ વર્ષ સુધી તો બાળા કહેવાય. પુરુષને માટે કહ્યું છે કે ૧૨ વર્ષ તો વિદ્યાભ્યાસ કરવો ત્યારે શું તેણે ૨૦ વર્ષની પહેલાં પરણવું એમ કોઇ કહેશે? અને કદાપિ કોઈ સ્મૃતિકારે ૧૧ વર્ષની હદ બાંધી તોએ દેશકાળ સ્થિતિ જોઇને મુદ્દત કેમ ન વધારવી? લોકને અનુકૂળ પડે તેનું નામ જ શાસ્ત્ર. જુદા જુદા ઋષિઓનાં જુદાં જુદાં મત છે ને કોઈ કાળમાં કોઈ સ્મૃતિનું માન છે. રૂઢિ છેક નથી એમ પણ નથી કહેવાતું. કાઠિયાવાડમાં વાણિયામાં ને રજપૂતોમાં ૨૦-૨૫ વર્ષ સુધીની છોકરીઓ કુંવારી રહે છે. પણ એ છોકરીઓ દુરાચાર રમતી હશે એમ કહેશો, તોપણ એવું થોડુંક જણાયું છે ને આપણામાં નાનપણમાં પરણવ્યાથી કેટલા અનાચાર થાય છે તે તો આપણે જાણીએ છીએ. દુરાચાર થવાનાં કારણો બે છે—અભણપણું ને નઠારી સંગત.

જ્યારે નાનપણમાં પરણાવ્યાથી છોકરાથી પૂરતો વિદ્યાભ્યાસ થઇ શકતો નથી, જ્યારે પુરુષ ભણતાં અધવચ્ચ નિશાળેથી ઊઠી જાય છે, જ્યારે હીણવરાંનો ઠપકો માથે આવે છે, જ્યારે રોજગારને માટે ફાંફાં મારવાં પડે છે, જ્યારે છોકરીનો અવતાર ખરાબ થાય છે, ત્યારે બાળકને નાનપણમાં કેમ પરણાવવાં? જ્યારે ખાવા લેઈને દીકરી દો છો અને અણબનાવથી જુદી રહેતી અથવા રંડાએલી છોકરીઓનાં પઈસાં પોતાના ઉપભોગમાં લો છો અને વળી બહેન દીકરી પાસે તો દળણું દળાવવામાં નામોશી સમજો છો ત્યારે તે નામોશી કેમ નથી ખસેડતા? અરે, તમે તમારી છોકરીઓને નીકળી જતી ને સાસરે રિબાતી કેમ જોઈ શકો છો? અરે, સમજો કે જેમ છોકરાંઓનાં સુખ માબાપના ઉપર આધાર રાખે છે તેમ સ્ત્રીપુરુષનું સુખ પરસ્પરથી છે. કુંદનમાં નંગ જડવાથી વીંટી શોભે છે ને જમીન હવા માફક આવ્યેથી ઝાડ ફળ આપે છે. સરખા સ્વભાવથી અને સરખી ગુણજ્ઞ ભક્તિથી ને સરખી પ્રીતિથી સ્ત્રીપુરુષના સંબંધમાં સર્વ રીતનું સુખ છે. ત્યારે સ્ત્રીઓને મોટપણે પોતાની મેળે કેમ ન પરણવા દેવી? નાનપણમાં પરણાવી છોકરાંઓના બાંધા

તોડી નાંખી તેથી નાકૌવત છોકરાંથી વંશ વધારવાના લોભમાં નસંતાન વહેલું શું કરવા આણવું?

લગ્નનો અર્થ જોડાવું છે ને તે કુદરતી રીતિથી, સહવાસથી, રીતભાત વગેરેથી ને જ્યાં ત્યાં પ્રેમમાં ને સઘળાં કામમાં એકદિલી રાખવી છે. ત્યારે અને જે જેનું કામ તે તે જ કરે તો સારૂં થાય એમ છે માટે છોકરાછોકરીને પોતાની ઇચ્છા પ્રમાણે કેમ ન પરણવા દેવાં?

હમણાનો વખત જુદો છે, સૌનાં મન ઉદ્યમ તરફ છે ને ભણવાની જરૂર છે માટે ભણવામાં ખલેલ ન પડે તેને સારૂ છોકરી છોકરાઓને નાનપણમાં ન પરણાવવાં, તેઓનો સંસાર પછવાડેથી ન બગડે માટે તેઓને નાનપણમાં ન પરણાવવાં, હમણાં સૌનાં તન નાકૌવત છે માટે નાનપણમાં ન પરણાવવાં એવું કિયો સમજુ નહિ કહે? આ તો નક્કી છે કે આ પાંચ દસ વર્ષની ચર્ચાથી લોકો સમજતા તો થયા છે. પણ હવે પોતપોતાને ઘેરથી નઠારી રીત બંધ પાડવાને લોકલાજને લીધે તેઓની હિમ્મત ચાલતી નથી; પણ ભાઈઓ, અસલથી રીત બદલાતી આવી છે તેમ તમે પણ બદલાશો. તમે તમારાં છોકરાંઓનાં હિત ઇચ્છો છો માટે તમારે સમજીને વર્તવું જોઇએ. લોક તો નવાની વાત કરે, પણ નવું તે જ જૂનું થાય છે માટે હિમ્મત ભીડવી જોઇએ. એ રીત બદલાવાથી બીજી પણ રીતો બદલાશે ને થોડાં વર્ષમાં આપણાં સંસારસુખ સુધરેલા દેશના લોકોનાં સંસારસુખ જેવાં ઊંચી પ્રતિનાં થશે.

૧૮૬૦

૧૬

## પુનર્વિવાહ

ગૃહસ્થો! અબળા વિધવાઓને જે જે દુઃખ સહન કરવાં પડે છે, ને 'ભૂખ્યો શું પાપ ન કરે' તેમ તેઓથી જે જે પાપો થઇ જાય છે તે સર્વનું

ઝાંખું ચિત્ર તમને બતાવ્યું. એ કંઈ કોઈના એક ઘરની વાત નથી. શહેરે શહેર, ગામેગામ ને ઘેરેઘેર, વિધવાનાં દુ:ખથી થતાં પાપથી લોક જાણીતા છે અને કોઈ બાળક વિધવાને તેના એકાંતમાં નિસાસા મૂકતી જોવી અથવા દિલગીરીના વિચારમાં ડૂબી ગએલી જોવી તેને પ્રસંગે પ્રસંગે (લગ્નકાર્યમાં વિશેષ કરીને) હડહડ થતી જોવી, તે બીચારી પર (અજ્ઞાન અવસ્થામાં) આવી પડેલી ગરીબાઈ અને દાનાઈની તસવીર જોવી, તેને ચારમાં બેઠી છતે પોતાની જ દિલગીરીમાં કણકણો ખાતી જોવી, તેને નિરંતર શોકથી સુકાઇ જતી જોવી, તેને વેશ ઉતારતી વખત ટટળતી તથા આરડતી જોવી, ને આખરે માથું અફાળતી હજામની પાસે શરમાતી જતી જોવી, અને પાછી રૂઢિ વહેમના જુલમને સહન કરતી જોવી એ સઘળું શું માણસ જાતની કુમળી છાતીને વીંધી નાખીને એકદમ દયાનો જોભો આણવાને બસ નથી? પથ્થર, લોઢું અને વજ્ર એ જડ છતે પણ વિધવાઓના સ્પર્શ થકી પાણીપાણી થઇ જાય;–નથી થઈ જતાં તેનું કારણ આ કે વિધવાઓ સમજતી અવસ્થામાં કુકર્મ કરે છે. એથી તે જડ પદાર્થમાંથી દયા ખસીને તેમનામાં ધિક્કાર પેસે છે. રે પત્થર પલળે તો કુમળી છાતી કેમ ન પલળે?

રે ભાઇઓ, વિધવા કુકર્મ કરે છે તે જોવાં, તેઓને ગર્ભ રહે છે તે જોવાં, તેઓ ગર્ભપાત કરે છે તે જોવા–આવી આવી રીતે કે ધગધગતા અંગારા બચ્ચાંઓનાં મોઢાંમાં મૂકે છે; કુમળું ડોકું મરડી નાખે છે, રઝળતું રસ્તામાં ફેંકી દે છે, તેના પર છરી મૂકે છે, તેના પર તરતની ઓર ઢાંકીને ગૂંગળાવે છે, એ જોવાં, તેઓની અને તેઓનાં સગાંઓની લોકમાં લાજ જાય છે એ જોવાં એ સૌ શું માણસ જાતની કુમળી છાતીને ફાડી નાખનાર તોપના ધણધણતા ગોળા અને તરવારના તીખા ઝટકા નથી? તેમાં વેળાએ પોતાના ઘરમાં ગોદા લાગ્યા હોય ત્યારે તો માબાપનાં દુ:ખની, તેઓના ગભરાટની અને તેઓના આત્મઘાત કરવાની હાલત જોવી તે શું કમકમાટો ઉપજાવે તેવું નથી? એઓએ વિધવાને ફરીથી ન પરણાવવાથી જે પાપો થાય છે તેટલાં જ પાપો (બીજાં પાપો તો હાલ ગણવા મૂકી દઈએ) પૃથ્વી

ઉપર પ્રલય વહેલો આણવાને અને બ્રહ્માંડમાં અંધારૂં કરવાને બસ છે, પણ હિંદુઓમાં જ એ પાપો થાય છે અને બીજા લોકોમાં નથી માટે જ વાર લાગે છે. એવાં પાપ પૃથ્વી ઉપર સઘળે ઠેકાણે થાય તો દુનિયાની અવધ આવવાને કંઈ જ વાર નથી. જે જે દુઃખ અને જે જે પાપ વિધવા પર ગુજરે છે તે તેઓ જ સારી પેઠે જાણે છે:—

'વીતે તે તો જાણે વિધવાપણું તે ખરેખરૂં કસાઇ.'

ઓ ગૃહસ્થો, વિધવાની દશા જોઇને તેઓની લહાય હોલવવાને અને બંધ છોડવવાને આપણને ઘટે છે કે નહિ? જો દયાળુ ધર્મી બ્રાહ્મણ વાણિયા છીએ તો તેમ કરવું જ. ને કસાઈ હોઇએ તો ન કરવું. કસાઇ તો સારા કે એકદમ જીવ લે છે, પણ આપણે તો વિધવાઓને રિબાવી રિબાવીને મારી નાખીએ છીએ.

હશે, જ્યાં સુધી દુઃખ જાણ્યું નહિ ત્યાં સુધી તો સહન કીધું, પણ હવે જાણ્યાં છતાં તે સાંખ્યા કરવું, અને મચ્છર કરડે તો કરડવા દેવો અને રોગ આવે તો ઓસડ ન કરવું, કર્મમાં લખ્યું હશે તે થશે એમ જો વિચારમાં હોય તો મારે કંઈ બોલવાનું છે જ નહિ. માણસ માત્રનો ધર્મ છે, કે પોતાને સુખ થાય તેમ કરવું, ન કરે તો તે પાપી થાય. માણસ થઇને પોતાનું હિત ન વિચારીએ અને કાર્યાકાર્ય ન સમજીએ ત્યારે પછી ઢોરમાં ને આપણામાં ફેર શો?

વિધવાને ન પરણવાથી કેટલાંએક કુળ નિકંદન થઈ જાય છે ને કેટલાક પુરુષો વાંઢા મરી જાય છે. ટૂંકામાં, સ્ત્રીની દશા પડતી આવે છે ને જ્યાં સુધી સ્ત્રીની દશા સુધરી નથી ત્યાં લગી દેશની હાલત પણ સુધરનાર નથી. માટે, સંસારી રીતે જોતાં પુનર્વિવાહ કરવો યોગ્ય છે.

પાપ થાય છે તેથી નીતિને અનુસરીને તે પાપથી મુક્ત થવાને સારૂ પુનર્વિવાહ કરવો યોગ્ય છે.

શાસ્ત્રકારો કંઈ નિર્દય નહોતા, તે મોટા દયાળુ હતા. તેઓએ લોકના કલ્યાણને સારૂ શાસ્ત્રો કર્યાં છે. એ શાસ્ત્રોમાં મના હોય નહિ, ને નથી જ;

રે ઊલટી કરવાની ભલામણ કરી છે.

માટે હવે ઓ સજ્જન ગૃહસ્થો ! લોકોમાં એ ચાલ વહેલી શરૂ થાય એવી તજવીજ કરો. જ્યારે તમે નહિ કરો ત્યારે કોઇ દહાડો સરકાર એ કામ માથે લેશે. જેમ સતી થવા ધારો બંધ કીધો તેમ વિધવાને ગર્ભ રહ્યા માલમ પડયા કે તુરત તેઓને એ જ કામને સારૂ રાખેલા સખ્ત હુકમવાળા માણસો પાસે પકડાવી મંગાવીને કેદ રાખશે ને ત્યાર પછી તમારી આબરૂમાં શી મણા? માટે સરકાર તેમ ન કરે ને તમારી આબરૂ ન જાય તેવી રીતે ચાલો.

અરે ! તમે એ ચાલ નહિ ચલાવો માટે તમારાં છોકરાં પણ શું નહિ ચલાવે ? તમારાં છોકરાં બેશક રાંડેલીઓને માંડેલી જોશે જ. સમય જ તેવો આવે છે. તમારાં છોકરાં કરવાનાં છે જ ત્યારે તમે જ કેમ બહાર નથી પડતાં ?

હવે એ કામ કરવું યોગ્ય છે એ વાત તો તમારા મનમાં નક્કી થઈ ચૂકી છે, પણ પહેલ કરવાને બીહો છો, પણ હવે થોડા જણ હિમ્મત ધરીને બહાર પડશો તો બીજાઓ મદદ કરશે જ કરશે. બંગાળાના પંડિતો શું મૂર્ખ છે અને શાસ્ત્રથી ઊલટા છે? તેઓમાં દસપંદર પુનર્વિવાહ થોડી મુદતમાં થઈ ચૂક્યા છે. માટે હવે ઉતાવળ કરીને એ બીડાંઓ ઝડપી લો. જેઓ પહેલ કરશે તેઓને જ માન છે અને તેઓ જ વિધવાઓના તારનાર કહેવાશે, અને એ કામ વહેલું થાય તેને સારૂ જે લોકો પુનર્વિવાહ કીધા પછી નુક્સાન થશે તેવી બીકમાં હોય ને તે પ્રમાણે વિઘ્ન આવી પડે તો તેઓને તેમાંથી કાઢવા સારૂ પરોપકારી પુરુષોની તરફથી એક ફંડ ઊભું થવું જોઇએ.

છેલ્લી વારે એ જ કહું છું કે નિરાશ્રિત વિધવાઓ જેઓ દેહને દવે બળતા વનમાંથી બળતી અને વહેમના કાંટાની ઝાડીવાળા રસ્તાઓમાંથી નાસતી ફરે છે તેઓને ઓ દેશી સજ્જનો ! દયારૂપી ઠંડા વાદળાના પરોપકાર રૂપી વરસાદનાં ઝપાટાંઓ વડે ઠંડક કરી નીતિના ધોરી રસ્તા ઉપર સુખના રમ્ય અને ઠંડકાળા ઘરમાં પહોંચતી કરો.

૧૮૬૦

## ૧૭

# ધર્મની અગત્ય

જેમ જેમ વિદ્યાનો પ્રચાર થતો જાય છે, તેમ તેમ લોકોના વિચાર સારી રીત લઇ લેવા તરફ થાય છે, એ વાત ખરી છે, પણ વિદ્યા જ્ઞાનનો પ્રસાર જેવો જોઇએ તેવો ગુજરાતી ભાષાની મારફતે હાલના સમયમાં અને પછી પણ જલદી પૂરો થઇ શકનાર નથી. જેટલા અંગ્રેજી ભણેલા જુવાનો હશે, તેમાંના કેટલાએક જ ઉત્તમ પ્રતિના વિચારના થશે. બાકીનું મંડળ હાલમાં ગુજરાતીમાં લખાતાં પુસ્તકો ઉપરથી, ભાષણો ઉપરથી અને દેખાદેખીથી વિચારમાં થોડુંઘણું સુધરશે. જ્યારે પ્રાચીન કાળમાં સંસ્કૃત અભ્યાસ ચાલતો ત્યારે પણ વિદ્યાજ્ઞાનના પ્રસારથી જ માત્ર લોકની અવસ્થા સારી હતી એમ નથી. ઘણો અભ્યાસ તો માત્ર બ્રાહ્મણો કરતા. તે સમે ધર્મની વાતનાં હાલની પેઠે ઘણાં બંધન નહતાં ને સૌ પોતપોતાના વિચાર સ્વતંત્રતાથી કાઢતા હતા. એમ જો ન હોત તો આટલા બધા ગ્રંથ શેના દેખત? અલબત્ત, કેળવણીના ફેલાવાથી લોકો થોડાઘણા સુધરશે, પણ એટલું જ બસ નથી. ફક્ત કેળવણીથી લોકમાં મનમાન્યો સુધારો કોઈ દહાડો થનાર નથી, એમ અમે હિંમત અને ખાતરીથી કહીએ છૈએ. વિદ્યારાણી એ લોકના મન ઉપર રાજ્ય કરવાને અને સુધારો દાખલ કરવાને જાતે શક્તિમાન છે તોપણ તેને બે પ્રધાનની જરૂર છે. જમણી ખુરસીનો બેસનાર પ્રધાન ધર્મ અને ડાબી ખુરસીએ બેસનાર પ્રધાન રાજ્યસત્તા છે, એ બે પ્રધાન અને ત્રીજી રાણી એકમત થઇ કામ કરે, તો દેશસુધારો વહેલો અને પાકો અને બહોળો થાય, એમાં કંઈ શક નહિ. પણ આજકાલ એ બન્ને પ્રધાનોની ગેરહાજરી છે. એ વના રાણી ઘણી મૂંઝાય છે. હવે હિન્દુ રાજ્યસત્તા પ્રધાનનું થોડા વરસમાં દર્શન થાય તેવું બિલકુલ લાગતું નથી ને કદાપિ આ વખતમાં તેમ થયું તો તે ઊલટી નઠારી સલાહ આપશે, માટે એ પ્રધાનની આશા અને વાત છોડી દેવી. બીજો ધર્મ પ્રધાન છે તે માંદો પડેલો છે. માનું દૂધ

તો જબ્બર પીધેલું છે, તેથી જોરાવર તો છે, પણ ઘણા પ્રસંગે માર ખાધાથી અને અધીરાઈમાં તથા બાવરાપણામાં જેમ લોકોએ સલાહ આપી તેમ કીધાથી, જે પ્રમાણે વાંઝિયણ બૈરાં છોકરાંને માટે તરફડી પીપળા વગેરેને સેવી રોગ હોરી લે છે તે પ્રમાણે ધર્મ ઘણા રોગોથી ઘણો અશક્ત થઇ ગયો છે ને પથારીમાં રિબાયાં કરે છે. એ મહેનત લીધે સારો થઇને કામ આવે તેવો છે ખરો. માટે એ સારો થાય અને પછી રાણી અને પ્રધાન એ મળ્યાં કે કામ ધોક્કારે ચાલવાનું—અને સુધારો મજબૂત પાયા ઉપર આવીને બહોળો ફેલાશે. હવે રાણી તો છે જ, પણ માંદા ધર્મને ઓસડ ખવડાવી હોંશિયાર કરવો જોઇએ. એટલે, આપણો મૂળ હિંદુ ધર્મ જે છે તે શોધવા પછવાડે અને તે પ્રમાણે ચાલવા પછવાડે દિલ અને મહેનત લગાડવાં કે જેથી સઘળા લોકમાં સતશુદ્ધ ધર્મનો પ્રસાર થઇ ઘણી ઘણી રીતના ધર્મને નામે ચાલતા વહેમોનાં બંધનો છે તે તૂટી જાય અને ત્યારે જ પછી જે નઠારી સ્થિતિમાં લોક આવેલા છે તે પાછા ઠેકાણે આવે. દેશને તાજો કરવા સારુ ધર્મની અગત્ય છે એટલું જ નહિ, પણ ઈશ્વરની ખરી ઓળખાણને માટે અને પછી નીતિથી ચાલવા સારૂ પણ ખરા ધર્મની ઘણી જરૂર છે.

૧૮૫૯

૧૮

## વૈષ્ણવોને

હે વૈષ્ણવો ! મારે આટલું તમને શું કરવા કહેવું પડે ? કહું, શું કરવા ? લોકની અપ્રીતિ સંપાદન કરી લઉં. પણ ખરેખર તમારૂં દુઃખ મારાથી જોવાતું નથી. રે એ દુઃખ તે કંઇ જેવું તેવું નહિ. હું તમારા માર્ગનો નથી, તોપણ મને દુઃખ થાય છે તો તમને કેટલું થવું જોઇએ ? આપણને ધમકાવીને, રે આપણને મારીને, લૂંટારા મહારાજની ધાડ આપણાં કનક કામિની ઉપર પડે અને તેનો નઠારો ઉપયોગ આપણી આંખ આગળ કરે

તે તે કેમ સંખાય ? આંખમાં ખૂન કેમ ન આવે ? ઓ પ્રભુ ! મરણ આપ પણ આવી વાત અમારી નજરે ના દેખાડ. હે વૈષ્ણવો ! આ તે મહારાજના શા જુલમ ? તે દુષ્ટ તે કેવા છે ? રે ઊઠો ને ડચકાં ખાતાંખાતાં કળોઠ કરીને સૂતા છો તે પાછા પાસું મરડો અને કૌવત તો નથી ને પાછો ઉપરનો માર છે પણ હવે એકદમ સંપ બાંધીને અને ઝૂમને કસીને એકદમ હલ્લો કરો ને મહારાજરૂપી હરામખોર લૂંટારાની ધાડને નસાડો. રે શૂરા ક્ષત્રિયો ઊઠો ! કસાઇથી ગાય મુકાવો છો, ને તમારા ઘરનાં રતન જેવાં બૈરાં છોકરાંને તમારી આંખ આગળ કેમ મરાવો છો ? તમે ધરમને નામે કેમ ભૂલ ખાઇ ભોળવાઇ ગયા છો ? રે ધરમમાં તે એવું હોય ! કોઈ ધરમમાં એવું હોય જ નહિ. તમારા વૈષ્ણવ ધરમમાં એમ કહ્યું નથી. વળી તમારો અસલ ધરમ એ નથી. વલ્લભમાર્ગ નીકળ્યાને આજ ૩૫૦ વરસ થયાં છે. તેમાં તમને એ માર્ગને સ્વીકાર્યાને ૧૦૦–૧૨૫ વરસ થયાં છે. એ કંઇ તમારો પરંપરાનો ધર્મ નથી. તે કરતાં એમ સમજો છો તો પાળો, પણ આવાં અનીતિનાં કામો ગુરુથકી થતાં કેમ સહન કરો છો ? તમે સમજુક શાણા છો. વિચારો. હું તો કહેનારો માત્ર છઉં. કરવું તમારે હાથ છે. માટે ઊઠો, ભાઇસાહેબો ઊઠો. મારાથી તમારૂં દુઃખ સહન નથી થાતું. તમે કેમ સહન કરો છો ? ઊઠોરે, ઓ મહાજન ઊઠો, અને વહેલા વહેલા બંદોબસ્ત કરો. હું નથી કહેતો કે મારૂં માનો, પણ જે સાચું, જે સારૂં જેથી તમારૂં અહીં ને તહીં કલ્યાણ, જે તમારી વિવેકબુદ્ધિ કબૂલ કરે તે તે તે આચરણ તમારા મનને જ નિષ્પક્ષપાતે પૂછી સ્વીકારો.

૧૮૫૮

૧૯

## સાકાર વિષે

ગૃહસ્થો,

આ વિશ્વનો કર્તા કોઈ છે–તે એક જ છે, અને તે નિરાકાર છે એટલું આગળથી ગ્રહણ કરીને તે સાકારે ખરેખરો અવતર્યો કે નહિ,

સાકારને લોકો કેવા અર્થમાં સમજે છે, સાકારનો ખરો અર્થ શો છે, અને સાકાર શા સારૂ જોઈએ આદિ લઈ બાબતો ઉપર–સાકાર સંબંધી જ ભાષણ કરૂં છઉં.

તોપણ, શબ્દાર્થ સારી પેઠે સમજવા જોઈએ. ઈશ્વર નિરાકાર છે એટલે આકાર વિનાનો છે–જેને વિષે આપણી બહારની ઇંદ્રિયોની બિલકુલ પહોંચ નથી–પહોંચ નથી તો તે આકારવાળો છે એમ કહેવાય ? જેમ દયા, પરોપકાર, ઇચ્છા આદિ લઇ મનના જોસ્સાઓને કંઈ સાક્ષાત આકાર નથી, તેમ ઇશ્વિરને પણ નથી. સાકાર એટલે આકારસહિત–આકારવાળો.

જેમ સોનું નાના પ્રકારના ઘાટમાં ઘડાઈને ઘરેણારૂપે વપરાય છે તેમ આપણાં બોલવાં પણ નાના પ્રકારના ઘાટમાં ઘડાઇને શોભીતાં થાય છેઃ—

( દોહરો )

પંડિતસૂનીએ ઘડયા, વાણીસૂનાના ઘાટ;
જે ઘાટો ભૂષણ થયાં, નરનારીના ઠાઠ.

એ સુંદર ઘાટોને પંડિતો અલંકાર કરીને કહે છે. સાદું બોલવા કરતાં અલંકારમાં બોલવું વધારે આનંદ પમાડનારૂં અને ધારેલી મતલબ પ્રીતિની સાથે જોરથી મનમાં ઠસાવનારૂં છે.

| સાદાં વાક્ય | અલંકારવાળાં વાક્ય |
|---|---|
| ૧. આ રાજા ઘણો બહાદુર છે. | ૧ આ નરસિંહની શી વાત થાય? |
| ૨. મૂર્ખ ગુરુઓ સેવકને દુઃખદાયક થઈ પડે છે. | ૨ મૂર્ખ ગુરુઓ થુએરિયાના થાપડા જેવા ઠાવકા છે. |
| ૩. ધન્ય છે તે ધર્મી દાતાને. | ૩ ધન્ય તે સવારના નામને. |
| ૪ આ સતવાદી પુરુષ છે. | ૪ આ હરિશ્ચંદ્રના જેવો સતવાદી છે. |
| ૫ સઘળામાં આ છોકરો સારો છે. | ૫ સઘળામાં આ છોકરો હીરો છે. |
| ૬ એમાં કંઇ સઘરવાનું નથી. | ૬ ધૂળ ઉપર લીંપણ થવાનું છે. |
| ૭ આહા! આ પુરુષ સભામાં કેવો શોભે છે. | ૭ આ પુરુષ સભામાં સૂર્ય સરખો શોભે છે. |
| ૮ બ્રાહ્મણ જે ન કરે તે થોડું. | ૮ ભૂદેવ શું કરવાને સમર્થ નથી! |
| ૯ એ તો ચાલતું આવેલું અજ્ઞાન છે. | ૯ એ તો ભાઇ ગાડરિયો પ્રવાહ છે. |

હવે જુઓ—રાજાને નરસિંહ કહ્યો માટે તે ખરેખરો સિંહને આકારે છે? ના. મૂર્ખ ગુરુ કંઇ ખરેખર થુએરિયાના થાપડા નથી.પણ જેમ થાપડા દેખાઇતા ડાવકા હોય છે, તેવા મૂર્ખ ગુરુઓ છે, જે એને શરણે જાય છે તેની ચામડીમાં તે ભોંકાય છે અને ખેતરમાંથી એટલે સન્માર્ગના ખેતરમાંથી મોક્ષફલ ચાખવા દેતા નથી. થાપડાનો અને ગુરુનો ધર્મ સરખો દેખાય છે માટે ગુરુને થાપડા કહ્યા. એ પ્રમાણે બીજાં દૃષ્ટાંતો વિષે જાણવું.

એ ઉપરથી ખુલ્લું દેખાય છે કે અલંકારમાં લખેલી બાબતનો સાર ખરો છે, પણ તે અલંકારવાણીના શબ્દો પોતાના અર્થમાં નથી. કોઈ કહેશે કે એમ જૂઠું લખવાનું શું પ્રયોજન? ઉત્તર કે, હરેક વાતની સારી પેઠે ખુશીની સાથે અસર કરવા સારૂ. જે કામ અલંકારે કીધેલાં છે તે કોઇથી નહિ થાય. પણ અંધા આગળ આરસી અને બહેરા આગળ શંખ તે પ્રમાણે થયું છે— જેમ બાળક ભણતું ન હોય તો તે પ્રીતિથી ભણે તેવું કરવાને તેને જનાવરોની ખોટી વાતો કહીએ છીએ તોપણ તે ખરી માની લે છે તેમ ગૃહસ્થો, એ અલંકૃત શબ્દોને ખરેખર પોતાના અર્થમાં લોકો સમજ્યા છે તેથી જ ઘર ઘલાયાં છે. દેડકો અને બળદની વાત, બકરી અને સિંહની વાત, સસલા અને હાથીની વાત ઈત્યાદિ 'ઈસપનીતિ' અને 'પંચોપાખ્યાન' વગેરેમાં છે તે સર્વેના નીતિસાર સાચા છે, પણ જેવું તેમાં લખેલું છે તે પ્રમાણે 'ચલ્લો લાવ્યો ચોખાનો દાણો, ચલ્લી લાવી દાળનો દાણો અને એમ કરીને ખીચડી રાંધી' જનાવરો એમ બોલ્યાં અને તેઓએ એમ કામો કીધાં, એ તો બાળક (અજ્ઞાની ભોળા) વિના બીજો સમજુક તો ખરૂં:નહિ જ માને. ઈસપ વિષે કહેવાય છે કે—ઇસપે પશુ પક્ષીઓની વાર્તાઓ જોડીને નીતિનો ઉપદેશ કરવાની જે રીત ચલાવી તેનું કારણ એ જ જણાય છે કે તે પારકો ગુલામ હતો, માટે ગુલામગીરીમાં જો કોઇને પોતે જાહેરાત થઇને ઉપદેશ કરે તો તે કોઈ માને નહિ, એવા હેતુથી પશુપક્ષીઓની વાત લઇને અન્યોક્તિવડે નીતિનો ઉપદેશ કર્યો.

આપણા ઘણાએક મોટી ઉંમરના લોકો પણ એમ સમજે છે કે ગુલ બંકાવલીને, જાંહાનદારસાની, પદ્માવતીની, સિંહાસન બત્રીસીની વગેરે વાતો ખરેખરી બનેલી છે. પણ એમ નથી. તે વાતો કવિઓની કલ્પના છે. હું મારી જ વાત કહુંછું કે, બાપ દીકરીનું હેત પરસ્પર આવું હોવું જોઈએ એ ઉપર એક દાખલો આપવા સારૂ 'લલિતા' નામની છોકરીની નાની સરખી વાત મેં કલ્પના કરી બનાવી છે. એ વાતને વાંચનારા(નાનાં તો માને પણ) મોટી ઉંમરનાં સ્ત્રીપુરુષોએ તે વાત ખરી બનેલી છે એમ જાણ્યું. કોઈને કહીએ કે ડાહ્યા થજો, નીતિથી વર્તજો, તો તેથી સામાને બોધ થતો નથી. મીઠું મરી વગેરે મસાલા વિના રસોઈ સ્વાદ લાગે નહિ અને વેળાએ મોઢામાં પણ ન જાય. તેમ અકકેકી નીતિની બાબત લઈને તે ઉપર જુકતા આવે તેમ દાખલાઓ ખરા મળે તો ખરા બાકી ઘણાખરા તો જૂઠા કલ્પનાથકી ઘડી કાઢીને કવિઓ સામાના દિલમાં અસર સાથે ખુશી કરી ઉતારે છે. જેવું ગુજરાતીમાં, તેવું જ મરેઠીમાં, હિંદુસ્તાનીમાં, સંસ્કૃતમાં, અંગ્રેજીમાં અને બધી ભાષાઓમાં.

પુરાણો છે તે નીતિભક્તિનાં જ્ઞાન આપવા સારૂ જૂની તથા નવી, સાચી તથા જૂઠી વાતોનો સંગ્રહ છે. તે ઘણું કરીને કવિની કલ્પેલી વાતો છે. એ વાતોના સાર ખરા; બાકી ફલાણા રાજાની અને ફલાણા ઋષિની આવી આવી વાતો ચાલી એ વાતો તો ખોટી, અલબત્ત કેટલી (પણ ઘણી જ થોડી) કવિતા અનુભવમાં આવેલી હોય તે સાચી પણ હોય પણ આપણા લોકો એમ જ સમજે છે કે જે કંઈ સંસ્કૃતમાં લખેલું છે તે ધર્મમાં લખેલું છે અને તે બધું સાચું છે. પણ એમ નથી—જેમ હાલમાં આપણે ગુજરાતી બોલીએ છીએ તેમ પ્રાચીન લોકો સંસ્કૃત બોલતા. ને સંસ્કૃતમાં પણ કલ્પિત પુસ્તકો હજારો. કેટલાંક ખોટાં છે, કેટલાંક બીભત્સ છે, કેટલાંક નકામાં છે, કેટલાંક સારાં છે. જ્યાં કવિતા છે અને તેમાંના અલંકારો છે ત્યાં કલ્પના હોય જ. જેમાં તર્ક નથી તે કવિતા જ નહિ. જો ગુજરાતી ગાથા ખરી માનીએ તો સંસ્કૃત ગાથા ખરી માનીએ.

ઉપર જે અલંકારોની બાબત કહી તે અલંકાર મધ્યે એકનું નામ સજીવારોપણ છે. જેમાં જીવ નથી, તેનામાં જીવ છે એવી કલ્પના કરી સજીવન બનાવી તેને સ્ત્રીપુરુષનાં રૂપ આપવાં તે સજીવારોપણ.

( સવૈયો )

નિર્જીવ વસ્તુ સજીવન થાય, સજી સહુ લક્ષણ જીવનકેરાં,
સત્ય નહિ લવલેશ અહીં વચનો નીકળે દિલજોસની ભેળાં;
લેખન વાચન ભાષણમાં જીવ, જોર દીસે વળી ભારી ઠસેલાં;
કાવ્ય સહુ મુડદાની પેઠે રસ, ભૂષણ તેજવના બહુ મેલાં.

એ અલંકારના ત્રણ વર્ગ છે; સૌથી ઊતરતો આ કે-જીવંત પ્રાણીના ગુણો નિર્જીવ વસ્તુને આપવા. જેમકે-'કમળ કુમુદ ફૂલ હસતાં જાય,' હસવું જીવંત પ્રાણીને હોય છે તે નિર્જીવ જે ફૂલ તેને લગાડયું છે. રજો વર્ગ-જેમ જીવંત વસ્તુઓ કર્મ કરે છે તેમ નિર્જીવ પાસે કામ કરાવવાં- 'કલમ કડછી કે બરછી તે પરણે નાગરસૂત' કલમ અથવા કડછી અથવા બરછી એ ત્રણમાંથી એક નાગર છોકરા સાથે પરણે છે. અહીં નિર્જીવ કલમ તેને પરણાવી છે. ૩જો વર્ગ—જીવંત વસ્તુની પેઠે નિર્જીવ વસ્તુ પાસે કાંમ કરાવવું, એટલું જ નહિ, પણ તેની પાસે આબેહૂબ આપણી સામા વાત કરાવવી અને આપણે કહીએ તે સંભળાવવું; જેમ-અરર ધરતી મોટી માવડી,માગ આલ, અરે ઓ ધરતી-મા,મને માગ આલ (કેમકે હવે જુલમ સંખાતો નથી). એ ત્રણે વર્ગમાં નિર્જીવને જીવંત કરવાનું છે.

એ સજીવારોપણનો વિસ્તાર કરીને કવિઓએ નવાં રૂપ ઉપજાવ્યાં છે, અને તે ચિતારાઓએ ચીતરેલાં છે. એમ કરવાથી જે લાભો થાય છે તે કેટલાએક ઉપર જણાવેલા છે, ને કેટલાએક જણાવું છું. બાળકો (અ-જ્ઞાનીઓ) લક્ષ લગાડે અને ખુશીથી ચિત્રામણને બહાને રૂડું જ્ઞાન સંપાદન કરે; એટલા સારૂ આપણા મનના જોસ્સાઓને, ઇશ્વરના ગુણોને, કળાઓને, વિદ્યાઓને, દેશને, સમયને, સ્થિતિને સ્ત્રીપુરુષનાં રૂપ આપેલાં છે અને એ

રૂપની સાથે તેઓનાં ઘટતાં ચિહ્ન અને ગુણો ખરેખર દેખાડયાં હોય છે. એવાં વર્ણન અથવા ચિત્રની સમજણ લીધેથી નીતિસાર દિલમાં સારી પેઠે ઠસી બેસે છે. કંટાળો ન ખાતાં હોંશે શિક્ષા ગ્રહણ કરે એવી રીતે બોધ આપવામાં ઉપલી પ્રતિનાં રૂપો જરૂરનાં છે. એવાં વર્ણન વાંચ્યાથી અથવા એવાં ચિત્ર જોયાથી જે સંબંધી વર્ણન અથવા ચિત્ર હોય તે સંબંધી સઘળા વિચારો એકદમ આવી જાય છે. એક સહેજ વાતને અસલ રૂપે વાંચવી અથવા જોવી ગમતી નથી, તે વિષે તર્કનાં ભપકાદાર વર્ણન વાંચ્યાથી અથવા તેમાં રંગ પૂર્યેથી અને મતલબસર ઘટતે ઠેકાણે પૂરેલો જોયાથી આપણું દિલ તે ઉપર ચોટે છે. એ રૂપો ભાષાની સૌથી શ્રેષ્ઠ સ્થિતિ દર્શાવે છે. મોટા તર્કી કવિઓ અને મોટા તર્કી ચિતારાઓ હોય છે તેઓથી જ એવા ચમત્કાર થાય છે.

૧. સંપ કરીને કોઈ ખરેખરો હયાતીવાળો જીવ નથી, તોપણ તેને મેં એક વીર પુરુષ વરણ્યો છે.

'સંપ ગૌરવર્ણો છે. તે બેઠી પણ મજબૂત દડીનો પહેલવાન છે. તે ઘણો જાડો નથી તેમ ઘણો પાતળો પણ નથી. તેની રગો કસાઈને ઊંચકાએલી તૈયાર રહેલી છે. તેનું મોઢું ગોળ ને ભરાઉ છે. ડાચાં બેસી ગએલાં નથી પણ મજબૂત છે, અને તેના ગાલ ઉપર તંદુરસ્તીની લાલી આવી રહી છે. તેની આંખ કચકડા જેવી નિર્મળ છે ને કાળી ભમ્મર તેજસ્વી કીકી છે, તે ઘણો આરોગ્ય છે. સ્વચ્છ લોહીનો ભરેલો છે તેથી તેની ઝૂમને લીધે તેની આંખ કિંચિત મીચાએલી રહે છે. જાણે કોઇ ચિત્રની ખૂબી જોતી વખત આંખને કંઇએક ઝીણી અર્થાત્ પસરેલી દૃષ્ટિને એકઠી કરીને જોતો હોય તેમ તે જોય છે. તે નીચી પણ આસપાસ ફરતી એવી દૃષ્ટિએ મોટા ધીર ને વિચારવાળો પુરુષ દેખાય છે. તેનું નાક મોઢાના પ્રમાણ કરતાં કંઈક લાંબું છે અને તેને કાળી ને ટૂંકી પણ ભરાઉ મૂછ છે. તેના બન્ને હાથ એકદમ જોરમાં બહાર નીકળીને કંઈ પરાક્રમ કરવાને વહેલા ઊઠો એમ

દેખડાવે છે. ને તે ઝૂમને લીધે તેનું જમણું પાસું કસાતાં જોરમાં લગાર અંદર ગએલું અને ડાબું પાસું બહાર પડતું દેખાય છે. તેના પગની પાનીઓ જમીન ઉપરથી ઊડવાની તૈયારીએ ઊંચકાઇ હોય એવી માલૂમ પડે છે. એ હસતા મોઢાના વીર પુરુષની આકૃતિ ઉપરથી જ સર્વ મોહજાળમાં પડી જાય છે અને તેથી તે જલદીથી સૌને વશ કરી લે છે. માથું જોઇએ તો ગોળ, મોટું, ને કંઇક આગળ પડતું, કપાળ વિશાળ ને ભવ્ય. તેનામાં પ્રૌઢતા, શૌર્ય, વિચાર, ચાતુર્ય વગેરે ગુણો છે તે તેના અવયવો ઉપરથી માલૂમ પડે છે.'

૨. મોત કરીને કોઇ પુરુષ અથવા સ્ત્રી નથી. તોપણ તેને પુરુષ કલ્પી નિર્દય ભયંકર એવો કલ્યો છે.—

તડતડિત શણગાર સજી, ખડખડિત આયુધ ધરી,
હણુણુણુણુ શબ્દ કરી, મુખથકી ઝેર ઝરે;
ભડ ભડ ભડ નેનઝાળ, ચકરરરર ચક્રફાળ,
કારમો ક્રૂર કાળ, ધાણ ભારી ભરે;
હું હું વિકરાળ ગંત, ગરરરરર ગાજંત,
કરરરરર કરડી દંત, ચીરી ચકચૂર કરે;
મરરરર મચેડી દેહ, અરરરરર સર્વ કહે,
ત્રાહ્ય ત્રાહ્ય લાહ્ય લહે, ઝટ જીવને ધરે.

૩. વસંતઋતુ કરીને કોઇ ખરેખરી સ્ત્રી નથી, તોપણ તેને કુંવારિકાનું રૂપ સમજાવીને નીતિના ઘોડા ઉપર બેસાડી છે.

બ્રહ્મબાલા ખૂબી ખીલીરે, ફાગે ફૂલતી ઋત રમી.
નવલ લલિત વેલી ફૂલો રંગિત, ભાતની ઘાટડી ઘાલી રે,
ગોરી ગુણધારી ઘણી ઉપકારી, છે તનુ પીમળવાળી રે.
ભ્રમર કોયલ પિક સહ માલિની, મોહિની સૂરની શૂરીરે;

શૃંગારસઢ્‌ઢી આનંદથી ઝૂલી, સર્વ જગે સુખનૂરીરે.
નરમદ બાલા છે સલૂણી સાધવી, નીતિહયે અસવારીરે;
સજીવનકારી વસંતની નારી, રેલડી રંગની ભારીરે.

૪. સાંજ સૂર્યના અસ્ત પામવાથી થાય છે. એ કોઇ સ્ત્રી નથી, સમય છે, તોપણ તેને સ્ત્રી કલ્પી છે.—

ઝાંખી સુનેરી પીળા પટવાળી, રૂપાળી સહા મદમાંહીં નિહાળી,
ગોરસની મટુકી શિર મૂકી, કરે જમણે પટ પાલવ ઝારી;
નેનઅદા કરતી સતી મીઠી, કામઠી પાંપણ આંખ અણિયાળી
ભાદરવા વદ આઠમ સાંજ, સજી શણગાર ગઇ સટ ચાલી.

૫. કવિતા કરીને કોઇ ખરેખરી બૈરી નથી, તોપણ તેને સ્ત્રી કલ્પી છે.

નિર્મળ પિંગળપાણિથકી કવિતાતરુણી દિલ સ્વચ્છ કરે છે,
ભાષણભૂષણ ઘાટથકી વળી, સુંદરી તે શણગાર ધરે છે;
અંગ ઉમંગી છટા રસથી કુમળી, હળી ને મળી મંન હરે છે,
બ્રહ્મસુધારસ પાઇ પછી ભલી, નર્મદને સુખથી જ ભરે છે.

૬. મહાભારતના અંતમાં જ્યારે શ્રી કૃષ્ણ અંતર્ધાન થયા, ત્યારે પાંડવો તો ઘણા દુ:ખી થઇને હુસ્તિનાપુરનું રાજ્ય પરીક્ષિતને આપીને હિમાલય ઉપર ગળવા ગયા અને રાજા પરીક્ષિત બધા દેશો જીતીને ધર્મરાજ્ય કરવા લાગ્યો. કેટલાએક દહાડા પછી એક દહાડો રાજા પરીક્ષિત મૃગલા રમવા ગયો હૂતો, ત્યાં જોય છે તો એક ગાય અને બળદ દોડતાં આવે છે ને તેની પાછળ મુશળ હાથમાં લઇને એક શૂદ્ર મારતો આવે છે. જ્યારે તેઓ પાસે આવ્યા ત્યારે રાજાએ શૂદ્રને બોલાવી ધમકાવીને કહ્યું, 'અરે, તું કોણ છે? ગાય અને બળદને કેમ મારે છે? શું અર્જુનને તેં દૂર ગયો જાણ્યો? સાંભળ—પાંડવના કુળમાં એવું કોઇ નથી મળવાનું કે જેની આગળ કોઇ દુષ્ટ ગરીબને સતાવે.' એમ કહીને રાજાએ ખડ્‌ગ હાથમાં લીધું.

તે જોઇને શૂદ્ર ડરીને ઊભો રહ્યો. પછી રાજાએ ગાય અને બળદને પણ પાસે બોલાવીને પૂછ્યું કે "તમે કોણ છો ? દેવતા છો કે બ્રાહ્મણ ? અને શા માટે નાસી જાઓ છો તે ખરેખરૂં કહો. હું છઉં ત્યાં કોઈ એવું સમર્થ નથી કે તમને દુઃખ દે." એવું સાંભળી બળદ માથું હલાવતો બોલ્યો "મહારાજ, આ પાપરૂપ કાળી બિહામણી મૂર્તિ જે તમારી સામા ઊભી છે તે કલિયુગ છે. એના આવવાથી હું નાસી જાઉં છઉં. આ ગાયરૂપી પૃથ્વી છે તે પણ પેલાના ડરથી નાસે છે. મારૂં નામ ધર્મ છે, હું ચાર પગ એટલે તપ, સત્ય, દયા, અને શૌચ એવા રાખું છઉં. સતયુગમાં મારા વીસ વસા હતા, ત્રેતામાં સોળ, દ્વાપરમાં બાર, અને કલિયુગમાં ચાર વસા રહ્યા છે. એટલા માટે હું કલિયુગમાં ચાલી શકતો નથી." પૃથ્વી બોલી: "મહારાજ, મારાથી પણ આ યુગમાં રહી નથી શકાતું; કેમકે શૂદ્ર રાજા થઈને ઘણો અધર્મ મારા ઉપર કરશે, તેનો બોજો હું સહી નહિ શકું, એ ડરથી હું નાસું છું," એવું સાંભળતાં જ રાજાએ ક્રોધ કરીને કલિયુગને કહ્યું કે "હું તુને હમણાં જ મારી નાંખું છઉં" કલિયુગ ગભરાઈને રાજાના ચરણ આગળ પડીને કાલાવાલા કરીને કહેવા લાગ્યો: "પૃથ્વીપર, હવે તો હું તમારે શરણ છઉં, મને કંઈ રહેવાનું ઠેકાણું બતાવો; કેમકે ત્રણ કાળ અને ચાર યુગ જે બ્રહ્માએ બનાવ્યાછે તે કોઈ રીતે મીટવાના નથી" એવું સાંભળતાં જ રાજા પરીક્ષિતે કલિયુગને કહ્યું કે "તારે જુવું, જૂઠું, દારૂનું પીઠું, વેશ્યાનું ઘર, કન્યા, ચોરી, અને સોનામાં રહેવું." એવું સાંભળીને કલિયુગ તો પોતાને ઠેકાણે ગયો; રાજાએ ધર્મને મનમાં રાખ્યો, અને પૃથ્વી પોતાના રૂપમાં મળી ગઈ. રાજા પછી નગરમાં આવીને ધર્મરાજ કરવા લાગ્યો.'

પ્રેમસાગર

એ ઉપલી વાતમાં કલિયુગને (જે કાળમાં પાપ થાય છે એમ કહેવાય છે તે કાળને) કોઇ બિહામણા શૂદ્રનું રૂપ આપ્યું છે; ધર્મને બળદનું અને પૃથ્વીને ગાયનું. તપ, સત્ય, દયા, અને શુચિ એ ચાર પગ બળદને હોતા નથી. ધર્મને બળદ કહીએ તો તે ચાર પગ થાય ખરા. પરીક્ષિતે

કહ્યું કે આટલે ઠેકાણે રહેજે. હવે એ ઠેકાણાં પાપનાં ઘર છે તે સર્વજન જાણે છે. સુવર્ણ શબ્દથી લોભ સમજવો. જ્યાં અનાચાર છે ત્યાં કલિયુગ છે જ. કપટી માણસને આપણે કલિયુગ અથવા કલિયુગનું માણસ કહીએ છીએ. છેલ્લીવારે કહ્યું કે સહુ પોતપોતાના રૂપમાં મળી ગયા. ખરી વાત, બોધ આપવાને રૂપ કલ્પેલાં હતાં, બાકી ખરેખર નહોતાં. બોધ કરીને પછી કલ્પના કાઢી નાખવી, નહિ તો અજ્ઞાની ખરેખરૂં સમજે.

## સજીવારોપણ

એક દહાડો મહાદેવનું ચિત્ર જોતાં મને વિચાર ઊપજ્યો કે શું મહાદેવ ખરેખર સાકારે આવા જ છે? આહા! આ જોગીનાં પ્રથમ કોને સાક્ષાત્ દર્શન થયાં હશે? જે મહાદેવ ભોળા, દયાવાન અને વર આપવાને ઘેતાળ કહેવાય છે તે આવા ખરેખાત બિહામણા હશે? ચિત્ર ઉપર જરા નજર વધારે ઠરી અને સારી પેઠે નિહાળતો હતો એટલામાં મને યાદ આવ્યું કે આહ આહ આહ—મહાદેવ એ તમોગુણનું સ્વરૂપ છે—આંહા, ખરેખર, હવે વાત મળી—મહાદેવ અથવા શિવ કરીને કોઈ ખરેખરો જોગીસ્વરૂપે સાકારે દેવ નથી, પણ આ, કોઈ કવિ ચિતારાએ ઈશ્વરની સંહારશક્તિનું વર્ણનચિત્ર પાડેલું છે.

તે જ વેળા મને યાદ આવ્યું કે જે પ્રમાણે હાલમાં અંગ્રેજ, ફ્રેંચ, જર્મન વગેરે લોકો ગુણસ્વભાવનાં ચિત્ર કાઢે છે, તે પ્રમાણે તમોગુણનું પણ કવિએ ચિત્ર કાઢ્યું હશે. ધર્મદાન બુદ્ધિ—(Charity) યથાન્યાયબુદ્ધિ (justice) વગેરેનાં ચિત્ર આર્ટજર્નલ તથા ઈલસ્ટ્રેટેડ લંડન—ન્યૂઝ વગેરે ગ્રંથોમાં જોવામાં આવે છે, તે જ પ્રમાણે જે નિર્ગુણ (આકાર વગરનો) ઇશ્વર છે અને જેના ગુણ અથવા જેની શક્તિ હાથપગ વિનાના છે તે નિર્ગુણ દેવનું અને તે નિર્ગુણ શક્તિઓનું લોકમાં અસર સાથે ચોખ્ખું જ્ઞાન પ્રવર્તાવવા સારૂ વિદ્વાનોએ પોતાના બુદ્ધિબળે તેનાં ચિત્ર કાઢેલાં છે. ધન્ય છે આપણા હિન્દુઓને કે આવી કાબેલિયત પણ તેઓએ બીજા દેશોના લોકો કરતાં પહેલી ધરાવી છે. નિર્ગુણને સગુણ ચીતરવામાં ખરેખર બેહદ બુદ્ધિ આપણા ઘરડાઓએ વાપરી છે.

નિ:પક્ષપાતે વિચારીએ તો ખુલ્લું છે કે ઇશ્વરને કોઇ જોઈ આવ્યું નથી. જો જોઈ આવ્યું હોત તો તેના કહ્યા પ્રમાણે તે એક જ રૂપે પૂજાત. પણ એમ નથી; ફલાણા દેવનું આવું રૂપ છે ને ફલાણાનું આવું છે. દેવ એટલે ગુણ, સ્વભાવ, પ્રકૃતિ, અથવા વારૂં, શક્તિ જેટલી મૂર્તિઓ છે તેમાંની ઘણીએક માણસના પણ જુદાજુદા સારા અથવા નરસા આકારમાં જોવામાં આવે છે. બીજા કોઈ પ્રાણીઓના આકારમાં ઘણું કરીને નથી. આ ઉપરથી સાબિત થાય છે કે માણસ બીજાં સહુ પ્રાણીઓથી શ્રેષ્ઠ હોવાથી અને તેના કરતાં આ દુનિયામાં બીજો શ્રેષ્ઠ નજરે ન આવ્યાથી, તેણે દેવને અથવા તેની શક્તિઓને (દેવીઓને), ગુણોને (દેવોને) પુરુષ સ્ત્રીરૂપે કલ્પ્યાં. ઇશ્વર ખરેખર પુરુષરૂપે નથી, પણ માણસે ઉપલાં કારણથી તેને તેમ ધાર્યો છે.

આ દુનિયામાં વસ્તુ પેદા થાય છે, થોડીવાર રહે છે, અને પછી મરી જાય છે. આ ત્રણ ઈશ્વરી શકિત. છે. એ શકિતઓને કંઇ રૂપ નથી, એનું વર્ણન તો વારેવારે થવું જરૂર છે. ત્યારે પ્રથમ તો તેને નામો આપ્યાં. પેદા કરનારી દેવશક્તિ અથવા રજોગુણ સાકારે—બ્રહ્મા; પાલન કરનારી દેવ-શકિત અથવા સાત્ત્વિક ગુણ સાકારે વિષ્ણુ; અને સંહાર કરનારી શક્તિ અથવા તમોગુણ સાકારે શિવ. કોઈ ગાળ દે તો સામી દેવી એ રજોગુણ, કંઇ જ બોલવું નહિ, ખામોશ ખાઈ જવી એ સાત્ત્વિક ગુણ અને મારવા ઊઠવું એ તમોગુણ. ક્રોધને રાજા કલ્પ્યો તો પછી તેને લગતી સઘળી સામગ્રી પણ તેની પાસે હોવી જોઈએ, તે પ્રમાણે કોઇ ગુણને પુરુષનું રૂપ આપ્યું તો પછી તેને સ્ત્રી છોકરાં પણ હોવાં જોઈએ. અને એ પ્રમાણે આપણા દેવોને છે પણ ખરૂં. હવે જો માણસ પૂરા ગુસ્સામાં આવ્યું હોય તો તેના મોઢાની આકૃતિ બદલાઇને ભયંકર થાય છે. તે ઉપરથી પેલી સંહાર કરનારી શક્તિને જેવું હાલ જોઇએ છ તેવું વિચિત્ર ભયાનક રૂપ આપેલું છે.

ચંદ્ર સૂર્ય એને દેવ કહે છે, પણ એનાં ચિત્ર પુરુષરૂપે નથી કાઢતા, પણ જેવા આકારમાં દેખાય છે તેવાં કાઢે છે.

નિરાકાર ઈશ્વર એકજ છે, પણ તેના જુદાજુદા ગુણો ઘણા છે અને તે જુદાજુદા ગુણનાં સ્વરૂપવર્ણન અને ચિત્ર કવિ ચિતારાએ કરેલાં છે. અંગ્રેજ પાદરીઓ જે આપણાં પુસ્તકોમાં રામ, હરિ શબ્દ લખેલા હોય છે, તેનો અનાદર કરે છે, પણ એમાં તેઓ પૂરૂં સમજ્યા હોય એમ મને લાગતું નથી. જુદેજુદે પ્રસંગે ઇશ્વરનાં જેમ તેઓએ જુદાંજુદાં નામ આપેલાં છે, તે પ્રમાણે આપણામાં પણ છે. સૃષ્ટિનું વર્ણન કરતી વખત તે લોકો ઇશ્વરને નેચર કહે છે, પાલણ પોષણ કરનાર છે એવું કહેતી વખત પ્રોવિડેન્સ કહે છે, અને તારનાર છે એવું કહેતી વખત રીડીમર કહે છે. તેમજ આપણાંમાં ઇશ્વરની અદ્ભુત શક્તિ ઠેકાણે ઠેકાણે છે, આવે પ્રસંગે તેને રામ કહે છે. પાપથકી મુકાવનારને હરિ, કલ્યાણ કરનાર શિવ, સર્વલોકના નાથને ગણપતિ, ઉત્પન્ન કરનારને અને ઉછેરનારને સવિતા વગેરે. સર્વ-વ્યાપક શક્તિને બહુચરા, સંહાર કરનારી તે કાળી, અને ભયંકર ક્રોધવાળી તે ચંડી એમ કહે છે.

હરેક વસ્તુનો આપનાર કલ્પી તેને દેવ અથવા દેવી કહે છે. પૈસો આપનારી જે ઇશ્વરેચ્છા તેનું નામ લક્ષ્મી, વિદ્યા આપનારી તે સરસ્વતી વગેરે. લક્ષ્મી અને સરસ્વતી ખરેખરાં વિષ્ણુની વહુ અને બ્રહ્માની છોકરી છે એમ ન સમજવાં.

ઈશ્વર સર્વવ્યાપક છે એટલે તેનું ડહાપણ અને શક્તિ સઘળે છે. તે કંઇ સઘળામાં છે એમ ન સમજવું. ને એ વ્યાપકતાનું કવિએ અસર સાથે અલંકારમાં વર્ણન કીધું ત્યારે થાંભલામાંથી નરસિંહજી નીકળ્યા એમ બતાવ્યું.

ભોળા અજ્ઞાન લોકોને કહીએ કે પરમેશ્વર નિરાકાર છે, નિરંજન છે. તો તેઓના દિલમાં ઈશ્વર સંબંધી ઓળખ જોઇએ તેવી ઠસે નહિ. ત્યારે તેઓને સમજાવવા સારૂ આવી યુક્તિઓ કાઢેલી છે. પથ્થર, લાકડું, ધાતુ એ કંઈ ઈશ્વર નથી. એ બહાને ઈશ્વરનું સ્મરણ થાય છે. જેટલી દેવળની

જરૂર જાણીએ તેના કરતાં કંઇએક મૂર્તિની ઓછી છે. શું દેવળમાં જ ભક્તિ થાય ને બીજે ઠેકાણે ન થાય? માત્ર ભક્તિનેજ માટે દેવળ જરૂરનું છે, તો મૂર્તિ પણ કેટલાએકને થોડીએક અગત્યની છે. દેવળથી સંસાર સંબંધી જેટલા અગત્યના ફાયદા છે, તેટલા મૂર્તિથકી નથી. દેવળ એ મન; નિરાકાર ઇશ્વરનું ચિંતન એ મૂર્તિ અને ભાવ એ પૂજા એમ ખરેખરૂં છે.

જેમ હમણાં ફોટોગ્રાફથી આપણા મિત્રોનું સ્મરણ રાખવા માટે છબી ઉતરાવીએ છ, તેમ ઇશ્વરના ગુણની મૂર્તિઓને કેમ ન રાખવી? રાખવી; પણ એમ સમજીને કે મિત્રની છબી તો ખરેખરી છે, અને મૂર્તિ તો કવિ-મતિકલ્પિત છે. મૂર્તિઓ જોઇને ઇશ્વરના ગુણ ગાવા એ ઘણું સારૂં છે. પણ ચંદન ફૂલો ચડાવવાં અને ધામધૂમમાં વખત ગુજારી કરવાનાં કામ ન કરવાં એ મોટી ભૂલ જેવું છે.

૧૮૬૦

## ૨૦

# બ્રહ્મતૃષા

સાધુ પુરુષો બ્રહ્મતૃષાથી પીડિત હોય છે. તે કેવા કે કાં તો તૃષા હોલવવી કે પ્રાણ ત્યાગ કરવો. બીજું ગમે તે સુખ તેની આગળ મૂકો, પણ તે નિષ્ફળ. સાબર તરેહ તરેહની ઇચ્છા કરે છે. કોઇ વખત ખુશીથી લીલો ચારો ચરે છે, કોઈ વખત ઝાડની શીતળ છાયા તળે પડે છે, પણ જ્યારે કૂતરા પાછળ લાગ્યા હોય છે, શ્રમિત થયું હોય છે, શ્વાસ ભરાઈ ગયો હોય છે, ત્યારે કાં તો પાણી પી પોતાની તરસ મટાડે છે કે કાં તો મરણ પામે છે. તેનો જીવ તો એક જ વસ્તુને જોઈ રહ્યો છે. તે શી વસ્તુ? એક ઠંડો ઝરો-પાણીનો ઠંડો મીઠો ઝરો. બીજું કંઇ જ નહિ. તેમ જ તમે ઇશ્વરને માટે તરસો. તે મળ્યો કે સઘળું મળી ચૂક્યું. જો તમારી શ્રીમંતાઇ સઘળી જતી રહેતી હોય, ને દરિદ્રતા લેવી પડતી હોય; જો મંદવાડે પીડાવાનો વખત

આવે, અથવા તમારી પ્રાણપ્રિય વસ્તુનો ત્યાગ કરવો પડતો હોય, એટલું સઘળું થતાં જો બ્રહ્મનો સત્સંગ થતો હોય, તો એક ક્ષણ પણ વિલંબ લગાડશો નહિ. તેમ, તે વેળા તમને મોહની જાળ નાખવાને ગમે તે આવે તોપણ તમારે ફસાવું નહિ. તમે કોઇ દિવસ રસ્તે ભૂલું પડેલું છોકરૂં 'ઓ મા! ઓ મા!' કરતું રડતું નથી જોયું? તે છોકરાને ગમે તે આપીને તમે સમજાવોની તેથી શું તે 'મા, મા' કરતું રહેશે? તેણે તો તેની મા ખોઈ છે, અને તેથી તે કશાથી પણ સંતોષ પામશે નહિ. તેને તમારે ઘેર લઈ જાઓ, રમકડાં બતાવો, ખાઉ મોં આગળ મૂકો, પણ તે તેને છેડશે નહિ. તેને તો પોતાની મા જુએ તો જ કળ વળે. હવે એ છોકરાને એની મા બતાવો. તેની પાસે ઉમળકાથી દોડી જવા દો. પછી તેને શું બીજું જોઈએ છે? કંઇ જ નહિ. તેમ જ તમારો જીવ ઈશ્વરને માટે થવો જોઇએ; ઈશ્વર વિના તમને જંપ વળવો ન જોઈએ. પાંજરામાં રાખેલા પોપટને કોઇ વેળા છૂટો મૂકો, પછી તેને ગમે તેટલા દાણા નાખી લલચાવવા જાઓ, ગમે તેટલું બોલાવો. માટે શું તે આવશે? તેનો જીવ તો તેના જાતભાઇને જોવામાં જ છે. પેલા સાબરનો જીવ જેમ પાણીમાં છે, તેમ તમારો જીવ બ્રહ્મમાં રહો. સદા તમને બ્રહ્મની તૃષા લાગો. તૃષા શબ્દનું મહત્ત્વ જુઓ. તરસ કેમ ને ભૂખ કેમ નહિ? પણ તમે સહુ જાણો છો કે ભૂખ તો બે ત્રણ દિવસ પણ વેઠાય. લશ્કરના સિપાઇઓ ઘણીએ વાર ભૂખનું દુઃખ તો ભોગવી છૂટયા હશે; પણ તરસ વેઠાય નહિ. ઈતિહાસમાં ઘણી મોટી મોટી ફોજોનો તરસથી ઘાણ વળી ગએલો તમે વાંચ્યો છે.

ઇશ્વરનિષ્ઠામાં તરસ્યા સાબરનું રૂપક લીધું છે તે એ મતલબથી કે સાબર પશુ ઘણું નરમ અને મૂંગું છે. જ્યારે ઘણું જ તરસ્યું થાય છે, ત્યારે ઘણા જ કષ્ટથી કારી ચીસ પાડે છે. તેમ ઇશ્વરનો જે ભગત છે તેના મોંમાંથી હૃદય કોરીને કેટલાક લાગણીના શબ્દો નીકળવા જોઇએ. જો તે શબ્દ વ્યાકરણના દોષથી અશુદ્ધ નીકળે, અડધા નીકળે. અને કેટલીક વાર તો બોલવા માંડ્યો હોય ને બોલાય જ નહિ, તોપણ કંઈ ચિંતા નહિ. ગમે તેમ કરીને બ્રહ્મ-

પાનથી જીવાત્માની તૃષા મટાડવી. એ બ્રહ્મપાનની કંઈ જરૂર છે કે નહિ તે વિચારો. તમે વિચારો તો ખરા કે જ્યારે તમે ઇશ્વરથી વેગળા હો છો, ત્યારે તમને કેટલાં જોખમ આવી નડે છે? પાપમાં ફસાવવાને કેટલા વિકારાદિ ફાંસિયા નડે છે? એવું જાણવા છતાં પણ તે બ્રહ્મની તૃષા ન રાખવી? હવે આપણે વિચારો કે બ્રહ્મપાનની ઇચ્છા થવાનાં કારણ શાં છે? એ કારણો બે તરેહનાં છે. અંતર્ય ( interna ) અને બાહ્ય ( externa ). અંતર્ય કારણ એ કે માણસજાત પાસ એ સિવાય બીજો ઇલાજ રહ્યો નથી. મોટા અરણ્યમાં ઊંટ કદી પાણીને માટે તરસતું નથી; કેમકે એને જળની ઝાઝી ગરજ નથી. પોતાના પેટમાં થોડા દહાડા લગીનું રાખી મૂકે છે. સાબરને તેમ નથી. તેમ જ આપણે પણ નથી. માટે એ કારણને માટે આપણને ઇશ્વરના નાળાની જરૂર છે. આપણે કંઇ ઝાઝા પુણ્ય નથી કરતાં કે જેના બળે આપણને ઇશ્વરની કૃપાની ગરજ ન હોય. આપણે તો આપણી પાસ પુણ્ય ખૂટવા આવ્યું કે પાધરી બ્રહ્મામૃતપાનની જરૂર છે, અર્થાત્ આપણો દરેકવાર પુનર્જન્મ થતો હોય એમ લાગે છે; અને તે પુનર્જન્મ પૂરેપૂરો બ્રહ્મના ઉપર આધાર રાખે છે. અને તેટલા માટે જ આપણે ઇશ્વર માટે તરસીએ છીએ.

ઓ બ્રહ્મોપાસક મિત્રો! જો તમારી પાસે કંઈ એટલી તાકાત હોય કે જેની મદદથી તમારે ઇશ્વરની મદદની જરૂર ન પડે, તો તો વળી જુદી જ વાત. પણ જ્યારે ખુલ્લી રીતે નિરાધાર અને તેની મદદના ગરજાઉ છો, ત્યારે તો તમારી ફરજ છે કે બ્રહ્મના ઠંડા ફુવારામાંથી જળ પીને તમારા ભ્રમ ધોઈ નાખો.

ભાંજે ભ્રમ ભક્ત બ્રહ્મોપાસનાથી.

બીજું બ્રહ્મપાનની ઇચ્છાનું બાહ્ય કારણ આ છે. પેલું સાબર તરસથી પીડાય છે તેનું બાહ્ય કારણ શું? બપોરી રણનો તડકો, લાંબો પંથ કાપવો પડેલો તેનો થાક, અને કૂતરાં તેની પાછળ લાગેલાં છે તેનો ગભરાટ; તેમ જ માણસ ત્રિવિધ તાપથી બળું બળું થયો હોય છે, આ દુનિયાનો વિકટ માર્ગ

અને કામ ક્રોધાદિ કૂતરાંથી ગભરાએલો વગેરે કારણો ઉપરથી તેને બ્રહ્મ-પાનની જરૂર છે જ. એની જરૂરનાં બીજાં કારણો ભૂત, ભવિષ્ય, ને વર્તમાન કાળના વિચારો છે. સાબર પાણીના નાળાને માટે તલપે છે તેનું કારણ એ છે કે તેણે તે નાળાનો અનુભવ અગાઉ મેળવેલો અને તેથી કેટલી ઠંડક વળે છે તે તે જાણે છે, તેમ બ્રહ્મોપાસનાથી અગાઉ કેવી સુખાકારી સ્થિતિ હતી તેનું માણસને ભાન હોય છે. તે જાણે છે કે તેમાં કેટલું સુખ રહેલું છે. તમે ઈશ્વરલીલામાં લીન થયા હતા, ઈશ્વરની જોડે પ્રીતિમાં પડયા હતા, અને ઈશ્વરને જ દેખી રહ્યા હતા; તમે જાણો છો કે તે દહાડા ઘણા જ સારા ગયા. ત્યારે તે ગયા દહાડા સંભારી કંઇ હાલ ઈશ્વરની તૃષા રાખો. વર્તમાન કાળમાં તમે દુગ્ધાથી પીડિત છો. વળી બ્રહ્મઇચ્છાનું બીજું કારણ ભવિષ્યની આશા છે. આપણે જાણીએ છીએ કે આપણે બ્રહ્મના નાળામાંથી અમૃતપાન કરીશું તો આપણને કેટલું સુખ થશે. કોઇ માણસને કહો કે ભાઇ, આવો સારો દહાડો સૂર્યથી શોભાયમાન દેખાય છે, તોપણ કાલથી સૂરજ ઊગવાનો નથી. એથી પેલો માણસ કેટલો નિરાશ થશે? પણ તેને કહો કે આ તો શું, પણ આગળ એવી ઋતુ આવશે કે આખી સૃષ્ટિ સૂર્યથી રંગિત થઈ રહેશે અને સૂર્ય આજની પેઠે રોજ ઊગશે; ત્યારે તેને કેટલી ખુશી ને હિંમત આવશે? તેમ જ કોઇ વખત આપણા એવા દહાડાઓ આવશે કે જે સમયે ઇશ્વર આપણને આનંદમય કરશે, અને આપણા ઉપર કૃપાવૃષ્ટિ વરસાવશે. નિરાશ ન થાઓ. જુઓ તો ખરા કે ઇશ્વર પોતાના છોકરાને કેમ રઝળાવશે! કોઇ માતા પોતાના ધાવતા છોકરાને રડતું મૂકી ચાલતી હશે? કદાચ જો તે એમ કરે તોપણ ઇશ્વર કદી તમને એમ છોડી જશે નહિ. જે ઇશ્વર આખી સૃષ્ટિમાં ઝીણામાં ઝીણી વસ્તુની ફિકર રાખવી ચૂકતો નથી તે આપણે જે એની વાદળી બનાવટ તેને જ છોડી દેશે? નહિ.

આપણે આ ભવસાગરમાં બૂડવાની તૈયારીમાં છીએ. તેમાંથી બચવાને ઇશ્વર સિવાય કોઇની જ સહાય નથી, કે જે આપણને ઊછળતા ઉત્પાતનાં મોજાંમાંથી અને વિકારોનાં વમળોમાંથી બચાવે. પ્રભુ તમને ભૂખ્યા રાખે, કેમકે આગળ પકવાન્નનું મિષ્ટ ભોજન આવવાનું છે. અને બ્રહ્મ તમને તરસ્યા

રાખો, કેમકે આગળ અમૃતપાન તમારી આગળ આવવાનું છે. તમે આટલો દિલાસો લઇને બેસો કે, જે તમારા મનમાં ઇશ્વરે આવી તૃષા ઉત્પન્ન કીધી તે તમારી તૃષા મિટાડશે નહિ શું? તે તમને ટટળાવશે? કેટલાક આપણા મૂળથી કુવિચારને લીધે, આપણને દોહેલું લાગે છે કે ઇશ્વર આપણને ક્ષમા નહિ કરે. બાકી એ બ્રહ્મ તો સદા તમારૂં રક્ષણ કરવાને તત્પર જ છે. તે એવી આજ્ઞા કરે છે કે ઓ મનુષ્યો! કોઇ માણસ તમને હજારો ગાળો અને મહેણાં દે, તોપણ તમારે મૌન ધારણ કરીને સઘળાં ક્ષમા કરવાં. ત્યારે ઇશ્વર જે એ આજ્ઞાનો આપનાર તે જ આપણને ક્ષમા નહિ કરે? એણે કંઇ થોડી વાર ક્ષમા કીધી નથી. એ તો તમને ક્ષમા કરે છે ને કરશે જ. જે જંજાળની બેડીમાં તમે પડ્યા છો, તેમાંથી તે તમને મુક્ત કરશે. આશ્ચર્ય ન પામો. ઇશ્વરને કંઇ વાર નથી. ઇશ્વરની ઇચ્છા થઈ કે આમ થવું જોઇએ કે પાધરૂં થયું જ છે. ઓ મારા ભાઇઓ, જેઓ એમ ધારે છે કે ઇશ્વર તમને ભૂલી ગયો છે તેઓને બ્રહ્મ સદા અનુકૂળ થાઓ, અને જેમ સાબરનો જીવ પાણી માટે તલપે છે તેમ તમારો જીવ બ્રહ્મને માટે તલપો. તથાસ્તુ!

૧૮૬૧

## ૨૧

# રણમાં પાછાં પગલાં ન કરવા વિષે

કડખો (દૂહો)

'આગે પગ તો પત રહે, પીછે પગ પત જાય;
ભાગા બેડે બ્હાવડે, વાકું રંગ ચડાવ.'

અર્થ—શત્રુની સામા પગ વધાર્યો અથવા ટકાવી રાખ્યો ત્યાં સુધી પત રહે છે, પણ પાછું પગલું કીધું કે પત જાય છે, ને એમ છે માટે હડ્યા એવા જે જોદ્ધાઓ તે જો પાછા શત્રુ સામા જઇ ઊભા રહે તો તેઓને રંગ ચડાવો, એટલે તેઓને રંગ છે.

ભાઈઓ, આપણે બહુ પાછા હઠયા છ !–ના ન કહેવાય.–ના હઠીએ! જાણી જોઈને ભૂલ કરીએ ત્યારે પસ્તાવો શાનો ? રે જાઓ જાઓ, જાણી જોઈને તે કોઇ ભૂલ કરતા હશે ?–સ્વારથિયા સ્વારથને માટે, જાગતો બમણું ઘોરે તેની પેઠે જાણી જોઈ આંધળા થઈ રસ્તો ભૂલી જઈ ખાડામાં ન પડે વારૂ ? ખરૂં કહો, ઊભા રહો, ઊભા રહો; 'પંચોપાખ્યાન'માં બ્રાહ્મણ ને ત્રણ ઠગની વાત છે તે આહા કેવી મજાની છે! આપણે દ્રવ્ય માનના લોભથી કેટલી ધામધૂમ કરી મેલી હતી ? ને તે ધામધૂમના જોસમાં આપણે કેટલા બધા ફાવ્યા હતા ? આહા ! વહેમજવન કેટલો નબળો પડયો હતો ! પણ રે ! તેવું ને તેવું ન ચાલ્યું !

શેનું ચાલે ! 'ઢમ ઢોલ માંહે પોલ' તે કયાં સુધી ચાલે ? વહેલું મોડું ભોપાળું નીકળ્યા વિના રહે જ નહિ. 'સોબતે અસર ને તુકમે તાસીર' એ કહેવત ખોટી નથી.—વાણિયાની નજર પૈસા તરફ ને બ્રાહ્મણની નજર ખાવા તરફ;—આપણા વાણિયા સાથીઓ સુધારો સુધારો પોકારી માન મેળવી આખરે હાલ પૈસો પૈસો ઝંખી રહ્યા છે; અને બ્રાહ્મણ સાથીઓ સુધારો સુધારો પોકારી ધર્માચાર્યો થવાનો ડોળ ઘાલી બેઠા હતા, તે આજકાલ જુદી જુદી ટુકડીઓમાં બેઠા બેઠા રસેંદ્રિયને લડાવ્યાં કરે છે.

એકવાર આપણો વિચાર એકદમ જાતિભેદ તોડી નાખવાનો હતો, ને તેને માટે તૈયારી પર આવી રહ્યા હતા; એકવાર આપણે પુનર્વિવાહનો ચાલ ચલાવવાને આતુર થઈ જઇ તે અર્થે ઉદ્યોગ કરતા હતા; એકવાર આપણે વલ્લભમતને તોડી પાડવાને ખાઇ પીને મંડયા હતા; એક વાર આપણે નવું મંદિર કાઢવાની તૈયારી કરતા હતા; એકવાર આપણે સર્વોપયોગી વિષયો ઉપર સુંદર ભાષણો કરતા હતા ને વર્તમાનપત્રોમાં લખતા હતા; એકવાર આપણે ખોટે માર્ગે પૈસો મેળવવાને અહા ! કેવા ધિક્કારતા હતા; એકવાર આપણે પરસ્પર મળતા અને લોકોપયોગી વિચારો કરતા હતા; એકવાર આપણે આપણું જોર વધારી વહેમજવન ઉપર મોટો ધસારો કરવાની તજવીજમાં ખંતે રહેતા હતા; પણ તે દહાડા કયાં ગયા ?

હાય હાય ! રામ રામ ! આજકાલ તો આપણે પૈસાને જ પરમેશ્વર જાણી પૂજ્યા કરીએ છીએ. આજકાલ આપણે કહીએ છે કે ભાઇઓ, જેમ બને તેમ પૈસો પેદા કરો ને પછી નચિંતે મનમાન્યો સુધારો કરીશું.—આજકાલ આપણે કોઇ કોઇને મળતા નથી; આજકાલ આપણામાં કોઇને કોઇની દાઝ નથી; આજકાલ આપણામાં શૌર્ય, ઉદ્યોગ, ને ખંત નથી; (એક માત્ર પૈસો કમાવાની વાતમાં છે ખરાં ). ટૂંકામાં, આજકાલ આપણે માણસ નથી. ‘સુથારનું ચિત્ત બાવળિયે ને ઊંટને મોઢે ઝાંખરાં’ તેમ આપણાં ચિત્ત પૈસા તરફ ને આપણાં મોઢાં પર પણ મૂકયાની શરમ છે.

પૈસો મેળવ્યા પછી સુધારો કરીશું એ આપણું બહાનું છે. આપણામાં જેઓને તે પૈસા મળ્યા છે તેઓમાંના ઘણાક કરતા નથી; કરે છે તે આડી રીતના કરે છે; કરશે તે પણ આડી રીતના. જુવાનીના જોસમાં જે કામ થાય તે કામ ઘડપણમાં કરવાની ઉમેદ બાંધવી એનું નામ તે બહાનું કે નહિ ? માત્ર પૈસાથી જ સુધારો થયો એવું ઇતિહાસમાં કોઈ ઠેકાણે જેવામાં આવ્યું નથી. નિયમ તો સર્વત્ર આ જ જેવામાં આવે છે કે દેશનો સુધારો કરવામાં પ્રથમ વિદ્યા અને ઊંચી પ્રતિના સદ્ગુણો જોઈએ. પછી દ્રવ્યની સહાયતા હોય તો સુધારો વહેલો પ્રસરે, અર્થાત, લોકમાં વિદ્યા અને પ્રેમ શૌર્યાદિક સદ્દગુણો હોય તો જ તેઓ સુધરેલા કહેવાય. તેમાં, સુધારાવાળા ઉપદેશકોમાં તો એ ત્રણ વાત પહેલી જોઈએ. જે જે ઉપદેશકો થઇ ગયા છે તેઓ પ્રથમ નિર્ધન હતા. તેમાંના કેટલાકે પોતાના ઉદ્યોગમાં રહીને પૈસો પેદા કર્યો હતો; પણ આપણે તો ‘શીરા સારૂ શ્રાવક થવું,’ એ કહેવત પ્રમાણે સ્વાર્થનો ને પરમાર્થનો ખરો ઉદ્યોગ છોડી દઇ, દેવ ટળી રાક્ષસ થયા છીએ. રાક્ષસ તો સારા કે શત્રુના ઉપર શૌર્ય વાપરે, પણ આપણે તો શૌર્ય વિના જનાની થઇ ગયા છે ને વગર આવડતને લીધે ઉત્પન્ન થતી ચીડમાં ‘કમ જોર ગુસ્સા બહોત’ તેમ માંહોમાંહે એકેકને પોતાની પાસથી દૂર કરવામાં ( રખેને હવે સુધારાવાળો કહેવાઉં ને વહેમી મંડળમાં અળખામણો થાઉં) અને એકબીજાને ચાવવામાં આપણું બાયલું રાક્ષસપણું

વાપરીએ છીએ. ઉપદેશકોએ દ્રવ્યમાનનો લોભ ન રાખતાં, દેશના કલ્યાણને અર્થે ખંતે પોતાનું કામ કર્યાં જવું. પૂર્વે આપણામાં તેમ હતું. બીજા દેશોમાં તેમ હતું ને આજ પણ છે. પેટને સાંસાં પડતાં યૂરોપખંડના કેટલાક વિદ્વાનો જેમ તેમ ગુજારો કરી મોટાં પુસ્તકો લખે છે, જે પુસ્તકો તેના મરણ પછી લોકની જાણમાં આવે છે ને પછી કેટલેક વર્ષે તે ગ્રંથકારો પિતૃરૂપે પોતાનાં યશસ્વી કૃત્યોની કીર્તિની વાસના લે છે !–ધન્ય ધન્ય! વારૂ, પૈસો મળ્યો એટલે મદ ને આળસ ઘર ઘાલે જ. જેટલું જોસ્સાનું બોલવું લખવું છે તે દુઃખના વખતનું જ સારૂં હોય છે. પૈસાથી વિચારવાળું ને મહેનતવાળું કામ કરવાનું મન થાય જ નહિ ને મન થાય તો તે કામ સારૂં પણ થાય નહિ. અર્થાત્ પૈસાથી અને પૈસા મળ્યા પછી સુધારો કરીશું એ કહેવું કેવળ બહાનું છે. પણ એમ કરતાં પૈસા કમાવા પછવાડે રોજ ૧૨ કલાક ગાળવા તો અઠવાડિયામાં ૧ કલાક પણ મિત્રને મળવામાં અને આગળ થવાની મોટી લડાઇને સારૂ કવાયત શીખવામાં ન ગાળવો ?

ભાઇઓ, જેમ આપણું જોર નરમ છે, તેમ વહેમજવનનું જોર પણ નરમ છે. પણ આપણે ઘણા જ પાછા હઠયા છૈએ. ને હજીએ હઠીશું. વહેમજવન પણ હઠે છે ખરો, પણ તે કીડીની ચાલે (બંનેને હઠાવનાર પૈસાખાન છે). પણ આપણાંમાંના કેટલાએક, જેઓ વહેમજવતને નિંદતા, તેઓ જ પૂજા કરે છે, તેથી જ્યારે પાછી લડાઈ શરૂ થશે, ત્યારે વહેમજવન આપણા પર ખૂબ દોડ કરી આવશે. જે ઉમંગથી આપણે આરંભ કર્યો હતો તે ઉમંગ ને તે શ્રમ રાખી રહ્યા હત તો વહેમજવનને ઘણે દૂર નસાડયો હત. પણ રે! તેમ ન કરતાં આપણે આજ પાછે પગે દોડી પૈસાખાનના ગુલામ થઇ રહ્યા છૈએ.

ઓ ભાઇઓ, મારૂં સાંભળો. જેમ રજપૂતના સેનની આગળ કડખા-દોહા–બોલનારા હોય છે ને જેઓને કડખેદ કહે છે તેવો હું સુધારાના સૈન્યનો કડખેદ છઉં. હું તમારા જેવો દીવાનો નથી બન્યો. આપણું ને સામાનું બન્નેનું સેન જોયા કરૂં છ ને ને તે ઉપર વિચારો કર્યાં કરૂં છ. નક્કી નક્કી, ભાઇઓ, વહેમજવનના સેનને દ્રવ્યનો કેફ ઊતરશે ને શુદ્ધિમાં આવી આપણી

તરફ નજર કરશે ને જોશે કે સુધારાવાળા તો ઘણા જ પાછા હઠયા છે, તો પછી તેઓને આપણા ઉપર ધસી આવવાને, આપણને ગભરાવવાને, આપણને હરાવવાને અને આપણને પસ્તાવવાને શો વિલંબ લાગનાર છે? ભાઈઓ, હું કહું છ તે સાંભળો ને તમારો મૂળ ઉદ્યોગ પાછો આરંભો.

ભાઇઓ, આપણે સુધારાનો ઉપદેશ કરવાને યોગ્ય નથી, નથી ચોખ્ખું આપણી ભાષાનું જ્ઞાન;–સંસ્કૃતનું તો કંઇ જ નહિ;–ગુજરાતી લિપિમાં લખાએલ શ્લોક પણ ન વાંચી જાણીએ તો બાળબોધ લિપિના ક્યાંથી વંચાય? અંગ્રેજી પણ સાધારણ લખી વાંચી સમજી જાણીએ છ; બાકી તે ભાષાનાં કાવ્ય, ઈતિહાસ, ન્યાય, માનસિક શાસ્ત્ર, ધર્મશાસ્ત્ર સંબંધી થોડું જ જાણીએ છીએ. આપણે આપણા બીજા હજારો ભાઈઓ કરતાં આપણું ગુજરાતી બોલવું લખવું સારી પેઠે જાણીએ છીએ, તેઓનાં કરતાં વધારે પૃચ્છક છીએ (વાદ તો કરી જાણતા જ નથી) અને દેખાદેખીથી સંસારસુધરાવટ વિશે કંઇ વધારે વિચાર કરી શકીએ છીએ, એટલું જ આપણું જોર છે. આપણને સંસારનો અનુભવ પણ પૂરો નથી. ખરેખર, સુધારાના ઉપદેશકોમાં વિદ્યા, વાચાળપણું, લખવાની છટા, તેમ ઉદ્યોગ, ખંત, નિર્લોભતા, લોકાપવાદભયમુક્તિ, નિઃસ્પૃહતા, સર્વજન સાથે મળતાવડાપણું, ટેકીપણું, સ્વાત્મસુખદુઃખનો સ્વલ્પ વિચાર–એ સહુ સદ્‌ગુણો જોઇએ, તે તો આપણામાં પ્રથમ થકી જ નહિ, તો હમણાં તે ક્યાંથી હોય? જેમ નાના બાળકછોકરાં રમત કરે છે, તેમ આપણે સુધારો કરવાની રમત કરવી શરૂ કીધી પણ હવે ગવાઇ ચૂક્યા, છપાઇ ચૂક્યા, લોકના શત્રુ થઇ ચૂક્યા, ને જે કંઇ નહિ તે મોટું મહાભારત થઈ રહ્યું; હવે આપણાથી નહિ નિભાય એમ સમજી શું આરંભેલું કામ મૂકી દેવું? ના, ના. 'માથે પડી વિશ્વ દેવા' હવે તો આપણે પાછા ઠેકાણે આવી જઈ, ઉદ્યોગ જારી રાખવો ઘટે છે. પૈસાથી બહારનો સુધારો છે—અંદરનો નથી. અંદરનો સુધારો વિદ્યાથી છે; ને વિદ્યા, દુઃખ ખમ્યા વિના પ્રાપ્ત થતી નથી ને કોઇને અપાતી નથી. સામળે કહ્યું છે કે,

કહાં ચંદન કહાં મળિયાગરી, કહાં સાયર કહાં નીર;
જ્યમ જ્યમ પડે વિપતડી, ત્યમ ત્યમ સહે શરીર.

દુઃખને અંતે જે જસ તેજ ખરો જસ. ધનબળે દેશનું કલ્યાણ કરનારાઓના કરતાં તનમનબળથી દેશનું કલ્યાણ કરનારાઓનું માન વધારે ઊંચી જાતનું, ઘણી વાર રહે તેવું, અને ખરેખરૂં છે.

હવે ગમે તેવા છૈએ, થોડી પૂંજીએ ઘણું દેખડાવીએ છૈએ, કાયર છતે શૂરવીરના ડોળ ઘાલનારા થઇ પડયા છીએ, ગમે તેવા છૈએ, તોપણ હવે જેવું આપણે ડોળ કર્યું છ તેવું મરતાં લગી રહેવું જોઇએ. રે ડોળ રાખી રહેવું એટલું જ નહિ, પણ ઉપદેશની વૃષ્ટિથી મનરૂપી ખેતરોને સદ્‌બુદ્ધિથી ભરપૂર કરી નાખવાં જોઇએ. મૂળ કુળના ધર્મ કોણ રાખી રહ્યા છે? બ્રાહ્મણોમાં બ્રાહ્મણપણું નથી, ને ક્ષત્રીમાં ક્ષત્રીપણું નથી; રજપુતે જનોઇ ફેંકી દીધાં, ને બ્રાહ્મણે લોકલાજે રાખ્યાં છે. ખરૂં જોતાં, દેશ, રાજ, કુળ, ધર્મ, રૂઢિ, વિદ્યા બધી વાતમાં આપણાં સેંકડો રૂપાંતરો થઈ ગયાં છે.—આપણે બધી વાતે સંકર છૈએ. હિંદુરૂપી વહાણ સેંકડો વરસ થયાં દુર્દશાના દરિયામાં તોફાન ખાઇ ખાઇને ખોખું થઇ રહ્યું છે—એટલું છે કે હજી પૂરૂં ભાંગ્યું નથી—'ભાંગ્યું ભાંગ્યું પણ ભરૂચ છે.' અંગ્રેજી રાજ્ય જેના યોગરૂપી હોકાયંત્રથી કંઈ દિશા માલૂમ પડવા લાગી છે, પણ હવે ખલાસીઓ એકસંપે કામ કરતા નથી. શું કરે બીચારા? રોજના સહવાસે બહેર ખાઈ ગયા છે; ને તેઓને ભરોસો પડતો નથી. ધારો જ છે કે પ્રથમ ગરબડ હોય તો પછી સ્વસ્થતા થાય. ગાજવીજ હોય તો વૃષ્ટિ સારી થાય ને ધાન્ય પાકે. પ્રથમ ભીલ પિંડારાની પેઠે લડીએ તો આગળ રાજ્ય મેળવાય. તેમ આપણે આજકાલ સુધારાવાળા ગર્જના કરીએ છૈએ તે એવીની એવી જારી રાખીશું, તો દેશમાંથી વહેમજવનને હાંકી કાઢવા સમર્થ નહિ થઇશું? રે દિલગીર થવાનું એટલું જ છે કે આપણે એ ઉદ્યોગ જારી રાખતા નથી. તો પછી વહેમને કેમ કાઢીશું?

ખરેખર આપણે ઘણું કરવાનું છે. વિદ્યાજ્ઞાનનો પ્રસાર કરવો છે, શુદ્ધ ધર્મ ચલાવવો છે, ઘરસુધરાવટ કરવી છે, દેશી રાજ્યની ઊંઘ ઉડાડવી છે,—ટૂંકામાં નાના પ્રકારે દેશનો ઉત્કર્ષ કરવો છે. આપણાથી તે કંઇ સઘળું થવાનું નથી. તોપણ શું આપણા છોકરાઓ પણ નહિ કરે? જો આપણે અમુક સીમ બાંધી જઇએ, તો આપણા છોકરાઓને તેટલી તો મહેનત ઓછી? તેઓ પછી ત્યાંથી આગળ વધશે.

રણમાં પડયા પછી હવે બીવું શું? મહેનત કરતાં કરતાં મરવું એ સમાન પુરુષાર્થ બીજું કયું? મરતાં લગી રિબાયા તોપણ શું? લીધેલું પણ મૂકવું? ખરૂં કહું છ, ઘણો વિચાર કરીને કહું છ કે પાંચ જ વીર નીકળે ને તેઓ સંસારી સુખની તૃષ્ણા મૂકી દે અને રાતદહાડો સુધારો પ્રસારવાના ઉદ્યોગમાં રહે તો બેશક આપણે ઘણા આગળ વધીએ. રાજ્ય મદદમાં છે—છાપખાનાં મદદમાં છે, શ્રીમંતો પણ ભાવે કભાવે મદદમાં છે અથવા થશે, પણ 'ઓ દિન કહાં કે મિયાં કે પાઉંમેં જૂતી'? એ દહાડો કયાં કે આપણે પાંચ પણ એકઠા રહીએ? પાંચ તે પાંચ હજારને ભારે પડીએ, પણ સંસાર-તૃષ્ણાવાળા અને એકલપેટા સ્વારથિયાઓથી શું થાય? વિલાયત જવું સહેલ હોય તો વિલાયત જઈ આવનારને કોણ માન આપે? જાતિભેદ ઝટ તોડાતો હોય ને પુનર્વિવાહ સહેજ થતો હોય તો આટલી બધી ચૂંથા-ચૂંથ શેની થાય? સંસારમાં સર્વ વસ્તુ નાશ પામે છે, એક કીર્તિ માત્ર નાશ પામતી નથી. માટે કીર્તિ મેળવવી–સુધારો કરી નામ કરવું અને આવતી પ્રજાને રૂડો દાખલો આપવો એ આપણી પહેલી ફરજ છે. આપણે પરસ્પર વર્તવાની રીત જુદી છે અને સઉની સાથે વર્તવાની રીત જુદી છે. અલબત, એકેકના વિચારમાં અંતર તો હોય જ, પણ તેટલા ઉપરથી માંહોમાંહે વેર મત્સર રાખવાં, દ્રવ્યમાનને અર્થે ખુશામત કરી દોસ્તી બાંધવી ને એ બાંધી ન નિભાવવી, એ નીચ કુળનું લક્ષણ છે. પ્રીત કોનું નામ કે આગળથી જોઈ તપાસી બાંધવી, બાંધી કે પછી તેમાં આગળ એકાદું નઠારું નીકળ્યું તોપણ તેને નિભાવવું. જેની સાથે પાનું પડયું, જેને માટે લોકમાં ગવાયા, જેને આપણે આપણું પોતાનું એકવારપણ

કર્યું, જેની સાથે બેસીને પાન ખાવ્યાં તેને બાંય ઝલ્યાની લાજ એ બહાને હરગિસ મૂકવું નહિં. પણ અફસોસ, આપણે આજકાલ કોઇ કોઈના નથી હશે; અગર ઘરમાં ગમે તેમ આપણે ભાઇએ ભાઈ લડીએ તોપણ બહાર તો એક જ છીએ એમ બતાવવું જોઈએ. લાયબલ કેસમાં ભાઇ કરસનદાસ મૂળજીના કેટલાએક મિત્રો તેનાથી જુદા વિચારના હતા;—જેઓનો વિચાર કોરટમાં શાહેદી પૂરવાનો નહોતો તેઓએ કરસનદાસની શરમે તો થોડું પણ સુધારાની લાજ જશે એટલા માટે બહુ બહુ આગળ પડી પડીને મનમાનતી રીતે શાહેદી પૂરી. એ વેળા જે આપણા સાથીઓએ એક સંપે શૂરવીરપણું બતાવ્યું છે તે નોંધી રાખવા જોગ છે. એવું જ સર્વ પ્રસંગે હોવું. આપણે કઈ કઇ લડાઇ જીત્યા છૈએ તે જુઓ:—

૧. લોકો એકઠા મળી મંડળીરૂપે વિચાર નહોતા કરતા તે આપણે શીખવ્યું છે; અને ઠેકાણે ઠેકાણે સોસાઇટીઓ ને કંપનીઓ જોવામાં આવે છે. એકલપેટાપણું ને સ્વાર્થીપણું એ બેનું જોર નરમ પાડી નાખ્યું છે.

૨. હોળીમાં ભૂંડા ભૂંડા બોલ બોલવાની અને લગનમાં ફટાણાં ગાવાની ચાલ ઘણીખરી જતી રહેલી કરી છે.

૩. વિલાયત જવામાં હરકત નથી એવું બોલી લખી થોડુંક તેવું કરી પણ બતાવ્યું છે. (નૂર સસતું થાય અને ભાષા શિખાય તો સહુથી વગર

૫. વલ્લભના પંથ અને તેના ગોસાંઇજીઓનાં ચરિત્રથી આખી પૃથ્વીના લોક જાણીતા થયા છે, એ આપણું જ પુરુષાર્થ કેની ?

૬. જાતિભેદ તોડવા વિશે જેટલું જોઈએ તેટલું તો નહિ પણ પ્રસંગોપાત્ત બોલવામાં આવ્યું છે; ને તેમ જ,

૭. મૂર્તિપૂજાદિક કર્મો વિશે પણ

૮. દેશી રાજ્યના સુધારા વિશે પણ છેક નથી બોલ્યા તેમ નથી, અને

૯. ઘરસંસારસુધરાવટ સંબંધી બોલવામાં તો કંઈ જ કસર રાખી નથી.

૧૦. વિદ્યાજ્ઞાનના પ્રસાર ઠેકાણે ઠેકાણે કરીએ છૈએ; અને ગદ્યપદ્ય ભાષાવિદ્યાનો સંસ્કાર રૂડો થતો ચાલ્યો જાય છે.

કોઈ બાબત એવી નથી કે જે ઉપર આપણે કંઈ જ કર્યું નથી. અલબત્ત કહ્યું ઘણું છે, પણ કર્યું થોડું છે. પણ ટૂંકી મુદતમાં પૂરા કેળવાએલા નહિ એવા સવા ફૂંડી છોકરાઓએ નવી નવી વાતો કહી, (પછી સામાવાળાએ બકવા કહી તો શું થયું?) લોકના મન ઉપર થોડીઘણી અસર કરી છે એ કંઇ નાની સૂની વાત સમજો છો ? નારે ભાઇઓ, સાબાશ છે. તમે જ જ્યારે ઘરડા થશો અને પુખ્ત વિચારનાં બીજાં માણસો તમને મળશે, ત્યારે તમે શું નહિ કરી શકો ? વળી આપણે ઘણું ન ફાવવાનું કારણ એ છે કે આપણે રાજધાનીમાં છૈએ–ધાંધલિયા શહેરમાં છૈએ. આપણાથી બોલાય ઘણું, પણ લખાય થોડું; ને આપણાથી કરાય તો છેક જ થોડું–ઘણું લખવાનું અને કેમ કરવું તેનો મોટો વિચાર કરવાનું, જુક્તિઓ શોધવાનું અને તેને અમલમાં લાવવાનું કામ જીલ્લાના લોકનું છે, કેમકે તેઓને ત્યાં નિવૃત્તિ હોય છે.

ભાઇઓ, તમે છેક નથી કીધું એમ નથી; પણ હવે તમારો ઉદ્યોગ તમે પડતો મૂક્યો છે એ ખોટું કર્યું છે. એ પડતો મૂક્યો છ તે થાક

કર્યું, જેની સાથે બેસીને પાન ચાવ્યાં તેને બાંય ગ્રહ્યાની લાજ એ બહાને હરગિસ મૂકવું નહિં. પણ અફ્સોસ, આપણે આજકાલ કોઇ કોઈના નથી હશે; અગર ઘરમાં ગમે તેમ આપણે ભાઇએ ભાઈ લડીએ તોપણ બહાર તો એક જ છીએ એમ બતાવવું જોઈએ. લાયબલ કેસમાં ભાઇ કરસનદાસ મૂળજીના કેટલાએક મિત્રો તેનાથી જુદા વિચારના હતા;—જેઓનો વિચાર કોરટમાં શાહેદી પૂરાવાનો નહોતો તેઓએ કરસનદાસની શરમે તો થોડું પણ સુધારાની લાજ જશે એટલા માટે બહુ બહુ આગળ પડી પડીને મનમાનતી રીતે શાહેદી પૂરી. એ વેળા જે આપણા સાથીઓએ એક સંપે શૂરવીર-પણું બતાવ્યું છે તે નોંધી રાખવા જોગ છે. એવું જ સર્વ પ્રસંગે હોવું. આપણે કઈ કઇ લડાઇ જીત્યા છૈએ તે જુઓ:—

૧. લોકો એકઠા મળી મંડળીરૂપે વિચાર નહોતા કરતા તે આપણે શીખવ્યું છે; અને ઠેકાણે ઠેકાણે સોસાઇટીઓ ને કંપનીઓ જોવામાં આવે છે. એકલપેટાપણું ને સ્વાર્થીપણું એ બેનું જોર નરમ પાડી નાખ્યું છે.

૨. હોળીમાં ભૂંડા ભૂંડા બોલ બોલવાની અને લગનમાં ફટાણાં ગાવાની ચાલ ઘણીખરી જતી રહેલી કરી છે.

૩. વિલાયત જવામાં હરકત નથી એવું બોલી લખી થોડુંક તેવું કરી પણ બતાવ્યું છે. (નૂર સસતું થાય અને ભાષા શિખાય તો સહુથી વગર બાધકે સહેજે વિલાયત જવાય.)

૪. પુનર્વિવાહ વિશે સારી પેઠે ગર્જના કરી મૂકી છે. મોટામાં મોટા વહેમીઓની ખાતરીઓ કરી છે. પુનર્વિવાહ શબ્દ સાંભળીને જેઓના કાનમાં કીડા ખદબદતા તેઓ જ આજ કહે છે કે બાળરાંડો માંડેલી થાય તો સારું. એ કામ શું આપણે થોડું કીધું છે? પ્રથમ મનમાં ઉતારવું ને પછી કરાવવું એમાં નાના પ્રકારે આપણે લોકોની ખાતરી કરી છે. લોકો સમજે છે, પણ નથી કરતા તેમાં આપણો વાંક નથી. વાંક ન્યાતના જુલમનો છે.

૨. દરેક દેશના લોક જાણે છે કે આપણે સમૂહરૂપે એક છૈએ અને બીજા દેશના સમૂહથકી જુદા છૈએ.—એ જે સમજ અને એ સમજમાં રહેલું પોતાના સમૂહ વિષે જે અભિમાન અને એ અભિમાને પ્રાપ્ત થતા જે યશ તે–તે–તેથી દેશજનતા સબળી કીર્તિમાન ને સુંદર કાંતિમાન શોભી રહે છે[૨]

---

છે એમ કહેવાશે નહિ. શિવાજીએ રાજ્ય સ્થાપ્યું તેની પહેલાં મરાઠાઓની, શીખનું રાજ્ય મંડાયું તેની પહેલાં શીખ લોકોની અને પિંડારાની દેશજનતા નહોતી. જ્યાં સુધી એક જનસમૂહે એકાદે ઠેકાણે સ્થાયી વાસ કર્યો નથી (તે દેશના વતની થયા નથી—રાજ્ય સ્થાપી ઠરીઠામ પડયા નથી.) પોતાની સ્થિતિ વધારે સારી કરવાને ઉદ્દેશ રાખ્યો નથી, ઉદ્યોગથી સમૃદ્ધિ વધારી નથી, પોતાના જાનમાલ વગેરેની વ્યવસ્થા તથા બહારના શત્રુથી સંભાળ રાખી નથી, વિદ્યા કળા કૌશલ્યથી પદાર્થોને સતેજ ને સુંદર કર્યા નથી અને નીતિ ધર્મજ્ઞાને સદાચારી થઈ પોતાનો ને જગદીશ્વરનો–આત્મા પરમાત્માનો–સંબંધ જાણ્યો નથી (ને એ સઘળું પછી ગમે તેવી રીતે પણ કર્યું નથી) ત્યાં સુધી તે સમૂહની દેશજનતા છે એમ કહેવાશે નહિ. દેશીપણું એટલે એક દેશના હોવું એટલું જ નહિ પણ એક દેશના છૈએ એવું જે અભિમાન રાખવું તે પણ. પણું એ જાતિ–સ્થિતિ બતાવે છે તેમ વટ–અભિમાન પણ બતાવે છે. 'તું શું તારૂં ક્ષત્રીપણું દેખાડે છે કે?' એટલે માત્ર જાતિ નહિ પણ તેની સાથે જાતિનું અભિમાન પણ ખરૂં.

૨. આપણે એક દેશરૂપી માતાનાં છોકરાં ભાંડું છૈએ–સમસુખી ને સમદુઃખી છૈએ—પારકા દેશના સંબંધમાં આપણે જુદા છૈએ ને આપણા લાભાલાભ સરખા છે માટે આપણે સહુ એક જ છૈએ અને ઘરઘરનાં–સઘળા જણનાં—દેશના યશ સુખને માટે આપણે પરસ્પર ઐક્ય રાખવું જ જોઇએ એ જ્ઞાન, દેશજનતામાં અપ્રગટ ને પ્રગટ રહેલું જ છે. એ જ્ઞાનથી દેશભક્તિ દેશાભિમાન ઉત્પન્ન થાય છે અને પછી અનેક ઉદ્યમના યશ તથા અનેક સદ્‌ગુણના યશ અને ઉત્તમસુખ એ પ્રાપ્ત થાય છે. દેશ, ભાષા, ધર્મ ને રાજ્ય એ દેશજનતાની દેહનાં મુખ્ય અંગ છે, સમાનતાનું વ્યાપી રહેવું એ તેનો પ્રાણ, વિષમતા જાણનાર ને અભિમાન રાખનાર હું એ તેનો આત્મા અને સદ્‌ગુણ સમૃદ્ધિ એ તેના યશ છે એમ હું સમજું છઉં.

૩. જ્યારે એક દેશજનતા બીજી કોઇ દેશજનતાની સામા જુદ્ધ કરે છે ત્યારે તે જય પરાજય પ્રમાણે કાં તો જગતમાં પ્રકાશી રહે છે કે કાં તો નિસ્તેજ થઇ રહે છે—કાં તો સામીને પોતાનામાં સમાવી લે છે કે કાં તો એનામાં પોતે સમૂળી લય પામી જાય છે.

૪. ઉત્પત્તિ સ્થિતિ ને લય એનો ક્રમ સર્વદા ને સર્વત્ર છે અને કાળ પરત્વે ઘણીક દેશજનતા પ્રકાશી નાશ પામી છે, આજે કેટલીક જૂનામાંની આપણા જેવી નિસ્તેજ છે ને ઘણીએક નવા પોતપોતાના ઉત્કર્ષમાં છે અને હવે પછીનીને વિષે તો શું બોલવું ? કાળ કોઇને તેની તે જ સ્થિતિમાં રહેવા દેતો નથી એ આપણે જાણીએ છ ને જાણીએ છ તોપણ આપણે આપણા સ્વભાવથી તથા ઉત્તેજન આપતી આશાથી પ્રવૃત્તિમાં મચીએ છ અને આરોગ્યસુખ, સમૃદ્ધિસુખ, યશસુખ ઇત્યાદિને માટે મથીએ છ ને અનુકૂળ પ્રતિકૂળ યોગ પ્રમાણે સુખદુ:ખ ભોગવીએ છં–પણ મથીએ છ ! ને મથવું જ જોઈએ. આપણી દેશજનતા પરદેશી રાજ્યસત્તાથી ને આપણા જ દોષથી નિર્બળ ને નિસ્તેજ થઈ ગઈ છે (ઇશ્વરનો પાડ માનો ભાઈ, કે હજુ સમૂળી નાશ પામી નથી) તેને સબળી અને સતેજ કરવી જ જોઇએ. પણ પાછી નવાં લોહીથી સબળી અને સતેજ કરવાના ઉપાયો કામે લગાડીએ તેની પહેલાં આપણી દેશજનતાનું સ્વરૂપ પ્રથમ કેવું હતું, કાળ પરત્વે ઉત્તરોત્તર કેવું નિસ્તેજ થતું ગયું ને આજે કેવું છે એ વિષે આપણે સારી પેઠે જાણી લેવું જોઇએ.

૫. ઘણા પ્રાચીન કાળમાં જ્યારે આપણે આ દેશમાં આવ્યા ને ધીમે ધીમે રાજ્યો સ્થાપ્યાં ત્યારે આપણે સહુ વેદની ભાષા બોલતા, વેદનો ધર્મ પાળતા ને ઉત્સાહ ઉમંગે કાર્યો કરતા, યશ મેળવતા ને સુખ ભોગવતા. વિદ્વાનોએ ભાષા વિદ્યા તથા ધર્મનીતિ વિષયમાં, શૂરાઓએ જુદ્ધ, પરાક્રમમાં તથા રાજાઓએ રાજયવ્યવસ્થા રાખવામાં, અને ધંધા વેપાર કરનારાઓએ પદાર્થસમૃદ્ધિ વધારવામાં પોતપોતાના ઉત્કર્ષ દેખાડયા. પોતે **આર્ય** એ નામ

રાખ્યું અને આધીન થએલા જૂના વતનીઓને અને બીજા લોકને **અનાર્ય** કહ્યા. પોતાની વસતીવાળા પ્રદેશને **આર્યાવર્ત-ભરતખંડ**-એ નામ આપ્યાં. એક દેશ, એક ભાષા, એક ધર્મ, પોતાનાં રાજ્ય, પરસ્પર ઐક્ય, પોતાને વિષે ને પોતાનાને વિષે અભિમાન, ઉપરાઉપરી યશપ્રાપ્તિ એ સંધાથી આર્યદેશજનતા કૃત, ત્રેતા, ને અડધા દ્વાપરમાં (પ્રજા રાજામાં અને રાજા રાજાઓમાં જુદ્ધ થયાં તે છતાં પણ) ઉત્તમ પ્રકારે પ્રકાશી રહી હતી.

મહાભારતના જુદ્ધથી ઘણાએક ક્ષત્રી મરણ પામ્યા, મોટા રાજાઓના વિભાગ થયા ને જુવાન રાજાઓ બ્રાહ્મણોને આધીન થઈ રહ્યા. જુદ્ધ પછી દેશજનતા નિર્બળ થવા લાગી તે સંવત ૧૨૫૦માં કેવળ મરણતોલ થઇ રહી. બ્રાહ્મણો પોતપોતાના મતના અભિમાની થયા ને ઘણાં ધર્મમત ચાલ્યાં. બુદ્ધ જૈન મતથી રાજા પ્રજાની સર્વ પ્રકારની સ્થિતિમાં ઊથલપાથલ થઈ ગઈ. બુદ્ધ જૈન મત રાજા થયા ને ઘણીક પ્રજાએ તે મતો સ્વીકાર્યાં. બ્રાહ્મણોનાં ધર્મમત પ્રસરતાં અટક્યાં. એઓએ વૈશ્યશૂદ્રના આશ્રય પકડયા ને આગ્રહી મોટા તેથી પોતાના યજમાન પોતાના એ મતવાળામાંથી ન ખસે માટે જાતિબંધનો કર્યાં. બુદ્ધ જૈન ઉપદેશકોએ પ્રાકૃતમાં ગ્રંથો કર્યા તેથી સંસ્કૃતનું પ્રબળ ઘટવા માંડ્યું. પશ્ચિમ તરફથી થોડે થોડે કાળને અંતરે પરદેશીઓએ આવી ધસારા કર્યા ને કેટલાકે રાજ્યો સ્થાપ્યાં ને કેટલાક અહીંના રાજવર્ગમાં ભળી ગયા. નાના રાજાઓ પોતપોતાનું સંભાળી ખૂણામાં ભરાઇ રહ્યા ને પ્રસંગે પ્રસંગે મદભરી ઈર્ષાથી પરસ્પર જુદ્ધ કરવા લાગ્યા ને રાજ્યકાર્યમાં અસાવધ ને અશક્ત થતા ગયા. વળી સમય સાધી બ્રાહ્મણોએ બુદ્ધ જૈન મત તોડયાં. એક બે રાજાઓએ પરદેશી રાજા સામે જુદ્ધો કર્યાં. એ સઘળી ધમાચકડીમાં દેશજનતા પોતાનું બળ ને તેજ કેમ રાખી શકે ? શું થયું ? દેશમાં એક ભાષા, એક ધર્મ, એક રાજ્ય, એક સંપ એનાં ગાત્ર ઢીલાં પડી ગયાં. બ્રાહ્મણ બુદ્ધ જૈન ઉપદેશકોના ટાંટિયા ભાગ્યા. ક્ષત્રી વૈશ્ય સંકર થયા. જુદ્ધ કરનારો વર્ગ તે સિવાય બ્રાહ્મણ કે વૈશ્ય શસ્ત્ર હાથમાં લે નહિ તેનાં દુ:ખદ પરિણામ પ્રત્યક્ષ દેખાવા લાગ્યાં. નવો રાજવર્ગ રજ-

પૂતાનો સ્થપાયો. પ્રજા પોતાના ઉદરની કાળજીમાં પડી. ઈત્યાદિ.

મુસલમાનોએ આપણા દેશનું નામ **હિન્દ** પાડયું ને આપણને **હિન્દુ** કહ્યા. એઓએ ધર્મ-દ્રવ્ય સ્ત્રીહરણ કરવાને માટે આપણા ઉપર સુમાર વિનાનો જુલમ ગુજાર્યો. પોતાના એકસંપી શૌર્યવડે આપણા કુસંપી શૌર્યને ચાંપી નાખ્યું, આપણે ખૂણે ભરાતા ગયા ને બ્રાહ્મણોનાં કહ્યાં માની વહેમી થયા અને પોતપોતાની નાતથી કામ જેટલી વિદ્યાથી ને સાધારણ રોજીથી રાજી રહ્યા. મરેઠાઓ મુસલમાનને તથા પરદેશીઓને કાઢવાને બહુ મથ્યા પણ તેઓનું ફાવ્યું નહિ. એટલે સર્વ પ્રજા ઉપર રૂડી અસર થઈ નહિ, પણ ઊલટી તેઓની ધાંધલથી પ્રજા વધારે દુઃખી થઈ. **સંસ્કૃત** વિદ્યા માત્ર થોડાક જ બ્રાહ્મણોમાં રહી પણ દેશમાંથી તો ગઈ. જુદી જુદી પ્રાકૃતો ખેડાવા લાગી. મૂર્તિપૂજા એ આપણો સહુનો ધર્મ છે, રીતભાત આપણ સહુની ઘણું કરીને એક સરખી છે, આપણ સહુને સમદુઃખીપણું છે અને **સંસ્કૃત** વિદ્યા તો આપણી જ હતી તથા **રામ કૃષ્ણ** તે આપણા **હિન્દુ**ના દેવ છે એવાં એવાં અભિમાન છે—એટલું પણ છે તેથી આપણી **હિન્દુ**ની દેશજનતા હજી મરણ પામી નથી.

આપણી વર્તમાન સ્થિતિ તો આપણે જાણીએ છ તોપણ પ્રસંગોપાત્ત અહીં વાક્યમાં મૂકવી જરૂરની છે. ઘરડા ને જુવાન એ બેમાં જૂના ને નવા વિચાર દેખાય છે. જૂના નવામાં લય પામવા જાય છે અને ઘરડાઓ જશે એટલે પછી કેવળ નવાનું જ પ્રબળ થશે. દેશજનતા સબળી ને સતેજ કરવા વિષે આપણો મુખ્ય ઉદ્દેશ છે ને એને માટે આપણે આપણા વિચારો બહાર પાડીએ છ પણ જોઇએ તેટલી ઉતાવળથી અમલમાં આણી શકતા નથી. આપણા નવા વિચાર જે ગુજરાતીમાં સુધારાને નામે પ્રચાર પામે છે તે વિષે હાલના વિચારવંતોમાં મતભેદ છેઃ—કેટલાક વિચારોમાં તો સહુ જ મળતા છે પણ ધીમે કે ઉતાવળે અમલમાં આણવા એ વિષે કોઇ આમ કહે છે ને કોઇ આમ કહે છે. કેટલાક વિચારમાં વિચારવંતો થોડાઘણા મળતા

આવે છે ને કેટલાકમાં તો કેવળ જુદા પડે છે. એ વિષે થોડાક વિચાર આજે કરીએ, પણ તે પહેલાં આપણે જોવું જોઈએ કે દેશજનતા પ્રતિ હાલ આપણી (સર્વ હિન્દુની) ચાલેલી વૃત્તિ કેવી છે તે દેશના સર્વ ભાગમાં સઘળી જાતના જુવાનો બ્રાહ્મણથી માંડીને તે ઢેડા સુધી ને રાજકુંવરથી માંડીને તે દૂબળા સુધી સહુ જ વિદ્યાભ્યાસ કરે છે. પ્રાકૃત ભાષામાં પુસ્તકો લખાય છે ને દેશાભિમાન વિષયનાં પણ લખાય છે. આગગાડીથી ને વર્તમાનપત્રોથી દેશના જુદા જુદા ભાગોના લોકને પરસ્પર સંબંધ વધે છે. આપણે સઘળા જ ઇચ્છીએ છ કે આપણા દેશની યશશ્રી વધે ને એને માટે કેટલાક જણ બની આવતો ઉદ્યોગ કરે છે જ. એ સારી રીતભાત ને ધર્મ સંબંધી આચાર એમાં ફેરફાર કરવા વિષે, વિદ્યા કળા વૃદ્ધિ કરવા વિષે, રાજા પ્રજાના ધર્મ સમજવા વિષે, ઈશ્વર નીતિ સંબંધી વિચારોમાંથી સાચા ને અનુકૂળ આવે તેવા શોધી પાળવા વિષે, પ્રેમ શૌર્યાદિ સદ્‌ગુણની વૃદ્ધિ કરવા વિષે અને ઉત્તમ સુખ પ્રાપ્ત કરવા વિષે દેશી વિદ્વાનો જ્યાં ત્યાં ચર્ચા ચલાવે જ છે. જમાનો બદલાયો એમાં કંઈ જ શક નથી. આજકાલ કોઇને જૂના ધર્મ-માર્ગ ઉપર આસ્થા નથી જ ને નવો ધર્મમાર્ગ કિયો સ્વીકારવો તેનો નિશ્ચય નથી ને છે તો સ્વીકારવાનું કોઇનામાં શૌર્ય નથી. અર્થાત્ ધર્મવિષય-માં આપણે નિઃસ્પૃહ છૈએ. એ જોતાં દેશજનતાનું ધર્મઅંગ બળહીણુ છે. જો કે નિકટ સંબંધવાળી પ્રાકૃત ભાષાઓ છે ને એ સહેલથી આવડી શકે તેવી છે તોપણ કોઇ એક ભાષા દેશમાં સર્વત્ર નથી ત્યાં સુધી દેશજનતા-નું ભાષા અંગ પણ લૂલું જ કહેવાય. પરદેશી રાજ્ય છે એટલે દેશજનતાનું રાજ્યઅંગ નિર્બળ જ કહેવાય. તોપણ વર્તમાન રાજ્યથી જોઈએ તેટલા પૂરતા તો નહિ પણ જાનમાલના રક્ષણ સંબંધી ને વિદ્યાવિચાર સંબંધી ઘણા ઘણા લાભ છે માટે એને હાલ આપણી દેશજનતાનું સબળ અંગ કહીએ તો ખોટું નથી. વળી એક દેશના છૈએ. સહુના ઉદ્દેશ એક જ છે, ઉદ્દેશને અર્થે પરિશ્રમ કરીએ છૈએ એ સંધું જોતાં આપણી દેશજનતાને ધોકો લાગે તેવો સંભવ નથી. હા, રાજ્યમાં ઉથલપાથલ થાય તો મોટો ધોકો લાગે કારણ કે હજી આપણી દેશજનતાનું નવું સ્વરૂપ પૂરૂં ઘડાયું નથી ને અતો

ભ્રષ્ટ તતો ભ્રષ્ટ થઇ દેશજનતા મરણ પામે માટે વર્તમાન રાજ્ય આપણું મન સંતોષી ક્ષેમ રહે એમ આપણે ઇચ્છવું જોઈએ.

૬. સહુની ઇચ્છા સુખ પ્રાપ્ત કરવાની છે. 'ભાગ્ય પ્રમાણે સુખ મળે છે' 'યોગને આધીન સુખ છે,' 'સુખ તો માની લીધેલું છે,' ને 'સંતોષમાં સુખ છે' એમ લોકો કહે છે પણ એમ કહી જાણી સુખને માટે બને તેટલો પ્રયત્ન નથી કરતું એવું કોઈ નથી. માણસનો સ્વભાવ જ છે કે તડકો લાગે તો છાંયડામાં જવું ને તડકામાં ફરતાં લાભ થતો હોય તો તડકો વેઠવો. વળી કોઇ પણ માણસ સુખથી ધરાતો જ નથી ને નવાં નવાં તથા વધારે વધારે સુખની ઇચ્છા રાખે છે જ. કોઈ કહે ઇચ્છા પૂરી પડે ત્યારે જ સુખ મળ્યું કહેવાય, પણ ઇચ્છા પૂરી પડે એટલે નવી ઇચ્છા થવાનો સંભવ છે જ ત્યારે હવે સુખ તે કિયું? રૂડી ઇચ્છા થઈ કે પરિશ્રમ કરવો ને આશા રાખવી એ ખરૂં સુખ છે. એકનું સુખ ઘણા જણના સુખના ઉપર આધાર રાખે છે માટે ઘણાને સુખ થાય તેવો દરેક જણે પરિશ્રમ કરવો જોઇએ—આપણા દેશમાં ઘણા જણ સમૃદ્ધિમાન થાય, ઘણા જણ વિદ્વાન થાય, ઘણા જણ સદ્‌ગુણી ને ધર્મી થાય, ઘણા જણ શૂરવીર, થાય, ઘણા જણ યશસ્વી થાય—( થોડામાં કહું છઉં કે ) ઘણા જણ હમણાના કરતાં ઘણું જ સારૂં સંસારસુખ, સમૃદ્ધિસુખ, વિદ્યાસુખ, ધર્મનીતિસુખ, ને રાજ્ય સંબંધી સુખ ભોગવતા થાય તેને માટે આપણે સહુએ ઇચ્છા રાખવી ને ખંતે પરિશ્રમ કરવો. દેશ યશસ્વી કરવાનો—આપણી દેશનજતા સબળી ને સતેજ કરવાનો–ધોરી રસ્તો આ જ છે કે આપણે આપણા નવા વિચાર–સુધારાના વિચાર–ખંતથી ને ઉતાવળથી અમલમાં આણવા.

૭. **સુધારાના વિચારઃ** ધર્મ સંબંધી વિષયમાં ઈશ્વર સંબંધી, તેને પૂજવા સંબંધી, મરણ પછી આત્માની સ્થિતિ સંબંધી, સ્વર્ગ નરક સંબંધી, ઓદ્ધાર સંબંધી દેશદેશના પંડિતોના ને ધર્મગુરુઓના જુદા જુદા વિચાર ને મત છે. એ

વિષે આપણામાં પણ ઘણા મત છે ને હાલના વિચારવંતો પણ જુદા જુદા વિચાર રાખે છે. એ સંબંધી પૂરતા વિચાર કરવાને વિદ્વાનોની સંખ્યામાં વધારો થવો જોઈએ ને ઘણાં પુસ્તકો લખાવાં જોઇએ માટે મારી સમજમાં તો આમ છે કે જ્યારે અનેક ધર્મમાર્ગથી દેશીજનોનો સંપ શિથિલ થાય છે અને જ્યારે દેશદેશના વિદ્વાનો પેગંબર આચાર્યોનાં મત જુદાં જુદાં છે ત્યારે આપણે હાલમાં આટલું જ રાખવું. જગતનો કોઈ કર્તા છે તે એક છે ને નિરાકાર છતે સર્વશક્તિમાન ને સર્વજ્ઞ છે; આપણે તેના યશ ગાવા અને પાપ તથા દુઃખમાંથી અસવાને અને વળી પુણ્ય તથા સુખ પ્રાપ્ત કરવાને તેની પ્રાર્થના કરવી કેમકે તે આપણાં સુકૃત જોઇ પ્રસન્ન થાય છે ને પ્રસાદ આપે છે તેમ અનીતિના કર્મને માટે આપણને શિક્ષા કરે છે. હાલ બંગાળામાં જે ધર્મમાર્ગનો ઉપદેશક કેશવચંદ્ર છે તે ધર્મમાર્ગ આપણે સહુએ પાળવો. નીતિ સંબંધી વિષયમાં 'આત્મવત્ સર્વભૂતેષુ' એ વિચારે કોઇનું કંઈ હરણ કરવું નહિ એ જે બોધ છે તે સર્વત્ર માન્ય છે ને ખરો છે. વિશેષમાં આટલું કે પ્રેમશૌર્ય—સ્નેહ, ઐક્ય, મહાત્માતા, ઉદ્યમ, હિંમત, સાહસ, ધૈર્ય એ આદિ સદ્‌ગુણો સમય પરત્વે અવશ્યે ને વિશેષે પ્રાપ્ત કરવા. (ગુજરાતી હિન્દુઓની સ્થિતિ એ નામના નિબંધમાં છેલ્લે નીતિવિષય છે તે જોવો.) વિદ્યા સંબંધી વિષયમાં વિશેષ કહેવાનું આ કે જેથી દેશજનતા વહેલી સતેજ થાય તે વિદ્યાકળામાં પણ જરૂર જાણ મેળવવી. ભાષાને માટે લિપિ દેવનગરી રાખવી કે દેશના સર્વ ભાગના લોક પુસ્તકો વાંચે—જ્યારે હિન્દી, મરેઠી એ ભાષાની પુસ્તકલિપિ દેવનગરી છે ત્યારે ગુજરાતી, બંગાળી, પુસ્તકની લિપિ પણ દેશજનતાને માટે તેવી જ રાખવી અવશ્ય છે. તેમ હિન્દી ભાષા જે દેશમાં સર્વત્ર સમજાય તેવી છે તે થોડીઘણી સહુએ બોલી લખી જાણવું જોઇએ. સંસાર વિષયમાં ધર્મનું લાકડું બહુ પેઠું છે તે કાઢી નાખવું ને જરૂર જેટલી રીતભાત જૂની રાખી ઘટતી નવી વિશેષે દાખલ કરવી. રાજ્ય સંબંધી વિષયમાં પણ આપણે માહિતગીરી મેળવવી-રાજ્યનીતિ જાણવી, વિવેકવિચારે આપણું દુઃખ સત્તાધારીને કહેવું. ઇત્યાદિ. સુધારાના વિચારો વિષે તો મોટાં મોટાં પુસ્તકો થવાં જોઈએ ને એ રચનારા હાલ નથી. તો-

પણ હમણાંના વિચારવંતો એકઠા મળી પોતાનો વિચાર એક પુસ્તકમાં જણાવે તો તે ઉપર હવે પછીના વિચાર કરતા થાય. નવા વિચાર અમલમાં લાવવા અઘરા છે પણ શા માટે છે ને અઘરાને સહેલા કરવાને સહુથી પહેલો બોધ કિયો જરૂરનો છે તે વિષે હવે કેટલુંએક નીચે પ્રમાણે—

૮. જ્યારથી આપણી દેશજનતા ઘડાઈ ત્યારથી તે આજ લગી પ્રજાવર્ગ સત્તાને માન આપતો આવ્યો છે. બ્રાહ્મણોને આધીન તે રાજા સરદારને આધીન, બ્રાહ્મણોએ સર્વ વિદ્યા પોતાને જ માટે રાખીને સહુનો ધર્મ અમે કહીએ તે માનવાનો જ છે એવું હૃદયમાં ઠસી ઠસીને ઘાલ્યું. હજારો વરસ થયાં સત્તાનું દાસપણું કરતા આવેલા તે લોક સ્વતંત્ર વિચાર વહેલા વહેલા કેમ અમલમાં આણે ? વળી સુધારાના વિચાર તો પ્રથમ મનશક્તિ કેળવે છે ને પછી લોકના હૃદયમાં પેસે છે. સરદાર પડે તો સેન વીખરાઈ જાય એવા સ્વભાવવાળા પાસે સરદાર મુઆ પછી જુદ્ધ કરાવવું એ શું અઘરૂં નથી ? આપણા લોકે માત્ર સાધારણ સુખના ને ભાવિકપણે ધર્મસુખના લહાવા લીધા છે, વિદ્યાસુખના લહાવા પ્રજાના માત્ર એ એક બ્રાહ્મણવર્ગે લીધા છે. હવે જે આપણે સહુને લહાવા લેવા છે તે સંસારધર્મ—નીતિ-વિદ્યા—રાજ્ય એ સંબંધી ઉત્તમસુખના લેવા છે ને એને માટે બહુ જ શ્રમ કરવાનો છે. આપણે છૈએ ત્યારે નરમ સ્વભાવના ને સંતોષી ને થવું છે ત્યારે ઉગ્ર પ્રકૃતિના દેશાભિમાની ને અસંતોષી. ઘણા કાળનું જડત્વ કાઢવું છે, દેશજનતાનું સ્વરૂપ નવું ઘડવું છે, એ સઘળાં કારણથી થોડા જણથી સુધારાના વિચાર વહેલા અમલમાં આવી શકતા નથી. પણ નવા વિચારે આ વીસ વરસમાં લોકના મન ઉપર જે અસર કરી છે તે શું થોડી છે? ના, ના, સુધારાએ ઘણું જ કામ કર્યું છે ને હવે આટલો જ બોધ સહુના મનમાં ઠસવો અવશ્ય છે કે દરેક જણે પોતાના કામનો વિચાર પોતે જ કરવો, પોતાને જ બળે કામ કરવું ને પોતે જેને સાચું માન્યું તેને લોકાપવાદના ભયથી હઠી ન જતાં અમલમાં આણવું. પછી કદી દુઃખ થયું તો ધીરજથી સાંખવું ને એમાં કીર્તિ માનવી. ઇતિહાસોથી જણાય છે કે ચાલતા વિચારથી

જુદા નવા સુધારા સંબંધી વિચારો કાઢયા છે તેઓએ બહુ બહુ દુઃખો સહન કર્યાં છે. જે વિચારોને લોક ધિક્કારતા તેજ વિચારો લોકે અમલમાં આણ્યા છે ને નવા કાઢનારાઓને લોક હાલ મોટામાં મોટું માન આપે છે. નાત બહાર રહેવું પડશે ને પછી દુઃખ થશે એ વિચાર કંઈ શૂરવીરના હોય નહિ, માટે સાચી વાત સમજાઈ કે તેને તરત અમલમાં આણવાનો જોસ્સો સહુનામાં થવો જોઇએ. એ જોસ્સો લોકમાં નથી આવ્યો ત્યાં સુધી દેશજનતા સબળી થવાને બહુ જ વાર લાગવાની.

૯. કેટલાક કહે છે કે હજી સમો નથી આવ્યો, પણ સમો જો નથી આવ્યો તો પાછળ કહ્યા પ્રમાણે સુધારો આટલું કામ કેમ કરી શક્યો ? સમો જો નથી આવ્યો તો ઘરડા ને શાસ્ત્રી પુરાણીઓ કેમ કહેતા થયા છે કે પુનર્વિવાહ થાય તો સારૂં ? નાતમાં આજકાલ હોકારા થાય છે તે શું ધર્મના જોસ્સાને લીધે ? ના, ધર્મનું બહાનું ને ખાનગી અદાવત એ જ હોકારાનું કારણ છે-બાકી ધર્મનો જોસ્સો ઘરડાઓમાં પણ દેખાતો નથી. લોકનામાં બહાર પડવાનો જોસ્સો નથી એ વાત ખરી; બાકી વખતનો વાંક જરાએ નથી. સમયે તો ભાષણો કરાવ્યાં, નિબંધો લખાવ્યા, ને સહુના ઉપર અસર કરી. જે છે તે જ સમય જોસ્સો પણ કરાવશે. ભાઇઓ, સમય તો કહે છે કે વિચારોને અમલમાં આણો પણ આપણે જ હઠી જઇએ છઇએ. ભૂતકાળમાં એકાદું નવું મત દેશના એકાદા ભાગમાં પ્રથમ ચાલતું જે બીજા ભાગના લોકથી ખંડિત થતું ને કદી લોકમાં તે પ્રસરતુ તો ઘણી વારે. આજકાલ દેશના સઘળા લોકનો ઉદ્યમ દેશને અર્થે છે. આપણા વિચાર આજકાલ પૃથ્વીના સઘળા દેશમાં જે ચાલે છે તે જ છે. આપણા વિચારને ખંડિત થવાનું ભય નથી. નાત બહાર મુકાયા તો વહેવાર રાખવાને બીજા સ્નેહીઓ ઘણા છે. હવે એવો સારો સમો તે બીજો કિયો આવવાનો છે ? જ્યારે આવવાના સમયમાં આપણા વિચારનું નક્કી પ્રબળ થવાનું છે ત્યારે આપણે પ્રથમથી જ જોસ્સો બહાર કાઢી માન કાં ન મેળવવું ને ધાર્યો ઉદ્દેશ વહેલો કેમ ન પાર પાડવો ? ભાઈઓ, આપણે તો દેશજનતામાં નવું લોહી આણવું છે ને એ લોહી

શૂરવીર થયા વિના આવનાર નથી ત્યારે સંસારસ્થિતિમાં થોડા દહાડા ને થોડુંક દુઃખ પામીશું ને સાચો વિચાર અમલમાં આણતાં અટકી રહીશું તો આગળ જતાં શું ઉકાળી શકીશું ? ભાઇઓ, આ સમયને ઘણો જ અનુકૂળ સમજવો કે સંસારી વિષયમાં જોદ્ધા થવાનો પ્રસંગ છે ને એથી બીજા વિષયો માટે તૈયાર થવાને કવાયત મળતી થશે. આપણા સત્તાધારી લોક મુસલમાનની પેઠે હજી આંહીં વસ્યા નથી ને તેઓ આપણી સાથે દિલથી હળતા નથી અર્થાત્ તેઓથી આપણને સહવાસનો લાભ નથી તે છતાં અંગ્રેજી પુસ્તકોથી પ્રાપ્ત થતા જ્ઞાનને લીધે આપણાંમાના કેટલાએક રાજનીતિ વિષય જાણ્યો છે ને પૂર્વના રાજા પ્રધાન કરતાં ને સ્મૃતિકાર કરતાં વિશેષ જ્ઞાન ધરાવે છે એ શું થોડા હર્ષની વાત છે ? કાયદા જાણનારા વકીલો ને ઇજનેરી કામ જાણનારા ઘણા જણ થયા છે એ શું દેશને લાભદાયક નથી ? અર્થાત્ કાળનો કંઇ જ વાંક નથી, પણ આપણો જ દોષ છે કે આપણે જૂના બંધનમાંથી મુક્ત થવાનો જોસ્સો રાખતા નથી. પણ કંઇ નહિ, નિત્યના બોધથી આપણે સાચી ને લાભકારી વાતને સારૂ કેસરિયાં કરીશું જ.

૧૦. જો અંગ્રેજી રાજ્ય ન થયું હોત ને ઔરંગજેબ જેવાઓનું રાજ્ય રહ્યું હોત તો આપણી દેશજનતા વધારે ચંપાઇ ગઇ હોત ને વેળાએ મરી પણ ગઈ હોત; પણ વર્તમાન રાજ્યથી આપણો દહાડો ફરવા માંડ્યો છે, રાજ્ય સંબંધી હક ને સ્વતંત્રતાના હક થોડા મળે મોડા મળે અથવા ન મળે તો ચાલે પણ દેશજનતા ગઇ—આપણી ભાષા, આપણું હિન્દુપણું, આપણું હિન્દુ લોહી ગયું—એટલે પછી આપણે જ નહિ. દેશજનતાનો વિચાર અને પૂર્વજોના યશનું સ્મરણ અને તેના ઉપર ભક્તિ એ વડે જ મનને વિદ્યાની ને સદ્‌ગુણની કેળવણી વહેલીમોડી પણ આપી શકાય છે. દેશજનતાને પ્રકાશિત કરનાર મહાત્મા જ હોય છે. વિદ્વાનો, શૂરવીરો, ને શ્રીમંતોએ આ બે દેશને અર્થે પોતાના મન તન ને ધનની ઉદારતા પોતે પ્રસંગે દુઃખ ભોગવીને પણ બતાવવી જોઇએ. હિંદુસ્તાનમાં બહોળી વસતી હિંદુની છે ને હિંદુની જ દેશજનતા હજી રહી છે માટે આટલી વાર મેં હિંદુઓને જ સંભળાવ્યું, પણ

હવે હું દેશના સર્વ જાતના વતનીને કહું છઉં. પારસી ને મુસલમાન હિંદુસ્તાનની ભૂમિને શરણે છે, હિંદુસ્તાનની ભૂમિ તેમનું ભરણપોષણ કરે છે—એઓ હિંદુઓના ભાઇઓ છે-એઓએ પણ હિંદુની સાથે દેશના કલ્યાણને અર્થે પરિશ્રમ કરવામાં ખંતથી સામેલ થવું જોઇએ. ઓ પ્રભુ ! ગ્રીસની, રોમની, ફ્રાન્સની, જર્મનીની, અમેરિકાની, ઇંગ્લંડની, ઇરાનની, અરબસ્તાનની, તાતારની દેશજનતાએ અકેકવાર પોતાનો પ્રકાશ જગતમાં દેખાડયો છે, પોતાનો સુંદર વેશ ભજવ્યો છે, તેમ અમારી હિંદુસ્તાનની દેશજનતા જગતના ઇતિહાસમાં ક્યારે પ્રકાશશે ? દેશીઓ ! હવે પ્રભુની જ ઇચ્છા થઈ હોય એવું ચિન્હો ઉપરથી જણાય છે—ઘણા કાળનાં જડ-થએલાં આપણાં મન ચંચળ થવા લાગ્યાં છે. હવે તો નક્કી ને પહેલી ફળવાની આશાથી ઉત્તેજન લઇ લઇ આપણે રાત્રદિવસ પ્રેમશૌર્યનાં કામો કરતા રહીએ !—જય મળશે ને આપણી દેશજનતા પાછી નવા રૂપમાં જગતમાં પ્રકાશ આપશે ! એ સમો પ્રભુ વહેલો દેખાડે !

# ભાષાસાહિત્યવિચાર

ગુજરાતી લોક હિંદુસ્તાનના બીજા ભાગના લોક કરતાં એક પૈસા સિવાય બીજી બધી વાતમાં—રાજ ધર્મ રૂઢિ વિદ્યાની વાતમાં—ઘણા ઘણા જ પાછળ છે. બીજી બાબતમાં ગમે તેમ હો, તે આ ઠેકાણે વાત નથી કરવાની, પણ ગુજરાતીઓ વિદ્યાની વાતમાં પાછળ છે, એની તો કોઇથી ના નહિ જ કહેવાય. ગુજરાતી ભાષામાં પંડિત અસલ, ને આજ કોઇ નહિ, પંડિત નહિ તેથી ગુજરાતી ભાષા સુધરી નહિ. ભાષા સુધરેલી નહિ એની એ જ સાબિતી કે કોશ ને વ્યાકરણ હજી થયાં નથી.

... ... ... ...

ભૂત સ્થિતિનો જ અથવા ઉત્તમ ભાવિ સ્થિતિનો જ વિચાર કર્યાં કરવાનું પ્રયોજન નથી. ભૂત ભાવિ ઉપર અતિશય મોહ રાખતાં વર્તમાન સચવાય નહિ તો તે મોહ કેવળ જડપણું છે અથવા ઘેલાપણું છે. ભૂત ઉપરથી વિવેક જાણી ભાવિની આશાએ હોંસીલા થઇ એ બે વડે આપણે આપણી શક્તિ વધારીશું તો ભાષાનું બળ પણ વધશે ને સૌન્દર્ય પણ વધશે. દ્રવ્યને ઉદ્દેશી નહિ પણ માનને અથવા આનંદને અથવા વસ્તુને જ અથવા પરોપકારને ઉદ્દેશી જ્યારે કેટલાક જણ હોંસ આગ્રહથી પોતાની વિદ્યા વધારશે ને ગ્રંથો રચશે ત્યારે ભાષા સહજ સુધરશે. ગુજરાતીમાં વિદ્યા વધે ને ગુજરાતી વિદ્વાનો બીજા પ્રદેશના વિદ્વાનોની સાથે સરસાઇ કરે એ તો વિસ્મય જેવું થાય. તોપણ, સમૂહના આગ્રહ ઉત્સાહે વહેલું મોડું શું નથી બનતું ? અને સૈકાપટ ઉપરથી આપણે જાણ્યું છે કે ભાષા ઉત્તરોત્તર અધિક સંસ્કાર પામતી આવી છે; વળી આપણી ઉચ્ચ સ્થિતિનો સૂર્યોદય થયે આપણે તેના સુમંગળ પ્રકાશમાં ઉજમાળા રહી કામ કરીએ છૈએ—આપણું શુભ ચિન્તન નિત્ય આ હોવું કે–હિંદુસ્તાનના સમગ્ર ઉત્કર્ષને અર્થે પ્રથમ તેના અંગપ્રદેશોનો પૃથક પૃથક ઉત્કર્ષ થવો અવશ્ય છે તો તેના એક અંગપ્રદેશ ગુજરાતનો ઉત્કર્ષ સત્વરે થાઓ અને એ ઉત્કર્ષની સામગ્રીમાં પ્રથમ ગુજરાતી ભાષાના જયશ્રી રંગ વિરાજો !

## ૨૩

# ટીકા કરવાની રીત

સઘળાં માણસો પોતાના જ વિચારમાં આવે તેમ ચાલ્યાં હોત તો આ સંસાર ક્યારનો તૂટી ગયો હોત. બે વાનાં છે—ઘટતું ને અઘટતું; તેમાં ઘટતું જ કરવું અને કરાવવું, એ માણસનો હક્ક અને ગર્વ છે. જો કોઇ હદની બહાર જાય તો તેને આગળથી ચેતવવાનો અને ન માને તો તેને તોડી પાડવાનો બીજાઓને હક્ક છે ખરો.

સર્વગુણસંપન્ન એવું કોઈ નથી; ને એકલાથી સઘળાં કામ બની શકતાં નથી. ત્યારે શું એકની ખામી જે તે પોતે જાણતો નથી તે બીજા જાણીતાએ ન બતાવવી? સર્વ માણસોએ પરસ્પર એકબીજાના કામ ઉપર નિઘા રાખીને તે વિશે પોતાના વિચાર આપવા. રે માણસાઈ છે ત્યાં આપ્યા વગર અને લીધા વગર ચાલતું જ નથી. કોઈએ કંઈ કામ કીધું તો તેમાંના ગુણ વિશે તેની તારીફ કરવી, કે જેથી તેવા જ સારા ગુણો જોડે પ્રસંગ પાડવાને તેને ઉત્તેજન મળે; નઠારા ગુણ વિશે બોલવું એટલા સારૂ કે ફરીથી તેવા દુર્ગુણ સાથે તે કામ ન પાડે; અને એમ ગુણદોષ ઉઘાડા થવાથી લોકને સાર અને અસાર કેટલો છે તે સહજ માલૂમ પડી આવે.

પુસ્તકો વિશે પણ એમ જ જાણવું—કેટલાક ગ્રંથ કરનારા છે, અને કેટલાક ગ્રંથ ઉપર ટીકા કરનારા છે. જો ટીકા કરનાર ન હોત તો ગ્રંથ સમજાત નહિ, ગુણ દોષ માલૂમ પડત નહિ, ગ્રંથકાર છકી જાત; તે પછી સારા ગ્રંથ લખત નહિ, અને લોકમાં અનાચાર થાત. પોતાનાથી પૂર્વે થિએલા ગ્રંથકારોના દોષગુણ જાણ્યાનો ફાયદો કોઇ ગ્રંથકાર લેતો નથી એમ તો કદી માનવામાં આવનાર જ નહિ. ટીકા કરવાની મુખ્ય મતલબ એ કે સારૂં નરસું બતાવવું અને તેમાં વિશેષે નરસું બતાવવું કે જે જલદીથી દૂર કરવું જરૂરનું છે. જ્યાં વિદ્યા છે ત્યાં વાદ છે જ અને તેમાં ટીકા થયા વગર રહેતી જ નથી, જેથી લોકને અમૂલ્ય લાભ થાય છે.

ગુજરાતી ભાષામાં અસલથી તે આજલગીમાં જેટલાં પુસ્તકો થયાં છે તેની ટીકા થઇ નથી—અર્થાત્ ગુજરાતીમાં ટીકા કરવાની ચાલ નથી. અલબત્ત ફલાણું સારૂં છે અને ફલાણું નઠારૂં છે એમ સ્વાભાવિક તો કહેવાય છે ખરૂં, માટે પુસ્તકોની ટીકા કરવાની ચાલ નીકળવી જરૂરની છે. આટલાં આટલાં પુસ્તકો છે પણ કોઈ ગ્રંથકારે તેમાંના કોઇની ટીકા કીધી હોય એમ અમને દેખાતું નથી. જે ભાષામાં ટીકા કરવાની અથવા વિસ્તારથી પરીક્ષા કરવાની ટેવ નથી તે ભાષામાં જોઇએ તેવા ને જોઇએ તેટલા વિદ્વાનો હશે એમ કદી કહેવાવાતું નહિ. ગ્રંથની સમજને માટે ટીકા જરૂરની છે એમાં કંઈ શક નહિ. કોઇ કોઇ ગ્રંથ ઉપર સો સો ટીકા થએલી છે. આપણા લોક સમજે છે કે કોઇએ એક બાબતનો ગ્રંથ કીધો તો તે બાબત ઉપર બીજાએ રચવો નહિ, પણ એ મોટી ભૂલ છે. એક જ બાબત ઉપર સેંકડો ગ્રંથ લખાએલા હોય છે અને એકેક ઉપર પચીસ પચીસ ટીકા થઈ હોય છે. સંસ્કૃતમાં અને અંગ્રેજીમાં ટીકાવિદ્યા એટલી તો સારા ધોરણ ઉપર ખેડાએલી છે કે જેથી વિદ્યાની શુદ્ધિ અને વૃદ્ધિ સારી પેઠે જોવામાં આવે છે.

કોઇએ ગ્રંથ કીધો તો તેણે તેના ઉપર ટીકા થવાથી મારી આબરૂ જશે, મારો ગ્રંથ નહિ ખપે, એવી વાતોના વિચારથી બીવું નહિ. તેણે તો એમ જ ધારવું કે મારા ગ્રંથના ઘણા દુશ્મન થાઓ કે જેથી મારી ખોડ જણાય. કેમકે દોસ્તોના વખાણથી દોષ માલૂમ પડી શકતા નથી. જે ગ્રંથો ઉપર ટીકા થાય છે તે ગ્રંથો જો સારા હોય છે તો તે વધારે ખપે છે. અલબત્ત થોડી સમજના અને થોડી વિદ્યાના પુરુષો ચોપડી કાઢીને મોટું માન મેળવી જાય તેનો અટકાવ થવો જોઇએ. જે ડાહ્યો ગ્રંથકાર છે અને જેને સુધરવાની ઇચ્છા છે તે તો પોતાના ગ્રંથ પર સારી અથવા નરસી ટીકા થઈ જોવાથી ટીકા કરનાર ઉપર દ્વેષ રાખતો નથી, પણ ઊલટો તેનો આભાર માને છે. આપણામાં કોઈને કહ્યું હોય કે હું તારા ઉપર ટીકા કરીશ એટલે તે બીચારાનાં સાતે વહાણ ડૂબી જાયછે. અલબત્ત દોષ જાણવા થકી

થોડી વાર તો તેને દિલગીરી થશે, પણ પછી ચાનક રાખી બીજી વાર તે વધારે ચોકસાઇથી બહાર પડશે. જે ટીકા કરાવવાથી બીએ છે તે અધૂરો છે અને ધૂર્ત થઇને અથવા ખુશામત કરીને અથવા વગવસીલાથી માન અને પૈસા મેળવવાને આતુર છે એમ સમજવું.

પણ હવે ટીકા કોણે કરવી? કેટલાએક ટીકા કરે છે તે એવી મતલબ-થી કે આપણને લખતાં નથી આવડતું, ત્યારે ટીકા કરીને લખનારને નિંદીએ અને તેની જગતમાં બેઆબરૂ કરીએ. આવા ટીકા કરનારાઓને ધિક્કાર છે. જેનામાં સ્વાભાવિક બુદ્ધિ, પ્રાપ્ત કરેલી વિદ્યા, અને સારૂં નરસું સમજવાનું રસજ્ઞાન છે, તે ટીકા કરવાને યોગ્ય છે. જેને જે વાતની ખબર નથી, તેણે તે વાત ઉપર ટીકા કરવી નહિ. જે વાત ઉપર ટીકા કરવી હોય તે વાતનું ટીકા કરનારે થોડુંઘણું પણ અનુભવજ્ઞાન મેળવવું જોઇએ. જેણે સારી ટીકા કરવી છે તેણે તો પૂરૂં જ્ઞાન મેળવવું જોઈએ. ઈનસાફ કરવો અઘરો છે. જો બરાબર ઇનસાફ ન થયો તો બીચારો ગ્રંથકાર વગર કારણે માર્યો જાય અથવા સરપાવ લઈ જાય. માટે ટીકા કરનારે બરાબર ન્યાય કરવો જોઇએ, ને એ શકિત મેળવવાને સારૂ તેણે જાતે ન્યાય કરવાની બાબત ઉપર ચોખ્ખું જ્ઞાન મેળવવું જોઇએ. કોઇએ દ્વેષભાવથી ટીકા કરવી નહિ.

આ સઘળાનો સાર એટલો કે પુસ્તકો ઉપર ટીકા કરવાની રીત જલદી-થી અમલમાં આણવી જોઇએ. ટીકા કરનારે પોતાના ગ્રંથ ઉપર ટીકા થયેથી (કદાપિ સખ્ત હોય તોપણ) બીવું નહિ, અને દિલગીરી રાખવી નહિ; પણ મેલા ડાઘને ટીકારૂપી આરસીમાં જોઇને કાઢી નાખવા, અને સારા શણગાર સજવા. ટીકાકારે અદેખાઈથી નહિ પણ યથાન્યાય વર્ત્તવું, પણ સામાને માઠું લાગશે એમ સમજીને ડરીને નહિ, પણ જેમ બને તેમ સારી પેઠે યથાવિધિ વિસ્તારે ટીકા કરવી.

૧૮૫૯

૨૪

# કવિ અને કવિતા

છોકરું જેવું જન્મે છે–આ દુનિયાનો વા ખાય છે–તેવું તરત તો તે ગભરાએલી હાલતમાં હોય છે, પણ થોડી વાર પછી જનનવેદનાની છૂટું થઇ, અહીંના વાને અનુકૂળ થાય છે. પ્રથમ તેને ધાવવાનું તથા ધાવવાના ઠેકાણાનું અને જે જે તેની આંખે કાને પડે છે, શરીરને અડકે છે, જીભ ઉપર તે નાક આગળ આવે છે તેનું કંઇ ભાન હોતું નથી. પણ આટલું તો જોવામાં આવે છે કે બહારનાં તથા અંદરનાં કારણોથી તેને સુખદુઃખ થાય છે અને એ સુખદુઃખના અનુભવ જે હસવું ને રડવું તે આપોઆપ બહાર નીકળે છે. તરત જન્મેલાને ભાન હોતું નથી ને મુએલાને શબરૂપે ભાન હોતું નથી; તરત જન્મેલાને સુખદુઃખ થાય છે ને શબને થતું નથી. એ વાત ઉપરથી જણાય છે કે શરીરની અંદર કંઇ છે કે જે જન્મે છે ત્યારથી તે મરતાં લગી સુખદુઃખાભિમાની છે. કેટલેક દહાડે છોકરૂં પોતાના અભ્યાસથી હાથ ફેરવતાં ફેરવતાં ધાવવાના ઠેકાણાને બરાબર શોધી કહાડે છે ને તે મળ્યેથી મોહું મોકળું કરી ઊછળી ઊછળીને હરખાઇ હરખાઇને ધાવે છે અથવા ન મળ્યેથી તરફડી નિરાશ થઇને રડે છે. એ વખતથી માણસ-સ્ત્રી અથવા પુરુષ (પેલું છોકરૂં)–કવિ બનવાની તૈયારી કરે છે એમ જાણવું.

જેમ જેમ બાળક મોટું થતું જાય છે તેમ તેમ બહારની વસ્તુઓની છાપ તેની કર્મેંદ્રિયની માર્ફતે જ્ઞાનેંદ્રિય ઉપર પડે છે. ત્યાં તે છાપ જ્ઞાનેં-દ્રિયોની તર્કરૂપ રંગની ચીકાશથી ચીકટાય જાય છે ને પછી મનના ઉપર અસર કરે છે. એ અસર થવા ઉપર અથવા એ રસજ્ઞાનના ગુણ તથા માપ વજન એ ઉપરથી માણસનું ભાવી કવિસ્વરૂપ જણાઇ આવે છે.

રસજ્ઞાન તો સૌ માણસને હોય છે ત્યારે શું સૌને જ કવિ કહેવા ? પણ સજ્ઞાન સઘળાં માણસનું સરખું હોતું નથી. જુદાજુદા પ્રસંગો ઉપરથી, જુદી

જુદી મનશરીરની પ્રકૃતિ ઉપરથી, જુદી જુદી વસ્તુઓ ઉપરથી, જુદા જુદા અવલોકન ઉપરથી, જુદા જુદા કાળ ઉપરથી અને જુદા જુદા દેશ ઉપરથી માણસનું રસજ્ઞાન થોડું ઘણું, પોલું નક્કર, અને ઉંઘતું જાગતું હોય છે. જેનું રસજ્ઞાન થનથન કરી રહેલું હોય છે, જે લાગણીઓને વશ છે, જેવું દીઠું સાંભળ્યું તેવું બોલવાની, કરી દેખાડવાની અથવા કોઈ પણ રીતે સમજ્યો એમ જુક્તિથી રંગીને બતાવવાની જેની શક્તિ છે તેઓને 'કવિ' કહેવા. સઘળાનામાં ઉપર કહ્યું તેમ કરવાની શકિત હોતી નથી; થોડાએકને જ હોય છે, માટે થોડાએકને જ કવિ કહેવા. આ બધી વાત ઉપરથી અમારા વાંચનારાઓના જાણ્યામાં આવ્યું હશે કે કવિ થવામાં કંઇ પણ સ્વાભાવિક બુદ્ધિ હોય છે, પણ પ્રસંગ ન આવ્યેથી તેઓની બુદ્ધિ મનમાંની મનમાં સમી જાય છે.

'ઊગે પુષ્પ સોહામણાં, નજરે ના દેખાય;
વન સઘળું વાસિત કરે, મિથ્યા ખીલી ખરી જાય.'

કેટલાકને સ્વભાવિક બુદ્ધિ થોડી હોય છે, પણ પછી સારા અનુકૂળ પ્રસંગ આવ્યેથી કવિતાકળી બીજાં પાસેનાં સુવાસિત પુષ્પોની સુગંધરૂપ હૂંફથી ખીલીને પ્રસિદ્ધિ પામે છે.

એક વિચારને બીજા વિચાર સાથે કેટલો સંબંધ છે અને તેમાં ખરો ખોટો કીયો છે એ વાતની તપાસ કરનાર જે આપણી મનશકિત તે વિવેકબુદ્ધિ કહેવાય છે; અને એક બે અથવા વધારે વિચારોને પોતાની તરફનો પ્રકાશ આપી રંગનાર અને તેજી આપનાર અને તેમ કરી નવો વિચાર ઉત્પન્ન કરનાર એવી જે મનની શકિત તે તર્કબુદ્ધિ કહેવાય છે. 'તર્કબુદ્ધિનું નિસ્સારણ' એટલે તેનું બહાર નીકળી આવવું તે કવિતા' એમ એક વિદ્વાન કહે છે. કવિતામાં વિવેકબુદ્ધિનું થોડુંઘણું કામ પડે છે એ વાત ખરી, તોપણ કવિતાની જણતી તર્કબુદ્ધિ છે. પછી કવિતાજણતરને થોડીવાર વિવેકબુદ્ધિરૂપી ધાવ મળી હોય તો તો તે સારી કેળવાએલી થાય એમાં કંઇ શક નહિ. તે વિદ્વાન કહે છે કે જેમ કોઈ ગોખમાં મૂકેલી સતાર જુદી જુદી ગતિના પવન વડે હાલે છે અને મધુર સોરાવટ કાઢે છે તે પ્રમાણે માણસના

ઉપર બહારની તથા અંદરની છાપ પડયેથી મધુરી અસર થાય છે;—અસર થાય છે એટલું જ નહિ, પણ તે અસર પેલી અસલ છાપના જેવી જ આબેહૂબ થાય છેઃ—બિંબ પ્રતિબિંબ જ. એ વાત માણસનામાં સતારના કરતાં વિશેષ છે. સતારના સૂરને અને પવનની ગતિને લય અથવા સામ્ય નથી, પણ માણસના મનને અને બાહ્યાંતર છાપને લય છે;—જેમ ગવૈયાનાં બોલવાને અને તંબુરાના સૂરને હોય છે તેમ. માણસનામાં એવું કંઇ છે કે જેથી જોએલી અથવા સાંભળેલી વસ્તુની છાપ તેના મનમાં બરાબર અસર કરતી રીતે પડે છે.

છોકરૂં રમતું રમતું પોતાના અવાજથી અને ગતિથી પોતાની ખુશી બતાવે છે. જંગલી માણસ પણ આસપાસ વસ્તુઓ જોઇને નાચે છે કૂદે છે. સુધરેલી સ્થિતિના મંડળમાં તો તરેહ તરેહવાર રીતનાં માણસનાં રસજ્ઞાન હોય છે. સીદીભાઇ નાળિયેરના ડોયામાં કાંકરા ઘાલી તે વગાડી મનરંજન કરે છે. ગોકુળનો ગોવાળિયો કાનુડો વાંસળી વગાડી પોતે ખુશ થઈ ગોવાળણોને રીઝવતો હતો. **નારદમુનિ** વીણા લઇને ભમ્યા કરે છે, તથા ગાંધર્વ અને અપ્સરા, નાટય * અને નૃત્ય એથી ઇંદ્રાદિકને રીઝવે છે ( એમ પુરાણોની કહાણીઓમાં કહ્યું છે ). ઈશ્વરે નાના પ્રકારની વસ્તુઓ ઉત્પન્ન કરેલી છે જે જોઇને, જેને વિષે સાંભળીને, જેના ઉપર વિચાર કરીને માણસના મનમાં કંઈ થઈ આવે છે ને જેથી જોએલી, સાંભળેલી અને વિચારેલી વસ્તુઓનો રસ સમજાય છે.

---

* પરસ્પર સંભાષણ કરવાં, ચાળા કરવા અને નાચવું, જે વિષયમાં હોય તે નાટય અથવા નાટક; બોલ્યા વગર ( મૂંગા ) હાવભાવ વગેરે ચાળા કરવા ને નાચવું તે નૃત્ય. એ નાટકાદિકની ( ઉત્પત્તિની કહાણી એવી છે કે એ ) રીત પ્રથમ ભરત નામના ઋષિએ ઈશ્વરની આજ્ઞા ઉપરથી કાઢી; પણ કેટલાક કહે છે કે એ રીતિઓ વેદમાંથી બ્રહ્માએ જુદી પાડી અને તેણે પછી ભરત નામના મુનિને કહી. તાંડવ અને લાસ્ય એ બે બીજી નાચવાની રીતિ છે. શિવે પોતાના સેવક તંડુને શીખવી તે ઉપરથી તાંડવ નામ પડયું ને લાસ્ય જાતનું નાચવું પાર્વતીએ પ્રથમ ઉષા ( ઓખા) રાણીને શીખવ્યું ને એણે પછી દ્વારકાની સ્ત્રીઓને શીખવ્યું ને તે સ્ત્રીઓએ સૌરાષ્ટ્ર દેશની સ્ત્રીઓને શીખવ્યું ને ત્યાંથી તે નૃત્ય બીજા પ્રાંતોની સ્ત્રીઓમાં ચાલ્યું.

રસ એટલે અંદરની મજા. દુઃખથી પણ રસ ઊપજે છે. કોઇને દુઃખી જોતાં આપણામાં સાત્વિક ભાવ પેદા થાય છે તે પણ રસનો એક પ્રકાર છે. શણગારથી ભરેલી બૈરી જોવાથી જે ખુશી ઊપજે છે તેના કરતાં તેવી બૈરી લગાર દિલગીરીમાં દેખાયાથી આપણને જુદી જાતની પણ વધારે લહેજત મળે છે.

બોલવામાં, ગાવામાં, ઈશ્વરી અને કૃત્રિમ પદાર્થોની નકલ કરવામાં થોડોઘણો સઘળા લોકો રસ જોય છે, પણ એકનો એક જ તેનો તે જ નથી જોતા. માટે જેઓ ઉપર લખ્યા પ્રમાણે રસ પ્રગટ કરવામાં ઘણા આગળ પડતા છે તેઓને ‘ કવિ ’ કહેવા.

ઉપરના લખાણથી કવિનો સાધારણ અર્થ સમજ્યા પછી તે અર્થમાં પણ ઘણા લોકોને આપણે આણી શકીએ છીએ. કવિઓ અથવા જેઓ ન જતો રહે એવો ઉપર લખેલો ‘ રસ ’ વિચારે છે અથવા બતાવે છે તેઓ, ભાષાકવિ, ગાનારા, નાચનારા, ઈમારત બાંધનારા, સલાટો, ચિતારાઓ માત્ર નથી, પણ કાયદા કરનારા, કળા શોધનારા અને રાજ્ય સ્થાપનારા હોય છે –એટલે, એ સઘળા કવિઓ છે; એમ નહિ કે ભાષામાં કવિતા કરે તેને જ કવિ કહેવા. હરકોઇને–ઉપર લખેલી વાતોથી અનુકૂળ થયા તેને કવિ કહેવા, પછી તેઓ કોઇપણ રીતે અને કોઈપણ બાબત ઉપર પોતાનું રસજ્ઞાન દેખાડતા હોય. ભાષા, રંગ, આકાર, એ સર્વ કવિતા લખવામાં સાધન છે.

સલાટો અને ચિતારા પોતાના કામ કરવાને ‘ લખવું ’ કહે છે. લખવું અક્ષર કાઢવાને જ કહેવું એમ કંઇ નથી. અક્ષર પણ ચિહ્ન છે ને પૂતળાંચિતાર પણ ચિહ્ન છે. એ ઉપરથી જોતાં સાફ માલૂમ પડે છે કે, કવિતા તે માણસની અંદર છે, પણ તે પછી ઉપર પ્રમાણેનાં રૂપમાં બહાર નીકળે છે. ચિતારો માણસને પોતાની સામે બેસાડી તેના મોઢા સામું જોઇ જોઈ પેનસીલથી કાગળ ઉપર લીટા કાઢી તે માણસનો ચહેરો આબેહૂબ બતાવે છે એ શું કવિતાશકિત નહિ? કેટલાક ચિતારા એવા તો હોય છે કે એક જ

વખત મોઢું જોઈ જાય ને પછી ઘર આગળ જઇને પેનસીલ કાગળ લઇને કામ કરે ને બરાબર તસવીર લખી દેખડાવે. સલાટોમાં પણ તેમ જ છે. લોકની સારી નરસી રીતભાતે જ્યારે કેટલાકને દિલમાં અસર કરેલી ત્યારે તેણે જ કાયદા કરેલા કેની ? કવિતાને સઘળા વિષય સાથે સંબંધ છે.

કવિતામાં બે ગુણ રહેલા છે, વર્તમાન કાળની જ વાત સૂક્ષ્મ નજરથી તે જોય છે અને તેની ખોડ બતાવી નવી સૂચના કરે છે એટલું જ નહિ, પણ વર્તમાનને જોઇને ભવિષ્ય ચીતરે છે.

ઉપર પ્રમાણે કવિના સાધારણ વિસ્તીર્ણ અર્થ છે. પણ વ્યવહારમાં ગાનારા, નાચનારા, સલાટ અને ચિતારા કવિ શબ્દે નથી ઓળખાતા. જે પુરુષો પોતાનું રસજ્ઞાન ભાષાની માર્ફતે કાઢે છે તેઓ જ લોકમાં કવિ શબ્દે ઓળખાય છે, ને એ જ વિષય ઉપર અહીં વિશેષ લખવાનું છે, પણ વાસ્તવિક વિચારતાં તો કોઇ પણ સાહિત્યવિદ્યાને કવિતા કહીએ તો ખોટો અર્થ કીધો એમ નહિ કહેવાય. હવે ભાષાકવિતા વિષે.—

ભાષાનો ગુણ જ એવો છે કે આપણા જે જોસ્સા અને આપણાં જે કર્મ તેના તે બરાબર ચિતાર આપે છે. શું સલાટોનાં પૂતળાંથી અને ચિતારાનાં ચિત્રથી અસલ વસ્તુનું ચોખ્ખું સ્વરૂપજ્ઞાન થતું નથી ? થાય છે. પણ ભાષા તરેહતરેહવાર રીતે સહેલાઇથી વપરાઇ શકાય છે. રંગ, આકાર, અને ગતિ ફેરવાતાં નથી. ભાષાનો કવિતાશકિત જોડે પાસેનો ને સીધો સંબંધ છે તેથી ભાષા તેનું કહ્યું તરત ને ઘણું કરે છે. સલાટ અને ચિતારાના કામમાં ધારેલી વસ્તુઓ અને પોતાનાં રસજ્ઞાન એની વચમાં બીજી કેટલીક વસ્તુઓ —ઓજારો, હુન્નરની રીતિઓ, કેટલાક વિચાર—આવી નડે છે, તેથી તેઓનું કામ વધારે મુશ્કેલ થાય છે. ભાષાકવિ પોતાનું રસજ્ઞાન ટપ દઇને ભાષામાં બતાવશે, પણ સલાટને પથરા, ઓજાર જોઇશે; ચિતારાને પણ કાગળ ને લેખણ જોઇશે. કેટલીક બાબતમાં એ લોકોનો કિસબ ભાષાકવિના કિસબને પાણી ભરાવે છે ને તેઓ મોટા માનને યોગ્ય છે. તોપણ કેટલાક ભાષાકવિ-

ઓએ એટલી તો તર્કશક્તિ બતાવી છે કે જેનો ખ્યાલ મોટમોટા સલાટોને અને ચિતારાઓને આવતો જ નથી.

અવાજ અને વિચાર એ બેનો પરસ્પર અને જે વસ્તુઓ વિષે કહેવાનું છે તેની સાથે ઘણો સારો સંબંધ છે, અને એવું છે વાસ્તે કવિઓ પોતાના રસજ્ઞાનના તાનમાં મધુરી રસિક કવિતા કરે છે. વ્રીજભાષાનો કેશવ કવિ રસિકપ્રિયામાં કહે છે.—

(દોહરો)

જ્યોં બિન દીઠ ન સોહિયે, લોચન લોલ બિશાલ;
ત્યોંહી કેશવ સકલ કબિ, બિન બાની હી રસાલ.

અર્થ—જેમ આંખના ડોળા મોટા ને સારા હોય પણ કીકી (દૃષ્ટિ) વગર શોભતા નથી તેમ કવિઓ બાની વગર શોભતા નથી. બાની એટલે બોલવાની તથા લખવાની છટા.

'બાની' કેટલીક રીતે જરૂરની છે, પણ શું તેને જ કવિતા કહેવી? શું લલિતવૃત્તને આ રીતે બોલીએ તો શું તે કવિતા કહેવાય?

ર ર ર રા ર રા, રા ર રા ર રા
લ લ લ લા લ લા, લા લ લા લ લા;
વ વ વ વા વ વા, વા વ વા વ વા
સ સ સ સા સ સા, સા સ સા સ સા.

ના, ના, રાગ કંઇ કવિતા નથી; કવિતા તે એક જુદી જ મનની તર્કશક્તિ છે, જે રાગના રૂપમાં અવતરીને બહાર આવે છે. તોપણ, મનમાંહેલા ઊભરાને રાગના અલાપ રૂપે જ બહાર કાઢીએ તો તે અલાપને કદાપિ પછવાડે બતાવેલા સાધારણ અર્થમાં કવિતા કહીએ તો ચાલે, પણ વિશેષ અર્થમાં નહિ. અલાપને અથવા સુંદર મધુર અવાજને જ માત્ર

ભાષાકવિતાપ્રકરણમાં કવિતા નથી કહેતા. ત્યારે ભાષાકવિતા તે શું? પિંગળપ્રવેશમાં લખ્યા પ્રમાણે શું અક્ષર માત્રાના નિયમવાળી જ ભાષાને કવિતા કહેવી?

( દોહરો. )

અક્ષર માત્રા નિમ ગણી, રચવો શબ્દસમાસ;
તે કવિતા નર્મદ કહે, છંદ વૃત્ત સુખઆશ.

ના; કવિતા ગદ્યને વિષે પણ હોય છે. ગદ્યમાં લખનારા મોટા કવિ હતા, છે, ને થશે. માટે હવે ભાષાકવિતા (પછી ગદ્યમાં હોય કે પદ્યમાં હોય) કોને કહેવી?

ઘણા સંસ્કૃત ભણેલાના સમજ્યા પ્રમાણે અને તેવા જ અર્થમાં પ્રતાપરૂદ્ર નામે અલંકારના ગ્રંથમાં લખ્યા પ્રમાણે આમ છે કે:

**શ્લોક**

गुणालंकारसहितौ शब्दार्थौ दोषवर्जितौ ॥
गद्यपद्योभयमयं काव्यं काव्यविदो विदुः ॥

અર્થ—શબ્દ ને અર્થ જેમાં દોષ વિનાના છે અને જેમાં શબ્દાલંકાર ને અર્થાલંકાર સારાછે તેને કાવ્ય કહેવું પછી તે ગદ્ય હોય કે પદ્ય હોય. એ વ્યાખ્યામાં કવિતા શું છે એ સમજાવ્યું નથી, પણ કવિતાનાં સાધનો કહ્યાં છે. કેટલાંએક લખાણ ઉપર પ્રમાણેનાં હોય છે, ને તેમાં કવિતા નથી હોતી, ત્યારે કવિતા તે શું? જે વાક્યમાંથી લખનાર, વાંચનાર, બોલનાર અને સાંભળનારને રસ ઉત્પન્ન થાય છે તે વાક્યને કવિતા કહેવી. વિશ્વનાથ કવિરાજકૃત સાહિત્યદર્પણ નામે ગ્રંથ જે સને ૧૮૫૦-૫૩માં બંગાળામાં છપાએલો છે તેમાં કવિતાની વ્યાખ્યા નીચે પ્રમાણે આપેછે:

'वाक्यं रसात्मकं काव्यं'

અર્થ—રસ છે આત્મા જેનો એવું જે વાક્ય તે કવિતા. અમે આમ

સમજીએ છીએ કે જે તર્કશક્તિથી સાર્થ વાણીમાં રસનું અવતરણ થયું હોય તે કવિતાશક્તિ અને સાર્થ વાણીમાં અવતરેલો તર્કજનિત જે રસ તે કવિતા.

એક વિદ્વાન કહે છે કે જેવું કુદરતમાં હોય તેવું ચીતરી બતાવવું એટલું જ નહિ, પણ તેની સાથે કર્મ અને બનાવ તેને નવાઈ જેવી અને અસર કરતી રીતે બતાવવા જોઇએ. માત્ર બનેલું હોય તે જ પ્રમાણે ન બતાવવું, પણ તેને તર્કથી વધારી દીપાવી બતાવવું એ કવિનું કામ છે. સંસ્કૃત વિદ્વાનો કહેછે કે તે કવિતા સારી જાણવી જે નવા તર્કને ઉત્પન્ન કરે છે ને એ રીતે મનને નવા નવા તરંગોથી પ્રફુલ્લિત કરેછે.

ઇતિહાસ કરતાં કવિતા ઘણી ઊંચી પદવી ધરાવેછે. ઇતિહાસમાં તૂટક તૂટક બિનાઓ (જેમાં કાળ, જગા, હકીકત, કારણ ને કાર્ય હોયછે તે) સિવાય બીજો કોઈ સંબંધ નથી. ઇતિહાસ થોડાને લગતી વાતની જાણ કરેછે, પણ કવિતા માણસ માત્રને લગતી વાતની જાણ કરેછે; ઇતિહાસ અપૂર્ણ છે, થોડા વખતે જ અને કેટલીએક બાબતો ફરી જે ભાગ્યે થવાની બનવાની તે વિષે બોલેછે, પણ કવિતા પૂર્ણ ને સઘળા કાળને સારૂ છે. જે જે કારણ અને કાર્ય માણસજાતના સ્વભાવમાં ને સ્વભાવથી નીપજવાનાં છે તે સર્વનો અંકુર કવિતામાં લખાએલો હોય છે.

હાઝિલીટ નામે વિદ્વાન કહે છે કે કોઈ પણ પદાર્થની અને બનાવની તેના તેજીપણાએ કરીને આપણા મનમાં જે સ્વાભાવિક છાપ પડેછે અને જેથી (વગર વિચારે આપોઆપ અથવા ઇચ્છાએ) તર્ક અને જોસ્સા ઝપ જાગી ઊઠી કામે વળગે છે અને પછી સાત્વિક ભાવે સામાનાં સુખદુઃખ આપણને લાગે છે, અને એથી પછી અવાજ અથવા શબ્દનું નિયમસર જે નીકળવું થાય છે તે છાપનું નામ કવિતા.

કવિતામાં બે વાનાં જોઇએઃ રસ ને વાણી. રસ સંબંધી તો જણાવ્યું છે, ને રચનાતે માટે એવું કંઇ જરૂરનું નથી કે આવી જ રીતે તે કરવી

જોઈએ. બેકન નામે વિદ્વાન થઈ ગયો છે તેણે ગદ્યમાં લખ્યુંછે તોપણ તેની ભાષા ઘણી મધુરીછે અને કેટલીક નિયમવાળી કવિતાને પણ કોરે બેસાડે છે. બીજા ઘણાઓએ તેમ કીધું છે. કવિતાની રચના કરવામાં છેલ્લો અક્ષર સરખો લાવવાની કંઈ જરૂર નથી. સંસ્કૃતમાં અનુપ્રાસ આણવાની ચાલ થોડી જ છે. તેમ પ્રાસ ને અલંકારથી કવિતાને ગૂંચવી નાખવાનું પ્રથમ થોડું પણ નવીન ગ્રંથકારોએ વધારી દીધું છે. તેઓનું જોઇને હિંદુસ્તાની કવિઓ શીખ્યા. તેઓએ તો પ્રાસ ને અનુપ્રાસ ને અલંકાર પર ઘણું જ ધ્યાન દેવા માંડયું, એટલે કે જેની કવિતા થોડા લોક મુશ્કેલીથી વાંચે તે મોટા કવિ કહેવાય. ગુજરાતીમાં પણ જેમ રચના ઉપર લક્ષ વધારે હોય છે તે કવિતા રસવાળી કહેવાયછે. ફકત સારી રચના ઉપરથી કવન સારૂં ને જે કોઇ પારકાની કવિતા ઝટ લઇને સમજાવે (પછી ખરી કે ખોટી રીતે) ને રાગડો કાઢે તે પ્રવીણ કવિ; એ પ્રમાણે કવિતા કવિની ગુજરાતીઓમાં પરીક્ષા થાયછે.

હવે ઉત્તમ કવિ તે કોણ તે વિષે હાઝિલીટનું મત આ છેઃ જે કવિ કુદરત સંબંધી આપણા વિચારને બેહદ પ્રૌઢત્વ આપેછે, અથવા દિલના જોસ્સાને બેહદ જોર આપે છે, જેનો તર્ક જબરો, જેનો પ્રેમ શ્રેષ્ઠ, જેનું ઈશ્વરી સૌંદર્ય વિષે રસજ્ઞાન ઊભરાતું અને માણસજાતના દિલમાં જે જે વિકારો ઉત્પન્ન થાય છે તેનો જાણનાર તે ઉત્તમ કવિ. ખૂબસુરતી, શકિત, અને જોસ્સાનાં તત્ત્વો જે મન છાતીમાં હોય છે તેણે કરીને, દુનિયામાં જે જે સુંદર ઊંચું ને ગંભીર છે તેને જે પોતાનાં જાણે છે-(સર્વનું જેને રસજ્ઞાન છે) તે ઉત્તમ કવિ સમજવો. તેની કવિતા એવી હોય છે કે તે સર્વ માણસો-ની ઇંદ્રિયોને, વિચારોને, અને તેઓનાં દિલને અસર કરતી રીતે ખરેખરી માલૂમ પડયા વગર રહેતી નથી-જાણે કે તે પોતાના મનના ઊંડા સાંચા અને કુદરતને મળતા એવા વિચારથી કુદરતના જીવ જોડે જ વ્યવહાર રાખતો હોયની તે પ્રમાણે સઘળાં ઠેકાણાંના સઘળા વખતના સઘળા માણસોની લાગણીઓને પોતાની લાગણી સાથે મેળવા દેવી, તેઓને આગળથી જાણવી

અને લખી રાખવી, પોતાના વાંચનારા સાંભળનારાઓનામાં પણ તેવી જ અસર કરવી અને ટૂંકામાં કુદરતનું સંપૂર્ણ રસજ્ઞાન મેળવી તે પ્રમાણે કાઢી બતાવવું એ ઉત્તમ કવિનું કામ છે. સાચા અને મોટા કવિનાં મનમાં ઈશ્વરી લીલાનો અનુરાગ એ મુખ્ય હોયછે ને પોતાની સ્તુતિ સંબંધી વાત છેલ્લી હોય છે અથવા નથી. જે કવિ અને સ્ત્રી પોતાને વિષે હુંપદ ધરે છે તે ઠગાય છે.

**શ્લોક**

किं कवेस्तस्य काव्येन किं काण्डेन धनुष्मतः ॥
परस्य हृदये लग्नं न निहन्ति च यच्छिरः ॥ १ ॥

અર્થ—જે કવિતાથી પારકાનું હૈયું ભેદાયું નહિ–જે કવિતાથી સામાને અસર ન થઈ, અને જે તીરે સામાનું ડોકું ન ઉડાડ્યું, તેવી કવિતા કવિએ કીધી તો તે શા કામની તથા તેથી શું? અને તેવું તીર ધનુષ્ય ધરનારે માર્યું તો તે શા કામનું તથા તેથી શું?

પ્રસંગ વિના કવિતાકળી ખીલતી નથી એમ ઉપર જણાવ્યું છે, ત્યારે હિંદુસ્થાનમાં અને હિંદુઓમાં શા પ્રસંગ હતા જેથી હિંદુઓને કવિતા કરવાનું મન થયું તે વિષે :—

હરેક દેશનો ભાષાવિદ્યા સંબંધી પહેલો યત્ન કવિતારૂપે હોય છે. સારૂં નરસું સમજવું એ પછી છે, પણ શરીરના ઉપર બહારની વસ્તુઓની છાપ વહેલી પડે છે. મનની બીજી શકિત કામ કરવાને પાથરણામાંથી ઊઠે છે તે સૌની અગાઉ તર્કશકિતએ પોણું કામ પાર કર્યું હોય છે જ. સૃષ્ટિનું સૌંદર્ય અને અદ્‌ભુતતા માણસની નજરે પ્રથમ પડે છે. શાસ્ત્રો બાંધવાં ને કાયદા કરવા એ પછવાડેનાં કામો છે. કવિ અસલ છે એમ કહ્યા વગર ચાલતું નથી. બીજી સઘળી બાબતો પછી છે, પણ કવિતા પ્રથમ છે. નવાં જન્મેલાંની નજરે પહેલવહેલાં, આકાશ ને તે માંહેલા સૂર્ય, ચંદ્ર, તારા પડે છે ત્યારે અહાહા તેને કેટલી ખુશી થતી હશે!!! કેટલું બધું આશ્ચર્ય તેને લાગતું હશે! ડુંગર, નદી, ઝાડ, વગેરે સૃષ્ટિની વસ્તુઓ કોઈ પણ સ્થિતિના

માણસના દિલને અસર કરવાને શું શક્તિમાન નથી? બ્રહ્મનાં ભુવનોની રચનાથી આપણા હૈયામાં પ્રીતિ, આનંદ અને માન આપવાની બુદ્ધિ નથી ઉત્પન્ન થતી? જ્યારે એ સર્વ ઉપર આપણી તર્કશક્તિ અમલ ચલાવે છે, ત્યારે તેનો પરિણામ, ઉશ્કેરાએલા રસજ્ઞાનનું નિરસારણ થાય છે, અને તેથી પરમેશ્વરની સ્તુતિનાં ગીત આપોઆપ દિલના ઊભરામાં નીકળી જાય છે. તર્કશક્તિ એટલી તો તપી ગએલી હોય છે કે તે વ્યાકરણ અને કોશની કંઈ દરકાર રાખતી નથી. પ્રથમની કવિતામાં છંદભેદ થોડા જ દીસે છે ને તે ઘણી સ્વતંત્ર (કોઇ નિયમથી ઝાઝી બંધાએલી નહિ) હોઇને સરસ છે- એવી કે જેની મધુરતા ટાપટીપથી કીધેલી કવિતામાં થોડી જ આવે છે. ગાયન પહેલું કે કવિતા પહેલી? એ સવાલનો જવાબ દેવો કઠણ છે, પણ એટલું કે બંનેનો પરસ્પર સંબંધ છે. તેઓને એક માની બે બહેન કહીએ તો ચાલે.* હવે હિંદુસ્તાન જેવા દેશમાં જ્યાં હિમાલય, વિંધ્યાચળ ને સહ્યાદ્રિ સરખા પર્વત, ગંગા. યમુના ને સિંધુ સરખી નદીઓ તથા તેને લગતા પ્રદેશ, પ્રીતિપાત્ર ક્ષેત્રો, મોટાં મોટાં અરણ્યો, કોયલ મેના જેવાં પક્ષી, કમળા મોગરા જેવાં ફૂલ એ સૌ હિંદુઓના દિલમાં અસર કીધા વગર કેમ રહ્યાં હોય!!

( નર્મવૃત્ત )

સુરંગ જંબુદ્વીપમાં, સુરંગ ભર્તખંડમાં,
સુરંગ ઉષ્ણથંડમાં, સુરંગ આઠ જામ છે;
તરૂ ફૂલો ફળો લતા, સુધાન્યથી ઘણી મતા,
વનસ્પતિતણી છતાં, રસાળ ભૂમિ ધામ છે;
ગિરિ નદી સરોવરાં, સુધાતુ ખાણ દેહરાં,
ગુફા ઘણી મઠો ઘરાં, રસિક રમ્ય કામ છે;
મનૂ સહૂ સુસંગનાં, સુપંખિ પંચરંગના,
પશુ બહુ જ બંગનાં, સુરંગ બ્રહ્મનામ છે.

---

* જે અલાપવાળું એટલે ખાલી ગાયન છે તે સાધારણ અર્થવાળી કવિતા કહેવાય ને વિચારવાળું (ભરેલું) ગાયન છે તે વિશેષ અર્થમાં કવિતા છે જ.

એ સુરંગોએ અજબતાં પ્રથમ લોક ઉપર ઘણી જ અસર કરેલી અને તેઓએ જોશમાં ને જોશમાં વાણી કાઢેલી અને લખેલી. તેઓના વિચારના ફાંટા એવી તો મધુરી ને જોશવાળી છટામાં લખાયા છે કે પછી પિંગળ, અલંકાર, ને રસ એ સઘળાંના નિયમ નીકળ્યા. ભાષા હોય તો પછી વ્યાકરણ થાય. તેમ પ્રથમ જ્યારે બ્રાહ્મણોનાં મનમાં એ સઘળી વાત હતી ને તે બહાર નીકળી ત્યારે કેટલાક જણે તેમાંથી નિયમ જોઈને શાસ્ત્રો બનાવ્યાં.

પ્રથમના કવિઓના વિષય મન, માયા, અને મહેશ્વર હતા. તેઓએ ઈશ્વરકૃત પદાર્થોની અને તેના કર્તાની તરફ મન દોડાવ્યું હતું. વેદમાં અગ્નિ, વાયુ, રુદ્ર. અને સોમવલ્લી એને જ ગજાવ્યાં છે. વેદની કવિતારચનામાં ઘણું કરીને ગાયત્રી, અનુષ્ટુપ અને બીજા એવા સરળ છંદો જોવામાં આવે છે. વેદમાં ઉદાત્ત, અનુદાત્ત, ને સ્વરિત વગેરે સ્વર છે તે અક્ષરને નિયમિત જોર આપે છે.

સંસ્કૃત કવિતાનો પહેલો યુગ તે તે જ. સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ, તંત્ર ( શિવ પાર્વતીનો સંવાદ ) વગેરે ગ્રન્થો સંસ્કૃત કવિતાના બીજા યુગમાં નીકળ્યા સમજવા. એ કવિતાની ભાષા વેદકવિતાની ભાષાને થોડીઘણી મળે છે, ને સહેલી છે. પણ પછી જે કવિઓ થયા ( જેને ત્રીજો અથવા છેલ્લો યુગ કહીએ તો ચાલે ) તેઓએ બાહ્યાંતરલાપિકા, લાટાનુપ્રાસ અને યમકાનુપ્રાસ વગેરે ડંફાણ કાઢીને કવિતાભાષાની રચનાને અઘરી કરી મૂકી છે. રામાયણ ને મહાભારત એ બીજા યુગની કવિતા છે. રઘુ, કુમાર, માઘ, નૈષધ અને કિરાતાર્જુનીય, જગન્નાથકૃત રસગંગાધર, ભાનુદત્તની રસમંજરી ને રસતરંગિણી, રુદ્રભટ્ટનું શૃંગારતિલક, દંડીનો કાવ્યાદર્શ, વામન આચાર્યની કાવ્યાલંકારવૃત્તિ, જયદેવનો ચંદ્રાલોક વગેરે કાવ્ય તથા સાહિત્યશાસ્ત્ર નીકળ્યાં તે સૌ ત્રીજા યુગમાં. એ ત્રીજા યુગમાં વખાણવા લાયક વિક્રમ ભોજની વખતમાં કેટલાએક કવિઓ સારા થઇ ગયા છે; તેમાં કાલિદાસ, ભવભૂતિ ને દંડી એ મુખ્ય છે, કાલિદાસના કીધેલા ગ્રંથ સરસ, સહેલા અને ઉપમા અલંકારથી ભરેલા છે. ત્રીજા યુગમાં જે વિષયો લખાયા છે તે સઘળા બીજા યુગના જ

છે, પણ ભાષા જુદી તરેહની છે. રસ ઉપરથી સારી નરસી કવિતા કહેવાય છે. માત્ર અવાજ અથવા સામ્ય હોય તે નકામું; તોપણ કવિતામાં રસ આણવાને તે સામ્ય અગત્યનું છે ખરૂં.

હિંદુસ્તાની કવિતામાં ઘણોખરો વિષય સંસ્કૃત ઉપરથી જ લીધેલો છે. પ્રાકૃત ભાષામાં વ્રીજ, હિંદુસ્તાની ને મરાઠી એ કવિતાપ્રકરણમાં ઘણી સારી ખેડાએલી છે. બીજી પ્રાકૃત ભાષા મૂકી દેઈને અમે અમારા ગુજરાતી ભાઈઓને ભલામણ કરીએ છીએ કે ગુજરાતીમાં હજી ઉત્તમ જાતની કવિતા બની નથી માટે તેવી કવિતા કરવા તરફ શીખેલાઓએ મન લગાડવું. વળી આજકાલ ગુજરાતી ભાઈઓએ પોતાની ભાષાને ઘણી નજીવી અને તુચ્છ ન ગણતાં એમાં જ ઊંચી કવિતા કરવી. ઘણા જણ સમજે છે કે સંસ્કૃત, અંગ્રેજી, અને હિંદુસ્તાનીમાં કવિતા કરે તેને મોટું માન છે, પણ એમ સમજનારાઓ મોટી ભૂલમાં છે. જેમાં જેનો ઘણો અભ્યાસ તેમાં તે સારી કવિતા કરે. સંસ્કૃત ભણેલાંથી ગુજરાતીમાં કવિતા ઘણી સારી થવાની નહિ. માટે જે ભાષાનો જેને ઘણો અભ્યાસ હોય તે ભાષામાં તેણે કવિતા કરવી; ને ગુજરાતી ભાઈઓ પોતાની ભાષા સમજતા નથી તેઓ હિંદુસ્તાની ભાષા સમજવાનું ડોળ બતાવી તેમાં કવિતા કરે છે તેથી તે હસવા જેવું થાય છે; માટે ઘણી વાતમાં હાથ ન ઘાલી પોતાની ભાષામાં લખવું. કોઇએ અમને સવાલ પૂછયો કે ઘેર ઘેર અંગ્રેજી ભણવાની ઇન્તેજારી થઇ રહી છે ને ગુજરાતી તરફ થોડા લોકનું જ વલણ છે ને કેટલાએક ( ઘણા થોડા ) અંગ્રેજી ભણી રહ્યા પછી ગુજરાતીમાં લખવાને મન કરે છે. ત્યારે હવે ગુજરાતીમાં સારા કવિઓ કેમ નીકળશે? અમે જવાબ દીધો કે, અંગ્રેજીમાં ગ્રંથ લખી માન મેળવવું મુસ્કેલ છે તેથી અંગ્રેજી ભણેલા ગુજરાતીમાં જ લખશે. એઓને ભાષાને માટે અભ્યાસ કરવો પડશે ખરો. કેટલીક વિદ્યા છે તે ખરેખર અભ્યાસ કર્યેથી જ આવડે છે; માત્ર સમજણને લીધે નથી આવડતી, ને તેમ કવિતા રાગની પણ નાનપણથી થોડીઘણી ઓળખ રાખી મૂકવી જોઈએ. પ્રસંગ ગયેથી કવિતા સારી થતી નથી.

કોઈ કહેશે કે આટલી કવિતા કરી આપ ને બીજો કહેશે લાવ હું કરી આપું છું તો એવી રીતની કવિતા કરનારે કવિનું મોટું માન મેળવવાની આશા રાખવી ફોકટ છે. કવિતા જેને વશ છે તે કવિ નથી, જે કવિતાને વશ છે તે કવિ હોય ખરો. ત્યારે હવે ગુજરાતીમાં સારી કવિતા કોનાથી બની શકે તેમ છે ? જેઓ ગુજરાતી ભાષાનું બાળપણથી જ ચોખ્ખું જ્ઞાન મેળવશે, થોડુંઘણું સંસ્કૃત તથા અંગ્રેજી જોશે, વળી જેઓ વ્યવહારકુશળ થશે ને સત્સંગમાં ફરશે તેઓ ગુજરાતીમાં સારી કવિતા કરી શકશે. હમણાના ગુજરાતીઓ કવિતાની ખૂબી તો કંઈ જ સમજતા નથી; ફક્ત રાગડાથી જ મોહિત થઈ જાય છે. ગુજરાતી કવિતા વિષે વધારે કોઈ બીજે પ્રસંગે બોલીશું. કેટલાક ગરબડિયા બહુશ્રુત કવિ એવા હોય છે કે સભામાં વાણીની છટાથી જેવુંતેવું ગટરપટર બોલી દિગ્વિજયી છઉં એમ દેખડાવે છે. એવા લોકોને સભામાં મૂર્ખ લોક માન આપે છે. પણ તે માન ઘણીવાર ટકતું નથી માટે એવી શીઘ્ર કવિતા કરવાનો ઊગતા કવિઓએ થોડો લોભ રાખવો. તેઓએ રચનાને મરડી મચેડીને પ્રાસથી સારી કરવાની ખટપટમાં ન પડવું. જેટલું સ્વભાવિક નીકળે તેટલું કાઢવું ને તેમાં જે મજા છે તે તાણીતૂશીને આણ્યામાં નથી. શબ્દને માટે ગુજરાતી ભાષાના જૂના કવિઓનાં પુસ્તકો વાંચવાં. જૂની કવિતામાં વ્યાકરણદોષ અને અધ્યાહાર ઘણા હોય છે એ દોષ નવી કવિતામાં ન આવવા જોઇએ. કેટલાય જુવાન છોકરાઓને કવિતાનો શોખ થાય છે ને તેઓ પોતાનો વખત જોડવામાં કાઢે છે, પણ ભણેલા નથી એટલે તેઓની કૃતિમાં ખરી કવિતા આવતી નથી; માટે એવા જુવાનોએ પ્રથમ પોતાનું વિદ્યાજ્ઞાન, વ્યવહારજ્ઞાન, રસજ્ઞાન વધારવું ને પછી એ કામ માથે લેવું, બાકી અધવચ રહ્યાથી સઘળાં કામમાં તેઓ ગફલત કરશે; માટે બહેતર છે કે આગળથી હરેક વાતનો પુખ્ત વિચાર કરીને કામ આરંભવું.

કવિતાથી કેટલા લાભ છે તે વિષેઃ—કવિતા ઈશ્વરપ્રણીત છે તે નઠારી હોય જ નહિ. લોક તેની તે જ વસ્તુને પોતપોતાની શક્તિ પ્રમાણે

જુદી જુદી રીતે જોય છે ને તેથી કોઇનામાં સારી અસર થાય છે ને કોઈ-નામાં નઠારી.

( દોહરો )

કવિતાના ભણવા થકી, મન રંજન બહુ થાય;
નીતવાત મનમાં ઠસે, દુર્ગુણ નાસી જાય.

કવિતા ન હોત તો સદ્દગુણ, પ્રીતિ, સ્વદેશાભિમાન, મૈત્રી એની શી દશા થાત ? આ સુંદર રમણીય જગતનો દેખાવ કેવો થાત ? આ દુનિયાનાં દુઃખમાં અને મોતના ભયની વખતમાં આપણને દિલાસો ક્યાંથી મળત ? અને મુઆ પછી આપણે શી ઉમેદ રાખત ? કવિતાથી સઘળી વસ્તુ પ્રીતિમય થઈ રહે છે. જે ખોડવાળું છે તેને તે સુંદર કરે છે ને સુંદર છે તેને વધારે સુંદર કરે છે. જે ગુણો એક બીજાના શત્રુ છે તેને અરસપરસ મિલનસારી કરાવે છે. કવિ જેમ બીજાઓને સુખ, દિલાસા, સદ્દગુણ આપી કીર્ત્તિ અપાવનાર છે તેમ તે પણ જાતે સુખી, સંતોષી હોવો જોઇએ. કવિએ પોતાની કીર્ત્તિની તરફ નજર ન કરવી ને લોકના બોલવા તરફ કાન ન ધરવા. તેણે તો પોતાના મનના ઊભરા કાઢયા કરવા ને જોવું કે કુદરતને મળતા આવે છે કે નહિ. વિલાયતમાં, લોકના સાંભળવાથી કેટલાક કવિઓ હૈયાશોકે મરી ગયા છે. તેમ મોટા કવિઓએ ઊગતાઓને હિંમત આપી સારો રસ્તો બતાવવો.

કવિઓ આટલા સારૂ કવિતા કરે છે એમ કહેવામાં તેઓને હદમાં રાખ્યા જેવું થાય છે. પણ સંસ્કૃત કવિઓને જુદાં જુદાં ફળ મળ્યાં તે ઉપરથી તે ફળને કારણ કહી દંડી કવિ નીચે પ્રમાણે બોલે છે.

गीति

काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये।
सद्यःपरनिर्वृतये कांतासम्मिततयोपदेशयुजे ॥

અર્થ—કેટલાક યશને સારૂ, કેટલાક દ્રવ્યને સારૂ, કેટલાક વ્યવહાર જાણવા સારૂ, કેટલાક કલ્યાણને સારૂ, કેટલાક મનનાં સમાધાન અને મુક્તિ માટે અને કેટલાક કાવ્યનાટકના મનોરંજક ઉપદેશને સારૂ કવિતા કરે છે.

એક વિદ્વાન કહે કે કવિતા એ એવી કળા છે કે જે પોતાની મધુરી પ્રેરણાથી અણઘડ, નિર્દય, અને પથ્થર જેવી છાતીના માણસનામાં પણ ધર્મ નીતિનું રસજ્ઞાન કરાવે છે. મિલ્ટન કહેછે કે આહા! ઈશ્વરી અને મનુષ્યકૃત વસ્તુઓમાં આપણે કવિતાનો કેવો ધર્મી, યશસ્વી, અને ઉત્સાહી ઉપયોગ કરી શકીએ છીએ! કવિતાનો કેટલાએક જણ નઠારો ઉપયોગ કરે તેમાં કવિતાનો શો દોષ! કવિનો રસ કવિને જ માલૂમ પડે છે એમ નથી. મોટા મોટા રાજદરબારે બેસનારા અમીર વજીરોને અને શૂરા લડનારાઓને પણ કવિતાએ પોતાને વશ કર્યા છે. શિકંદર બાદશાહને વિષે એમ કહેવાય છે કે તે હોમર નામે ઉત્તમ કવિની ચોપડી રૂપાની પેટીમાં લેઈ લેઈને સઘળે ફરતો હતો અને રાત્રે તેને પોતાના ઓશીકા તળે મૂકતો હતો. આપણા રજપૂતો ચંદ બારોટનો કરેલો પૃથ્વીરાજરાસો ઉમંગથી ભાટોને મોઢે સાંભળે છે. કેટલાક હારેલા રાજાઓ વીરરસનાં કવિતો સાંભળી ઘોડા ઉપર ચડીને ફતેહ કરી આવેલા છે. જગતનો ફેરફાર સઘળો કવિતા ઉપર આધાર રાખે છે. જે વેળા બ્રહ્મભજન કવિતામાં રાગરૂપે થાય છે તે વખત રૂવે રૂવે આનંદ આનંદ વ્યાપી રહે છે વલ્લભમાર્ગનો પ્રસાર થયો છે તેનું મોટું કારણ આ કે તેમાં સરસ કવિતા છે. સાહિત્યશાસ્ત્રનો ભંડાર એ પંથમાં છે. પણ બાળકને હાથ તરવાર આવ્યા જેવું થયું છે. સુરદાસાદિ અષ્ટસખા, બિહારીલાલ, એ સઘળા કોણ હતા? કવિઓ. કવિના ડીધેલા જસ રાજદરબારમાં છે, રણક્ષેત્રમાં છે, શ્રીમંતમાં છે, ગરીબમાં છે, ઘરબહાર છે ને ઘરમાંહે છે. કવિતા ઠામ ઠામ વ્યાપી રહી છે. કવિનાથી દિલાસા મળે છે અને નઠારા માર્ગ છોડાય છે તથા સત્સંગ થાય છે. કવિતા જેવો મિત્ર કોણ છે? એનાથી જેવા ઘા રૂઝાય છે તેવો કોઈ ઓસડથી રૂઝાતો નથી. કહો તો હસાવે, કહો તો રડાવે, કહો તો ગુસ્સો આણે, કહો તો ભીવડાવે. સઘળા ગુણસંપન્ન કવિતા જેવી બીજી વસ્તુ એકે નથી.

અહીં નાના પ્રકારનાં નિર્મળાં સુખ ભોગવાવી પરલોકને વિષે સમજ આપનાર પણ તેજ છે. કવિતા વિષે જેટલું બોલીએ તેટલું થોડું છે—કવિતાનું સુખ અલૌકિક છે. સંસારની ઉષ્ણતામાં કવિતાચંદ્ર મનને શાંત કરેછે. કવિતા જગતનો પ્રાણ છે. અર્થવાદી લોકોએ કવિતાની અવગણના ન કરી તેની મધુરી પ્રસાદી લેવા સારૂ તેની ખરા ભાવે ભક્તિ કરવી.

હવે થોડુંએક કવિતાની જાતિ વિષે બોલી આ વિષય પૂરો કરીએ છીએ. લખાણ ત્રણ પ્રકારનું છે. ગદ્ય એટલે સાદું કવિતાના નિયમાવિનાનું; પદ્ય એટલે કવિતાવાળું, અને નાટક એટલે જેમાં ગદ્ય પદ્ય બે આવે તે. ગદ્ય તથા ચંપૂ વિષે કોઈ બીજે પ્રસંગે લખીશું.

કવિતાની ત્રણ મુખ્ય જાતિ છે: ગીતકવિતા, વીરકવિતા, અને નાટક.

ગીતકવિતા—એ કવિતા અવશ્યે રાગ તથા તાલના ધોરણ ઉપર રચાય છે ને તેથી તે ઘણું કરીને ગાયનના સૂરને લીધે જ વધારે અસર કરે છે; બાકી સાદી રીતે વાંચી ગયાથી ઘણી લહેજત નથી આપતી. સંસ્કૃતમાં જયદેવકવિની અષ્ટપદી છે તે એ રીતની કવિતા છે. વ્રીજભાષામાં સુરદાસ વગેરે અષ્ટસખાનાં પદો છે તે એ જાતની કવિતા છે. આપણી ગુજરાતી ભાષામાં જે જે ભક્તકવિઓ થઇ ગયા છે તેઓનાં પદ, ગરબી, લાવણી એ ગીતકવિતા છે. એ કવિતામાં બીજો પ્રકાર છે તેને સંગીતકવિતા કહે છે—કે જે ગાયનના સાજ સાથેજ ગાવાને રચેલી હોય છે. ઠૂમરી, દાદરા, ખ્યાલ, ટપ્પા ધ્રુવપદ એ સંગીતકવિતા છે. ગીતકવિતા પણ સાજ સાથે ગવાયે; પણ સાજ સાથે ગાવાને–ગાયનશાસ્ત્રના નિયમ અવશ્ય રાખી ગાવાને અર્થ વિષે સામાનું લક્ષ થાઓ કે નહિ પણ ગાયન ઉપર તો આણવું જ એ હેતુથી સંગીતકવિતા રચાય છે.

રાગ ગાવો અઘરો છે, પણ કવિતાને તેની રચના પ્રમાણે નીકળતા ઢાળમાં વાંચવી એ સહેલું છે. કવિતા એક જાતનું ગાયન છે, પણ ગાયન

કંઈ કવિતા નથી. પદ, ગરબી, લાવણીઓ, વગેરે કરવામાં પિંગળશાસ્ત્રના નિયમ જાણવાની જરૂર નથી. જેઓને એવી કવિતા કરવી હોય તેઓએ થોડોઘણો ગાવાનો અભ્યાસ રાખવો. ગાયન કંઇ કવિતાને જરૂરનું નથી, પણ ઉપર કહી તેવી કવિતાને તો જરૂરનું છે. ગીતકવિતા ચાર રીતની-૧. ભજન અથવા ધર્મ સંબંધી. ૨. વીરપુરુષો તથા વીરકર્મની સ્તુતિ સંબંધી. ૩. નીતિ તથા તત્ત્વજ્ઞાન સંબંધી. ૪. જમણવાર, લગ્ન વગેરે શુભ કાર્ય અને પ્રીતિસંબંધી. એ કવિતામાં મનનો ઊભરો બહાર પડતો હોયછે. એમાં પદ્ધતિ, સંબંધ, વાદ કંઈ જોવામાં આવતું નથી. જેમ કવિને જોસ્સો આવે તેમ તે બહાર નીકળી પડે છે ને ગમે ત્યાંથી ગમે ત્યાં ઊતરી પડેછે. એવી કવિતામાં સારી પદ્ધતિની જરૂર નથી, તોપણ જેમાં કોઈ એક વાત પૂરી રીતે લખી હોય તે વધારે સારી કવિતા ખરી. મોટાં આખ્યાનો ને રામાયણ મહાભારત વગેરે ગ્રંથો ગાઇને-ગાતાં સાંભળીને સમજવાના હેતુથી દેશીમાં—ઢાળમાં લખાયા છે. પણ વિષય મોટો ને લખાણ ઘણું તેથી તે ગીતકવિતા છતે પણ તેને ગીતકવિતા ન કહેવી. ગીતકવિતા તે નાની જ હોવી જોઇએ. થોડામાં પણ વિસ્તારવાળું ધર્મનીતિ સંબંધી જે વાર્તારૂપ કથન તે આખ્યાન અને મોટા વિસ્તારવાળું તે વીરરસકવિતામાં ગણાઇ વિષય પ્રમાણે નામ ધારણ કરેછે.

વીરકવિતા-જે કવિતામાં વીર રસનું પ્રાધાન્ય હોય તે. એમાં બીજા શૃંગારાદિક રસો પ્રસંગે હોય જ, પણ, વીરરસ મુખ્ય છે. બીજી સઘળી કવિતાની જાતિ કરતાં આ જાતિ ઉત્તમ છે. એવી કવિતા કરનારા ઉત્તમ પંક્તિના કવિવર્ગમાં બેસે છે. સંસ્કૃતમાં રામાયણ, મહાભારત તે વીરકવિતાના મુખ્ય અને શ્રેષ્ઠ નમૂના છે. સંસ્કૃત રામાયણ ને મહાભારત ગાયનમાં જ ગાવાને બનાવેલા નથી; (આપણે ગાવા ધારીએ તો જેમતેમ ગાઈ શકીએ ખરા)-શુદ્ધ કવિતામાં છે. આપણી ભાષામાં એ જાતની કવિતા ભાષાંતર રૂપે ઘણી છે. શામળભટની બનાવેલી સિંહાસનબત્રીસી, વિક્રમના પરમાર્થ-વર્ણનની દોહરા, ચોપાઈ, છપ્પામાં છે. તે કેવળ ભાષાંતરરૂપે નથી.

વીરકવિતા રચવી ઘણી અઘરી છે. ઇતિહાસ પુરાણમાંની વાર્તા શોધી વિસ્તારવી, આડકથાથી શોભાવવી, પદાર્થ અને ગુણના તેજી વર્ણનથી રંગવી, અર્થવિચાર ને અર્થાલંકાર પ્રૌઢ રાખવા અને રચના પણ શબ્દાલંકાર-યુક્ત સાદી રાખવી. પ્રથમથી તે છેવટ સુધી એક સંબંધ વાદપુરઃસર રાખી મુખ્ય વિષયને અથથી તે ઇતિ લગણ જાગતો રાખવો એ સઘળું વિરલી બુદ્ધિનું કામ છે.

વીરકવિતા, નીતિભક્તિની રામબાણ પણ આનંદ સાથે શિખામણ આપે છે. તેનો ઉદ્દેશ સદ્ગુણ વધારવાનો છે. મોટું પરાક્રમ, સત્ય, ન્યાય, પ્રમાણિકપણું, મૈત્રી, ધર્મ અને પરમાર્થ વગેરે ગુણો પોતાના અદ્ભુત પૂર્ણ શણગારથી આપણને દર્શન આપે છે. એઓ કહે છે કે આવો અમને ભેટો, અને તમારા મનમંદિરમાં રાખો, અમારો ખર્ચ ઘણો નથી, અમે ભારે નહિ પડીએ. એઓનાં જ્યારે દર્શન થાયછે તે વેળા આપણે ચિત્ર થઇ રહીએ છીએ. એ સદ્ગુણો પ્રથમ થોડા દિવસ તો આંખ આગળથી ખસતા જ નથી ને વધારે કાળ થતો જાય છે ને બીજાં કામમાં પડીએ છીએ તોપણ તેઓની અસર આપણા ઉપર રહે છે. વીરકવિતા એ દેશના લોકની ઊંચી સ્થિતિ બતાવે છે. એ મોટી દોલત છે. એ વડે દેશના લોક પોતાની સ્થિતિ જાળવી રાખે છે ને નઠારી સ્થિતિ થઈ તો તેમાંથી પાછા ઝટ સારી સ્થિતિમાં આવે છે.

રસશાસ્ત્રની એવી બલિહારી છે કે જેવો કવિતાનો રસ હોય છે તે પ્રમાણે જો સમજુકની આગળ તે કવિતા વાંચી હોય તો સામાના દિલમાં તે મોટી સ્થાયી અસર કરેછે. વીરકવિતાના બંધારણમાં ત્રણ વાનાં છે. ૧. મુખ્ય વિષય એક જ જોઇએ. બીજી આડકથા દાખલા દાખલ આવે, પણ તેને આણતાં મુખ્ય વાત ઢંકાઈ જાય તેમ ન થવું જોઇએ. ૨. મુખ્ય વિષય પ્રૌઢ જોઇએ. એવો કે આપણું મન તરત હરી લે અને કવિતાને પણ પ્રૌઢત્વ આવે. ૩. કર્મ, રસભર્યાં થએલાં બતાવવા જોઇએ.

એ કવિતામાં માણસના ગુણનું સાધારણ વર્ણન તો હોયજ, પણ અમુક સ્ત્રીપુરુષના અમુક ગુણોનું વિશેષે ભલકમાં વિસ્તારે વર્ણન આવવું જોઈએ. મનુષ્ય સ્વભાવમાં હોય જ નહિ તેવું છેક નહિ, પણ વિરલામાં હોય તેવું ખરૂં ને ઊંચુ ને ઊંચી ભાષામાં તે ચીતરાવું જોઈએ.

નાટક—એ એવી રીતનું લખાણ છે કે જેમાં કવિ પોતાને નામે કોઈ બીજાઓનું વર્ણન નથી કરતો પણ તે બીજાઓને બોલાવી તેમની વાત તેઓની જ પાસે કહેવડાવે છે. કોઇની વાત આપણે કરીએ તેના કરતાં તે કોઈ પોતાની વાત પોતે કરે તેમાં વધારે સાચવટ અને એથી વધારે અસર હોય જ. નાટકમાંનાં સંભાષણો ગદ્ય તથા પદ્યમાં બંનેમાં હોય છે.

નાટક બે રીતનાં છે–દુઃખપરિણામક નાટક અને સુખપરિણામક નાટક. પહેલા નાટકમાં મનના જોસ્સા, સદ્‌ગુણ દુર્ગુણ અને માણસજાતનાં દુઃખ એઓનાં ચિત્ર પ્રત્યક્ષ માલૂમ પડે છે, ને બીજા નાટકમાં માણસ જાતની મૂર્ખાઈ, તેઓની રીતભાત, ટેવ, ખોડ, મોજ શોખ વગેરેનું નકલ દાખલ વર્ણન હોય છે. પહેલામાં કરુણરસનું પ્રાધાન્ય હોયછે ને બીજામાં હાસ્યરસનું પ્રાધાન્ય હોય છે. ગુજરાતી જૂની કવિતામાં નાટકો લખાયાં જ નથી.

વળી વનકવિતા, બોધકવિતા, વર્ણનકવિતા એ નામે પણ કવિતા ઓળખાય છે.

વનકવિતા–એમાં ગામડાં, વાડી, વન, વગેરે સ્થળનું અને પશુ, પક્ષી, અને ઝાડપાન તથા તે સ્થળમાં વસનારાઓ એ સંબંધી કથન હોય છે. ભરવાડ અને ખેડૂતના વિષયને લગતી જે બાબતો તે એ કવિતામાં છે. ડુંગર, નદી, સરોવરનાં વર્ણન પણ એમાં આવ્યાં. સૃષ્ટિના પદાર્થોના દેખાવનાં અને જીવવાળી વસ્તુઓના સ્વભાવનાં–સુખનાં વર્ણન એ કવિતામાં છે. દાણલીલા મહીના વગેરે છે તે વનકવિતા છે.

બોધકવિતા—એમાં બોધ આપવા ઉપર જ પ્રાધાન્ય છે. નીતિભક્તિનાં પદો તે એ વર્ગમાં છે. આપણામાં જે કવિતા ચાબકાને નામે ઓળખાય છે તે પણ એ જ જાતિમાં છે.

વર્ણનકવિતા—એ ભાગ કોઇ વિષય ઉપરથી જુદો નથી પડયો, પણ હરકોઈ વિષયની કવિતાનાં સ્વરૂપ ચીતરવાની રીત ઉપરથી જુદો પડયો છે. વર્ણનકવિતા એ કોઈ બાબત નથી પણ બાબતને બતાવવાની રીત છે. ઉત્તમ કવિ ને મધ્યમ કવિ વર્ણન ઉપરથી તરત પરખાઇ આવે છે. ઉત્તમ કવિનું વર્ણન એવું રંગદાર હોય છે કે વસ્તુનું ખરું સ્વરૂપ તરત મોઢા આગળ આવી ઊભું રહે છે. ઉત્તમ રીતે કરેલાં ઋતુઓનાં વર્ણન આપણે વાંચીએ તો ભર ઉનાળામાં ભર ચોમાસાની મજા લેતા હોઇએ તેવી આપણાં દિલમાં અસર થાય. ઉત્તમ વર્ણન ઉપરથી ચિતારાઓ જેતું વર્ણન હોય તેનું ચિત્ર પાડી બતાવે છે.

૧૮૫૮

૨૫

## નાગરી સ્ત્રીગીતો

સૂરતની નાગર સ્ત્રીઓ આ ગીતોને એટલાં તો લાંબા સૂરમાં તાણે છે કે તેથી સાંભળનારને રુદનના સૂરનું ભાન થાય છે. એ ઉપરથી મને તર્ક ઊઠયો કે, ઉત્સાહનું ગાણું રોતું શા માટે છે ને એ ગીતના અર્થમાં ઉત્સાહ છે કે નહિ? ઘણો કાળ વીત્યા પછી આ સૂઝયું કે પુરુષની ભાષાની પેઠે સ્ત્રીઓની ભાષા વહેલી ફરતી નથી ને રૂડે અવસરે ગવાતાં સ્ત્રીઓનાં ગીત પરંપરાથી તેનાં તે જ ગાવામાં આવ્યાં કર્યેથી તે ગીતોની ભાષા જૂની ભાષાનો એક નમૂનો છે એમ નિઃશંક કહી શકાય; વળી ગુજરાતી ભાષા વિષે સર્વ પ્રકારની જાણ આપવામાં જેમ જૂના કવિઓની ભાષા જોવી અવશ્ય છે, તેમ ગુજરાતની સઘળી ન્યાતની સ્ત્રીઓનાં ગીતની પણ ભાષા જોવી અવશ્ય છે. થોડા દહાડા પછી એવો તર્ક થયો

કે, સ્ત્રીઓનો ઉત્સાહ આનંદ તે કેવો હશે ? અને ઊંચીનીચી કહેવાતી ન્યાતોની સુઘડતામાં શો શો ફેર છે ? એ જાણવાને સ્ત્રીઓનાં ગીત જોવાં જોઈએ. એ સઘળા ખ્યાલોથી તે ગીતોના સંગ્રહ કરવાની મારી ઇચ્છા થઈ. સઘળી ન્યાતની સ્ત્રીઓનાં ગીતોનો સંગ્રહ ઘણા કાળના શ્રમથી ને ઘણા ખર્ચથી થાય; વળી એ કામ જેવું સ્ત્રીઓથી પોતાનાથી થાય તેવું પુરુષથી ન જ થાય; વળી પુરુષને એ કામને માટે સ્ત્રીઓના દુર્લભ પ્રસંગની અનુકૂળતા જોઇએ; માટે એ વિચાર બંધ રાખી માત્ર ગુજરાતમાં સહુથી ઊંચી મનાતી નાગરી સ્ત્રીઓનાં ગીતોનો સંગ્રહ કરવો ધારચો કે જેથી બીજી ન્યાતમાં પણ તેવો ઉદ્યોગ ચાલે. નાગરને પોતાને માટે પણ એમ કે વડનગરા, વિસલનગરા ને સાઠોદરા, એ ત્રણની સ્ત્રીઓનાં ગીતોનો સંગ્રહ થાય તો તેમાંથી ભાષા તથા રીતભાત સંબંધી ઘણી વાત જાણવામાં આવે અને તેથી મૂળ વડનગરની ભાષા વિષે જાણ થાય; પરંતુ એ કામ પણ શીઘ્ર સધાય તેવું નહિ, માટે મેં **વડનગરા**ની સ્ત્રીઓનાં,–**ભાવનગર**, **અમદાવાદ** ને **સૂરત** એ ત્રણ મુખ્ય ઠેકાણાંનાં ગીતનો સંગ્રહ કરવો ધારચો; પણ પણ એ પણ અઘરું હોવાથી નિદાને મેં **સૂરત**ની જ નાગર સ્ત્રીઓનાં ગીત એકઠાં કરવાનો નિશ્ચય કરચો.

એ ઉદ્યોગ ચલાવવા સારુ મેં મારી સ્ત્રીને કહ્યું; એણે તથા બીજી બે ત્રણ સ્ત્રીઓએ તે કામ માથે લીધું ને એઓએ ગીતો ગાવાનો ઝાઝો અભ્યાસ એવી સ્ત્રીઓ પાસે જઇ જઇને મોઢેના શબ્દો લખી લેવા માંડચા. એ પ્રસંગમાં લખાવનારી સ્ત્રીઓમાંની કેટલીએકે કંટાળીને ને કેટલીએકે શરમ ન છંડાય માટે લખાવ્યાં. પણ જ્યારે છપાવવાની વાત તેઓના જાણવામાં આવી ત્યારે તેઓ મનમાં પસ્તાયાં અને નવાં લખાવવાને બહાનાં કાઢી બેદરકાર થયાં–એકે તો કહ્યું કે મોઢેથી શીખો, લખે કેવાં વળી ? એકે કહ્યું કે એ તો મને આવડતું નથી. એમ કરતાં લખાવે તો કોઈ આગલા બોલ મૂકી દે, કોઇ પાછલા, ને કોઈ વચલા. તેઓના મનમાં એવું કે પછી આપણને કોણ પૂછતું આવશે ? તોપણ તેઓમાંની એક વૃદ્ધ સ્ત્રીએ

રહેલા અર્થ, ગીતમાં રહેલી કવિતા, ગીતમાંની રીતભાત ઈ૦ જોતાં સૂરતની નાગર સ્ત્રીઓની ઊંચી કુલીનતા ને તેઓની નાગરી સુઘડતા એ બેથી ઊભરાતો જે રસાનંદ, તે આ પુસ્તકમાં ચાંદરણારૂપે દીપી રહ્યો છે.

વિશેષ, કે ઉપર લખેલા વિષયથી હમણાંની સૂરતની નાગરસ્ત્રીઓ વિષે પણ તેવો જ વિચાર બંધાય. પણ દિલગીર છું કે, આજકાલ સ્ત્રીઓનો ઉત્સાહ માત્ર લૂગડાં ઘરેણાં સજવામાં, છોકરાને સાબેલા કરવામાં, સારી કાંચળી ને સારા કબજા પહેરી ન્યાતમાં જમવા બેસવામાં અને થોડાક ગીત-જોડ્યા બોલ ગાવામાં છે. જનોઇ દીધાથી મારા છોકરાને બ્રાહ્મણપણાનો સંસ્કાર થયો, એ ભાવવાળો ઉત્સાહ આજકાલ કોઇ સ્ત્રીમાં નથી. એ રંગ તો ગયો જ !

કોડથી તથા ઉમંગથી અને આંખના ભાવથી તથા તાળીની છટાથી પ્રૌઢ રસિક સ્ત્રીઓ શરદના ચાંદરણાવાળી શાંત સલૂણી સુંદર ભાગી રાતે ટીપના તીણા પણ ઠરેલા કુમળા મધુરા સૂરના સતરંગ પ્રવાહમાં વાંસળી, ગોવાળિયા, બેડલું, બાલમ, મોરલો વગેરે રસભરી ગરબીઓને હલાવતી અને શહેરના લોક નાગરીના ગરબા જાણી દોડી આવી ઠઠે મળતા અને એક ચિત્તે કર્ણથી રસપાન કરી તૃપ્ત થઇ ધન્ય છે એમ કહેતા, તે રંગ પણ ફરીથી જોવામાં આવનાર નથી !

કુલીનતા ને સુઘડતાના રંગ પણ આજકાલ છેક જ ટાઢા થઈ ગયા છે ! એને પાછા પાકા તેજાળા કરવાને નાગરીઓએ વિદ્યાભ્યાસ કરી પોતાની બુદ્ધિનું ચાંચલ્ય તથા કુળાભિમાન એ વધારવાં જોઇએ અને પોતે પણ વિવેકમરજાદથી ઠરેલ થવું જોઇએ; વળી જૂના નવા રસરંગના મિશ્રણ-થી એક નવો રસરંગ ઉત્પન્ન કરવો જોઈએ. એમ થયેથી નાગરીઓનો ઉત્સાહ—આનંદ પાછો નવા રૂપમાં પ્રદીપ્ત થશે.

૧૮૭૦

૨૬

# કવિચરિત્ર વિષે

બળ, પૈસો, અધિકાર, બુદ્ધિ, અને ગુણ-એમાંના દરએકથી અથવા થોડાઘણાંથી પ્રખ્યાત થએલાં સ્ત્રી પુરુષના હેવાલ રમુજે દિલપસંદ અને શિખામણ આપવો જોઇએ તેવાં હોય છે. બનેલા અથવા બનતા બનાવોનો સારાસાર સમજી ફાયદો કોણ નથી લેતા ? સહુ લે છે. માણસ પોતાના ગર્વથી પારકાથકી લાભ ઇચ્છવાને નાખુશી બતાવે, પણ તેને તેમ કર્યાં વગર ચાલતું જ નથી. જો તે કોઈનું સાંભળે નહિ અથવા કોઈનું જુએ નહિ તો તે કોઈ દહાડો પોતાના જ્ઞાનમાં વધારો કરી શકે જ નહિ. કાન અને આંખ એ બે માણસને ઈશ્વરે મોટાં બક્ષિસ આપેલાં છે. દુનિયામાં જે જે નામાંકિત માણસો થઈ ગયાં છે તેઓએ પોતાનાથી અગાઉ થએલા મહાપુરુષોનાં વૃત્તાન્ત સાંભળેલાં અને પોતાની આગળ થતા મહાપુરુષોનાં જોએલાં. કોઈ માણસ પ્રખ્યાત થયો તો તે પ્રથમ કેવી અવસ્થામાં હતો, તેણે જે કામમાં પ્રખ્યાતિ મેળવી તે કામમાં પ્રથમ પ્રવેશ ક્યારે અને કેવી રીતે કીધો, તેણે કેટલાં સુખ દુઃખ વેઠ્યાં, તેની બુદ્ધિ, વિદ્યા કેટલી વગેરે વાતો જાણવી કોને ન ગમે ? માણસનો સ્વભાવ એવો છે કે તેનાથી એ વાતોની જાણ કરી લેવા સારૂ હોંશ અને મહેનત કામે લગાડ્યા વગર રહેવાતું જ નથી. માણસને એકની એક વાત ઘણીવાર જોવી અથવા સાંભળવી અને તેમ જોઇ સાંભળી એક ઠેકાણે પડી રહેવાની ચાલ ગમતી નથી. તે ફેરફાર જોવાથી અને સાંભળવાથી રાજી થાય છે; માત્ર રાજી થાય છે એટલું જ નહિ પણ ખટપટી સંસારમાં તે ખટપટ કરવા મંડી પડે છે.

જુદી જુદી વાતમાં પ્રખ્યાત થએલાં માણસોનાં જન્મચરિત્ર જુદી જુદી રીતનાં હોય છે—અલબત્ત, માનવ સ્વભાવ છે તે તો ઘણાખરા મળતા આવે જ. સઘળાં જન્મચરિત્ર લાભકારક છે, પણ કવિજન્મચરિત્રથી

થતા લાભ તો અગણિત છે. કવિતા એ સંસારનું પ્રતિબિંબ છે. હરેક દેશના લોકના સંસારને જોવો અને વળી તેના ખરા સ્વરૂપમાં, તો તે લોકોનાં ઉત્તમ કાવ્યો વાંચવાં. દુનિયાની ખરી આબેહૂબ તસવીર કવિ ચીતરે છે. દુનિયામાં કઈ કઇ અજબ ચીજો છે, તેઓની પોતપોતાની અને પરસ્પરે શી શી ખાસિયત છે, તેઓ શા શા લાભાલાભ કરે છે એ સઘળું ઘટતી રીતે રંગ દઇ જેવું જોઇએ તેવું બતાવે છે. કવિ ઝૂંપડાની તથા રાજમહેલની, ઘરની તથા બહારની, આ દુનિયાની તથા પેલી દુનિયાની અને ટૂંકામાં દસે દિશાની વાત કરે છે. ત્યાં જઈએ ત્યાં કવિ અને કવિતા છે જ. એકેકી વાતને લીધે નામાંકિત થએલા પુરુષો ઘણા છે, પણ સઘળી વાતને લીધે નામાંકિત પુરુષો થોડા હોય છે. એ થોડા તે કવિજન છે. ઇતિહાસો વાંચ્યાથી રાજા રૈયતની પરસ્પર વર્તણુક જાણ્યામાં આવે છે. પણ રાજાના ઘરની અને રાજાના ખોળિયાની, તેમ લોકનાં ઘરોની અને તેઓનાં ખોળિયાંની સવિસ્તર વાત કહેનારો કવિ જ છે. ફલાણા દેશના લોકો ભણેલા, નીતિમાન, ને ભક્તિમાન કેવા ને કેટલા હતા વગેરે વાતો સારી પેઠે કાવ્યોથી માલૂમ પડે છે. હવે આવા માણસોની તવારીખ ઘણી ગમત કરનારી અને ઘણી ઘણી શિખામણ આપતી હોય એમાં શક શું ? કંઇ જ નહિ.

જે પુરુષો દુનિયાના કામમાં મોટો ભાગ લે છે, તેના જમાનાની હકીકતથી, તેઓની પોતાની આસપાસના લોકોની, અને વળી બધી દુનિયા-ની રીતભાત જણાઈ આવે છે.

આ દેશમાં ઇતિહાસ અને જન્મચરિત્ર લખવાની વિદ્યા સારી પેઠે ખેડવામાં આવી જ નથી. રાજદરબારી ઇતિહાસો તો જૂઠાસાચા કેટલાક મળી આવશે, પણ જન્મચરિત્રના તો વાંધા જ. ઘણાં વર્ષો પૂર્વે થઇ ગએલા કેટલાક ભકત અને કવિઓનાં કાર્યોને યાદ રાખીને કેટલાક લોકોએ સ્મૃતિ પુરાણો બનાવ્યાં, ને ઉઘાડું છે કે યાદ રહેલું અને કવિનું બનાવેલું તેમાં સાચ જૂઠનો ભેગ હોય જ હોય. કાળિદાસ આટલી પ્રસિદ્ધિ પામ્યો,-

તોપણ તેનું જન્મચરિત્ર કોઇ **સંસ્કૃત** પુસ્તકમાં યથાસ્થિત મળી આવવાનું નહિ. 'ભોજપ્રબંધ' નામના પુસ્તકમાં તેની અને તેને આશ્રય આપનારા રાજાઓની અને તે વેળાના પંડિતોની કેટલીક વિદ્યાની વાત લખેલી છે. તેના ગ્રંથો ઉપર ટીકા પણ ઘણા જણે કરેલી છે. પણ કોઇએ તેનું જન્મચરિત્ર લખી તેમાં તેના સ્વભાવની, તેના ઘરની, તેની વિદ્યાની તમામ વાતો બતાવી નથી. એ મહા કવિ કેવી સ્થિતિમાં પ્રથમ ઊછર્યો હતો, તે કેમ આટલી ખ્યાતિએ પહોંચ્યો, તેનામાં કેવા કેવા ગુણ હતા વગેરે વાતથી આપણે અણવાકેફ છીએ.

હિંદુ વિદ્વાનોમાં એ મોટી ખોડ છે. યૂરોપખંડના લોકોમાં ચરિત્ર-વિદ્યા ઘણી ખેડાએલી છે; તેમાં કવિઓની વિદ્યા અને તેઓના પ્રકૃત્યાદિ ગુણ અવગુણ વિષે તો ઘણા ઘણા લોકોએ ઘણું ઘણું લખેલું છે. સંસ્કૃતમાં એ ચાલ નહિ તો પછી પ્રાકૃત ભાષામાં ક્યાંથી હોય ? ચરિત્ર લખવાની ચાલ ન હોવાથી પ્રખ્યાત થએલા માણસના ગુણ અવગુણ તેની પાસેના લોક જ સારી પેઠે જાણે છે ને ભવિષ્યમાં થતી પ્રજા તો તે પ્રખ્યાત હતો એટલું જ સાંભળે છે અને તેનાં કીધેલાં કર્મો ઉપરથી કેટલુંક લોકના જાણવામાં આવે છે, પણ તે સંબંધીની સવિસ્તર હકીકત જાણવામાં આવતી નથી, તેથી તેઓ ઘણી વાતથી અજાણ રહે છે.

માટે અમે આશા રાખીએ છ કે હવેથી નામાંકિત પુરુષોનાં જન્મ-ચરિત્ર લખી રાખવાનો ચાલ પડવા માંડે તો ઘણું સારૂં. ને એને માટે સર્વ વિદ્વાનોએ પોતપોતાના પ્રસંગમાં આવેલા પુરુષોનાં કર્મની નોંધ રાખ્યાં કરવી—અને પ્રસંગ પડયેથી તે લોકને જાહેર કરવી. યૂરોપખંડમાં કેટલાક લોક તો પોતાના કર્મની પોતે જ નોંધ રાખે છે. આગળની વખતમાં ચોપા-નિયાં, ન્યૂસપેપરો વગેરે છાપખાનાનાં સાહિત્ય ન હતાં, કે જેથી એક બીજાની વાત સહેલથી જાણ પડી શકે. પણ ઇશ્વરની કૃપાથી હવે આપણે સર્વ સાહિત્યથી અનુકૂળ છીએ, માટે સારાં સારાં જન્મચરિત્ર છપાવી

બહાર પાડવાં જોઈએ. તેમ પોતાના તથા પોતાના મિત્રોના હેવાલ ખાનગી નોંધી રાખવા. અલબત્ત, અમે એવું નથી ઇચ્છતા કે સાધારણ વાતોથી જન્મચરિત્ર લખી છપાવવાં, પણ જે વિશેષ ગુણથી માણસ પ્રખ્યાત થાય છે તે ગુણોનું અને તેને લગતી બાબતોનું જ્ઞાન આપવા સારુ ચરિત્ર લખવાં. તેમાં કવિઓને તો છોડવા નહિં. તેઓની સાધારણ બેસવા ઊઠવાની વાતમાંથી પણ કંઈ દિલપસંદ શિખામણ મળે છે.

ગુજરાતી કવિઓનાં જન્મચરિત્ર લખાઈ છપાઇ પ્રગટ થએલાં જોવાને અમે ઘણા જ આતુર છૈએ.

૧૮૬૦

૨૭

# ગુજરાતી કવિઓ

## નરસિંહ મહેતો

૧

જેમ **સંસ્કૃતમાં વાલ્મીકિ, અંગ્રેજીમાં ચોસર** તેમ ગુજરાતીમાં **નરસિંહ મહેતો** આદિકવિ કહેવાય છે. એની ચોખ્ખી ભાષા ઉપરથી માલૂમ પડે છે કે એણે પોતાની અગાઉ થઈ ગએલાં ભજનકીર્તનો સારી પેઠે વાંચ્યાં હશે; ને એથી અને પાછો પોતે નાગર પડ્યો તેથી, અને પાછો જોસ્સાવાળો ઘણો તેથી, અને વળી એ જ ઉદ્યોગમાં રહ્યો તેથી, એણે સારી કવિતા કરી. એના જેટલું ને એના જેવું કોઇ આગળનાએ કીધું નહિ તેથી એની આગળ થઇ ગએલામાંના કોઈનું નામ પ્રસિદ્ધિમાં આવ્યું જણાતું નથી. પણ એ વાતનો શોધ થવો જોઈએ કે **નરસિંહ મહેતાએ** કોનાં કોનાં ભજનો વાંચ્યાં અને કોના કોના નમૂના પ્રમાણે ઢાળો લખ્યા.

**નરસિંહ મહેતો** ભક્તકવિ હતો. એ વિદ્વાન નહિ ને કાવ્યશાસ્ત્ર

ભણેલો નહિ, તેથી એકે મોટું પુસ્તક કરી શક્યો નથી. એની કવિતા ઇશ્વર સંબંધી જ છૂટક છૂટક પદોમાં છે. પ્રથમ એણે પૂર્વ વયમાં કૃષ્ણની બાળ-લીલા ને રાસલીલાનાં પદો બનાવ્યા ને પછી ઉત્તરવયમાં જ્ઞાનમાર્ગના-ઇશ્વર-મહિમાનાં ને ઉપદેશનાં. એને સંસાર સંબંધી સારો અનુભવ હતો, તેથી એણે પોતાનાં પદમાં રસ સારો મૂક્યો છે. એની કવિતામાં વત્સલરસ, શૃંગારરસ, અને શાંતરસ જોવામાં આવે છે. એની શૃંગારરસકવિતા કરતાં એનાં જ્ઞાનમાર્ગ સંબંધી જે પદો છે, તે ખરેખરા વખાણવા જોગ છે. આહા ! શૃંગાર પરથી કેવો તે વેદાંત પર ચઢી રહ્યો ! એ ઉપરથી તે વિદ્વાનમાં ગણનીય થાય છે. એની કવિતાની ભાષા પૂર્વ વયથી ઉત્તર વયની જુદી પડે છે. શૃંગારની છે તે પ્રેમાનંદ અથવા દયારામના જેવી નથી, પણ કંઇક બાયલી છે; પણ ઉત્તર વયની તો ખરી મરદાની છે. અલબત્ત શાંત રસની છે, એટલે તે વીરરસના જેવી બહાર ક્યાંથી ખૂલી નીકળે ? પરભાતિયાં તે નરસિંહ મહેતાનાં જ. જેમ ચૉસરનાં સાંજ સવારનાં વર્ણન વખણાય છે તેમ કેટલાંક નરસિંહનાં પ્રભાતવર્ણનમાં સૃષ્ટિસૌંદર્યનું ઘણું સારૂં ચિત્ર આપેલું જણાય છે.

૧૮૬૫

૨

જેમ તે ગોપીરૂપે કૃષ્ણની ભક્તિમાં તત્પર રહેતો તેમ તેની કવિતા-વાણી પણ સ્ત્રીની છે—કુમળી, સાદી (અલંકાર વિનાની) સરળ, ને ઠાવકી. તે કવિ કાઠિયાવાડનો છતાં તેની ભાષામાં સૂરતી ભાષાની કોમળતા જણાય છે. કાળિદાસ, રેવાશંકર વગેરેની ભાષામાં કંઇક કાઠિયાવાડની કઠણતા છે. વળી તેની વખતમાં લખાએલાં પુસ્તકો જે સર્વત્ર પ્રસિદ્ધ નથી થયાં તેની ભાષા હમણાંથી જુદી પડે છે, તો નરસિંહની ભાષા પણ હમણાં-ની ભાષાથી જુદી જ હોવી જોઇએ. તેણે ઘણું કરીને પ્રભાતના રાગોમાં લખ્યું છે. કવિતાનો જીવ જે રસ તે નરસિંહની કવિતામાં સાહજિક, આછો,

૨

એની કવિતામાં ભકિતભાવનો અંતર્પટછે, અને પ્રેમરસ બહાર પડતો છે; વળી વચમાં વચમાં વિરાગનો ભાસ પણ પડે છે. એની કવિતામાંના રસનેં તેજી છે; પણ તેજી તીવ્ર નથી અને રસ ધાડો નથી તેથી ઘણીવાર અસર રહેતી નથી; તોપણ રસ સાહજિક, સરલ વહેતો છે. વિચાર તૂટક ને સાદા છે, પણ કહીં કહીં 'પિયરિયાંને પરદેશ મૂકયાં, સાસરિયાં ને વસાવ્યા,' 'ચાંદા સૂરજનું તેજ તજીને આગિયા સંગાથે પ્રીત જોડ સારે,' એવા એવા ટૂચકા છે ખરા.. વાણી ઠરેલી, કોમળ, મધુર, ને સુંદર છે. **મીરાં** જેમ રાઠોડ બાપની બેટી હતી તેવો તેનો ભકત દાખલ આગ્રહ હતો, અને જેમ તે રાજવંશી લાડમાં ઊછરેલી દીકરી તથા સિસોદિયા રાણાની એક રાણી તેવી તેની કવિતા સુઘડ છે. '**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર' એ તૂક આપણાં બૈરાંઓ કોઈ દહાડે વીસરનાર નથી. સારૂં ગાઇ જાણનારાં બૈરાં ગરબા ગાવાના પ્રસંગમાં **મીરાં**નાં જ પદો છૂટથી ગાય છે. ગુજરાતી ભાષામાં સ્ત્રીકવિમાં પહેલી **મીરાં**બાઈ જ છે. એના પછી કોઈ બીજી સ્ત્રી પોતાના ગામ બહાર ઝાઝી પ્રસિદ્ધિને પામી નથી.

## વિષ્ણુદાસ

વિષ્ણુદાસે મોટાં પુસ્તકો કર્યાં છે, પણ તેમાં કેવળ નીરસ કથન જ છે, એવું કે ગ્રંથના પાત્રજનને સાધારણ અથવા હલકી સ્થિતિનાં સ્વભાવ-ગુણથી વર્ણ્વ્યાં છે. ભાષા થડકતી, શબ્દપ્રયોગ ખોટા, અલંકાર તાણી તૂશીને યોજેલા, વાકયોની પુનરુકિત ઈત્યાદિ બહુ દોષ છે. કથન, રાગ-ઢાળમાં મૂકેલું છે તેથી ને કોઇ કોઇ પ્રસંગે સાંભળ્યેથી અલંકૃત વાણી ઊભરામાં નીકળી ગઇ છે તેથી જેટલી ને જેવી સારી લાગે તેટલી ને તેવી સારી કવિતા વિષ્ણુદાસની છે. વિષ્ણુદાસની કૃતિ અઢારમા સૈકાના પ્રથમ પાયા લગીની કહેવાય, તોપણ તે સત્તરમા સૈકાની ગુજરાતી કવિતાનો પ્રતિનિધિ-રૂપે છે. સત્તરમા સૈકાની કવિતાનો વિષય ભકિત છે; પણ તે દષ્ટાંતના

કથનથી દેખાઇ આવે છે. દેખડાવનારા વિદ્વાન નહોતા તેમ ભક્તિભાવથી ઊભરાતા જોસ્સાવાળા નહોતા તેથી તેઓની કવિતાવાણી મોળી ને નિસ્તેજ છે.

## અખો

અખાને સંસારનો અનુભવ સારો હતો ને તેમાં ઘણું કરીને તેની નજર ખૂબી કરતાં ખોડ જોવા તરફ, ને પછી તેને હસી નાખવા તરફ વધારે જતી હતી. દુનિયાની ઠગબાજી અને ઇશ્વર સત્ય અને જગત મિથ્યા છે એ વાત તે સારી પેઠે જાણતો તે તેણે લખી બતાવીને લોકને શિક્ષા આપી છે.

એનાં પુસ્તકોના બે ભાગ થઈ શકે છે–પાખંડી મત તથા આચાર-ઘેલાઇ એ વિષે છપ્પા ને વેદાંતના ગ્રંથો. છપ્પામાં મર્દાની રીતે લોકમાં ચાલતા દાખલાઓથી ઠગબાજીને અને ધર્મઘેલાઇને હસી નાખી–હસવામાં નિંદા કરી–લોકને શિખામણ દીધી છે. એણે જે દાખલાઓ મૂકયા છે તે ખરેખર અસર કરે તેવા છે. કદાપિ એમ લાગે કે એક વાતના બોધને માટે જુદા જુદા ઠેકાણાના પ્રસંગોને પ્રમાણરૂપે સાથે મૂકવામાં તેને ઘણી મહેનત પડી હશે, તોપણ તેની લખવાની છટા ઉપરથી સાફ જણાય છે કે તેણે બહુ જોએલું, બહુ સાંભળેલું, અને બહુ વેઠેલું, તેથી તે તેનાથી સહજ લખાયા છે ને એ જ એની કવિ દાખલ ખૂબી છે. એના છપ્પા પિંગળ રીતના નથી, પણ છ ચરણની ચોપાઇઓ છે. મૂર્ખાઇનું હાસ્ય કરી શિખામણ આપવામાં અને ગુજરાતી ભાષામાં વેદાંતનો શાસ્ત્રીય ગ્રંથ લખવામાં અખા જેવો હજી સુધી કોઇ થયો નથી.

એના લખાણ ઉપરથી સાફ માલૂમ પડે છે કે એ પ્રેમી નહોતો, ઘડાઇ ઘડાઇને શઠ થયો હતો. જેમ બીજા વેદાંતીઓનાં પુસ્તકોમાં ભક્તિ-યુકત કોમળ જ્ઞાન જોવામાં આવે છે તેવું એનામાં નથી. એનાં વેદાંતનાં

પુસ્તકો જ્ઞાન ઘણું આપે છે, પણ તેથી બોલનારનું કોમળપણું વધતું નથી —સચ્ચિત થવાય છે, પણ સચ્ચિદાનંદ થવાતું નથી. એનાં પુસ્તકોમાંથી બ્રહ્મજ્ઞાન થાય છે, પણ બ્રહ્માનંદનો અનુભવ થતો નથી. **અખાએ** જે વેદાંત લખ્યો છ તે વેદાંત કવિને લખવાના વિષયને યોગ્ય નથી. તેમાં કવિનારસ થોડોક છે ને **અખો** પોતે પણ કહે છે કે 'જ્ઞાનીને કવિમાં ન ગણીશ, કિરણ સૂર્યનાં કેમ વરણીશ.' એ પુસ્તકો કરતાં છપ્પામાં કવિતા વિશેષ જણાય છે. શાસ્ત્રીય ગ્રંથોના કવિમાં અલંકારની મેળવણીથી રસ ઉત્પન્ન થાય તેટલો રસ હોય છે. ગંભીર વિષયને અનુકૂળ ભાષા ઘડાએલી નહિ તેથી **અખાની** ભાષા સ્વચ્છ નથી પણ ક્લિષ્ટ જેવી લાગે છે. **અખાને** જ્ઞાની દાખલ ઘણું માન છે, પણ કવિ દાખલ તો એ બીજા વર્ગમાં આવે છે. એની કવિતા બોધક છે ને તેમાં હાસ્યરસ સિવાય બીજો રસ જ નથી–તેમ ભકિત નથી, પણ થોડોક વૈરાગ ને મનમાનતું જ્ઞાન છે. બ્રહ્મનિરૂપણ સારી પેઠે કીધું છે. કેટલાક લોક **અખાને** ભકત કહે છે, પણ તે ખોટું છે. એનામાં ભકિત નથી જ; એને જ્ઞાની કહેવો ઠીક છે.

**અખાએ** જાતે અભ્યાસ કર્યો નહોતો, પણ તે બહુશ્રુત હતો. એના વિચાર સાધારણ નથી, પણ પ્રૌઢ છે—પંડિત માન્ય કરે તેવા છે. એણે કવિતા ઉપર કે ઢાળ ઉપર નજર રાખી નથી, પણ અર્થને દૃષ્ટાંતોથી ભભકમાં બતાવવા ઊપર સારી પેઠે નજર રાખી છે. એનાં બનાવેલા વેદાંતનાં પુસ્તકોમાં પહેલું બનાવેલું પુસ્તક અક્ષયગીતા–અખેગીતા–છે. એ ગીતાની છેવટે સંવત ૧૭૦૫ ને ચૈત્ર સુદિ ૯ ને સોમવારની મિતિ આપી છે. એણે કેટલીએક સાખી ગરબીઓ પણ કરી છે.

જોકે **અખો** સોની હતો તોપણ તેણે મહેનત કરીને વેદાંત સરખા અઘરા વિષયનું જ્ઞાન સંપાદન કીધું, ને પછી મહેનત લઇ લખી લોકને આપ્યું એ ખરેખર સ્તુતિપાત્ર છે.

## પ્રેમાનંદ

### ૧

પ્રેમાનંદનાં ' સુદામાચરિત્ર,' 'ઓખાહરણ,' 'દશમ ' એ પુસ્તકો ઘણાં જ સારાં છે. એમાં ખરી કવિતાનો જોસ્સો મનમાનતી રીતે બહાર પડેલો જણાય છે—સંસાર સંબંધી વિષયને કવિતારૂપ રસભરી લખવામાં પ્રેમાનંદ ઘણો જ સારો છે. ગુજરાતી કવિતામાં વિદ્યા, વિચાર, અને વ્યંજના તો મળે જ નહિ. ને જ્યાં સુધી એ ન હોય ત્યાં સુધી તે ઉત્તમ કવિતા કહેવાય નહિ. ગુજરાતી કવિતા સાધારણ લોકને માટે છે, વિદ્વાનને માન્ય—વિદ્વાન વાંચી પ્રસન્ન થાય તેવી—નથી. તોપણ થઈ ગએલા કવિઓમાં પ્રેમાનંદ પહેલે દરજ્જે છે એમાં તો શક નથી જ.

ઘણીખરી ગુજરાતી કવિતામાં સાધારણ લોકને રસ લાગે છે તે તેમાંના શુદ્ધ કવિતાના વિચારથી નહિ, પણ ઇશ્વર સંબંધી વાતને લીધે. રાધાકૃષ્ણની વાતને લીધે–લોકની રીત પ્રમાણે કરેલા વર્ણનને લીધે–રાગડામાં અન અજ્ઞાની લોકને સહેલથી સમજાય તેવી રીતે લખ્યાને લીધે. કિયો વિદ્વાન, કિયો વિદ્યાર્થી પોતાના વિનોદને માટે અથવા પોતાની શિક્ષાને માટે –કવિતાચાતુરી શીખવાને માટે–ગુજરાતી કવિતા વાંચે છે ? કોઇ જ નહિ. સહુ વાંચે છે ને સાંભળે છે, તે માંહેની મતલબથી ખુશ થવાને, પણ મતલબમાં કવિતારૂપ શું ચતુરાઇ રહેલી છે તેને જાણવાને નહિ. 'ઓખાહરણ'–માંનાં બે ત્રણ કડવાં, 'નળાખ્યાન'માંનાં બે ત્રણ કડવાં, અને 'દશમ'માંના ૫૨ અધ્યાયમાંના બે ત્રણ અધ્યાય એમાં નવી કવિતા છે તેવી બીજાઓની પણ હોત તો ગુજરાતી લોકો પોતાના કવિઓ વિશે મોટું અભિમાન રાખી શકત. આ લખતી વેળા 'ઓખાહરણ' ને 'નળાખ્યાન', 'દશમ'નો ૩૯મો અધ્યાય મને સાંભરી આવે છે—એ વાંચતાં મારી છાતી ભરાઇ આવી હતી.

પ્રેમાનંદની કવિતામાં ચાર રસ વિશેષ છેઃ કરુણા, શૃંગાર, હાસ્ય, ને વીર એમ ઊતરતે અનુક્રમે જોવામાં આવે છે. કરુણામાં તો એકકો છે.

એનો શૃંગાર દયારામના શૃંગાર કરતાં પ્રૌઢ છે, પણ તેટલો મસ્ત નથી, તેમ ચિત્ર આપવામાં દયારામ કરતાં વધારે સારો છે તોપણ જેવો કાળિદાસનો, શેક્સપિયર-બૈરનનો, હાફેઝનો અને સુરદાસનો દરદનો ભરેલો ચિત્ર આપતો, દુનિયાદારી સમજાવી નીતિ બતાવતો ને પંડિતાઈ ભરેલો છે તેવો પ્રેમાનંદનો નથી. હાસ્યરસ ને વીરરસ પણ સારા છે. એની કવિતા-રચના દયારામના જેવી સરલ નથી, પણ કેટલેક ઠેકાણે થડકતી છે. એનામાં હિંદુસ્તાની કે ઉરદૂ શબ્દ આવતા નથી; સામળે સારી પેઠે લીધા છે, વલ્લભે થોડા અને પાછા દયારામે સારી પેઠે લીધા છે. ખરેખર, જો કોઇ બીજી ભાષા બોલનારા લોકને ગુજરાતી કવિતા વાંચવાને આપું તો નરસિંહ, પ્રેમાનંદ, ને દયારામ એ ત્રણને જ આપું. પ્રેમાનંદે જે પુસ્તકો રચ્યાં છે તેનો આધાર તો સંસ્કૃત જ, પણ પછી વિસ્તાર પોતાની તરફનો એટલો કે પુસ્તકો ભાષાંતર ન કહેવાય. 'દશમ'માં જેટલું નવું છે તેના કરતાં 'નળ'માં વધારે છે ('નળ'ના સંસ્કૃતમાં ઘણા ગ્રંથો છે તે જોએલા તોપણ) અને 'નળ' કરતાં વધારે 'ઓખાહરણ'માં છે.

૧૮૬૫

## ૨

જ્યાં સુધી સર્વ ગ્રંથો વર્ષ પ્રમાણે મૂકેલા એવું એક મોટું પુસ્તક થયું નથી ત્યાં સુધી ખરેખરો વિચાર આપી શકાય નહિ; પણ જેટલું મારા વાંચવામાં અને ચર્ચવામાં આવ્યું છે તેટલા ઉપરથી આ પ્રમાણે કહી શકાયઃ– કવિતાનો આત્મા જે રસ તે પ્રેમાનંદની કવિતામાં ઘણું કરીને એક-સરખો સાધારણ ઉજળો ને ઘાડો હોય તેવો દીપે છે. એની કવિતા કરુણ ને હાસ્ય એ બે રસથી વિશેષ વ્યાપ્ત છે ને બીજા રસ શૃંગાર, વીર, અદ્ભુત એ પ્રસંગોપાત્ત સારા દેખાય છે. પ્રેમાનંદે સ્વભાવસ્થિતિ–રીતભાતનું, અનુકૂળ ગૌરવવાળી શુદ્ધ વાણીમાં રસભર્યું વર્ણન કર્યું છે. અલંકાર પણ ઘટતા ને સારા છે. એણે એની પહેલાં થઈ ગએલાઓના દેશી રાગ–ઢાળમાં અથવા તેમાં વધારો ઘટાડો કરી નવા કરી એ રીતની વાણીમાં ગ્રંથ

રચ્યા છે. 'હૂંડી', 'શ્રાદ્ધ', 'હારમાળા', ને 'મોસાળુ' એ ચારમાં નાયક **નરસિંહ મહેતો** છે, ને એ ચારમાં ઉત્તમ 'મોસાળુ' છે. એમાં અને 'સુદામા'માં હાસ્ય ને કરુણ એ બે રસ છે. ગુજરાતીમાં જુદાજુદા ત્રણ પ્રકારના હાસ્ય લખનારા **અખો**, **પ્રેમાનંદ**, ને **સામલ** એ થયા છે, તેના જેવા બીજા કોઇ થયા નથી. '**ઓ**ખાહરણ'માં શૃંગાર પ્રધાન છે ને તેથી ઓછો વીર છે. '**મદાલસા**'માં શૃંગાર, કરુણ, ને થોડોએક અદ્ભુત છે. '**અભિમન્યુ**'માં વીરનું પ્રાધાન્ય અને બીજા કરુણ ને શૃંગાર છે. '**નળાખ્યાન**'-માં કરુણનું પ્રાધાન્ય ને શૃંગાર હાસ્ય એ છે. 'વિવેકવણઝારા'માં શાંત છે અને 'દશમ'માં સઘળા રસ છે, પણ વિશેષ વત્સલ રસ છે.

વિષયનું રૂપ અને દર્શાવવાની શક્તિ અને વાંચનારના ઉપર થતી અસર એ ત્રણ ઉપરથી કવિતા ઉત્તમ કે મધ્યમ કે કનિષ્ઠ કહેવાય છે. વળી સર્વ કાળના સર્વ સ્થિતિના લોક જેટલી પસંદ કરે તેટલા ગૌરવની ને તેટલી શક્તિથી લખાએલી કવિતા તે ઉત્તમ છે. **વાલ્મીકિ**, **વ્યાસ**, **કાલિદાસાદિ** એઓએ જે પ્રતિની કવિતા કરી છે તે પ્રતિની કવિતા પ્રેમા-નંદની નથી. પ્રેમાનંદે વિશેષે ગુજરાતીઓને પસંદ પડે તેવી કવિતા કરી છે. એની કવિતામાં ઉત્તમ વર્ગના જનની સ્થિતિનું ચિત્ર નથી, પણ મધ્યમ વર્ગના જનની સ્થિતિનું વિશેષે છે. એણે પોતાના ગ્રંથોમાં **સંસ્કૃત**માંના ને દેવકથાના વિષયો લીધા છે અને તેને પોતાનાં સંસારજ્ઞાન તથા તર્કશક્તિ એ બેથી શણગાર્યા છે. એની કવિતામાં પાત્રજનોની મૂર્તિ યથાસ્થિત પડેલી જોવામાં આવતી નથી. વળી એક માણસ જુદેજુદે પ્રસંગે જુદાજુદા રંગમાં દેખાય, પણ તે તેનો તે જ છે એમ તો હોવું જ જોઇએ. એ વિષયમાં પણ અપૂર્ણપણું દેખાય છે. કારણ કે કવિ સ્થિતિવર્ણન કરવાના પોતાના મુખ્ય રસમાં અને પોતાના વખતના લોકને પ્રસન્ન કરવાના કોડમાં નિત્ય મગ્ન હતો. એનો સૌથી શ્રેષ્ઠ ગ્રંથ પોતાની ઠરેલી સ્થિતિમાં ઠરેલી કલમથી લખાએલો '**નળાખ્યાન**'નો છે. '**ભાગવત**' પછી લખ્યું છે, પણ તે વૃદ્ધા-વસ્થામાં ને ઉતાવળમાં લખ્યું હોય એમ ભાષા તથા વર્ણનશૈલી ઉપરથી જણાય છે.

વર્ણનરસ અને વર્ણનશૈલી એ પ્રેમાનંદની કવિતાની મોટી ખૂબી છે, અને એ ઉપરથી ગુજરાતીઓ 'હૂંડી', 'સુદામાચરિત્ર', 'મોસાળુ', 'ઓખાહરણ' એ ગ્રંથો અમુક અમુક ટાણે ઉમંગથી ગાય છે અને 'નળાખ્યાન' અને 'ભાગવત' ચોમાસામાં વાંચે છે અથવા સાંભળે છે. પ્રેમાનંદની કવિતા એ ગુર્જરી સ્થિતિપ્રદેશમાં એક સુંદર સરોવર છે કે જેની લહરીમાં સર્વ ગુજરાતીઓ પોતાનાં રોવાં હસવાં, દુઃખસુખનાં પ્રતિબિંબ જોઇ જોઇને નિવૃત્તિ આનંદમાં રહે છે. કવિ પોતે પણ એ જ આનંદ લેનારો હતો. સ્વભાવે માયાળુ, મળતાવડો, વિવેકી ને ટરેલ હતો. સંસારઉપાધિમાં છતે તે ગભરાતો નહિ, પણ સીધે રસ્તે ઉદ્યમ કરી સંતોષથી રહેતો. એ પોતાના કુટુંબમિત્રમંડળમાં ઠાવકી મજા થકી, ઠાવકા અભિમાનથી, ઠાવકા કોડીલાપણાથી રસવાર્તા કરી આનંદમાં કાળ ગુજારતો હોવો જોઇએ.

## સામળભટ્ટ

**સામળે** **વ્રજ**ભાષાનો સારી પેઠે અને **સંસ્કૃત**નો કાવ્યોત્પત્તિ જેટલો અભ્યાસ કરેલો જણાય છે. કેટલાક કહે છે કે એને જ્યોતિષ પણ આવડતું હતું ને તે પુરાણ વાંચતો હતો. દોહરા, ચોપાઇ. છપ્પા, કવિત વગેરે વૃત્ત જે મૂળ **સંસ્કૃત**માં નહિ, પ્રથમ **વ્રજ**ભાષામાં જ નીકળેલાં તે **સામળે** પહેલવેલાં જ દાખલ કીધાં, ને તેમાં તે ફત્તેહ પામ્યો છે. એની કવિતાનો મોટો ભાગ વાર્તાનો છે. એ વાર્તાઓ લખવાનો ઉદ્દેશ વિદ્વત્તા અને કવિપણું દેખાડવાનો નથી પણ ગામડિયાઓને રીઝવવાનો છે, તોપણ લેખકે પોતાની વિદ્વત્તા અને કવિત્વશક્તિ પ્રસંગે સારી પેઠે બતાવી છે. અજ્ઞાની લોકોની કવિતા તરફ રુચિ કરાવ્યાનું અને તેમાં નીતિ બતાવ્યાનું માન **સામળ**ને છે; પણ એ વાતોનો વિષય એવો છે કે લોકો સાર ગ્રહણ કરવાને બદલે અસાર ગ્રહણ કરે છે. એની કવિતામાં કંઈ દરદ જણાતું નથી, અને જ્યાં સુધી જેની કવિતામાં દરદ માલૂમ પડયું નથી ત્યાં સુધી તે કુદરતી કવિ કહેવાય નહિ. પ્રાસાદિક અથવા કુદરતી કવિ થવામાં પ્રીતિસંબંધી અથવા

ધર્મ સંબંધી ન ડાબ્યો રહે તેવો જોસ્સો જોઇએ, તે જોસ્સો **સામળ**ની કવિતામાં નથી; તોપણ એ બે જોસ્સાને મળતા પણ થોડા ઊતરતો કોઇપણ રીતે નામ મેળવવા સંબંધી જે જોસ્સો અને નાનપણથી જ કવિતાનો અભ્યાસ એ બેનું જોર એટલું માલૂમ પડે છે કે તેને બીજી પંક્તિનો કુદરતી કવિ કહેવામાં હરકત લેવા જેવું નથી.

એને દુનિયાદારીનું જ્ઞાન તો ઘણું જ અને બહુશ્રુત પણ ખરો. '**ભોજ**પ્રબંધ' આદિ લઈ **વિક્રમ ભોજ** સંબંધી જેટલાં પુસ્તકો **સંસ્કૃત**માંથી ને **જૈન**માંથી જોઇ લઈને તેમાં સારી પેઠે વધારીને એણે વાર્તાઓ બનાવી છે; તેમ એણે **સંસ્કૃત** સાહિત્યના શ્લોક પણ સારી પેઠે જોએલા. '**પદ્માવતી**' અને 'બરાસકસ્તુરી' વગેરે ૪–૫ વાર્તાઓ એની સ્વકલ્પનાથી બનાવેલી લાગે છે. 'સિંહાસન બત્રીસી'માં ૧૦ એક વાત સારી છે, અને 'સૂડાબહોતેરી' વિષે મારો વિચાર એ છે કે એણે ન કીધી હત તો સારૂં થાત—વિષય બીભત્સ છે એટલું જ નહિ પણ લખવાની ઢબ પણ એવી રાખી છે કે વાંચનાર એ વાતો વાંચતાં કંટાળીને ચોપડી મૂકી દે છે. 'સૂડાબહોતેરી'ની જાતની જાહાંદારશાહની વાત છે, અને જોકે જાહાંદારશાહનો વિષય 'સૂડાબહોતેરી'ની વાર્તાના કરતાં ઘણો જ બીભત્સ છે, તોપણ આગળ ઉપર તેટલો કંટાળો આવતો નથી. **સામળ**ની વાર્તાની ભાષા સાદી છે, પણ શબ્દો તોડી નાખેલા અને કેટલાએક **જૈન હિંદુસ્તાની** વાપરેલા છે; અને તે સાધારણ વિષયને લાગુ પાડી છે તે જોતાં ઘણી જ જોસ્સાવાળી જણાય છે. એની **અંગદ**વિષ્ટિ ઘણી સારી છે, એમાં **અંગદ**નો રૌદ્રરસ અને રાવણનો વીરરસ દર્શાવ્યો છે. **સામળ**ના છપ્પાનો મોટો ભાગ નીતિનો છે, ને બીજા છપ્પા પ્રાર્થના, નગર નગર ભૂપનાં વર્ણન અને સમસ્યાચતુરાઇના છે. એ નીતિના છપ્પામાં ખરી કવિતા નથી. પુનરુક્તિદોષ ઘણા ઘણા જોવામાં આવે છે. એના કેટલાએક છપ્પા તે ચોપાઈમાં પોતાને કહેવાના વિષયના પ્રમાણમાં દુનિયાદારીના દાખલા હારબંધ મૂકેલા જોઈને વાંચનાર ખુશ થાય છે. **સામળ**ની પ્રસિદ્ધિ જેટલી એની વાર્તાઓથી છે તેટલી બીજાથી નથી; માટે એ ઉપર આવું લંબાણ કર્યું છે.

કવિતામાં બે ભાગ રસ ને એક તર્ક જોઈએ. રસથી હૈયું ભેદાય છે ને તર્કથી લહેર આવે છે. સામળમાં હૈયું ભેદાય એવું ઘણું નથી, પણ તર્કથી લહેર આવે તેવું ઘણું છે, પણ તે મધ્યમ વર્ગનું છે. એણે સાધારણ વાતને કવિતામાં શણગારી તેમાંથી નીતિ બતાવી છે તોપણ એણે ઘણું લખ્યું છે તેથી એની કવિતામાં કેટલેક ઠેકાણે ઘણો જ સારો રસ જોવામાં આવે છે. —'માધવાનળ,' 'નંદબત્રીસી' 'અંગદવિષ્ટિ' વગેરેમાં રસ વિશેષ છે, અને 'બરાસકસ્તુરી' વગેરેમાં તર્ક વિશેષે છે. સામળનામાં વીરરસ થોડે ઠેકાણે છે, પણ તે ઘણો સારો છે. હાસ્યરસ તો ઘણો જ છે, શૃંગાર હલકી પ્રતિનો છે અને અદ્ભુત ભયાનક પણ સારા છે. પ્રેમાનંદમાં તર્ક થોડો ને રસ ઘણો છે, ને એ જ મુખ્ય કારણથી સામળ કવિપંક્તિમાં પ્રેમાનંદથી જ માત્ર ઊતરતો આવે છે. અલંકારો પણ પ્રસંગોપાત્ત સારા સારા છે.

૧૮૬૫

## ૨

સામળભટ્ટની પ્રસિદ્ધ કવિતા વાર્તા છે તેમાં વિષય સ્ત્રીચરિત્રનો છે:—

> अनृतं साहसंमाया मूर्खत्वमतिलोभिता ।
> अशौचं निर्दयत्वं च स्त्रीणां दोषाः स्वभावजाः ॥

એ શ્લોકમાં સ્ત્રીના જે પ્રકૃત છ દોષ કહ્યા છે તે સામળે અનેક વાર્તાકથનદ્રષ્ટાંતે દેખાડયા છે—એટલે લગી કે કવિએ એ વિષય ન લખ્યો હોત તો સારૂં થાત. એણે અતિશયોક્તિથી સ્ત્રીને નિંદિત કહી છે એવું વાંચનારના મોઢામાંથી નીકળે છે. 'મહાપુરૂષ માખણ ગ્રહે, ગ્રહે છતલીણા છાશ; નીચબુદ્ધિ નરકે પડે, વડાને વૈકુંઠવાસ.' એવું એવું જે લખ્યું છે તે ઉપરથી જણાય છે કે કવિ પણ પોતાની કવિતાથી નઠારી અસર થશે એવું જાણતો હતો. વાર્તાકથનના તેજમાં સુબોધ દબાઇ ગયો છે. જોકે કેટલીક મોટી વાર્તામાં કેટલીક સ્ત્રીની મૂર્તિ રૌદ્ર અને ભયાનક રસ ઉત્પન્ન કરે છે ને કેટલાક પુરુષોની સુઘડ મૂર્તિ ઊજળો આનંદ આપે છે, તોપણ સર્વ વાર્તા

વિશે સાધારણ વિચાર આટલો જ આપી શકાય છે કે તે તર્કથી યોજાઇ છે તોપણ ઉત્તરોત્તર તર્કથી-નવાં નવાં વર્ણનથી--રસભરી થઇ નથી; હા, સાહિત્ય અલંકારથી તેજદાર છે ખરી. કથન પણ ઘણું કરીને એકસરખાં સાદાં છે—યુક્તિ ને ખટપટ ભરેલાં નથી કે એક નવો રંગ દેખાય. વાર્તામાં ને બીજી કવિતામાં પ્રસંગે પ્રસંગે નવે રસ અલંકાર તથા સાહિત્યથી દેખાડયા છે, પણ એ રસ ઘટ્ટ જામેલા નથી-ઉપલકિયાછે, એટલે અસર ઘણીવાર રહેતી નથી. કવિનો ગ્રંથ લખવાના ઉત્સાહનો ઊભરો એવો તો જોસમાં બહાર પડેલો છે કે તેણે હિંદુ, ઊર્દૂ, જૈન શબ્દો તાણીતોડી, પ્રાસને અનુકૂળ કરી પોતાની વાણીને સરળ તેજ મારતી ને છટાવાળી દેખાડી છે. **સામળે** ઘણું લખ્યું છે, ઘણું સાહિત્ય વાપર્યું છે, ઘણો બોધ આપ્યો છે, ઘણી ચાતુરી બતાવી છે, ને ઘણા રંગ દર્શાવ્યા છે, તે સૌ જોતાં તેની કવિતા એ ગુર્જરી સ્થિતિપ્રદેશમાં એક રંગમંડપ હોયની શું તેવી શોભે છે કે જેમાં ગુજરાતી સ્ત્રી પુરુષો અનીતિ, મૂર્ખાઇ વગેરેનું હાસ્યરસ નાટક જોઇ અને દૃષ્ટાંતકથન સાંભળી સુબોધ શિક્ષા ગ્રહણ કરે છે. ગુજરાતીઓમાં પ્રવૃત્તિના આનંદનો અને ઉદ્યમ, સાહસ, ધૈર્યબળ, બુદ્ધિ પરાક્રમ એ સદ્‌ગુણોનો પ્રથમ બોધ કરનાર **સામળભટ્ટ** છે—'જીવતો નર ભદ્રા પામશે' એ વચન તો કહેણીરૂપ થઈ રહ્યું છે.

## વલ્લભભટ્ટ

### ૧

એની કવિતા ઉપરથી ખુલ્લું જણાઇ આવે છે કે તેનામાં કુદરતી જોસ્સો હતો. એની કવિતા જોકે દેવી અર્થે છે અને બૈરાંને ગાવાના રાગડા-માં છે તોપણ તેની ભાષા ઘણી મરદાની છે. ખરી ભકિતનો જોસ્સો એટલો તો ઊભરાઇ ગએલો માલૂમ પડે છે કે તેણે ઘણી જ ઝડપથી કવિતા લખી કાઢી હશે. એની ભાષામાં ઝડઝમક બહુ જ છે; પણ કેટલાએક શબ્દો એવી રીતે વાપર્યા છે કે હાલ લોકો વાકયનો અર્થ સહેલથી સમજી શકતા

નથી. એ કવિતાઓ રસાલંકારથી ભરેલી છે. રસમાં બે મુખ્ય દેખાય છે: વીર ને બીભત્સ. પણ એ બન્નેમાં ભક્તિ ભરપૂર છે. એના જેવી જોસ્સાવાળી ભાષા તો કોઈ જ કવિની નહિ એમ કહીએ તો ચાલે, પણ ભક્તિનો વિષય અને છૂટક કવિતામાં, તેથી કવિત્વશક્તિ વિશે ઊંચું મત ધરાવી શકાય નહિ. એ કવિતા ઉપરથી માલૂમ પડે છે કે તેની કેટલીક કવિતામાં અર્થ-પ્રૌઢિ ઘણી છે; અને એ તેની સંસ્કૃત વિદ્વત્તાનું કારણ કાં ન હોય? એ કવિ બીજા વર્ગની પહેલી ટુકડીમાં મૂકવા જોગ છે.

૧૮૬૫

૨

વલ્લભભટ્ટ જગદીશ્વરને શક્તિરૂપે માનતો ને ભજતો—જેમ બાળક પોતાની માના ઉપર વહાલ રાખે ને તેની કને લાડે ને તેની પાસે માગે તેવી રીતે દરેક જણે જગદંબા—જગતની મા—ઉપર ભક્તિ રાખવી;—કોઈ કરનારે જગત કીધું, પણ કરનારામાં શક્તિ હતી તો તે થયું માટે શક્તિ આદિ પૂજ્ય છે એમ તે માનતો. એના વખતમાં ગુજરાતીની જે સ્થિતિ હતી તેનું વર્ણન તેણે 'કળિકાળના ગરબા'માં અસર કરતું કર્યું છે. શક્તિ ઉપર ભક્તિ ને દેશની દાઝ એને વિશે ગુજરાતમાં પ્રથમ બોલનાર વલ્લભ-ભટ્ટ છે,—'દુર્મતિ દીધી દેશને હો બહુચરી, સુમતિ કરાવીતાજ,' 'દશ દિશ દાખ્યું દેશમાં હો બહુચરી, વાધ્યો વિષય વશેક,' 'આઈ અમી છાંટો નાખીએ હો બહુચરી, છોરૂ ઢોર ને ગ્રામ;' નેઉવેથકી નારા-યણી હો બહુચરી, દેશમાં દો નવ નિદ્ધ.' વળી ગરબા ગરબી એ શબ્દો વલ્લભની પહેલાં વપરાયા જોવામાં આવતા નથી, માટે એ શબ્દો પણ એણે જ કાં ન કાઢ્યા હોય? એની ભક્તિ વિનયવાળી છે.

વલ્લભની ભક્તિવિષયની કવિતા જોસથી ઊભરાતી સરળ વાણીમાં સાર્થ ને સાલંકાર શોભે છે–થડકો વીરરસવિષય લખવાનો હોય તેવો છે.

## દયારામ

દયારામના સઘળા ગ્રંથોનું અવલોકન કર્યા વિના તેની કવિતા વિશે અને કવિતા ઉપરથી કવિ વિશે વિચાર આપવામાં ઘણી ઘણી ભૂલ થાય. માટે દયારામની કવિતા વિશે યથાસ્થિત મત બાંધવાનું હાલ બની શકતું નથી. તોપણ જેટલું ગુજરાતી કવન મારા વાંચવા તથા સાભળવામાં આવ્યું છે તે ઉપરથી હાલ જે મારા વિચાર બંધાયા છે તે આ પ્રમાણે છે. એના ગ્રંથોમાંના કેટલાએકમાં ઘણી વાતના જ્ઞાન સાથે વિદ્વત્તા જણાય છે, અને કેટલાએકમાં સાધારણ વાત જ દીસે છે, પણ એની ગ્રંથરૂપ ગુજરાતી કવિતામાં ઊંચી પ્રતિની કવિત્વશક્તિ દેખાતી નથી. એની હિંદુસ્તાનીમાં સતસૈ છે તે એનો ઊંચી પ્રતિનો ગ્રંથ છે ખરો. એની છૂટક છૂટક કવિતા પદ ગરબીઓ વગેરે જે છે, પછી શૃંગાર સંબંધી અથવા નીતિ વૈરાગ્ય સંબંધી, તેમાંની અડધોઅડધ ઘણી સારી છે ને એ છૂટક છૂટક કવિતાનો સંગ્રહ કરી તેને ‘દયારત્નમાળ’ એવું નામ આપીએ તો તે ખોટું ના કહેવાય. દયારામના કવનમાં વિશેષે ત્રણ રસ જોવામાં આવે છેઃ શૃંગાર, શાંત, અને હાસ્ય. કવિની વિદ્વત્તા એ જુદી વાત છે અને કવિની કવિત્વ-શકિત એ જુદી વાત છે. કવિ ગમે તેટલો વિદ્વાન હોય અને ગમે તેટલી સરળતા રાખી પ્રાસાદિત શકિતથી પોતાની કવિતાને શણગારતો હોય, પણ જો તેમાં રસ નથી, જોસ્સો નથી, અને ચિત્ર પાડવાની શકિત નથી, તો તે કવિ જોકે અજ્ઞાની લોકોમાં મોટો કહેવાય છે, તોપણ તે કવિપંકિતમાં છેલ્લો બેસે છે. સર્વ વિષય ઉપર અને સર્વ રસમાં ખૂબ છટાથી લખ્યું હોય એવી રીતે કે હૃદય ભેદાઈ જાય, તે કવિ સહુથી શ્રેષ્ઠ જાણવો. ગુજરાતી કવિઓમાં હાલના મારા વિચાર પ્રમાણે દયારામ ત્રીજે નંબરે આવે છે. **પ્રેમાનંદ** પહેલો, બીજો **સામળ**, અને ત્રીજો દયારામ. દયારામના કાવ્યની પ્રસિદ્ધિ માત્ર તેના છૂટક કવન અને તેમાં વિશેષે કરીને શૃંગાર સંબંધી કવનથી જ છે. દયારામની કવિતા લોકને પસંદ છે તેનાં મુખ્ય કારણ આ છે. એક તો તેનું અનુભવી શૃંગારી કવન એટલે સ્ત્રીપુરુષની પ્રીતિસંબંધી અને તે વળી લોકોને

તરત સમજ પડે એવા ખુલ્લા શબ્દોમાં અને રાધાકૃષ્ણને નામે એટલે એક પંથ દો કાજ જેવું,–અહીં ને તહીં કલ્યાણ થાય એવું–છે; તેમાં વળી ગાયનમાં ગવાય એટલે પૂછવું જ શું ? એ કારણોથી અવિદ્વાન ભોળા ભાવિક અને મોજીલા લોકોમાં વધારે દયારામનું કાવ્ય પ્રસરતુ ગયું. દયારામનું શૃંગારકાવ્ય જોક ઘણું સારૂં છે, તોપણ ઘણી ઊંચી પંકિતનું નથી. એ કાવ્યથી ચિત્ર પડતાં નથી. એનાં શૃંગારી કાવ્યમાંનો ત્રીજો ભાગ દરદનો ભરેલો, ને બાકીનું ઉપર ઉપરના ઠાઠનું તાલમેલિયું છે.–જેને અનુભવી રસિકજન તો તુચ્છ ગણે છે. શૃંગારરસનીજ વાત કરીએ–જેમાં દયારામ શ્રેષ્ઠ કહેવાય છે તેમાં પણ તે કવિ પ્રેમાનંદ કરતાં નીચે બેસે છે. એ તો કવિતાના રસની વાત થઈ. હવે અલંકાર સંબંધી આ કે તે તો ઘણા છે, પણ એમાંના ઘણાએક પાછળથી ચાલતા આવેલા તે છે અને થોડાએક પોતે પણ અનુભવી પડયા એટલે નવા પણ યોજેલા છે. પણ કવિતારચનાની સરળતા વિશે મારું મત ઘણું જ સારૂં છે. કોઈ કવિ એના જેવો થયો જ નથી; તેમ શૃંગાર સંબંધી પ્રીતમપ્યારીના પરસ્પર ભાષણ સંબંધી વ્યાવહારિક મધુરા કહેવતવાળા શબ્દોની ચતુરાઇ પણ સહુથી શ્રેષ્ઠ છે. એનામાં કેટલાએક શબ્દ તેના તેજ વારેવારે જોવામાં આવે છે. 'કાળજ કોર્યું,' 'તાલાવેલી તનમાં,' 'નેન નચાવે,' 'ધીઠીએ ઢાંકયાં' 'ચિતની ચેતવણી,' 'ચિત ચોરતું,' વગેરે. એ દોષ **સામળ**માં ઘણો જોવામાં આવે છે તેમ **પ્રેમાનંદ**માં પણ થોડોક છે. આવી રચનાની કવિતા ગાયનમાં ગવાય ત્યારે તેની અસર કંઇ થોડી નહિ. પણ લોકો રાગડા ઉપરથી જ કવિતાની પરીક્ષા કરે છે તે કેવળ ખોટું છે. રાગડાને ને કવિતાને કંઈજ સંબંધ નથી. જેમ બીજા સાધારણ લોકો દયારામને મોટો કવિ સમજે છે તેમ હું પણ સમજતો, પણ જેમ જેમ તેનું કવન હું વાંચતો જાઉં છું અને રાગડા અને શબ્દરચનાનો વિચાર દૂર રાખી ફક્ત રસાલંકારયુક્ત કવિત્વશકિતનો જ વિચાર કરૂં છું અને બીજા કવિઓની કવિત્વશકિત સાથે સરખાવું છું, તેમ તેમ મારા વિચારમાં તેનું શ્રેષ્ઠપણું ઓછું થતું જાય છે. દયારામ કરતાં ઘણા સારા કવિઓ પ્રેમાનંદ **સામળ** થઈ ગયા છે અને હવે થશે પણ ખરા.

દયારામની કવિતા આખા ગુજરાતમાં વંચાતી નથી, જેમ સામળ પ્રેમાનંદની વંચાય છે તેમ. દયારામની કવિતા ડભોઈ, વડોદરું, ઉમરેઠ, નડિયાદ, સૂરત, ભરૂચમાં ઘણી વંચાય છે. દયારામની કવિતા પુરુષ કરતાં સ્ત્રીઓને વધારે પ્રિય લાગે છે. એક વાત લખતાં દિલગીરી થાય છે કે દયારામના શૃંગારે ચાણોદ, કન્યાળી, ડભોઈ, વડોદરૂં, અને ઉમરેઠ વગેરે ઠેકાણે થતા વ્યભિચારમાં વધારો કર્યો છે.

આ ચરિત્ર સમાપ્ત કરતાં મને દિલગીરી થયા વગર રહેતી નથી કે મારાથી દયારામ સરખા ગુણીજનના મરણ પછી તેના દોષ જાહેરમાં આણવા પડયા છે. વાસ્તવિક વિચાર કરતાં ગુણદોષ વિશે બોલવું મુએલાંને સરખું છે. પણ કવિનું જન્મચરિત્ર એ તેનું સ્વભાવવર્ણન છે, તેથી લોકને શિક્ષા મળે છે, માટે કવિચરિત્ર યથાસ્થિત હોવું જ જોઇએ. જો કે કેટલીક વાત દયાયામના ભાવિક સેવકોને દુઃખદાયક થઇ પડશે, પણ ગ્રંથકારે પોતાનો ધર્મ, ગુણદોષ બતાવવાનો પૂરેપૂરો બજાવવો જોઇએ. હું દયારામના ધર્મ સંબંધી વિચારને બિલકુલ પસંદ નથી કરતો, એને મોટા વિદ્વાન દાખલ માન નથી આપતો, હું એના ક્રોધી તથા અભિમાન સ્વભાવની દયા ખાઉં છું, તો પણ એની દરદી કવિતા ઉપર અને તમામ કવિતાની ભાષા ઉપર ખરેખર મોટો આસકત છઉં. હિંદુસ્તાની રાગોને ગુજરાતીમાં દાખલ કર્યાનું માન તે એને જ આપું છઉં. તેમ એના સુઘડ વિચારો ઉપરથી એને સુઘડ જન જાણી હું એને મારા એકાંતના મિત્રવર્ગમાંનો એક માનું છું. મારો ગમે તેવો વિચાર છે ને લોકોનો વિચાર તો એ ગોળીના ચડવા જેવો હશે અને સમે સમે બદલાતો હોય છે, તોપણ દયારામની ગુજરાતી કવિતા સમજાય તેવી સારી રચનામાં હોયાથી તે ગુજરાતમાં જાણીતા ને માનીતા છે તે જોઇને ઘણો સંતોષ પામું છું. ખરેખર દયારામ ગુજરાતનું મહોરું હતું. અને એની વાણી આપણી ગુજરાતી ભાષાનું ભૂષણરૂપ અંગ છે, ને તે હંમેશ તેમ જ રહેશે.

૧૮૬૫

૬

શૃંગારને વ્યભિચારી કરી દયારામે લોકની નીતિમાં બગાડ કર્યો છે, અને પોતાના નામને કાળો ડાઘ લગાડયો છે. એ કવિતા સદાચરણી સ્ત્રી પુરુષોને વાંચવા જોગ નથી. રાધા કૃષ્ણ તથા કહાન ગોપીઓને પાત્ર બનાવી તેને ધર્મરૂપ ધારણ કરાવ્યું છે, પણ એમાં તેની લુચ્ચાઈ ઝટ પકડાઈ જાય છે.

૨૯

# ગાથા વિષે

ગાથા અથવા વારતા (novels) સર્વ પંકિતનાં નાનાં મોટાં સ્ત્રી પુરુષને જ્ઞાન આપવામાં ઘણી ઉપયોગી છે; બીજી સઘળી બાબતો કરતાં સંસારી અને નીતિની બાબતમાં જ્ઞાન આપવાને તો વારતાઓ ઘણી જ સરસ અને રામબાણ ઉપાયો છે. ભણવા લખવાનું બે રીતનું જાણવું:– હલકું અને ભારી અથવા છાછર અને ઊંડું. શાસ્ત્રીય બાબતોનું શાસ્ત્રીય રીતે જાણવું લખવું તે ભારી જાણવું અને સાધારણ બાબતનું સહેલી રીતે ભણવું લખવું તે હલકું જાણવું. ભારી બાબતમાં થોડાં જણ સારી પેઠે માથું ઘાલી શકે છે, પણ હલકી બબતમાં કોઇ પણ થોડી સમજણનું આદમી સહેલથી સારી પેઠે મન ઘાલી રહે છે. નાટક તથા ગાથા એ માણસના રસજ્ઞાનને (taste) સુધારવાને ઘણાં જ જરૂરનાં સાધન છે. એ બેને સારી પેઠે ખેડયાથી દેશની હાલત ઘણી સુધરી ગઈ છે. જે જે દશો સુધરેલા કહેવાય છે તે તે દેશોમાં એ બે વાત છે. પ્રાચીન કાળમાં આ દેશમાં પણ હતી. પણ આપણી પ્રાકૃત ગુજરાતી ભાષામાં નથી જ; માટે આપણે જે સંસારી અને નીતિ સુધારવામાં બીજા દેશના લોક કરત નીચે દરજ્જે પડેલા છીએ, તેણે તો ઉપલી બે વાતો જરૂર ખેડવી જોઈએ.

આપણામાં જે ભવાઇ થાય છે તેમાં ઘણો જ સુધારો કરવા લાયક

છે. વળી તેમાંનો કંઇ સાર લઇ નવા ગ્રંથ કરનારાઓએ સંસ્કૃત અને અંગ્રેજી નાટકોનાં ભાષાંતર કરી અથવા નવાં યોજી કાઢી નાટકશાળામાં તેમને અમલમાં આણી બતાવવાં. હાલમાં મુંબઈ મધ્યે દક્ષણી લોકોએ સારી તજવીજ કરવા માંડી છે. તેમ ગુજરાતીઓમાં સુધરેલી રીતના નાટકખેલ થવા જોઈએ. જે જે વાતની આપણા લોકમાં ખોડ છે તેને અને તેથી જે મહાભારત નુકશાન થાય છે તેને અસર કરતી રીતે બતાવી જોનારના મનમાં રસ ઉપજાવવો એ વિદ્વાનનું હાલના સમામાં પહેલું કામ છે.

વારતાઓની અસર ઘણી છે. એથી નઠારાં પરિણામ નીકળી આવે તોપણ ઘણા જ ઉપયોગી કામમાં આણી શકાય તેવી છે. ગાથાઓ જિંદગી તથા સંસારી રીતભાતનું બરાબર ચિતાર આપે છે અને મનના જે ભાવ (passions) તે પૂરા છે કે અધૂરા કે ખોડવાળા છે એને શોધી બતાવે છે. જુદા જુદા દેશના લોકોમાં જે ડાહ્યા વિદ્વાન થઈ ગયા છે, તેઓએ પણ જ્ઞાનનો ફેલાવો કરવામાં જોડી કાઢેલી વાતોની સારી ભલામણ કરી છે. સંસારી કામકાજ માણસના મનને ગમત કરવાને બસ નથી; કંઇ પણ તેણે પોતાનું નવું બનાવી ( સારૂં ન આવડે તો નઠારાથી પણ ) ખુશી થવું એવી ઈશ્વરની મરજી હોય એવું કંઈ છે.

વિદ્વાનોએ નઠારી રસમો ને કલ્પિત (જોડી કાઢેલી) વાતો લોકની રુચિ પ્રમાણે અને જેમ તેઓ સહેલાઈથી લઈ શકે તેવી રીતે ભભકમાં લખી તેમનામાં રસ ઉપજાવવો. માણસ બે પ્રકારનું હોય છે–શઠ અને કોમળ. શઠ એટલે જેને કોઇ પણ વાત સારી અથવા નરસી દિલમાં લાગતી નથી તે; અને કોમળ એટલે જેના હૈયામાં કોઇ પણ સારી નરસી વાત ( સમજ્યા પછી ) પેવસ થઈને અસર કરે છે તે. આપણા ગુજરાતીઓ કોમલ નથી, પણ શઠ છે. એમ કેમ ? તો જુઓ—વાણિયા મરદો ઘણાખરા વેપારની ધુંદમાં લાગેલા છે; બ્રાહ્મણો ગોરરૂપે તેઓને ધૂતવામાં જબરા મંડ્યા છે, અને

કણબી વગેરે મહેનતુ લોકો પોતાની મહેનતમાં ગિરફતાર છે; અને બૈરાંઓ વિદ્યા વિનાનાં છે. આપણા લોકોમાં વિદ્યા નથી અને વળી તેઓ બીજે કોઇ દેશ જતા નથી, હવે તેઓની આંખો શી રીતે ઊઘડે ? ને પાસે વિદ્વાન પડોશી પણ નથી કે સોબતે અસર આવે. જે કંઈ રસજ્ઞાન થોડુંએક જોવામાં આવે છે તે મુખ્ય શહેરોમાં. આ ઠેકાણે ઘણાએક જાતના લોકો અને તેઓની રીતભાત જોવામાં આવે છે. વળી અંગ્રેજી ભણેલ જુવાનો પુસ્તકો વાંચીને તથા અંગ્રેજો જોડે પ્રસંગ પાડીને કેટલીએક સારી વાત લેતા જાય છે. પણ એટલાથી સઘળી ગુજરાતી કોમ સુધરવી મુશ્કેલ છે, ને એને માટે ગ્રંથ કરનારાઓએ નાના પ્રકારની વારતાઓ જોડી, તેમાં નાના પ્રકારના રસ દાખલ કરી, લોકના વાંચવામાં મૂકવી. સઘળે ઠેકાણે વિદ્યાશાળા, વૈદ્યશાળા, સંસ્કૃતશાળા, હુન્નરનાં કારખાનાં કંઇ હાલ છે નહિ ને એ જોવાને સહુથી બને પણ નહિ. સ્ત્રીઓથી તો હાલમાં હરગીસ બનનાર જ નહિ, માટે મારી નજરમાં ( ઘણીવાર પુનરુક્તિ થઇ છે તોપણ) એ જ જરૂરનું લાગે છે કે, જુદા જુદા વિષયોની વારતા બનાવીને છાપી પ્રસિદ્ધ કરવી. જે દેશ સુધરેલા છે તેમાં વારતાઓ ઘણી વંચાય છે તેથી ચાલચલણમાં ફેર પડે છે, તો મૂર્ખ દેશમાં તજવીજથી લખેલી વારતાઓથી સારો પરિણામ ન થાય ? થાય જ. નિબંધોની ભાષા અને બાબત ગાથાની ભાષા અને બાબત કરતાં ઘણી જ સખત હોય છે માટે ગાથાની ભાષા ઘણી સહેલી અને બાબત ઘણા રસવાળી જોઇએ.

સામળદાસ કવિએ જે વારતાઓ લખેલી છે, તેની મતલબ ઘણી સારી છે. પણ દિલગીર છઉં કે એ વારતાઓથી માણસના દિલમાં કંઇ જ સારી અસર થઇ નથી. નઠારી અસર તો ઘણી થઈ છે. તે કવિ લખવાની વારતા પસંદ કરવામાં અને તેને લખવાની રીતમાં ફસાઇ ગએલો માલૂમ પડે છે. સામળ કવિ વિષે આ ટાણે મારો બોલવાનો વિચાર નથી. પણ જેટલું બોલું છું તે એમ દેખડાવવાને કે આપણામાં એ એક મોટો ગાથા લખનારો થઇ ગયો છે. વળી એણે કવિતામાં ગાથા લખી છે. તેથી સઘળા-

છે. વળી તેમાંનો કંઇ સાર લઇ નવા ગ્રંથ કરનારાઓએ સંસ્કૃત અને અંગ્રેજી નાટકોનાં ભાષાંતર કરી અથવા નવાં યોજી કાઢી નાટકશાળામાં તેમને અમલમાં આણી બતાવવાં. હાલમાં મુંબઈ મધ્યે દક્ષણી લોકોએ સારી તજવીજ કરવા માંડી છે. તેમ ગુજરાતીઓમાં સુધરેલી રીતના નાટકખેલ થવા જોઈએ. જે જે વાતની આપણા લોકમાં ખોડ છે તેને અને તેથી જે મહાભારત નુકશાન થાય છે તેને અસર કરતી રીતે બતાવી જોનારના મનમાં રસ ઉપજાવવો એ વિદ્વાનનું હાલના સમામાં પહેલું કામ છે.

વારતાઓની અસર ઘણી છે. એથી નઠારાં પરિણામ નીકળી આવે તોપણ ઘણા જ ઉપયોગી કામમાં આણી શકાય તેવી છે. ગાથાઓ જિંદગી તથા સંસારી રીતભાતનું બરાબર ચિતાર આપે છે અને મનના જે ભાવ (passions) તે પૂરા છે કે અધૂરા કે ખોડવાળા છે એને શોધી બતાવે છે. જુદા જુદા દેશના લોકોમાં જે ડાહ્યા વિદ્વાન થઈ ગયા છે, તેઓએ પણ જ્ઞાનનો ફેલાવો કરવામાં જોડી કાઢેલી વાતોની સારી ભલામણ કરી છે. સંસારી કામકાજ માણસના મનને ગમત કરવાને બસ નથી; કંઇ પણ તેણે પોતાનું નવું બનાવી ( સારૂં ન આવડે તો નઠારાથી પણ ) ખુશી થવું એવી ઈશ્વરની મરજી હોય એવું કંઈ છે.

વિદ્વાનોએ નઠારી રસમો ને કલ્પિત (જોડી કાઢેલી) વાતો લોકની રુચિ પ્રમાણે અને જેમ તેઓ સહેલાઈથી લઈ શકે તેવી રીતે ભભકમાં લખી તેમનામાં રસ ઉપજાવવો. માણસ બે પ્રકારનું હોય છે–શઠ અને કોમળ. શઠ એટલે જેને કોઇ પણ વાત સારી અથવા નરસી દિલમાં લાગતી નથી તે; અને કોમળ એટલે જેના હૈયામાં કોઇ પણ સારી નરસી વાત ( સમજ્યા પછી ) પેવસ થઈને અસર કરે છે તે. આપણા ગુજરાતીઓ કોમલ નથી, પણ શઠ છે. એમ કેમ ? તો જુઓ—વાણિયા મરદો ઘણાખરા વેપારની ધુંદમાં લાગેલા છે; બ્રાહ્મણો ગોરરૂપે તેઓને ધૂતવામાં જબરા મંડ્યા છે, અને

કણબી વગેરે મહેનતુ લોકો પોતાની મહેનતમાં ગિરફતાર છે; અને બૈરાંઓ વિદ્યા વિનાનાં છે. આપણા લોકોમાં વિદ્યા નથી અને વળી તેઓ બીજે કોઇ દેશ જતા નથી, હવે તેઓની આંખો શી રીતે ઊઘડે ? રે પાસે વિદ્વાન પડોશી પણ નથી કે સોબતે અસર આવે. જે કંઈ રસજ્ઞાન થોડુંએક જોવામાં આવે છે તે મુખ્ય શહેરોમાં. આ ઠેકાણે ઘણાએક જાતના લોકો અને તેઓની રીતભાત જોવામાં આવે છે. વળી અંગ્રેજી ભણેલ જુવાનો પુસ્તકો વાંચીને તથા અંગ્રેજો જોડે પ્રસંગ પાડીને કેટલીએક સારી વાત લેતા જાય છે. પણ એટલાથી સઘળી ગુજરાતી કોમ સુધરવી મુશ્કેલ છે, ને એને માટે ગ્રંથ કરનારાઓએ નાના પ્રકારની વારતાઓ જોડી, તેમાં નાના પ્રકારના રસ દાખલ કરી, લોકના વાંચવામાં મૂકવી. સઘળે ઠેકાણે વિદ્યાશાળા, વૈદ્યશાળા, સંસ્કૃતશાળા, હુન્નરનાં કારખાનાં કંઇ હાલ છે નહિ ને એ જોવાને સહુથી બને પણ નહિ. સ્ત્રીઓથી તો હાલમાં હરગીસ બનનાર જ નહિ, માટે મારી નજરમાં (ઘણીવાર પુનરુક્તિ થઇ છે તોપણ) એ જ જરૂરનું લાગે છે કે, જુદા જુદા વિષયોની વારતા બનાવીને છાપી પ્રસિદ્ધ કરવી. જે દેશ સુધરેલા છે તેમાં વારતાઓ ઘણી વંચાય છે તેથી ચાલચલણમાં ફેર પડે છે, તો મૂર્ખ દેશમાં તજવીજથી લખેલી વારતાઓથી સારો પરિણામ ન થાય ? થાય જ. નિબંધોની ભાષા અને બાબત ગાથાની ભાષા અને બાબત કરતાં ઘણી જ સખત હોય છે માટે ગાથાની ભાષા ઘણી સહેલી અને બાબત ઘણા રસવાળી જોઇએ.

સામળદાસ કવિએ જે વારત્તાઓ લખેલી છે, તેની મતલબ ઘણી સારી છે. પણ દિલગીર છઉં કે એ વારતાઓથી માણસના દિલમાં કંઇ જ સારી અસર થઇ નથી. નઠારી અસર તો ઘણી થઇ છે. તે કવિ લખવાની વારતા પસંદ કરવામાં અને તેને લખવાની રીતમાં ફસાઇ ગએલો માલૂમ પડે છે. સામળ કવિ વિષે આ ટાણે મારો બોલવાનો વિચાર નથી. પણ જેટલું બોલું છું તે એમ દેખડાવવાને કે આપણામાં એ એક મોટો ગાથા લખનારો થઇ ગયો છે. વળી એણે કવિતામાં ગાથા લખી છે. તેથી સઘળા-

થી તે વંચાતી નથી. ને કદાપિ વંચાતી હશે, તો સમજાતી નહિ હોય, ને સારી પેઠે સમજાઈ નહિ, એટલે કવિની જે સારી મતલબ તે લોકની જાણમાં આવવી કઠણ.

નવા જમાનાને માટે ગાથાઓ બનાવવી જરૂરની છે. તે ગદ્યમાં લખવી અને તેમાં ઠેકાણે ઠેકાણે કવિતાઓ મૂકવી. તે બાબતો ઘણીખરી એવી જોઇએ કે જેથી સ્ત્રીઓને બોધ થાય. સ્ત્રીનું રસજ્ઞાન વહેલું નિર્મળ થવું જોઇએ.

વારતાઓ જોડી કાઢવી એ કંઇ સહેલું કામ નથી; સઘળે ઠેકાણેથી તરેહ તરેહવાર બાબતો તરેહ તરેહવાર રીતે સંબંધમાં આણી, ધારેલો નીતિસાર ભભકમાં બતાવવો, એમાં સ્વાભાવિક મનશક્તિ જોઇએ છે ખરી. કામ સહેલું છે તેમ અઘરૂં પણ છે; કેમકે સ્ત્રીઓની વાત લખવામાં હદ બહાર ગયાથી સઘળી ઇમારત તૂટી પડે છે. માટે ગાથા લખવાની ઉમેદ રાખનારાઓએ ઘણી ખબરદારીથી કામ કરવું. એવા ગ્રંથો લખ્યાથી કંઇ થોડું માન નથી.

૧૮૫૮

૨૯

## રાસમાળા

ઓ દેશીઓ ! આ શાં તમારાં નૂર ! તમે કેવા ઊંઘતા અને આળસુ છો કે તમારી પાસે પડેલી તમારી જ ચીજનું તમે બરાબર ભાન નથી રાખી શકતા ! પરદેશીઓ તે વસ્તુઓનું ચોખ્ખું ભાન કરાવે છે, તોપણ તે ઉપર તમે નિઘા નથી કરતા ! રે તમે લગાર કળે કળે ઊઠવા માંડો, અને પરોપકારી પુરુષો જે તમારા હિતની વાત કહે છે તેને ધ્યાન દઇને સાંભળતા જાઓ. આહા ! પરદેશીઓએ તમારે માટે શું શું કીધું છે ? તેઓ વડે આપણે આપણી અસલની વાત જાણવા માંડી છે. કેવું ઊલટું ને અજબ જેવું છે

કે જે વસ્તુઓ આપણી પાસેથી જ—આપણી ભાષાઓમાંથી-આપણે જાણવી જોઈએ, તે સઘળી પરભાષાની મારફતે થોડાએક જણ જાણીએ છીએ. પોતાની, પોતાના બાપદાદાની, ન્યાતની, ગામની, અને પોતાના દેશની વાર્તા—તેમાં વળી પરાક્રમી અને યશસ્વી વાર્તા—ભણવાને કોણ આતુર નથી? સહુ જ આતુર જોઈએ, પણ ઘણા જ થોડા છે. જન્મ ધરી સ્વાર્થ પણ જેણે ન જાણ્યો તેણે પૃથ્વીને ફોકટ ભારે મારી એમ સમજવું. સારાંશ, પોતે જ કેવા હતા ને કેવા છીએ, એ ઉપર વિચાર કરવાને દેશીઓને અમારી પ્રાર્થના છે.

વિલિયમ જોન્સ, કોલબ્રૂક, વિલસન આદિ લઈ મોટા અંગ્રેજોએ શરીર, બુદ્ધિ, અને પૈસાથી રાત્રદિવસ ઘસાઈને, સંસ્કૃત અભ્યાસ કરી, તેમાંથી આપણી હકીકતો જાણી, પોતાના દેશીઓને જાણીતા કરવા સારૂ, પોતાની ભાષામાં ભાષાંતર કરી અમૂલ્ય ગ્રંથો બનાવ્યા છે. એ વિદ્વાનોએ જે વાતો લખેલી છે તે સાધારણ હિંદુઓને લગતી તથા વિશેષે બંગાલ દેશને લગતી છે. તેમ રજપૂતસ્તાનના તથા ગુજરાતના લોકોના વહેમો, તેઓનાં નિત્યકર્મો, તેઓના ધંધા, તેઓની ગમત—મોજશોખ. કુટુંબ તથા દેશ સંબંધી તેઓના પરસ્પરસ સંબંધો, ઠેકાણે ઠેકાણે ગુજરેલી હકીકતો, વંશની ઉત્પત્તિઓ, ચાલતી આવેલી દંતકહેણીઓ, તેઓનાં પરાક્રમ, તેઓની વિદ્યા, તેઓની નીતિ અને તેઓનો ધર્મ એ વગેરેથી પોતાના દેશને જાણીતા કરવા સારૂ બે વિદ્વાને હામ ભીડી છે—કરનલ ટોડ અને મિ. એ. કે. ફારબસ. મિ. ફારબસે જે પુસ્તકોનું નામ 'રાસમાળા' એવું રાખ્યું છે તે અંગ્રેજી પુસ્તકો છે. પણ તે વિશે અમારે જાણ કરવાનું એટલું પ્રયોજન છે કે જે કામ આપણે કરવું યોગ્ય તે બીજા કરે છે; અને જે આપણે આપણું જ બિલકુલ નથી જાણતા, તે સર્વ અંગ્રેજો અસલ રૂપે બતાવે છે. તેઓ દેખાડે છે કે હિંદુઓ આવા અસલ હતા. આ ઉપર વિચારી જોતાં આપણે શરમાવું પડે છે.

એ 'રાસમાળા' વિશે અંગ્રેજો જણાવે છે કે પારકા દેશના લોકોની ખરેખરી ખાસિયત તથા તબિયતથી જાણીતા થવા સારૂ તેઓનો ભીતરનો

રિવાજ જાણવો જરૂરનો છે, ઉપર ઉપરથી જોવાથી ખરી વાત જણાતી નથી. સાચું વર્ણન કરવાને તો ગાથાઓ, નાટક, કાવ્યનાં પુસ્તકો, લેખો, ગપ્પાંઓ, સિક્કાઓ વગેરેનું સારૂં જ્ઞાન હોવું અગત્યનું છે. એ સાહિત્યો ઉપરથી મિ. ફારબસે ગુજરાતના રજપૂતો સંબંધી સવિસ્તરે જ્ઞાન આપ્યું છે તે ખરૂં ને ઉપયોગી છે. એવું કોઇ બીજું પુસ્તક ગુજરાતના લાભમાં હજી બન્યું નથી. જે દેશમાં સુધારાની ગાડીનું પૈડું ફર્યું જ જાય છે, ત્યાં અસલની વાત જાણવાનો મોહ રહેતો નથી. પણ હિંદુઓમાં, તેમાં વિશેષે કરીને રજપૂતોમાં, હજારો વરસ થયાં જે રીતભાતમાં કંઇ પણ ફેરફાર થએલો માલૂમ પડતો નથી તે રીતભાત કેવી હશે તે જાણવાને સહુને લલુતા હોય છે. એ લલુતાથી પડેલા સોસને 'રાસમાળા'નો રસ શમાવે છે. એ ગ્રંથ વિદ્વાનને માટે જ છે એમ ન સમજવું. સઘળી જાતના હોંસીલા લોકને ગમત તથા ફાયદો કરે તેવો છે. આપણે હિંદુઓને પણ ઘણો જ કામનો છે. આપણી વાતનો રસ ને આપણી વાતની ખૂબી તે આપણે જ જાણીએ. હજાર ઠેકાણાની, હજાર રીતની, હજાર સાધનોથી ભેગી કીધેલી હજાર વાતને જુગતિ પ્રમાણે માળારૂપે દેખાડી છે. તે ઉપરથી ઘણી વાતો સહેલથી સમજવાને આપણે શકિતમાન થઇએ છીએ. અંગ્રેજો કહે છે કે 'રાસમાળા' ત્રણ કારણો માટે ઉપયોગી થઇ પડવાની: ઇતિહાસકર્તાને સામગ્રી મળે છે; રજપૂતની રીતભાતની ખૂબી જણાય છે; અને રજપૂત પૂરેપૂરો ઓળખાય છે.

મિ. ફારબસને એ ગ્રંથ રચવાને કેટલી મુશીબતની મજલો ખૂંદવી પડી છે તે વિશે ઘણું બોલવું તે થોડું છે, અને દેશીઓની હલકાઇ જણાય છે. અજ્ઞાનતા, લોભ, અને અદેખાઇના આવેશમાં ઘણાએકે તો તે સાહેબને સાહિત્ય બતાવ્યું જ નહિ. તે જ્યારે જમીન ખોદાવી લેખ કઢાવતો ત્યારે તેઓ જાણતા કે દાટેલું ધન કાઢી લઇ જાય છે; ખત દસ્તાવેજ જોતો તો તેઓ ધારતા કે જમીન ગરાસ વગેરેનાં ખતો ખોટાં કરી તે સરકારને આપી દેવાનો છે; અને વળી કેટલાક લોભિયા એમ બોલતા કે અમને બદલામાં ગામ અને જાગીર લખી આપે તો બતાવીએ. પણ અફસોસ છે કે આપણા અસલ

દેશીઓએ સપનામાં પણ ન જાણ્યું કે તે સાહેબ આવું પરોપકારી કામ કરવાનો છે–રૂડું કામ તેમાં ઈશ્વર રાજી, માટે તેણે રાજાઓના ભાટોથી સારી સૂચના ભેગી કીધી અને તેથી બીજા કેટલાએક લેખોથી 'રાસમાળા' રૂપ ગ્રંથ બનાવવાને મિ. ફારબસ સમર્થ થતો હવો.

અસલમાં સ્ત્રીનાં માન હતાં. તેઓ હિંમતવાન, પરાક્રમી, સદ્ગુણી અને વિદ્વાન હતીઓ. પુરુષ પણ બહાદુર અને રાજસેવા તથા રાજપક્ષમાં આસ્થિક હતા. રજપૂત ચંચળ તીખા, અને ટેકી સ્વભાવના છે તે આપણે સહુ જાણીએ છીએ. ભવાઇઓમાં રજપૂત બેઠા હોય તો સુરા સામળાનો વેશ ભવાયા લેતા નથી. અમે એવી આશા રાખીએ છીએ કે એ ગ્રંથનો ગુજરાતી તરજુમો કરવાને કોઈ પરોપકારી પુરુષે ઉદ્યોગ કરવો. વહાલા દેશીઓ ! ઇર્ષા, પાતક, અને મહેણાંરૂપી ચાબુકના મારથી ઉશ્કેરાઈને કામ-કાજે મંડી પડો, ને દેશનું નામ હતું તેવું પાછું કહેવડાવો.

૧૮૫૭

૩૦

# ગુજરાતી ભાષાની હાલની સ્થિતિ

જે ભાષા ગદ્યપદ્યમાં સારી રીતે ખેડાએલી હોય તેને પૂર્ણ ભાષા કહેવી ગુજરાતી ભાષા એ બંને વાતમાં ખેડાએલી છે એવું કહેવાની થોડા-એકની જ હિંમત ચાલશે. કવિતાની ભાષા પણ સારી ખેડાએલી છે એમ કહેતાં અમને ભય લાગે છે. કવિતાની ભાષા વિશે લંબાણથી જુદે ઠેકાણે બોલીશું, તોપણ આટલું તો હિંમતથી કહીએ છ કે તેમાં વાર્તાભાગ ઘણો છે અને વર્ણનભાગ થોડો છે; તેથી વર્ણનભાગમાં જેટલા ને જોઈએ તેવા શુદ્ધ શબ્દો નથી. નહિ વાદ ને નહિ વ્યાકરણ. ગુજરાતના કવિઓએ ભાષા પછવાડે મહેનત લીધી જ નથી.

અમારા જોવામાં પણ થોડાઘણા ગુજરાતી ગ્રંથો આવ્યા છે; તેથી

ગુજરાતી શબ્દથી વાકેફ છૈએ; તોપણ જ્યારે ગદ્યમાં સંસાર નીતિ ભક્તિ યુદ્ધ સિવાય બીજી બાબતો ઉપર અને એ જ પ્રકરણમાં અને બીજામાં શાસ્ત્રીય રીતે લખીએ છ; અથવા પ્રૌઢ સંસ્કૃત અંગ્રેજી ઉપરથી યથાસ્થિત (ભાવાર્થ નહિ) ભાષાંતર કરીએ છ, તે વેળા ગુજરાતી ભાષાના શબ્દની દરિદ્રતાને નામે રડીએ છ, તેનો અનુભવ અમારા વર્ગી વિના બીજાને કેમ આવવાનો ? કહેવા કરતાં કરવું અઘરું છે. અંગ્રેજી કવિઓના વિચાર અને સંસ્કૃત કવિઓના વિચાર જેવા જેવા શબ્દોમાં યોગ્ય સંપૂર્ણ રહેલા છે, તેવા શબ્દો ગુજરાતીમાં મળવા મુશ્કેલ છે. એકના અનુભવથી બોલીએ છ એમ નથી; ઘણાને અનુભવ થઇ ચૂકયો છે.

આજકાલ ગદ્યમાં લખવું જેવું અઘરું છે તેવું માત્રા અને રાગકવિતામાં લખવું અઘરું નથી. અંગ્રેજી ને સંસ્કૃત કવિઓ ગદ્ય પણ સારું લખી જાણતા. ગુજરાતી કવિઓ માત્ર મલિન રીતે કવિતા ભાષામાં જ લખી ગયા છે. ગદ્યમાં તો કંઇ જ લખ્યું નથી. ને જે કવિઓએ હાલ ગદ્યમાં લખવું શરૂ કીધું છે તે રચનામાં ઘણા દોષ જોવામાં આવે છે. કવિતા કરવામાં ઘણી છૂટ છે, પણ ગદ્યમાં ઘણી વાતનાં બંધન છે. વ્યાકરણ ને રચના એ બેના કાયદાની પૂરી માહિતગારી જરૂરની છે; ને માહિતગારી છતાં કાગળ ઉપર અને બોલવામાં અનુભવ કરવો, એ ઘણું મુશ્કેલ છે. ગદ્યમાં લખેલું આપણી ભાષામાં કંઈ નથી. ગદ્યમાં કાગળો લખાતા ને દરબારમાં કામ ચાલતાં, પણ તે કેવી રીતનાં હતાં ને છે તે સહુને માલૂમ છે ને એ કંઇ ભાષાવિદ્યા ન કહેવાય. ભાષાવિદ્યાને જન્મ આપ્યાનું પ્રથમ માન જેરવીસને છે ને સને ૧૮૨૮ના વરસને ગુજરાતી ભાષાવિદ્યાનો શક કહેવો જોઈએ, કે જે વરસથી ગદ્યમાં લખવાનું શરૂ થયું.

ગુજરાતી ભાષામાં કેટલાક શબ્દો સંસ્કૃતમાં છે તેવા જ, કેટલાક સંસ્કૃત શબ્દના અપભ્રંશ, કેટલાક ખરેખરા શુદ્ધ ગુજરાતી, કેટલાક હિંદુસ્તાની, કેટલાક ઉર્દૂ, કેટલાક ફારસી, ને કેટલાક અંગ્રેજી એ રીતે વપરાય છે. તેમાં ઘણો જથો અપભ્રંશનો છે. મૂળ ગુજરાતી તો જૂજ નીકળશે; ને

એ મૂળ ગુજરાતી ગામડિયા ને ભીલ વગેરે જાતિની હશે; કેમકે પારકા દેશના વેપારીઓ જઈને વસ્યા, તેની અગાઉ ગુજરાતમાં જંગલી લોકની વસતી હશે.

હમણાંની રીતભાત જોતાં જણાય છે કે ઊગતી પ્રજા કેટલાક અપભ્રંશ નહિ વાપરે, પણ શુદ્ધ **સંસ્કૃત** વાપરશેઃ 'આશરો' નહિ પણ 'આશ્રય'. કવિતા તો રાગમાં બોલાઈને નીમથી રસાઈ એટલે મીઠી લાગે, પણ ગદ્ય તો અપભ્રંશથી ને શુદ્ધ ગુજરાતીથી જ માત્ર મધુરાં થનાર નથી.

અમારો વિચાર એવો છે કે જે શબ્દથી પૂર્ણ ને ખરેખરો આબેહૂબ અર્થ સમજાય તેવા રસિક અને જોર આપનારા શબ્દ વાપરવા, પછી તે ગુજરાતી હોય, **સંસ્કૃત** હોય, **ફારસી** હોય, કે **અંગ્રેજી** હોય. પ્રથમ **સંસ્કૃત** શોધવું, પછી સાધારણ **ફારસી**, ને પછી **અંગ્રેજી**.

પ્રાકૃત ભાષાને હદમાં રાખ્યાથી ઘણાં નુકશાન છે—**અંગ્રેજી** ભાષા જે હાલ પૂર્ણ કહેવાય છે તે ઘણી ઘણી ભાષાના જોરથી થઈ છે. માટે ગુજરાતી ભાષા પણ પરભાષામાંથી પ્રસંગે ઘટિત શબ્દ લઈને શણગારવી.

માટે હાલમાં સહુએ ગદ્યમાં લખવું ને પછી વ્યાકરણ ને કોશ એની મેળે થયાં કરશે. જે લોકો પુસ્તકો નથી લખતા, તેઓએ ભાષાશોધક થવું, પણ પુસ્તક લખનારાઓએ તો પોતાના કામમાં મચ્યા રહેવું એ સારું છે. એકનો એક માણસ સઘળાં કામમાં મોં ઘાલે તો તેથી એકકે સારું ન થાય ને કોઈ સિદ્ધિ પણ વહેલી ન થાય.

૧૮૫૮

૩૧

# 'નર્મકોશ'ની મુખમુદ્રા

જે કોશ શબ્દનો અર્થ ગાઉ થાય છે તે કોશનો અને જે કોશ શબ્દનો અર્થ નારાજ થાય છે તે કુશીનો અપભ્રંશ છે; પણ બીજા સઘળા અર્થ-વાળો કોશ શબ્દ શુદ્ધ **સં**સ્કૃત જ છે. કોશ શબ્દ **સં**સ્કૃત કુશ્ ઉપરથી થાય છે. ને કુશ્ ધાતુ આશ્રય તથા આશ્રયી એ બેના સંબંધસૂચક અર્થમાં પ્રવર્તે છે; તો એ ઉપરથી, જેની માંય એકાદો પદાર્થ રખાય—રહે તે કોશ ને એમાં એના સઘળા અર્થનો સમાવેશ થાય છે. રાજકોશ એટલે સકળ રાજ્યની સમૃદ્ધિનું સત્ત્વ જે ભંડારમાં ભર્યું હોય તે; તેમ જે ગ્રંથમાં ભાષાની સમૃદ્ધિનું સત્ત્વ ભર્યું હોય તે ભાષાકોશ ભાષાની સમૃદ્ધિ, શબ્દાર્થ. તથા તેના પ્રયોગ એ રૂપે રહી શોભે છે. તો તેઓના રક્ષણને માટે અને તેઓના જ્ઞાનોપયોગને માટે કોશગ્રંથો છે. રાજનગરની સ્થિતિ સમૃદ્ધિ ઉપર-થી આખા રાજ્યની સ્થિતિ સમૃદ્ધિ વિષે થોડુંઘણું જાણી શકાય છે, પણ કોશગ્રંથ ઉપરથી તો પ્રત્યેક ભાષાનું ઐશ્વર્ય સહજ જણાઇ આવે છે. જેમ કોશ વિના રાજ્ય બળહીન અને કમળકોશ વિના સરોવર શોભાહીન છે તેમ ભાષાકોશ વિના દેશભાષાની રાજ્યસત્તા છૂટાં છૂટાં ને વિખરાએલાં પડેલાં અનેક અङ્ગ તથા તેઓની અવ્યવસ્થા એથી સમગ્ર એક સ્વરુપે ન હોવાથી સ્થાયી બળિષ્ઠ નથી, અને શાસ્ત્રીય સંસ્કાર વિના સુન્દર શોભતી નથી. કોશ વડે જ ભાષા સંસ્કારી થઇ તેજબળમાં વૃદ્ધિ પામે છે. ભાષાનો કોશ એ, ભાષા બોલનાર લોકની સ્થિતિનાં સ્વરૂપનું પ્રતિબિમ્બ છે. ને તેઓનાં જ્ઞાનૈશ્વર્યને દર્શાવનારો જયધ્વજ છે.

**સં**સ્કૃત ભાષામાં નાના મોટા મળીને બાવન કોશ છે. ને તેમાં **અમર**-કોશ, મેદિનીકોશ ને અભિધાનચિન્તામણિ એ ત્રણ બીજા સૌથી શ્રેષ્ઠ ગણાય છે. એ સઘળા કોશની શબ્દાવળી વર્ણાનુક્રમમાં નથી પણ શબ્દજાતિ અથવા અર્થજાતિ પ્રમાણે વર્ગોમાં પડીને રચાએલી છે. યૂરોપીઅન લોકે

**સં**સ્કૃત ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કરવાને **સં**સ્કૃત-ઇંગ્લીશ; ઇંગ્લીશ-**સં**સ્કૃત, **સં**સ્કૃત-**ફ્રે**ન્ચ, **સં**સ્કૃત-**જર્મ**ન એવી રીતના વર્ણાનુક્રમે શબ્દાવળી રચી અનેક કોશગ્રંથ કર્યા છે. આ દેશની પૂર્વની પ્રાકૃત ભાષા માત્ર લોકવ્યવ-વહારભાષા હતી, પંડિતોની નહોતી; પણ પછવાડેથી તેનાં વ્યાકરણ થયાં હતાં. ને તે થોડા સંસ્કાર પામી હતી. **સં**સ્કૃત નાટકોના ગ્રંથમાં ને **બૌદ્ધ જૈ**નનાં ધર્મપુસ્તકમાં સારી પેઠે વપરાઈ હતી. અને વળી જેમ **સં**સ્કૃત ભાષા સર્વ પ્રદેશના વિદ્વાનોની એક સામાન્ય ભાષા હતી તેમ ચારમાંની એક પ્રાકૃત સર્વ પ્રદેશના લોકની એક સામાન્ય જેવી વ્યવહારભાષા મનાઈ હતી. પછી રાજ્યોની અવ્યવસ્થાને લીધે ને હૂનાદિ મ્લેચ્છ લોકના પ્રવેશને લીધે સામાન્ય જેવી મનાતી પ્રાકૃતભાષા પ્રદેશપ્રદેશમાં જુદે જુદે રૂપે બોલાવા લાગી ને કેટલેક કાળે તે કેવળ જુદી પડી ગઈ. મુસલમાની રાજ્યમાં વિદ્વાનોની સામાન્ય **સં**સ્કૃતભાષાનું બળતેજ ઘટયું ને જુદી જુદી પ્રાકૃતમાં ગ્રંથ લખાવા માંડયા. કબીરે ૧૩—૧૬ સંવત **સૈ**કામાં, **નામ**દેવે ચૌદમા **સૈ**કામાં ને **નર**સિંહે પંદરમા સૈકાના અંતમાં પોતપોતાની ભાષામાં ભક્તિબોધવાણી ગાઇ. **મુ**ઘલાઇ રાજ્યમાં ગુજરાતી, **મ**રેઠી, **હિ**ન્દી, **બં**ગાળી, પદ્યભાષા વધારે વધારે સંસ્કારને પાત્ર થતી ચાલી. **અં**ગ્રેજી રાજ્ય થયા પછી ભાષામાં કેટલોએક ફેરફાર થયો છે ને થાય છે. તોપણ પદ્યના ગ્રંથો લખાવાથી નિયમમાં પડી રૂડો સંસ્કાર પામે છે. ને આશા છે કે હવે પ્રત્યેક ભાષા થોડા કાળમાં પોત-પોતાના સંસ્કૃત રૂપમાં વિરાજશે. **અં**ગ્રેજી શબ્દના પ્રાકૃતમાં અર્થ ને પ્રાકૃત શબ્દના **અં**ગ્રેજીમાં અર્થ એવા ઘણાએક નાનામોટા કોશ **હિ**ન્દી, **મ**રેઠી **બં**ગાળી, ગુજરાતીમાં થયા છે પણ પ્રાકૃત શબ્દના પ્રાકૃતમાં જ અર્થ એવા કોશ જે પ્રત્યેક ભાષાની જયશ્રી દેખાડે છે તે (જેવા જોઇએ તેવા ઉત્તમ પ્રકારના તો નહિ તોપણ) **હિ**ન્દી **મ**રેઠી **બં**ગાળી ભાષાના ઘણાં વર્ષ ઉપર છપાઈ પ્રગટ થયા છે. **હિ**ન્દીકોશ વીસહજાર શબ્દનો **બ**નારસના રેવરંડ **આ**ડમે રચી સંવત ૧૮૮૫ માં, **મ**રેઠી ભાષાનો કોશ પચીસ છવીસ હજાર શબ્દનો **મું**બઇની શિક્ષામંડળીએ પાંચ પંડિતો પાસે રચાવેલો તે તે જ વર્ષમાં અને **બં**ગાળી કોશ-શબ્દામ્બુધિ છતરીસ હજાર

શબ્દનો પૂર્ણચંદ્રોદય નામના વર્તમાનપત્રના અધિપતિએ રચી સંવત ૧૯૦૯ માં પ્રસિદ્ધ કીધો. હવે આ ગુજરાતી કોશના ઉદ્દ્ભવ વિષે આ પ્રમાણે છે:—*

મુંબઈમાં ગુજરાતી અંગ્રેજી નિશાળોમાં ભણનારાઓને 'નર્મકવિતા'માંના ઘણાક શબ્દાર્થ સમજવા સુલભ નહોતા પડતા તે જોઈ હું તેવા શબ્દાર્થનો એક નાનો કોશ કરતો હતો. પણ તે સંગ્રહ બહુ મોટો થઇ ગએલો જોઈ મને સૂઝ્યું કે આમે ને આમે માંય મળતા બીજા શબ્દો વધારી મોટો જ કોશ કરવો કે તે સઘળા લોકના ઉપયોગમાં આવે. એ વિચાર દઢ થયો ને મેં સંવત ૧૯૧૭ના કારતક સુદ છઠ રવેઉ—સને ૧૮૬૦ના નવેમ્બરની અઠ્ઠાવીસમીએ બીજો શબ્દસંગ્રહ કરવાનો આરંભ કર્યો. 'નર્મકવિતા'માં- ના સ્વરાદિ શબ્દોમાં નવા વધારાતા સ્વરાદિ શબ્દો મેળવી ગોઠવી મેં અર્થ લખવા માંડયા. અ—આના શબ્દાર્થ લખાયા કે તે મેં છાપવા આપ્યા. ને પછી એક પાસથી નવું લખતાં ને બીજી પાસથી પ્રૂફ તપાસતાં ૨ વર્ગનો ૧૦૨ પૃષ્ઠનો અંક સંવત ૧૯૧૮ના કારતકમાં— સને ૧૮૬૧ના નવેમ્બરમાં પ્રસિદ્ધ કીધો. સને ૧૮૬૨ના મે મહીનામાં મેં ક આદિ અક્ષરોના અર્થ લખવા માંડયા. ને ડીસેમ્બરમાં ૫૮ પૃષ્ઠનો બીજો અંક કાઢયો. સને ૧૮૬૪ના સપ્ટેમ્બરમાં ૧૪૦ પૃષ્ઠનો ત્રીજો અંક ઘરાકોને વેચ્યો ને પછી ૪૦ પૃષ્ઠનો ચોથો અંક સને ૧૮૬૬ના આગષ્ટમાં છપાઇ તૈયાર થયો પણ તે મેં બહાર કાઢયો નહિ. એ ચાર અંકમાં અથી તે તગારૂં લગીના શબ્દાર્થ લખાયા હતા. સને ૧૮૬૮માં મેં નવું લખવાનો આરંભ કર્યો ને આગષ્ટની ૧૧મીએ સંવત ૧૯૨૪ના શ્રાવણ વદ આઠેમ ને સોમવારે રાતે સમાપ્તિ કરી.

---

* એ પ્રકરણ સવિસ્તર ભરતાં અતિ લંબાણ થાય-પ્રધાન વિષયનો પ્રસંગ-રંગ ઝાંખો પડે ને કેટલુંક અમંગળ કથન પણ કરવું પડે. વળી મંગળ કાર્યની સમાપ્તિને ટાણે અમંગળ કથન કરવું એ મારા રસવિવેકને દુઃખ કરે તેવું છે. માટે ટૂંકામાં જ આટપ્યું છે. તોપણ, કોશ સંબંધી અથેતિ વૃત્તાંત ( અમંગળ કથન સહિત ) લોકની વર્તમાન સ્થિતિનું એક પ્રકારનું સદાનું શિક્ષણીય દર્શન થઈ રહે તેવું છે. તેટલાસારૂ તે હું બીજે પ્રસંગે યથાસ્થિત જણાવીશ.

સને ૧૮૬૯ને અંતે મેં કોશને પાછો પ્રથમથી છાપવાનો ને તેમ કરવાની પહેલાં શબ્દોની સંખ્યામાં વધઘટ, વર્ણશુદ્ધિમાં ફેરફાર ને વ્યાખ્યાર્થમાં સુધારો કરતાં જઈ છપાવતાં જવું એવો નિશ્ચય કર્યો. સને ૧૮૭૦ના જાનેવારીથી કોશ નવેસરથી ભાવનગરમાં છપાવા માંડ્યો. તે ત અક્ષર પૂરો થયો ત્યાં સુધી છપાયો, પછી આ ચાલતા વર્ષના જુલાઈ મહીનાની ૧૮મી-એ અહીં સૂરતના મિશનપ્રેસમાં બાકીનો કોશ છપાવવાની ગોઠવણ કરી. આગળથી ધમધોકારે કામ ચલાવ્યું તે આ માસમાં પૂરૂં થયું છે. ને હવે પુસ્તક બંધાઈ આવતા માસમાં કોશ બહાર પડશે. શબ્દ ગોઠવવાનું ને પ્રૂફ જોવાનું કામ આરંભથી તે અંત લગી મારા સહાય નરભેરામ પ્રાણશંકરે કર્યું છે.

ગ્રંથોમાંથી જુદા પાડી પૂછપાછ કરી કરાવી અને એમ કરતાં નવા સુઝતા તે ઝડપી લઈ શબ્દસંગ્રહ કર્યો છે. અને બીજા કોશગ્રંથોની સહાયતાથી ચર્ચા કરી શંકા મટાડ્યાથી તર્ક તથા વિચાર પૂરા ઉપયોગમાં આણ્યાથી અને વાંચેલું સાંભળેલું તત્કાળ સ્મરણ આવ્યેથી વ્યાખ્યા અર્થ દૃષ્ટાંત પ્ર. મઉ લખાયું છે. +

પ્રવૃત્તિવાળી સ્થિતિમાં તથા આશ્રય વિનાની સ્થિતિમાં પણ ઉત્સાહ-વાળા ઉદ્યુકતપણા વડે આ કોશ રચાયો છે ને છપાયો છે. *

હવે શબ્દસંગ્રહ તથા તેની વ્યવસ્થા વિષે જણાવવાને મુખ્ય ત્રણ પ્રકરણ બાંધું છઉં — શબ્દાવળી, વ્યાકરણ, અને વ્યાખ્યાન. શબ્દાવળી વિષયમાં સંગ્રહ તથા જાતિ, સમ્પ્રસારણ, ઉચ્ચારણ એ ભેદ; વ્યાકરણ વિષયમાં જાતિ, લેખનશુદ્ધિ ને વ્યુત્પત્તિ એ ભેદ અને વ્યાખ્યાન વિષયમાં અર્થનિરૂપણ, રૂઢિપ્રયોગ, દેશીકથન ને ગ્રંથાન્તર પ્રમાણવાકય એ ભેદ પાડું છઉં.

૧-શબ્દાવળીમાં ૨૫૨૬૮ શબ્દ અને અર્થની સાથે પેટામાં મૂકેલા થોડાં-એક બીજા તથા સંયુકત ક્રિયાવાળા શબ્દ એ સૌ મળીને ૨૫૮૫૫ થી થોડીક વધારે એટલી સંખ્યા થાય છે. એમાં જુદી જુદી રીતે બોલાતા-અપભ્રંશ શબ્દ તથા ક્રિયાભેદ રૂપાંતર પામેલા શબ્દ ઘણામાં ઘણા ત્રણેક હજાર હશે. એવા શબ્દો **હિન્દી–મરેઠી** કોશમાં ઘણા છે. પણ મેં ચાલુ

---

* કોશ લખી રાખવો પણ તરત છપાવવો નહિ એ વિચાર નિવૃત્ત અને અનુકૂળ સ્થિતિ વિના પાર પડે તેવો નહિ જ. તેમ આ કામમાં લખી રાખેલા ગ્રંથની પછવાડેથી વ્યવસ્થા થવાનો સંભવ ઓછો જ, ને હાથના લખેલા કાગળોમાં સુધારોવધારો કરવો તેના કરતાં છપાએલા કાગળોમાં તેમ કરવું એ મને વધારે સહેલું ને સારૂં પડવાથી મેં એક પાસથી લખવાનું ને બીજી પાસથી છપાવવાનું કામ સાથે ચલાવ્યું હતું. વળી આરંભ થયો તે સમયે કોશ કરવો મેં સહેલો જાણ્યો હતો. શબ્દ એકઠા કરી ગોઠવી અર્થ લખવા એમાં શું શ્રમ પડવાનો છે એમ હું જાણતો પણ કામ ચાલ્યા પછી ઘણું જ દોહલું જણાયું હતું. કોશનું કામ કરવા બેસતાં મને કંટાળો આવતો પણ બેઠા પછી ધીરજથી વિચાર કરતાં ને જાણવા લખવાનો આનંદ માણતાં હું ઠરીને કામ કરતો. વ્યવસાયમાં ને પૂરતાં સાધન વિના ગાળે ગાળે કામ કર્યું છે, તેથી આટલાં આટલાં વાનાં આવી રીતે કોશમાં આવવાં જોઈએ, એ વિષે જે નકકી કર્યું હતું, તે તે સંધું અથથી તે ઈતિ સુધી આવી શકયું નથી

ભાષામાં વપરાતામાંના મુખ્ય મુખ્ય અને જૂના ગ્રંથમાં વપરાએલામાંના મુખ્ય મુખ્ય રાખ્યા છે. તેમ ક્રિયાપદનાં કેટલાંક રૂપાંતર જે બહુ વ્યાપક અથવા મૂળ ક્રિયાથી વિશેષ અર્થમાં વપરાતાં જાણ્યાં તે પણ રાખ્યાં છે.× હજાર ઉપર સંખ્યાવાળા શબ્દ અ, ક, પ, મ, વ, સ એથી અને પાંચસેંથી વધારેની સંખ્યાવાળા આ, ઉ, ખ, ગ, ચ, જ, ત, દ, ન, બ, ભ, ર, લ, હ એથી આરંભાતા છે.

(અ) સંગ્રહમાં સાવ સંસ્કૃત તથા સ્વલ્પરૂપાંતરવાળા ÷ એવા શબ્દો ૫૮૩૧ અપભ્રંશ તથા બીજા ૧૭૦૬૬ અને પરભાષાના * ૨૯૫૮ છે. એ ગણતરી તથા એ ઊપજાવતાં વચમાં જે પેટા ગણતરી કરેલી તે સંધાની સરાસરી જોતાં સેંકડે ૧૦૦ ગુજરાતી શબ્દોમાં ૨૩ સંસ્કૃત, ૬૬ અપભ્રંશ, ને ૧૧ પરભાષાના આવે છે.

(ઇ) સંસ્કૃત કોશમાં ને બીજા પ્રાકૃત કોશમાં પુરાણોક્ત જનબોધક તથા સ્થળબોધક શબ્દો હોય છે. પણ આ સંગ્રહમાં વિશેષનામવાચક

---

× રૂપાંતરશબ્દો પ્રત્યેક ભાષામાં હોય છે. પૂર્ણ સંસ્કાર પામેલી એવી જે સંસ્કૃત ભાષા તેમાં પણ ઘણા છે ને રૂપમાં થોડોક જ અંતર એવા કેટલીક ધાતુઓ પણ છે તો પ્રાકૃત ભાષાના કોશમાં રૂપાન્તરો શા માટે ન આવવાં જોઈએ ? ભાષામાં જેટલા શબ્દ રૂપાન્તર પામેલા જાણ્યામાં આવે તેટલા બધાએ ગામગામના ને જાતજાતના કોઈપણ ભાષાના પ્રથમ કોશમાં અવશ્ય રાખવા પછી નવી નવી આવૃત્તિમાં થોડે થોડે ઘટાડો કર્યા કરવો એવો મારો વિચાર છે. ને તે પ્રમાણે મેં પૂર્વે છપાએલા અંકોમાં શબ્દો રાખ્યા હતા; પણ ગ્રંથનો અતિ વિસ્તાર થવાને લીધે ઘણાક કાઢી નાખી થોડાએક આ ગ્રંથમાં રાખ્યા છે.

÷ એ વિષે લેખનશુદ્ધિ પ્રકરણમાં સ્પષ્ટ કરવામાં આવશે.

* ફારસી, અરબી, અંગ્રેજી, હિન્દી, મરેઠી ઈ૦ શબ્દ અને એ જાતના શબ્દ સંસ્કૃત—ગુજરાતી શબ્દ સાથે અખંડ અથવા પ્રત્યય રૂપે સંયુકત થયા હોય તે સઉ પરભાષાના જાણવા. સો ગુજરાતી શબ્દે ૧૧ પરભાષાના લઇએ તો ૮ ફારસી અરબી ૧ અંગ્રેજી ને ૨ હિન્દી મરેઠી તથા બીજી કોઈના આવે.

શબ્દો સમૂળગા મેં લીધા જ નથી; પ્રાણીવર્ગ તથા વનસ્પતિવર્ગ માહેના શબ્દો છેક જ ઓછા આવ્યા છે; શાસ્ત્રકળાવિષયના પણ બહુ ઓછા છે; તોપણ સામાન્ય લોકવ્યવહારમાં વપરાતા ને ખેતી ખેડૂતના સંબંધમાં આવતા શબ્દોનું આ સંગ્રહમાં વિશેષે મોટું ભરણું છે–જૂનાં પુસ્તકોમાંના શબ્દો ઘણાખરા આવેલા છે. દેશગામ જાતિ પરત્વે ત્યાં જ ને તેમાં જ વપરાતા વિશેષ શબ્દોને માટે કહીં કહીં જણાવ્યું છે પણ એ ભેદ માનવો ઉચિત નથી એમ વિચારી સર્વત્ર તેમ દેખડાવ્યું નથી. ગમે તેના ને ગમે ત્યાંના પણ ગુજરાતી શબ્દ યોગ્ય જાણ્યા તેને દાખલા કર્યા છે. છેક જ ગામડિયા ને છેક જ વિકૃત થએલા શબ્દો આ સંગ્રહમાં માત્ર વાનગી દાખલ કોઈ કોઇ જ લીધા છે. સંસ્કૃત શબ્દોનું ભરણું પણ વર્તમાન કાળમાં વપરાતા ને ભૂતમાં વપરાએલા એવા જ શબ્દોનું છે. ને સાધિત શબ્દો જેટલા બહુ વ્યાપક જણાયા તેટલા જ રાખ્યા છે. તેમ અપભ્રંશ ગુજરાતી શબ્દોમાં ક્રિયાપદનાં રૂપભેદ, વિભક્તિનાં રૂપભેદ અને સાધિત શબ્દ એ સઉ બહુ વાપરસા છતે ઘણાકને ટાળી યોગ્ય જણાયા તે જ રાખી સિદ્ધ રૂપે વપરાતા શબ્દનું વિશેષે ભરણું કરેલું છે. ફારસી, અરબી, અંગ્રેજી શબ્દ પણ જે બહુ જ વપરાતા તે જ રાખ્યા છે.

૨—સમ્પ્રસારણ શબ્દ (વિશેષ અર્થમાં) સંસ્કૃત વ્યાકરણમાં ઇ ને ય, ઉ ને વ, ઋ ને ર, ઌ ને લ એ વર્ણો જે પરસ્પર એક બીજાની વતીના વપરાય તેને માટે છે. વળી ર ને લ, જ ને ય, બ ને વ, શ ને સ, મ ને ન, એનો એકમેકની વતી ઉપયોગ કરવાની છૂટ છે. તેમ વળી છેલ્લું વિસર્ગ કદાપિ ન લખ્યું તો ચાલે એને પણ ( સામાન્ય અર્થમાં ) સમ્પ્રસારણ કહીએ તો તે ખોટું નથી. એ પ્રકાર કેટલાક ગુજરાતી વર્ણોમાં પણ પરસ્પર જોવામાં આવે છે. આ રીતે+ :—

+ જે બે વર્ણનો પરસ્પર સંબંધ એક વાર દેખાડયો છ તે બીજી વાર ક્રમાન્તર પરત્વે દેખાડયો નથી તેમ કીયા વર્ણનો પ્રચાર ભાષાના શબ્દોમાં વિશેષ છે તે હમણા નક્કી કરી દેખડાવી શકાય તેમ નથી.

અ ને આ; ઈ; ઉ; એ; ઓ; ઔ; વ; હ.=અટોપવું—આટોપવું; શકોરૂં—શિકોરૂં; અપાસરૂં—ઉપાસરું; અડબંગ—ઉડબંગ; અક્કેક-એકેક; અચમ્બો-ઓચમ્બો; કવચ—કૌવચ; કુંઅર-કુંવર; અવોક-હવોક; અઝામ-હજામ.

આ ને ઉ; એ; ઐ; ઓ.=ફાટફુટ-ફુટા-ફુટ; કાંગરો-કુંગરો; આમ-એમ; ધરાણે—ધરેણે; ત્રિપાયો-ત્રિપૈયો; ખરાખર-ખરોખર.

ઇ અને ઉ; એ; ઐ; ઓ; ય; ઇ અને ળી.=કામઠી-કામઠું; ઈ-એ, ઈકોતેર-એકોતેર; છીએ-છૈયે; જઈ-જૈં; પઈડું-પૈડું; વારી-વારો; આદિ-આદ્ય; રાઈતું-રાયતું; કેશવાઈ-કેશવાળી.

ઉ અને ઓ; ઔ; વ અથવા અવ.=અતુલ-અતોલ; કુવત-કૌવત; ઉઠવું-વુઠવું; (વરસાદ); કુણ-કવણ.

એ અને ઐ; ઓ; અય; ઈય; ય; વ=ચેતન-ચતન; ખરેખર-ખરોખર; ભમ્ભેરવું-ભમ્ભોરવું; સમે-સમય, ઉદે-ઉદય; એળ-ઇયળ; ઘાએલ-ઘાયલ; ઘુએડ-ઘુઅડ.

ઓ અને ઔ; અય; આવ.=કોતુક-કૌતુક; છપ્પો-છપય; ઢોળો-ઢોળાવ.

ક અને ખ; ગ; ચ; ટ; ડ; પ; લ; વ; સ.=કબુતર-ખબુતર; કુરઆન-ખુરઆન; કાક-કાગ; ઉપલક-ઉપલગ; કાંકીડો-કાચણ્ડો, કેમ-(ચ્યમ); કોપરૂં-ટોપરું; કકડો-કડકો; હુક-હુપ; કીકો-કીલો; નાળકું-નાળવું; ઓસીકું-ઓસીસું.

૩. ઉચ્ચારણ ગુજરાતી વર્ણોનું મૂળ સંસ્કૃત વર્ણોના જેવું જ થાય છે. પણ ભાષાની ઘટના પરત્વે, ભૂમિપ્રદેશ તથા લોકજાતિ પરત્વે અને લોકમાં વિદ્યાભ્યાસ ઓછો તેથી કેટલોએક અંતર પડયો છે. ઘણોક અંતર તો વિદ્યાના સામાન્ય પ્રસારથી ટળી જશે.

૧. **વ્યાકરણ** પ્રમાણે શબ્દભેદ પાડતાં નામાર્થબોધક શબ્દો રૂપાન્તર સહિત ૨૧૧૪૩ છે.-તેમાં સિદ્ધ, પ્રત્યયસાધિત ને સંયુકત નામ મળીને ૧૭૩૫૦, સર્વનામ ૪૭, અને ગુણ તથા સઙ્ખ્યાવિશેષણ ૩૭૪૬ છે. બોધક ૧૩૩૮ છે. ક્રિયાબોધક ૨૭૮૭ તેમાં ૨૨૧૮ ક્રિયાપદને ૫૬૯ ધાતુસાધિત (કૃદન્ત) વિશેષણ છે. એ સઘળાની ચાળવણી કરવાને ઘણો કાળ જોઈએ તોપણ તે કરવી સુલભ શી રીતે પડે તે જાણી લેવાને ધાતુ વિષે થોડું નક્કી કર્યું છે.

૨૨૮૭માંથી વર્ણરૂપાન્તરમાંના ન લેવા જેવા તે અને ક્રિયારૂપાન્તરના અને ક્રિયાને પુષ્ટિ આપનારાં તથા નામ વિશેષણને ક્રિયારૂપ કરનારાં ક્રિયાપદો એ સઉ શબ્દોને ઊંચા મૂકતાં ગુજરાતી ધાતુ ૧૪૦૦સેંક થાય છે ને એમાં ઘણામાં ઘણા પચીસેક પરભાષાના. એ ધાતુઓના ત્રણ મોટા વર્ગ પડી શકે છે—જે ધાતુ, મૂળ સંસ્કૃત ધાતુને જ સ્વરૂપે રહ્યા છે તે, જે ધાતુ સંસ્કૃત નામને સ્વરૂપે રહ્યા છે તે અને જે એ બેની વિકૃતિથી થએલા છે તે.

## લેખનશુદ્ધિ

લેખનશુદ્ધિ વિષે જ્યારથી મેં ગ્રંથ લખવા માંડયા ત્યારથી જ બોલવું તેવું લખવું એ જ વિચારને મૂળ ધોરણ માનતો આવ્યો છઉં. બેત્રણવાર નિયમો પણ બાંધ્યા હતા પણ તે પ્રમાણે સર્વત્ર વર્તવા વિશે મેં સ્પૃહા રાખી નથી.* ત્રણેક વર્ષ થયાં જૂનાં પુસ્તકો વાંચવામાં ને શબ્દોની વ્યુત્પત્તિ શોધવામાં મેં આનંદ માન્યો છે તે ઉપરથી પણ મારા પ્રથમ વિચારને પુષ્ટ મળી છે કે બોલવું તેવું જ લખવું; પછી રૂપાંતર મૂળને મળતું આવતું

* જ્યાંસુધી પરસ્પર સંગતિવ્યવહાર વધ્યો નથી, અનેક કોશગ્રંથ થયા નથી, જ્યાંસુધી પ્રદેશ પ્રદેશની ભાષા સંમિશ્રપણે એકરૂપ થઈ નથી, ત્યાંસુધી લેખનશુદ્ધિ વિષે અવિચળ નિયમ બાંધવા દુર્લભ છે. હમણાં નિયમ બાંધવા તે માત્ર એ વિષે લક્ષ તથા ચર્ચા કરાવવાને અને નિશાળમાં ભણનારા યથેચ્છ વર્તે તેને અંકોશમાં રાખવાને માટે છે

હોય કે ન હોય. જે ભાષા પૂર્ણ સંસ્કારી થઇ હોય ને પછી વિકૃતિને પામી હોય ને એને પાછી સ્વચ્છ કરવી હોય તો વિકૃત રૂપાંતર તથા વિકૃત ઉચ્ચારણ એ બન્નેને મૂળ સ્વરૂપ ઉપર લક્ષ રાખતાં રહી થોડે થોડે ફેરવ્યા કરવાં. પણ જે ભાષા નવી વ્યવહારમાં આવ્યા પછી એકકે વાર પૂરેપૂરો સંસ્કાર પામી નથી પણ પામવાને પાત્ર થતી જાય છે તે ભાષાને શુદ્ધ સુંદર કરવામાં મૂળના સંબંધનો વિચાર કરવો અવશ્ય નથી. ગુજરાતી ભાષાના શબ્દોનાં કાળકાળનાં રૂપાંતર જોવાથી સ્પષ્ટ જણાય છે કે ભાષા ઉત્તરોત્તર સુધરતી આવી છે. હમણાંની ભાષામાં કેટલાક શબ્દ એવા છે કે જે પોતાની છેલ્લી ને ઉત્તમ સ્થિતિમાં આવી રહ્યા છે અને કેટલાએક રૂડો સંસ્કાર પામતા જાય છે.

ભાષા કેવળાઇને ઘટ તથા સુન્દર થતી જાય છે ને તેવી તે વહેલી થાય એ આપણો ઉદ્દેશ છે માટે એ ઉપર અને વર્ત્તમાન ભાષાની સત્તા પૂર્વભાષાની સત્તા કરતાં વિશેષ પ્રબળ છે ને સહુને માન્ય છે માટે વર્ત્તમાન ઉચ્ચારણ પ્રમાણે જ લખવા ઉપર લક્ષ રાખ્યે લેખનશુદ્ધિ પોતાની મેળે જ યથાસ્થિત થશે. આ શબ્દરૂપાન્તર શુદ્ધ છે ને તે અશુદ્ધ છે એ કહેવું યોગ્ય નથી કાળપરત્વે–ઓછું વધતું સુન્દર છે એમ જાણવું યથાર્થ છે.

૩. વ્યુત્પત્તિ શબ્દનો અર્થ કોશના સંબંધમાં આટલો છે કે શબ્દના મૂળ ધાતુ, તેની ઘટના ને તેનો પ્રથમ નીપજેલો શબ્દ એ દેખડાવવાં. એ અર્થમાં એક રીતે જોતાં મેં આ કોશમાં કંઇ જ કીધું નથી ને બીજી રીતે જોતાં કેટલુંક કર્યું છે એમ પણ છે. **સંસ્કૃત** અપભ્રંશ, ને પર ભાષાના એમ શબ્દોની જાતિ પાડી પર ભાષાના સંબંધનો વિષય હમણાં પડતો મુકી **સંસ્કૃત** તથા અપભ્રંશ વિષે આ પ્રમાણે કર્યું છે: **સંસ્કૃત** અને **સંસ્કૃત**ના પ્રાકૃત એમ બે પ્રકારના શબ્દો મળીને ગુજરાતી શબ્દો થયા છે અને **સંસ્કૃત** શબ્દની વ્યુત્પત્તિ **સંસ્કૃત** ભાષાના કોશમાં દેખડાવવી અવશ્ય છે-ગુજરાતી કોશમાં નહિ એમ જાણી **સંસ્કૃત** શબ્દોની વ્યુત્પત્તિ વિષે મેં

ઘણું જ થોડુ જણાવ્યું છે. **સંસ્કૃત**ના પ્રાકૃત અથવા અપભ્રંશ એમાંના કેટલાએકના શુદ્ધ **સંસ્કૃત** શબ્દ દેખાડયા છે. એવા શબ્દો આ કોશમાં ૧૩૩૯ સંગ્રહ ને ઉપસંગ્રહ બન્નેના મળીને છે. ×

## વ્યાખ્યાન વિષયમાં--

પર ભાષાના શબ્દના અર્થને માટે તો ઘણું કરીને પર્યાય શબ્દો જ આપ્યા છે; **સંસ્કૃત** શબ્દમાંના કેટલાએકના અર્થને માટે જે શબ્દો અપભ્રંશ રૂપે વિશેષે વપરાય છે તે શબ્દના અર્થ જોવાની સૂચના કરી છે, કેટલાક જે પોતાના બીજા પર્યાય અપભ્રંશ કરતાં ભાષામાં વિશેષ વપરાય છે તેઓના અર્થ કરી દેખાડયા છે અને કેટલાકના અર્થને માટે પર્યાય શબ્દો આપ્યા છે. **સંસ્કૃત** શબ્દના અર્થ મૂળ ભાષામાં ઘણા છતે તેમાંના જેટલા ગુજરાતીમાં વપરાએલા તે જ અર્થ આ કોશમાં રાખ્યા છે, પણ વળી કેટલેક ઠેકાણે મૂળ અર્થોમાંથી રૂડા ને અવશ્ય લેવા જાણ્યા તે લઇને શબ્દના અર્થની સંખ્યામાં વધારો કર્યો છે.

અપભ્રંશ શબ્દોમાં જે મુખ્ય મુખ્ય રૂપાન્તરો છે તેના અર્થ તો અવશ્ય કર્યા છે. ને બીજાઓને માટે પર્યાય શબ્દો આપ્યા છે અથવા અમુક શબ્દ જોવા એમ જણાવ્યું છે. એ નિયમ રાખ્યા છતાં કોશના

---

×ગુજરાતી અપભ્રંશ શબ્દોની વ્યુત્પત્તિનુ શોધન, **સંસ્કૃત**નુ થોડુ ઘણુ, જૂની **પ્રાકૃત**નું વિશેષે, **મરેઠી હિંદી**નું થોડુંએક અને ગુજરાતી શબ્દ રૂપાંતરોનું પૂરેપૂરૂં જ્ઞાન હોય તો જ સુલભ થાય. રૂપાંતરનું રૂપ જોઈને ઉપરથી તર્ક કરતાં, તર્ક કરી સમાન અર્થના **સંસ્કૃત** પર્યાય શબ્દ ખોળતાં, એકાદો વીણી કાઢી એને પાછો પ્રાકૃત નિયમ પ્રમાણે છે કે નહિ તે નક્કી કરતાં અને એ સંધાને માટે અનેક ગ્રંથ જોતાં સો શબ્દના (સમના અવેજમાં ૫૦) ની વ્યુત્પત્તિ સિદ્ધ થવી દુર્લભ છે. વિક્રમ કાળની પ્રાકૃત ભાષાના શબ્દનો અથવા અપભ્રંશ ભાષાના શબ્દનો કોશ પ્રથમ થવો અવશ્ય છે; એ અને વરરુચિનો 'પ્રાકૃતપ્રકાશ' અથવા હેમચંદ્રનુ અપભ્રંશ ભાષાનું વ્યાકરણ એ વડે વ્યુત્પત્તિશોધન બહુ જ સરલ થશે.

ઉપયોગ કરનારને સુલભ પડે માટે ઘણાક શબ્દોના અર્થ તે શબ્દોની પાસે જ કર્યા છે.

૧. **અર્થનિરૂપણ**, કેટલાએકનું, ઓળખાવી, સમજાવી, વર્ણવી કર્યું છે; અને કેટલાએકનું, વ્યાખ્યા કરી (શબ્દના અનેક અર્થ જોતાં તેનો પ્રસાર કેટલો છે તે ધ્યાનમાં લઇ અર્થનું સ્વરૂપ ટૂંકા કથનમાં બાંધી દેખડાવી) પછી અકેકેકા અર્થ વિષે બોલી એ અકેકેકો અર્થ વ્યવહારમાં કેવી કેવી રીતે વપરાય છે તે અને તેના સંબંધમાં દેશી કહેવતો તથા પ્રમાણવાક્ય કિયાં છે તે જણાવી, કર્યું છે. કોશ જોનારે અર્થદર્શનના લખાણમાં 'જે-તે' એ શબ્દો ઉપર વિશેષ ધ્યાન રાખવું કેમકે તે ઉપર અર્થનો ભાર રહ્યો હોય છે. (કેટલેક ઠેકાણે ભૂલ છે.)

૨. **રૂઢિપ્રયોગ**, કેટલાક—ઘણાએક મૂળ અર્થના સંબંધમાં લક્ષણાવાળા છે ને કેટલાક નવા અથવા વિશેષ સંકેતવાળા છે–એ રૂઢિપ્રયોગ ઘણું કરીને નામની સાથે ક્રિયાપદ જોડયાથી અથવા મુખ્ય ક્રિયાને બીજી સહાયક્રિયા જોડયાથી થાય છે. એ પ્રયોગોમાં ભાષાનું પોતાનું જ કહેવાનું એવું પ્રબળ સૌન્દર્ય રહેલું છે.

૩–૪. **દેશીકથન,** ( કહેવતો ) આ કોશમાં ૩૪૨ અને જૂના પુસ્તકમાંનાં પ્રમાણવાક્ય સહુ મળીને ૫૫૬ છે. જૂનાં પુસ્તકોમાંના કેટલાક શબ્દના અર્થ નક્કી કર્યા છે તે આમ–એક શબ્દ એક ગ્રંથકારે પોતાના ગ્રંથમાં તેના તે જ કે જુદા અર્થમાં અને બીજા ગ્રંથકારે પણ તે જ કે જુદા અર્થમાં વાપર્યો છે એ જાણી લઈ અર્થ લખ્યા છે–એમાંના કેટલાક મને બહુ રૂડા લાગેલા પણ અર્થને માટે મારી પૂરી ખાતરી નહિ તેથી તેને કોશમાં દાખલ કરતાં હું ખંચાયો હતો પણ શબ્દકોશમાં પડી પ્રસિદ્ધિ પામશે તો અર્થ વિષે કોઇ દહાડો પણ નક્કી થશે એમ માની તે શબ્દોને તેઓનાં વાક્ય સહિત રાખ્યા છે.

એ પ્રમાણે આ કોશની સમૃદ્ધિની વ્યવસ્થા છે-શબ્દસંગ્રહ પૂરો નથી, અર્થ લખ્યા છે તે-તેની વ્યાપ્તિના પ્રમાણને વિચારે બહુધા છે. મૂળના અર્થ ઉપરથી ઉત્તરોત્તર બીજા અર્થ થતા ગએલા તે ધોરણે યથાસ્થિત ક્રમમાં નથી,—( વળી તે વેળાએ ખોટા પણ હશે જ ), ગ્રંથરચના વિષે સર્વત્ર એકસરખા નિયમો રહેલા નથી ઇત્યાદિ દોષ આ કોશમાં છે ને તે હું જાણું છઉં ને ગ્લાનિ પામું છઉં કે બાર વર્ષે કોશ પ્રસિદ્ધ કરતાં હજી પણ તે સદોષ છે ! પણ પાછો એક રીતે સંતોષ માનું છઉં કે બારે વર્ષે પણ ગુજરાતી ભાષાના થોડાઘણા શબ્દોની ઐક્યશોભા લોકને જોવાનો પ્રસંગ આવ્યો. વ્યવહારપક્ષે જોકે હું મારી બાહ્ય સ્થિતિ પરત્વે કાંઇએક સંકોચિત છઉં તોપણ અંતરસ્થિતિ પરત્વે વિદ્યાર્થીના મહેચ્છાનંદનો ને તરુણ યોદ્ધાના પ્રફુલ્લ આનન્દનો લાભ પામ્યો છઉં—કોશ કેમ કરવો, કોશમાં દોષગુણ તે કોને કહેવા, ગુજરાતી ભાષાનો ઉત્તમ કોશ તે કેવો થવો જોઇએ એ મેં જાણ્યું છે અને ગ્રંથ પ્રગટ કરવાના માર્ગમાં નડતાં વિઘ્નો સાહસબુદ્ધિએ તોડી ઘણે કાળે પણ આ લીટીઓ લખવાને રૂડો દહાડો જોઉં છઉં ! આ કોશ જેવો જોઈએ તેવો નથી જ પણ હવે એ અથવા બીજો કોઇ મનમાનતો ઉત્તમ પ્રકારે રચવો એ બીજાઓનો ઉદ્દેશ હોવો જોઇએ. વર્તમાનમાં ગુજરાતી કોશ સંબંધી મારી આશા આટલી છે કે ગુજરાતી ભાષાની જયશ્રી દર્શાવનારો પૂર્ણ બળસૌંદર્યે ઝળઝળાં કરી રહેલો **એવો કોશ સરસ્વતીને પ્રસાદે** એક વાર જોઉં-એ ઇચ્છા પૂરી પાડવાને તે દેવી પૂર્ણ સ્વતંત્ર, રૂડી ભકતવત્સલ ને પરમ ઉદાર છે.

સં ૧૯૨૯

## ૩૨

# ગુજરાતી ભાષા

સુખમુદ્રાના સંબંધમાં ગુજરાતી ભાષા વિષે નિબંધ રચી અહીં જો સાથે મૂકયો હોય તો આ કોશને વિશેષ શોભા મળે પણ પૂરતાં સાહિત્ય

ન મળવાથી તથા મળ્યાં છે તેટલાં ઉપર પૂરતો વિચાર કરવાને સમો અનુકૂળ ન હોવાથી તે નિબંધ મારી ઇચ્છા છતે પણ લખી શકાતો નથી, તોપણ હવે પછી મારા ને બીજાઓના શોધને સહાય થઈ પડે તેવું થોડુંએક નોંધી રાખું છઉં:—

ગુજરાતી ભાષા એટલે ગુજરાતના લોકની ભાષા. કાળેકાળે ગુજરાતમાં નવાં નવાં રાજ્યો થયાં ને લય પામ્યાં. રાજ્યની સીમામાં વધઘટ થવાથી ગુજરાતી કહેવાતા લોકની સંખ્યામાં પણ વધઘટ થયાં કીધી. વળી અનેક ધર્મના લોક અનેક પ્રકારની બોલીઓ બોલ્યા છે.–'બાર ગાઉએ બોલી ફરે', એવી કહેવત પણ છે; તો, ગુજરાતી ભાષા તે કેટલા પ્રદેશના કિયા ધર્મને માનનારા લોકની સમજવી? જોઈએ:–એકાદા મોટા પ્રદેશમાં જુદાં જુદાં ઠેકાણાંના ને જુદાજુદા વર્ગના લોક પોતાના સામાન્ય વ્યવહારને અર્થે ઘણું કરીને એક સરખી રીતે બોલે છે ને એ સામાન્ય ભાષા તે, તેટલા પ્રદેશના નામ ઉપરથી ઓળખાય છે. વળી પ્રદેશનાં નામ લોક ઉપરથી પડે છે પણ પાછા લોક, પ્રદેશનાં નામથી ઓળખાય છે, એવો પરસ્પર સંબંધ છે તેટલા માટે, ગુજરાત એ નામ મૂળે અમુક બોલી બોલનારા લોકના ઉપરથી પડવું જોઈએ. એ લોક કોણ હતા ને કેવી બોલી બોલતા? હમણાં આપણે બોલીએ છૈએ તેવી રીતની કે જુદી રીતની તે જાણવું પ્રથમ અવશ્ય છે.

'ગુજરાત' એ શબ્દ સંસ્કૃત પુસ્તકોમાં 'ગુર્જ્જર દેશ' લખાયો છે. ગુર્જ્જરનો દેશ એમ અર્થ છે તો ગુર્જ્જર લોક[1] તે કોણ એમ પૃચ્છા

૧. 'ગુર્જરાષ્ટ્ર' (ગુર્જરો શોભા પામ્યા જ્યાં તે) અથવા 'ગુર્જરત્રા' (ગુર્જરોએ રક્ષણ કરેલી એવી તે) એ શબ્દો કોઈ કોઈ મંડળમાં સાંભળવામાં આવે છે. સંસ્કૃત શબ્દોના અર્થ પ્રમાણે ગુર્જ્જર કહેવાતા લોકની પૃથ્વિ તે ગુજરાત છે. ગૃર્ધાતુ ભક્ષણ—ઉદ્યમ; હિંસા—ગતિ એ અર્થને વિષે પ્રવર્તે છે ને એમાંથી ઉદ્યમ –હિંસા કરનારા ને ખેતી વણજ વેપાર એ ઉદ્યમ કરનારા લોક તે ગુર્જર એમ અર્થ કઢાય, અને એ ફલદ્રૂપ દેશ તથા પશ્ચિમે સમુદ્ર છે એ જોતાં ગુજરાતના લોક ખેતી

નીકળે. એ વિષે અદ્યાપિ આપણને ખરેખરી જાણ થઇ નથી. પૂર્વવૃત્તાન્ત જેટલું જાણ્યામાં આવ્યું છે તેટલા ઉપરથી કહેવાઈ શકે છે કે એ શબ્દ પંચાસરનું રાજ્ય સ્થપાયા પછી પ્રસિદ્ધ પડયો છે ને એ રાજ્યના લોકની ભાષા તે ગુજરાતી ભાષા કહેવાય.

એ ભાષા કેવી હતી તે જોવાને કોઈ ગ્રંથ હજી હાથ લાગ્યો નથી, પણ સાડી ત્રણસો વર્ષ પછી ગુજરાતના સર્વોપરિ ઉત્કર્ષકાળમાં ભાષાનું જે સ્વરૂપ હતું તેની ઝાંખી ગુજરાતના જ તે કાળના પંડિત હેમચંદ્રે અપભ્રંશ ભાષાના વ્યાકરણમાં કરાવી છે. [૨]

---

વેપારના જ ઉદ્યમ પરંપરાથી કરતા આવ્યા છે એમ સિદ્ધ થાય છે. એક શાસ્ત્રીએ ગૃધાતુ ઉપરથી ગીર્યતે તદ્દગુઃ, ગુરગ્-જરતિ યસ્મિન્ એમ વ્યુત્પત્તિ કરીને જે દેશને વિશે ઉચ્ચારણ છિન્નભિન્ન રૂપે રહ્યાં હોય તે એમ અર્થ કર્યો ને એક શ્લોક ભણ્યો, 'गुर्जरणां मुखं भ्रष्टं, शिवोपि शवतां गतः, तुलसी तलसी जाता, मुकुन्दोपि मकन्दताम्' 'ગુજરાતીઓનું મુખ ભ્રષ્ટ કે શિવને શવ, તુલસીને તળસી, મુકુંદને મકંદ કહે છે,' એ શ્લોક ગુજરાતીઓનું હાસ્ય કરવાને કોઇએ જોડયો હોય એમ જણાય છે તોપણ તેમાં કહેલું તે અસત્ય નથી. વિન્ધ્યાચળની ઉત્તરે વાસ કરનારા પાંચ દેશના બ્રાહ્મણો તે ગૌડ ને દક્ષિણે વાસ કરનારા પાંચ દેશના બ્રાહ્મણો તે દ્રાવિડ કહેવાય છે ને એ પાંચ દ્રાવિડમાં ગુજરાતી બ્રાહ્મણોની ગણના થઈ છે અને ગુજરાતી બ્રાહ્મણો યજુર્વેદી છે એવું વર્ગવ્યૂહ નામના ગ્રંથમાં લખ્યું છે. ગુર્જર શબ્દ વિષે કેટલુંક 'નર્મગદ્ય'માં 'ગુજરાતઓની સ્થિતિ' નિબંધમાં છે.

૨ સંવત ૧૧૯૮માં—એ ઝાંખીની અડપઝળપ શાસ્ત્રી વ્રજલાલના 'ગુજરાતી ભાષાના નિબન્ધમાં છે.

હેમચંન્દ્રે પોતાનાગુર્જર દેશની જ ભાષાને અપભ્રંશ નથી કહી પણ તે કાળના બીજા પણ કેટલાક દેશની લોકભાષાને અપભ્રંશ એવું નામ આપ્યું છે. તે કહે છે સંસ્કૃતના અતિભ્રષ્ટ રૂપાંતર થઈ જે ભાષા બોલાય છે તે અપભ્રંશ ભાષા, અને એ બે પ્રકારની છે; એકનો સંબંધ વિશેષે પ્રાકૃત સાથે ને બીજીમાં વિશેષે 'શૌરસેની' થય છે; હમણાંની ભાષાઓ પણ પ્રાકૃત કહેવાય છે પ્રાકૃત એ શબ્દ લોકમાં તો સરળ અર્થમા વપરાય છે કે શુદ્ધ—સંસ્કૃત નહિ તે પ્રાકૃત—પોતે જે બોલે છે તે 'પ્રાકૃત' છે એમ તેઓ

તે કાળના વિદ્વાનો સંસ્કૃતમાં જ પુસ્તક લખતા એટલે લોકભાષા ઝાઝી કેળવાએલી ન જ હોય તોપણ રાજ્યના ઉત્કર્ષનો અંશ તેમાં પણ આવેલો હોવો જોઇએ ને તે ભાટ ચારણાદિ માગણોએ લખેલા રાસાઓમાં દેખાય છે. અપભ્રંશ ભાષા અથવા સંવત સૈકા બારમાં ગુજરાતના લોકો જે ભાષા બોલતા

---

સમજે છે. વળી જુદા જુદા પ્રદેશના લોકે જુદે જુદે કાળે જુદું જુદું પ્રાકૃત ભણેલું તે સંબન્ધી કાળકાળના પંડિતોએ કેટલુંએક લખ્યું છે, માટે, પ્રાકૃત વિષે થોડુંક લંબાણ કરું છઉં.–એક અંગ્રેજી પુસ્તકમાં લખ્યું છે કે 'હિંદુસ્થાનમાં ૬૦ સનના આરંભમાં પ્રદેશ પ્રદેશમાં જુદી જુદી ભાષા બોલાતી અને તે ભાષાઓ કાળાન્તરે બદલાઈ આજની પ્રાકૃત ભાષાઓ થઈ છે.'–'પછી સંસ્કૃત નાટકોમાં લખાએલી પ્રાકૃત ભાષા બોલાતી'—અને એ, જેમ પોતાથી અગાડી પ્રાકૃતના શબ્દ અપભ્રંશ થઈને ઘડાઈ હતી તેમ હમણાંની હિન્દી મરેઠી સઉ સંસ્કૃત નાટકોમાં ભણાએલી પ્રાકૃત ભાષામાંથી નીપજી છે.' એક બીજા અંગ્રેજી પુસ્તકમાં લખ્યું છે કે 'જે કાળે સંસ્કૃત વિદ્યાનો ઉત્કર્ષ હતો તે કાળમાં લોક જે ભાષા બોલતા તે પ્રાકૃત કહેવાતી; એ ભાષા સંસ્કૃત શબ્દના અપભ્રંશ બોલાયાથી થઈ છે.'—મગધ દેશની (બંગાળાની પાસે બિહાર નામનો પ્રાન્ત છે તેનો દક્ષિણ પ્રદેશ) તે માગધી અને દિલ્હી આગરાના પ્રદેશનાને શૌરસેની કહેવાતી.'—પંજાબી, હિન્દી, બંગાળી સિન્ધી, મરેઠી, ગુજરાતી એ સૌ 'શૌરસેની'માંથી નીકળી છે,' દેશી ગ્રંથકારમાંનો એક જણ કહે છે કે 'પશ્ચિમ સમુદ્રને લગતા પ્રદેશમાં રહેનારા આભીરાદિ લોકની ભાષા તે અપભ્રંશ.'

ત્યી આર્યોજનોના સંબન્ધથી પ્રદેશ પ્રદેશની પ્રજા પોતેપોતાના શબ્દો ટાળવા ગઈ ને સંસ્કૃત શબ્દોને અપભ્રંશ કરી કરી પોતાના ઉચ્ચારણમાં લેતી ગઈ; અને ત્યી લોક પણ વ્યવહારકાર્ય કરવાને પોતાના સંસ્કૃતને ભ્રષ્ટ ઉચ્ચારણે બોલતા થયા, એ મિશ્રણપ્રકારે પ્રદેશ પ્રદેશની પ્રાકૃત ભાષાઓ ઉત્પન્ન થઈ. વિશેષે મૂળ પ્રકૃતિ–સંસ્કૃત ઉપરથી થઇ માટે પ્રાકૃત કહેવાઈ. મૂળના વાસ્તવ્ય લોકોની જે ભાષા તેને પ્રાકૃત શબ્દ લાગે નહિ–તે લોકની ભાષાના કેટલાક શબ્દપ્રયોગ પ્રથમના પ્રાકૃતમાં આવેલા ખરા.

એ પ્રાકૃત ભાષાઓમાંથી ચારને બહોળી વપરાતી જાણી વરરુચિએ તેના નિયમ વિષે વ્યાકરણ રચી દેખાડ્યું છે કે તે ચારે ઘણું કરીને એક સરખે નિયમે જ થઇ છે. બીજી ત્રણ કરતાં વિશેષ બહોળી વપરાએલી પ્રાકૃત

તે એકવડી કઠણ કાઠીની ને તે પ્રમાણે જ લામ્બી, કંઇએક થડુાએલી તથા ઢેકાઢૈયાવાળી પણ વળી કહીંકહીં કુમળી તથા સરળ, વર્ણે સામળી અને કુળ-મર્જાદ સાચવતાં સ્વતન્ત્ર વર્ત્તનારી એવી, **ભિલ્લ રાજકુંઅરી સરિખી સોહઈ.**

---

જે **મહારાષ્ટ્રી** અથવા પ્રાકૃત (વિશેષ અર્થમાં) કહેવાતી તેને માટે ૪૨૪ નિયમ છે ને તે બીજી ત્રણને માટે પણ છે પણ **શૌરસેની**ને માટે ૩૨), **માગધી**ને ૧૭, અને પૈશાચિકીને ૧૪, નિયમો પોતપોતાના વિશેષ છે. એ પ્રાકૃત શબ્દનાં સ્વરૂપ જોવાને શાકુન્તલ–વિક્રમોર્વશી નાટકમાંના થોડાક શબ્દો આ છે- અજ્જા(આર્યો:-આર્યજનો) અત્તિ (અસ્તિ-છે) અદ્ધ (અર્ધ) અવધ (અર્ધપથ-અધવચ), આણ (આજ્ઞા) ઈસાણીએ દિશાએ (ઐશાન્યદિશા–ઈશાનદિશાએ) કુસુમાઈ (કુસુમાનિ –કુસુમ અનેકવચને) કેણાપિ (કેનાપિ–કોઇએક; કોઈ પણ) ગદી (ગતિ)......ઈ૦

એ પ્રાકૃત દેશકાલ પરત્વે પોતાનું રૂપ પાલટતાં પાલટતાં અગિયારસેં વર્ષે નવા રૂપમાં અપભ્રંશ એવે નામે ઓળખાઈ. પ્રાકૃત અથવા અપભ્રંશ એ બેનું સ્વરૂપ જોતાં જણાય છે કે પ્રાકૃતમાંના કેટલાક શબ્દ શુદ્ધ સંસ્કૃત રૂપે જ વપરાતા થઇને કેટલાક નિજરૂપેજ રહીને કેટલાએક ભ્રષ્ટ રૂપાંતરોમાં ઊતરીને ને કેટલાએક સંસ્કૃત તથા દેશી શબ્દ નવા વધીને અપભ્રંશ ભાષા થઈ હોય એમ જણાય છે. હમણાંની પ્રાકૃત ભાષાઓ અપભ્રંશમાંથી ઉત્પન્ન થઈ છે. દક્ષણી ને ગુજરાતી એ બે, મુખ્ય પ્રાકૃત–મહારાષ્ટ્રી અને એની અપંભ્રશ એ ઉપરથી અને **હિન્દી,** મુખ્ય પ્રાકૃત તથા **શૌરસેની** અને એની અપભ્રંશ એ ઉપરથી ઘડાઈ છે.

૩. **વલ્લભીપુર**ના રાજ્યમાં બૌદ્ધ જૈન લોકકળા, ગુજરાતમાં ને સંબંન્ધી પ્રદેશોમાં જૈનની બહોળી વસ્તી હતી અને બાદ્ધ જૈન ઉપાધ્યાઓની બોધ ભાષા ઘણું કરીને સર્વત્ર સરખી જ હતી વળી ગુજરાતના રાજ્યને દિલ્હી કનોજના ને બીજાં રાજ્યો સાથે સંબન્ધ હતો એ બધા ઉપરથી જણાય છે કે ગુજરાતની અપભ્રંશમાં માગધી શૌરસેનીનો લેશ હશે જ. વળી ગુજરાતના મૂળ વાસ્તવ્ય લોકના ને ગુજરાતના રીતભાત વસ્તુના કેટલાક દેશી કહેવાતા શબ્દો પણ હશેજ માગધ શૌરસેની દેશી એ શબ્દોના વિજ્ઞાનીઓ (વર્તમાન ગુજરાતીમાં) શબ્દની વ્યુત્પત્તિ શોધાશે ત્યારે સ્પષ્ટ જણાશે.

ચન્દન સરિખા સીયળા, જઇસી નમણી કેલિ;
પરદુખ્ખે જે દુખ્ખિયા, સહિ તે સજ્જન મેલિ'.
'પડિવ જાઇ દદ્દર ભલા, પડિવન્નં, પાલંતિ;
'મેઘ મરંત્તઈ તે મરઈ જીવંતઇ જીવંતિ'.
'ઢોલ્લા મઇં તુંહુ વારિયા, મા કુરુ દીહમાણુ;
'નિદ્દએ ગમિહિ રત્તડી, દડવડ હોહિ વિહાણુ'
'કોઠકુસુંભો કૃપણધન, એ તીણિ એક સભાવ;
તો રસ મૂકઇ અપ્પણો, જો ગમ દીજઈ પાવ.'
'અટ્ઠોતરસુ બુદ્ધડી, રાવણતણઈ કપાલિ;
'એક બુદ્ધિ ન સાંપડી, લંકાભંજણકાલિ'.
'મોર જાણઈ અમ્હ પીંછડાં, મઇં મેલ્હીઆં વર્ણ્ઇ;
'હું અજિ અગાસો નિહવિણુ, તે સિરિરાય વહેઇ.'[૪]

**સિદ્ધરાજ**ના કાળમાં **ગુર્જર** દેશની લોકભાષા જે અપભ્રંશમાં ગણાતી તેણે પછવાડેથી નવું રૂપ ધારણ કરવા માંડયું ને મુસલમાની રાજ્યમાં ગુજરાતી ભાષા એ નામે ઓળખાઈ. તેરમાથી તે સોળમા સૈકાના અન્ત લગીના ગાળામાં ગુજરાતી લોકોની સ્થિતિ ઠરેલી નહોતી. **અમદાવાદ** ને **સૂરત** વસ્યાં પણ **પાટણ** ને **ચાંપાનેર** ખસ્યાં અને **જાનાગઢ** ભખળ્યું. નિરાશ્રિત થએલા બ્રાહ્મણ તથા જૈન ઉપાધ્યા પોતાની નિવૃત્તિમાં પોતપોતાના પ્રદેશના લોકોને કંઇ કંઇ કથા લખી રીઝવતા. મુસલમાની રાજના ઉત્કર્ષ-કાળમાં ગુજરાતી ભાષા પ્રસરિત અંગની, કાવડી, લાડકી, કુમળી, ને વર્ણે ભૂરી લીસી તેજી મારતી જેવી **ગુરૂઅણકુંયરી સોહી રૂઅડલી હરિ ગુણ ગાતી પ્રભાતસમે.**

'પાડલીપુરનગર તિહાં નંદનઉ શત્રુ **ચંદ્રગુપ્ત** રાજા તેહનઉ પ્રધાન **ચાણિક્ય** પ્રતિબિંબ થકઉ રાજ્ય ભોગવઈ; પરં ભંડારિ દ્રવ્ય નહીં તેહ જાણી દેવતા આરાધી પાસા પામી સ્વર્ણથાલ ભરી જુવટઇ બઇઠુ; જે કે, મઝ-

નઈં જીપઇ તે થાલ સોનૈયાંએ ભરિઉં લિઉ અનઈં તુમ્હે હારઉ તુ એક દીનાર દિઉ. એમ દેવતાદત્ત પાસે કરી જીપવા લાગઉ કિવા હરાઈ કોઇ દેવતાદત્ત પાસે હું તે જીપઈ પણિ માનવ જન્મ હારવિઉ દોહિલઉ પામઇ.'[૫]

'ઢમઢમ બાજઈં ઢોલ અસંખ, બોલઇં મંગળ વાજઈં શંખ;
રેણ સરણાઇ વાજઈં તૂર, મિલિયા સુભટ ગહગહિયા સૂર.
ઘોડા સરસા ઘોડા ભિડઈં, પાયક પાયક સરિસો ભિડઇ;
રથસેના રથ જુડઈં અપાર હથિયારે લાગિં હથિયાર.'[૬]

... ... ... ...

'કૃષ્ણરૂપે ગોકુલિ અવતરિયો, ગોવરધનપર્વત કરિ ધરીયો વરીયુ ગોપી ગોબ્યંધો સરવરૂપિ હરિ રંગિ રાચિ, વૃંદાવન ગોપીમધ્ય નાચિ, સાચિ સોહિ બ્રહ્મચારી.'

'દુહવ્યો બોલિ આત્મા, સુણિ પરમાત્મા તાત;
તૂઝ સમીપ છંડાવીયું, માહરૂ શુ અપરાધ.
ઘરસુખ કાંઈ વિસારીયું, ભૂલવ્યો કાયાવન માહિ;
કેતલુ કાલ વિડંબીયુ, શત્રુકામાદિક હાથિ.
એણિ વનિ લોભચી દવ બલિ. વિલસિ પારધી કાલ;
માયા મુકી હરણિલી, માડીયૂ કર્મની જાલ.
જાલ પડયુ હૌઉ આકલુ, મોહીયુ જીવ અચેન;
પાછલી આગિલી સુધિ નહિં, નહીં એહનિ આપણૂં ચેન.'
'પરબ્રહ્મ પદ્મનાભ, પરશોતમ પિઢિ નહિ એ;
અવિગત ગોવિંદચંદ્ર, સાર કરુ શ્રીપતિ ધણીએ.
ચત્રભજ સામલવર્ણ, સારંગધર સોહામણો એ;
અતિ રૂઅડલો વૈકુંઠનાથ, દુકીતહરણ દામોદરૂ એ.'[૭]
'અનેક જુગ વીત્યારે, પંથે ચાલતાં રે; તોયે અંતરે રહ્યા રે, લગાર

પ્રભુજી છે પાસે રે,હરી નથી વેગળા રે; આડડો ને પડયો છે ઓંકાર.

... ... ... ... ... ... ... ... ... ... ... ...

નાવને સ્વરૂપેરે, બાઇ એનું નામ છે રે; માલમી છે વળી સરજનહાર
**ન**રસઇઆનો સ્વામી રે, જે કોઇ અનુભવે રે; તે તારી ઉતારે ભવપાર.'[૮]

સત્તરમા સૈકામાં ભાષા, ભક્તિ તથા ચરિત્રકથનમાં કેળવાઇ પણ તે પોતાનું સમગ્ર સૌન્દર્ય તેજ સૈકામાં દેખડાવી શકી નહિ. એ સૌન્દર્યનો (**વિષ્ણુદાસ ભાલણ વસતો, નાકર, આધારભટ** ઇત્યાદિ સઉના રંગનો), ઘણો-ખરો ભાસ **પ્રે**માનન્દે અઢારમા સૈકામાં યથેચ્છ કરાવ્યો. એ સૈકામાં **સ**મય-સુન્દર ઉદયરત્ન ઇ૦ ગોરજીઓએ રંગથી રાસા લખ્યા પણ તેમાં ૧૫-૧૬ મા સૈકાની નિશાનીઓ થોડીઘણી જોવામાં આવે છે. એ જૈન ભાષા ઉત્સાહ-માં આવેલા વાણિયા બ્રાહ્મણની ભાષાના તેજમાં અંજાઇ. ભાવસાર રત્નાએ ખેડામાં પોતાના મંડળમાં થોડાંએક લલિતગીત ગાયાં. એ અઢારમા સૈકામાં ભાષાએ નવા વિષયો કથવાનો સમર્થ આરંભ કર્યો.—**અખો-સામળ-વલ્લભ** એઓએ પોતપોતાના વિષય ગાયા. **પ્રે**માનંદે વર્તમાન ભાષા

---

૪ 'ગુ. ભા૦ નિ૦' માંથી

૫ **માગધી** ગાથાબન્ધ ને **ગુ**જરાતી વ્યાખ્યા એવું 'પુષ્પમાળ પ્રકરણ' ઉપાધ્યાય **મેરુસુન્દરે** રચેલું તેમાંથી ઉપલું ગદ્ય લીધું છે. (પ્રતનુ વરસ સવત ૧૫૨૯)

૬ 'ગજસિંહ રાજાનો રાસ' એમાંથી લીધું છે. (પ્રત ૧૫૫૬ની)

૭ ઘણાંએક નાનાં પ્રકરણોનો સંગ્રહ એવો એક **વૈ**ષ્ણવ ગ્રંથ છે તેમાંથી ઉપલા ત્રણ કકડા લીધા છે. કોઇ કોઈ પ્રકરણમાં 'પદ્મનાભ' એમ લખ્યું છે તે ઉપરથી તે નામવાળો કોઇ તેનો કર્તા હશે-વિષય ને ભાષા જોતાં તે ગ્રન્થ ૧૫-૧૬ સૈકામાં રચાયો હોય એમ લાગે છે. (પ્રત ૧૭૧૫નીમાંથી)

૮ **નરસૈં મ**હેતાની કવિતા તેનાજ કાળની ભાષામાં મળવી દુર્લભ છે.

ભૂતરંગને અનુકૂળ કરી, અખાએ વર્તમાનરંગ હસી કાઢ્યા ને એક બ્રહ્મનો બોધ કર્યો. સામળે ભૂતને દૃષ્ટાંતે ઉદ્યમસાહસ વર્ણી 'જીવે તેને જોખ' કહ્યું અને વલ્લભે બહુચરાને ગાઇ. મુગલાઇના ઉત્કર્ષકાળમાં ભાષા એકવડી પણ ભરાવ પણ કહીં કુમળી ને કહીં કઠણ એવી કાઠીની, ઘઉંવર્ણી કંઇક તેજસ્વી એવી, ઉજમાળી ને હોંસીલી, શકે વિપ્રલંભના સર્વ રસમાં કથા કહેતી સોહંત.

> 'જાદવ સ્ત્રી તાળી દઇ હસે, ધન્ય ગામ જાંહાં આ નર વસે;
> કીધાં હશે તપ વ્રત અપાર, તે સ્ત્રી પામી આ ભરથાર.'
>
> ... ... ... ... ... ... ... ... ...
>
> 'આવ્યા વર્ષાકાળના દિન, ગાજી વરસે છે પરજન્ય;
> વીજળી થાયે આભમાં પૂરી, બોલે કોકિલા શબ્દ મધુરી.'
> 'અનિરૂદ્ધ બાંધ્યો પ્રેમને પાશે, મોહ્યો મોહ્યો ચંદનને વાસે.
> મોહ્યો મોહ્યો સ્નેહને સંધે, મોહ્યો મોહ્યો હાર ગળુબંધે.'
>
> ... ... ... ... ... ... ... ... ...
>
> 'કડાજૂડ કટક બે થયાં, ઉઘાડાં આઉધ કરમાં રહ્યાં,
> ખખડે ખેડાં ને ફરે તરવાર, કો કાઢે શરભાથા બહાર.'
>
> ... ... ... ... ... ... ... ... ...
>
> 'એવું જાણી મારા નાથજી, કરો દાસીની સંભાળરે.
> હો વિહંગમ વેવિસાળિયા, મુને મૂકી નળ ભૂપાળરે.'
>
> ... ... ... ... ... ... ... ... ...
>
> 'હૂતું વઇકુંઠ ગોકુળ ગામરે, હવે નેસડો ફરી થયું નામરે;
> જસોદા કેમ બહાર નીસરશેરે, વંઝા કહી લોક પાછાં ફરશેરે.'
>
> ... ... ... ... ... ... ... ... ...

'કોમળ શીતળ નિર્મળ સુખકર દુઃખહર હરિનું નામ;
પ્રેમાનંદ પવિત્ર થાવા, ગાઓ રાજીવલોચન રામ.'

... ... ... ... ...

'ગુરૂ થૈ બેઠો હોંસે કરી, કંઠે પ્રાણ શકે ક્યમ તરી;
જ્યમ નાર નાનડી હવું પ્રસુત, વળતી વાધે નૈ અદ્દભુત.
શિષ્યને ભારે ભારે રહ્યો, અખા તેમ મૂલગોથો ગયો.'
'જાંહાં સુધી છે ખંડિત ગ્યાંન, અખંડાનંદનું નોહે વિગ્યાંન;
તેહેનું પાત્ર થાવા કારણ્ય, મહામુનિએ કહ્યુ પંચીકરણ.'

... ... ... ... ... ...

'પંડિત આગળ મૂઢ, હંસ આગળ જ્યમ બગ્ગા;
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા.

... ... ... ... ...

શામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે.'
'અરે ઈશ્વરી અંબિકા કોડે ટાળે કષ્ટ;
સફળ જનમ તેનો હશે, માધવ દેખે દ્રષ્ટ.
જે દેશ માધવ ગયો, તે દેશનો વાઓ વાએ;
અડે લ્હેર મુજ અંગમાં, સફળ જનમારો થાય.'
'રમઝમ કરતી રાજસી, ઝમઝમ વાગે ઝેર,
ધમધમ વાગે ઘૂઘરા, મદનતણી સમશેર.'

... ... ... ... ... ...

'ગંગોદક નિરમળ જશું, સદા પવિત્ર જ સાર;
તેહેવું કુળ હોય માહરૂં, તો પડ પાસા પોબાર.'

'તોતળા મુખતંન, તોતોતો કહે મા,
અર્ભક માગે અન્ન, નિજ માતા મન લેસાં.
નહિ સવ્ય અપસવ્ય, કહીં કાંઈ જાણું મા;
કળા કહાવા કવ્ય, મન મિથ્યા આણું મા;
કુળજ કુપાત્ર કુશીલ, કર્મ અકર્મ ભર્યો મા;
મૂરખમાં અણમીલ, રસ રટવા વિચર્યો મા.
પ્રાક્રમ પરમ પ્રચંડ, પ્રબળ ન પળ પ્રીછું મા;
પૂરણ પ્રગટ અખંડ, અન્ન થકો ઇછું મા.'

ઓગણીસમા સૈકામાં પ્રદેશ પ્રદેશની ગીતકવિતાની ભાષા, ટીકાભાષા ને પાછલા સૈકામાં થએલા ગ્રન્થોની પ્રતભાષાએ જોવામાં આવે છે. આખ્યાનવાણી વસાવડના કાળિદાસે, વેદાંતવિષયની પ્રીતમ તથા ધીરાએ, શૃંગારભક્તિની દયારામે ને વિરાગની સ્વામીનારાયણવાળાઓએ દેખાડી છે. એ સૈકાની ભાષા એકવડી કાઠીની પણ જરા ઠંસાએલી ભરેલી કુમળી ઘઉંવર્ણ કરતાં કંઈક વધારે ઊજળી ને થોડાંક નાજુક ઘરેણાંથી સજેલી જેવી—ગાતી પરબ્રહ્મ શ્યામને, કન્યા નાગરી શોભે.

'જોતાં કડડડ સ્થંભ ફાટો કારમોરે, પ્રભુ પ્રગટિયા નરહરિરૂપ.
રાજાદૈવસું જગાડયું જુદ્ધ દાનવે રે—

પ્રભુભ્રગુટી કોટિક બિહામણી રે, દીસે નયણાંમાં પાવકની જવાળરે–રા૦
નાસિકાનો તે ઘોર ઘણું ગાજતોરે, તેણે ડોલવા લાગા છે દિગપાળ. રા૦.'
'આસાડે અમરિતતણા, વરસ્યા વરસાદ;
'હરિહરિ સઘળે થઈ રહ્યું, થાવર જંગમ જાત, સાંભળ શુદ્ધ ચિત્ત કરી.

ચિત્ત ચાતક રંગે રટે, બોલે મનમોર;
જ્યાં ત્યાં ચૈતન બ્રહ્મનાં, ઊગતાં અંકોર—સાંભળ.

સુખસાગર સહેજે ઊલટયો, સવિતા શુભ સાર;
બ્રહ્મ નિરંતર જળ ભર્યાં, કોઇ પામે ન પાર. સાં૦.'

'ખબડદાર મનસૂબાજી. ખાંડાની ધારે ચડવું છે,
હિમતહથિયાર બાંધી રે સત્ય લડાઇને લડવું છે.

... ... ... ... ...

'પ્રગટ પુરુષોતમ દેહ, રાજે ગઢપુરમાં શ્રી હરિ જો;
જેને નિગમ નેત્તિ ગાયે, નિજ ઇચ્છાએ દેહ ધડી જો;
કીધો ગઢપુર નિવાસ, વર્ણ વૈશ્ય નૈષ્ઠિક જતિ જો.'
'ફાગણ કેસુ ફૂલ્યાં, હું કરમાણીરે રસિયાજી;
આ વનમાળી પિયુ સિંચ્યું ન પૂરૂં પાણી હો, રંગરસિયાજી.
વસંત ઋતુ તો સહુને વહાલી લાગે રે—રસિયા.
આ તમ પાખે મુને બાણુ રૂદેમાં વાગે હો, રંગ૦'
'પ્રીતડીની રીત અતિ અટપટી ઓધવજી, પ્રીતડીની રીત અતિ અટપટી;
થાવાનો ઉપાય પણ જાવાનો જડે નહિ, વજરહેણે જટી તે જટી.'
'નંદલાલ સાથે લાગ્યું છે લગંન છે, ઘેલી કીધી મને ગોવાળિએ જો—
એના કટાક્ષે કોર્યું છે મારૂં કાળજું જો, કામણગારા રસિક રત્ન મેં લોચંન જો.'
'શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી, સામળિયા વહાલા;
સઘળું સમજો છો અંતરજામી નંદલાલારે—
ભય તો લાગે છે મુજને ભારી સા૦ અંતકાળે શી વલે સારી—નં૦
સેવા સમરણ ભાવે ના કીધું, સા૦ રંક સાધુને દુઃખ દીધું, નં૦'

'પૂર્વે અવંતી નગ્રનો રાજા ચંદ્રસૈન્ય તેને પુત્રી ચંદ્રમુખી નામે તેને પિતાએ કહ્યું તારો સ્વયંવર કરીએ. ના પિતા હું તો દેવાંશી વર ઇછું છું. રાજા કહે આપણા મનુષ્યને ઘેર દેવ વરવા કેમ આવે એ મનોર્થ તે મિથ્યા ધરવો. કન્યા કહે એટલો પોણ જેણે કનકપુરી જોઇ હોએ તેને હું વરૂં. રાજા કહે તેની ભાલ કેમ જણાશે. કન્યા કહે પુરમાં પાટ ફેરવો. ત્યારે રાજાએ પડો વજડાવ્યો. જેણે કનકપુરી જોઈ હોએ તે રાજાની પુત્રી પર્ણવા આવજો. એવે તે નગ્રમાં દુર્બલ બ્રાહ્મણ એકાકી રહેતો, શક્તિ-

દેવ નામો તેની ટાળ કરીને લોકે સીખવ્યું, તું જઈને કહેની જે કનકપુરી મેં જોઇ છે, તને રાજપુત્રી મળશે, આ દરિદ્રતાનું દુઃખ જશે. એમ ભંભેરાયો બ્રાહ્મણ રાજ્યસભામાં ગયો. કહ્યું મેં કનકપુરી જોઈ છે. રાજાએ પુત્રીને મહેલે મોકલ્યો. તેણે ચક નાખી નિસાની પૂછવા માંડી ત્યારે બ્રાહ્મણ કહે કનકપુરી તે કનકની છે, કનકનાં મંદિર છે. હસી કન્યા કહે કીયે માર્ગે ગયાતા. મહાવનમાં જતાં દીઠી. કન્યાએ લબાડ કહી કાઢી મેલ્યો.'

'લલિત કહેતાં મનોહર એહેવી જે લવિંગની લતા જે વેલ તેનું જે રોપવું તે લતાના નિકુંજગૃહને આછાદી રહે છે તેનો કોમળ કહેતાં અતિ મધુર વાસ છે તે મલયાચલના મંદ સુગંધ સુશીતલ વાયુ વહે છે ને તે વન કહેવું છે જે ભ્રમરના સમૂહને ગુંજારવ કરે છે ને તે મધ્યે કોકિલા સ્વર કરે છે તે બહુએક સ્વર થાય છે તેણે કરી કુંજકુટીર જે લતાગૃહ શ્રીકૃષ્ણ રાધાનું નિવાસસ્થાન તેને વિષે શ્રી મદનગોપાલ વિલાસ કરે છે.'

'એક મનોહરા નામા ગોપીજન છે તેહેને મંદિર કોઈએક સ્ત્રીને ત્યાં રાત્ય રમીને પ્રભુ પધાર્યા તે અન્ય સ્ત્રીસંબંધનાં ચિહ્ન જોઇને તે સ્ત્રી કહે છે જે હે નાથ પર જે બીજી ત્હેંની પલકા જે સેજન્યા ત્યાંહાં પોહોડવાના અલિક કે૦ જૂઠા સોંહ્ય જે સમ તે ક્યાંહાં ખાઓ છો જોતાં માંનો તો દરપણ લેઈને જુઓં કે તહમારા પલ કે૦ આંખ્યોનાં પોપચાં તે પીક જે તાંબોળનો રંગ ત્હેમાં પગ્યા કે૦ પચી રહ્યા છે નીક કે૦ સારી પેંઠયે તથી મેં જાણ્યું તો ખરૂં ત્યારે તમેં જૂઠું શીદ બોલો છો પ્રાતઃકાલમાં તો કાંઈ સાચું બોલો.'

સંસ્કારકાળનું પ્રભાત સંવત ૧૮૮૦પછી થવા માંડયું—૧૮૮૪માં 'ઈસપનીતિ' ૧૮૮૬માં વિદ્યાના ઉદ્દેશ લાભ ને સંતોષ અને ૧૮૮૯માં 'બાળમિત્ર' (પ્રથમ ભાગ) એ પુસ્તકો નીકળ્યાં

એ પ્રમાણે ગુજરાતી ભાષાનો ઉદ્દ્ભવ તથા સ્થિતિ છે-( સંસ્કૃત )-પ્રાકૃત-અપભ્રંશ-અપભ્રંશ ગુજરાતી એ પ્રમાણે ક્રમ છે. એ સ્થિતિક્રમ અને વર્તમાન સ્થિતિ એ જોતાં જણાય છે કે ભાષા અંગકાઠીએ એકવડી હતી ને છે, કોમળ હતી ને છે, થોડા વિષયમાં ને વિશેષે કવિતામાં રમતી તે આજ વધારે ને વિશેષે ગદ્યમાં ઘૂમે છે. ભાષા અર્થઘટ ને ઘાટીલી-સુન્દર થતી આવી છે ને થાય છે. ભાષા પોતાના પ્રાકૃત કોમળપણા વડે કોઇ પણ મોટા અર્થને યથાસ્થિત સુન્દર દર્શાવવાને સત્વર વળી શકે તેવી છે પણ કેળવણીની અછતમાં તે પોતાનું ઉત્કૃષ્ટ સ્વરૂપ દર્શાવી શકતી નથી. ૯

---

૯. દ્રાવિડ પંડિતના 'વિશ્વગુણાદર્શ' નામના ગ્રંથમાં ગુજરાતી ભાષાને અમૃત જેવી મીઠી કહી છે. મને સાંભરે છે કે ખંભાત વિષે એક ગવર્નમેંટ રેકાર્ડમાં મેં વાંચ્યું છે કે 'ખંભાતના કોઈ કલ્યાણરાય નામના લાડવાણિયાના કાળમાં ગુજરાતી ભાષા સુન્દર કહેવાતી.' ( એણે ખંભાતમાં પારસીઓના વધી ગએલા જોરને તોડયું હતું. જયદેવકવિએ અષ્ટપદીમાં ગુર્જરી રાગને પણ માન સાથે ગણનામાં લીધો છે. 'સોરઠ મીઠી રાગણી' એમ કંચનીઓ ગાય છે. ગરબી ગરબાની વાણી ગુજરાતીની જ છે ને વખણાય છે હવે બીજે પક્ષે ગુજરાતી તે 'શુંશાં' નીં, ગુજરાતીનું ગાણું તે રોણું જ, સઘળી પ્રાકૃતનો કૂઓ તે ગુજરાતી, ગુજરાતી તે પોચી -બાયલી-ને હિન્દી તે મરદાની, ગુજરાતીમાં તે વળી કવિતા શી ?—એના તો રાસડા જ—કવિતા તે ભાષાની, 'અબે તબેકા એક રૂપૈયા, અહે કઠે આણા બાર, ઈકડુન તિકડુન આણે આઠ ને શું સું—ચાર' એમ પણ કહેતી કહીં કહીં છે, એ નિન્દાવાક્યો ગુજરાતી ઉચ્ચારણ અતિ કુમળું છે તે ઉપરથી બોલાયાં છે. હિન્દી મરેઠી ગુજરાતી ભાષા એ એકમાની જણેલી બહેનો છે—શબ્દ મળતા આવે છે, સંસ્કૃત વર્ણના ઉચ્ચાર ત્રણેમાં સમાન છે પણ સર્વનામ—વિભક્તિપ્રત્યય—ક્રિયાપદના પ્રત્યય એ ત્રણ પરત્વે ને કોઈ કોઈ જુદા ઉચ્ચારણને લીધે તે છેટેની સગી મનાય છે. બીજી બધી વાત પડતી મૂકી ક્રિયાપદના પ્રત્યય જોઈએ તો જ સ્પષ્ટ દેખાય છે કે ગુજરાતી પ્રત્યય અતિશય કુમળો છે. પૂર્વે કહ્યું છે કે સંસ્કૃત ધાતુ અથવા સંસ્કૃત નામ એ ઉપરથી આપણી પ્રાકૃત ધાતુ થાય છે તે સ્મરણ કરતાં જણાય છે કે 'કરણમ્' એ ઉપરથી 'કરના' 'કરણે' 'કરઉં'—વું' એમ પ્રાકૃત રૂપ થયાં છે, આ, એ, ઉંએભેદ પરત્વે હિન્દુસ્થાની, મરેઠી, ગુજરાતી લોક

ભાષા **હિન્દી મરેઠી** કરતાં ગાત્રે વધારે લલિત છે તેથી તે કોમળ સૌન્દર્યમાં વધારે આગળ પડે છે, પણ મોટામોટા અર્થ સમાવી કઠિણ સૌન્દર્ય દેખાડે ને વળી કોમળ કઠિણ બન્ને સૌન્દર્યના સમ્મિશ્રણે એક નવું જ ઉત્તમ સૌન્દર્ય પ્રકાશે—એવી થવાને તેને કેળવણી મળવી જોઇએ. શબ્દભંડોળ વધારવાને અને અનેક વિષય સહેલથી લખાતા થાય તેને માટે સારા સારા ગ્રન્થકારો થવા જોઇએ. એઓ પોતાના કાર્યને માટે સરળતાથી નવા શબ્દો જોડશે, પરભાષાના ૧૦ યોગ્ય જણાશે તે સંઘરશે અને રૂડી રીતે યોજી વપરાતા કરશે. નવા નવા ગ્રંથો વડે ભંડોળ વધારવો ને

---

કેવા હતા ને છે તે વિષે અને એ ત્રણ ભાષામાંથી કઈ બેનો સંબન્ધ વિશેષ છે (કે ગુજરાતને હિન્દુસ્થાની સાથે વિશેષ સંબન્ધ છે એમ કહેવાય છે પણ દક્ષણી સાથે વિશેષ છે એમ મને કેટલીક વાતે જણાય છે) એ વિષે અને દક્ષણી ગુજરાતી આર્ય હિન્દુસ્થાની આર્ય ક્યારે ને કીયે કાળે જુદા પડયા એ વિષે મનમાન્યા શોધ સાધન હોય તો થઈ શકે તેમ છે. ડનું બન્ને પ્રકારનું ઉચ્ચારણ હિંદી મરેઠી ગુજરાતીમાં સરખુંજ છે, જેમ દક્ષણીમાં च ज झ એ ઉચ્ચારણ છે તેવું હિંદીમાં નથી પણ આપણા **ચરોતરનો ચ** તેને કંઈક મળતો આવે છે. જૂની ગુજરાતીમાં ષષ્ઠીનો પ્રત્યય કહીં કહીં **ચા–ચી** લખાયા છે. **એ–ઓ**નાં પહોળાં ઉચ્ચારણ મારા જાણ્યા પ્રમાણે દક્ષણીમાં નથી, રહેવું 'રહાણે' 'રહના' એ ત્રણ રૂપ જોતાં હનું ટૂંકું થઈ જતું ઉચ્ચારણ જેમ ગુજરાતી દક્ષણીમાં થાય છે તેમ હિન્દીમાં થતું નથી—દક્ષણી કરતાં ગુજરાતીમાં વિશેષ ટૂંકા થાય છે ને તે ઉપરથી ને પાછળ આપેલા દાખલાઓ ઉપરથી જણાય છે કે ગુજરાતી ઉચ્ચારણનું વલણ શબ્દને સંકોચવા ભણી છે ને સંકોચ થયેથીજ પસરેલું કોમળ અંગ ઘટ તથા બળિષ્ઠ બનશે. અનુસ્વરનું ઉચ્ચારણ આપણામાં જેવું વિલક્ષણ છે તેવું બીજી ભાષામાં નથી.

૧૦. અર્થજ્ઞાન વધે તેમ તેને ક્ષેમ રાખવાને યોગ્ય પાત્ર જોઈએ માટે ભાષામાં શબ્દનું ભરણું તો કરવુ જ પણ પરભાષાના લેવા કે ન લેવા ? સંસ્કૃતમાં કેટલાકએક પરભાષાના શબ્દો છેજ ( ને મેં એક ઠેકાણે વાંચ્યું છે કે મુર્દ્ધસ્થાની વર્ણોથી આરંભાતા શબ્દો મૂળવાસ્તવ્ય લોકના છે ) અને ગુજરાતીમાં કેટલાક ફારસી આરબી એવા તો રૂઢ થઈ રહ્યા છે કે તે કદાપિ ટાળ્યા ટળવાના નથી. જૂનામાંથી શોધી, પરભાષામાંથી લઈ, નવા જોડી પણ યોગ્ય જાણીને, યોગ્ય રીતે શબ્દ વાપરી ભંડોળ વધારવું.

કોશ વ્યાકરણો વડે ભાષાને શુદ્ધ રાખ્યાં કરવી એ જ પ્રકાર ભાષાની કેળવણીના છે.૧૧

પૂર્વ વર્ણનમાં પ્રદેશપ્રદેશની ને જાતજાતની ભાષાને ગુજરાતી ભાષા કહી છે પણ વર્તમાન ભાષા વિષે તેમ સામાનીકરણ કરવાનું નથી. વર્તમાન ભાષા તો આગગાડી વડે ને છાપખાનાં વડે ગુજરાતના ગુજરાતી બોલનારા સકળ જનની ખરેખરી થઈ છે–સૂરતની, અમદાવાદની, કાઠિયાવાડની એમ હમણાં કહેવાય છે તે ચાલતે દહાડે નહિ કહેવાય. સૂરતની ભાષા કહે કંઈક ઢીંગણી નાજુક ને કુમળી છે, અમદાવાદની કંઈક ઊંચી ને કઠણ છે, કાઠિયાવાડની જાડી છે ને શબ્દે શબ્દ ભાર સાથે છૂટી બોલાય છે.૧૨ પણ એ ત્રણનું મિશ્રણ થવા માંડયું છે ને રૂડું થશે. સંપ્રસારણ ઉચ્ચાર પરત્વે પ્રદેશપ્રદેશમાં ભેદ છે તે ટળી જશે. ચરોતરના દંન્તાલુસ્થાની ચ નું ઉચ્ચારણ તે તરફના ગ્રન્થકારો પણ વાપરતા નથી, પ્રદેશપ્રદેશના ઈ–એ ના ભેદ રૂપાન્તરો છે તેમાં પણ કેટલુંક નક્કી થતું જાય છે—બહુજણ

---

૧૧. દેવનગરી લિપિમાં પુસ્તક લખાઇ છપાતાં થાય તો ભાષાની ક્ષેત્રસીમા વધે ને વિશેષ ઉત્પન્ન થાય. હાલમાં કોઈના દ્રવ્યની સહાયતાથી ગ્રંથ રચાય છે તેથી સારા ગ્રંથો થતા નથી ને ભાષાની કેળવણીને સ્થાયી ઉત્તેજન મળતું નથી.

૧૨. વળી સન્ધિપ્રદેશની ભાષામાં સંબંધી પ્રદેશની ભાષાનો પાશ બેઠો હોય છે. બગવાડામાં મરેઠીનો, દાહોદમાં માળવીનો, સામળાજી તરફ મેવાડીનો, ડીસા તરફ મારવાડીનો અને પશ્ચિમે કચ્છી સિન્ધીનો પાશ છે, (સાંઈન્હું એ સિન્ધી છે). એ પરભાષાનો પાશ કેટલો કેટલો છે તે નક્કી કરવાનો છે. મેવાડી શબ્દ આ રીતના છે–કેતા (કેટલા), તીહાં (ત્યાં), કહે છે (કહે છે) તીણારા–તીણાકા–નામ (તેઓનાં નામ), તીણમાંહે (તેમાં) જણીથી (જેનાથી), જણીમાંહિ (જેનામાં), ચારદસાકું ચાલી, ઓર (બીજા), તાકો (તેનો), સદાકી રાણી (સદાની રાણી), હુવા (થયા), કુણ કુણ (કોણ કોણ), બ્રહ્મારો મરીચિ (બ્રહ્માનો મરીચિ), તીન (ત્રણ), ઈકગુણો દાન દસગુણો પુન, ખાતો (ખાતું), હોસી (થાશે).

પરમાર્થ છે. તેના વારસ-ખલીફાઓએ તેના ધર્મનો પ્રસાર કરતાં મોટા જય મેળવ્યા હતા અને તેના ધર્મને માનનારી સંખ્યા આજ પણ જગતમાં મોટી છે, તે ઉપર વિચાર કરતાં મૂળ પુરુષનામાં અસાધારણ સામર્થ્ય હતું એમ માન્યા વિના ચાલતું નથી.

મહમ્મદ પોતાની રહેણીમાં ઘણો જ સાદો હતો. તે ખજૂર તથા જવની રોટલી ખાઇ પાણી પી ધરાતો; ઘરધંધો કરતો; જોડા તથા ઊનનાં કપડાં પોતાને હાથે દુરસ્ત કરતો. તેનો સ્વભાવ હસમુખો ને મળતાવડો હતો. તે કેટલીક વાતે દુરાચારી હતો એમ કેટલાએક જણ કહે છે, પણ તે કાળના લોકની સ્થિતિ ઉપર વિચાર કરી તેણે પોતાનું ધર્મ સંબંધી કોઇ કામ પાર પાડયું હશે અને અનીતિમાં વહી ગએલા એવાઓને ઠેકાણે આણવાને તેઓ કબૂલ કરે તેવા કાયદા કર્યા હશે. અહીં મહમ્મદ મહાપુરુષ વિષે બોલવાનું છે ને એ રૂપે તે દૃઢ નિશ્ચયનો, પુષ્કળ તર્કશક્તિવાળો, મન હરણ કરે તેવો વાચાળ, ધર્મી, ધ્યાની ને મતાગ્રહી હતો.

સોળ વર્ષ એકાંતમાં વિચાર કરીને, બાર વર્ષ બોધ આપતાં દુઃખ વેઠીને ને પછી આઠ વર્ષ સંગ્રામરંગ દાખવતાં તેણે ઇસ્લામ તથા ઇમામનો ઊંચો જયધ્વજ અરબસ્તાનના મક્કાના શિખર ઉપર ઉડાડયો—તે એક હાથમાં કુરાન ને બીજા હાથમાં શમશેર એ સ્વરૂપે ઉત્સાહભર્યો પ્રકાશ્યો. એ તેનો વિજય અદ્‌ભુત ને ભારે છે. મહમ્મદે ધર્મને માટે શસ્ત્ર વપરાવ્યાં, પણ ખલીફોએ ધર્મને બહાને શસ્ત્ર વાપરી રાજ્યનો લોભ રાખ્યો ને એથી ઇસ્લામધર્મનો વિજય અદ્‌ભુત, પ્રગલ્ભ, ને સતેજ થયો.

૧૮૭૦

૪૦

## શાર્લમેન

પોતાના ફ્રાન્સના નાના રાજ્યને તેણે ઘણાક જય મેળવી વિસ્તાર-બળમાં વધારી પશ્ચિમ યૂરોપમાં એક મહારાજ્ય સ્થાપ્યું એ તેનો મોટો જય

છે. તેણે સ્પેનનો ને ઈટાલીનો મોટો ભાગ, જર્મનીનો ઉત્તર તરફનો ને પશ્ચિમ તરફનો સઘળો ભાગ, હુંગરી પ્રાંતનો મોટો ભાગ, ભૂમધ્યસમુદ્રમાંના સાર્ડિનિયા, કોર્સિકા વગેરે ટાપુઓ ઈત્યાદિ ફ્રાન્સના રાજ્ય સાથે જોડી નાખ્યા–તે કાળે યૂરોપનું બીજું કોઈ રાજ્ય ફ્રાન્સના રાજ્ય સાથે સરસાઈ કરી શકે તેવું નહોતું.

તે પોતાના ૪૭ વર્ષના રાજ્યમાં લગાર પણ જંપીને બેઠો નથી. તેની પ્રવૃત્તિ ખરેખર સ્તુતિપાત્ર છે. તે એક પાસથી નવી જીત મેળવતો, બીજી પાસથી બંડને તોડતો; એક પાસથી પોતાના જ સરદારોની ખટપટથી સાવધ રહેતો ને બીજી પાસથી રાજ્યને સ્થાયી રાખવાને ને શોભાવવાને ખંતથી કામ કરતો. ઘણો પ્રવૃત્ત છતે તે પોતાની બુદ્ધિ, હિંમત, ચપળતા, યુક્તિ કામે લગાડી અનેક હરકતઅડચણોને તોડી ધારેલું પાર પાડતો અને વળી રાજ્યનું બળ વધારવાને નવી નવી ધારણાઓ મનમાં બાંધતો. એ ઉપરથી તેની ઉત્સાહશક્તિ અને મનશક્તિ વિસ્મય પમાડે તેવી હતી એમ જણાય છે. સાકસનોએ તેને પજવવામાં બાકી રાખી નથી. તેમ તેણે તેઓને સજા કરવામાં પણ કસર રાખી નથી. તે ક્રોધમાં જંગલી લોકની પેઠે વિકરાળ થતો ને સ્ત્રીઓ કરવે ને ટાળવે યથેચ્છ વર્તતો, તોપણ રાજ્યને રૂડું કરવે ને લોકનું ભલું કરવે કાળજી રાખતો. તે રાજ્યમાં વ્યવસ્થા રાખતો, કાયદાઓ બાંધવાના અને લશ્કરી વહાણો બંધાવવાના વિચારો કરતો, ઠામ ઠામ નિશાળો કાઢતો, દેશદેશનાં પુસ્તકો મંગાવી સંગ્રહ કરતો, વિદ્વાનોને આશ્રય આપતો એ સઘળું તેના વખાણમાં બોલાય છે. કેટલાક કહે છે કે તેણે રાજ્ય વધાર્યું ને ઉપલક ઉપલક બંદોબસ્ત રાખ્યો, પણ બળિષ્ઠ વ્યવસ્થા રાખી શક્યો નહિ. પ્રાપ્ત કરવું ને વ્યવસ્થિત રાખવું એ બંને દુર્લભ છે. એક નિપુણ સરદાર જેવી તેવી સહાયે જય મેળવી શકે, પણ જયની વ્યવસ્થાને માટે તો તેને યોગ્ય પુરુષો સહાય જોઇએ જ. શાર્લમેનને હોંસીલા ને શક્તિવાળા મંત્રીઓ નહિ ત્યારે તેના રાજ્યની વ્યવસ્થા પછવાડેના લોભી સરદારો શા રીતે રહેવા દે? તોપણ શાર્લમેને પ્રાપ્ત કરી જાળવી રાખવા ઉપર વખાણવા જોગ લક્ષ રાખ્યો હતો.

**શાર્લમેન**નું રાજ્ય તે કાળના ઊજડ **યૂરોપ**માં સુંદર વાટિકા જેવું શોભતું ને તે પોતે પોતાની પ્રજાને રણુરંગ દાખવતાં, તેના કલ્યાણમાં ઉત્સાહથી કર્મ કરતાં ને તેનો પ્રેમ માન્ય થતાં ઊગતા ચંદ્ર જેવો વિરાજતો.

## ૪૧

# વાશિંગ્ટન

વાશિંગ્ટન–સને ૧૭૩૨ના ફેબ્રુવારીની ૨૨ મીએ ઉત્તર **અમેરિકા**ના **વર્જિનિયા** સંસ્થાનના **વેસ્ટમોર્લાંડ**ના પરગણામાં જન્મ્યો હતો. સને ૧૬૫૭માં ઇંગ્લાંડનો **જોન વાશિંગ્ટન** પોતાના ભાઈ સાથે **વર્જિનિયા**માં આવી વસ્યો હતો, તેના દીકરાનો દીકરો ને તેનો દીકરો **જ્યોર્જ વાશિંગ્ટન** હતો. તેની માએ તેને ઉદ્યોગ, મિતવ્યય, ને સદ્‌ગુણ વિષે ઘણો સારો બોધ આપ્યો હતો. તેણે અંગને કસરતથી વાળ્યું હતું, તેણે નિશાળમાં સાધારણ પક્ષની કેળવણી લીધી હતી, તેને **અંગ્રેજી** સિવાય બીજી ભાષાનું જ્ઞાન નહોતું–પછવાડેથી તે જૂજ **ફ્રેંચ** શીખ્યો હતો. તેને શુદ્ધ **અંગ્રેજી** લખતાં આવડતું નહોતું પણ ઘણા અભ્યાસથી ને સારા સારા ગ્રંથકારોનાં પુસ્તક ધ્યાન દેઇને વાંચ્યાથી ને કાગળો લખવામાં ખંતીલી કાળજી રાખ્યાથી તે શુદ્ધ સ્પષ્ટ ને સુંદર લખતાં શીખ્યો હતો. તેણે **અંગ્રેજી** લશ્કરી વહાણમાં નોકરી કરવાની ઇચ્છા કરીને તે લીધી હતી, પણ પોતાની માની ઇચ્છા નાહ તેથી તેણે તરત છોડી દીધી હતી.

સોળ પૂરાં થતે તે એક શ્રીમંતનું ઈસ્ટેટ માપવાને સર્વેઅર થયો. બે ત્રણ વર્ષ તે કામ કરી **વાશિંગ્ટન વર્જિનિયા**ના એક પ્રાંતનો લશ્કરી અમલદાર મેજરની પદવીનો આજ્યુટંટ જનરલ થયો. ૧૭૫૨માં તે સરદાર-થી ઉત્તર ભાગનો આજ્યુટંટ નિમાયો હતો. ૧૭૫૬ મા તેણે **વર્જિનિયા**નાં બધાં લશ્કરનો સરદાર થઈ શાબાશી મેળવી. ૧૭૫૮માં તેણે નોકરી છોડી પોતાની જમીન મિલ્કત સુધારવાના ખેતીવાડીના કામમાં મન ઘાલ્યું. ૧૭૫૯-

માં તે બે છોકરાની મા એવી એક શ્રીમંત વિધવા સાથે પરણ્યો. એ સ્ત્રીએ તેનો ઘરખટલો ઉપાડી લીધો તેથી વાશિંગ્ટન પોતાનું ખેતીવાડીનું ને માલને બીજે દેશ ચડાવવાનું કામ સારી રીતે કરી શકતો. ૧૭૫૮ સુધીમાં તે વર્જિનીયાની તરફથી રાજસભાસદ નિમાયો હતો ને એ અધિકારીરૂપે તેણે ૧૮ વર્ષ લગી કાયદા બાંધવામાં ને પોતાના સંસ્થાનના લોકને ફાયદો કરવાનું બુદ્ધિચાતુર્ય સારૂં દેખડાવ્યું હતું.

ઇંગ્લાંડની સરકાર અમેરિકાનાં પોતાનાં સંસ્થાનો ઉપર કેટલો કરભાર મૂકતી હતી ને સંસ્થાની લોક તેની સામા થતા હતા ને એ રકઝક આઠ વર્ષ થયાં ચાલ્યા કરતી હતી. વાશિંગ્ટન સંસ્થાનોના પક્ષનો હતો, પણ તેના મનમાં ઇંગ્લાંડ સરકારની સામા ઊઠવાનું નહોતું. સંસ્થાની લોક ઇંગ્લાંડની સામા લડાઇ કરવાને ઊભા થયા—૧૭૭૪ ની ૧૪મી જુને અને ૧૭૭૫ ના જુનમાં તેઓએ વાશિંગ્ટનને પોતાના લશ્કરનો મુખી કીધો.

વાશિંગ્ટને પોતાની બુદ્ધિ તથા ચાતુર્યથી ઉશ્કેરાએલા પણ કેળવાએલા નહિ તેવા લશ્કરને ઇંગ્લાંડ સરકારના લશ્કર સામા ભીડાવ્યું. ઘણીવાર હારજીત થયા પછી તેણે એટલું જોર માર્યું કે ૧૭૭૬ના જુલાઈની ચોથી તારીખે સંસ્થાનોએ પોતાનું સ્વતંત્રપણું જાહેર કર્યું, લડાઈ ચાલુ રહી, પણ તે ૧૭૮૩ ના નવેંબરની ત્રીસમી તારીખે અંગ્રેજ લોકે અમેરિકાનું સ્વતંત્રપણું કબૂલ રાખ્યું. સંસ્થાનો સ્વતંત્ર તો થયાં, પણ પછી પરસ્પર કલહ જાગ્યો. એ કલહ મટાડવામાં ને સંસ્થાનોને એક રાજ્યસત્તામાં આણી રાખવાને વાશિંગ્ટને ઘણી મહેનત લીધી ને ૧૭૮૭ની બીજી મેએ 'ફેડરલ કન્વેન્શન' નામની રાજસભા સ્થાપવામાં આગેવાની કરી. ૧૭૮૯ ની ત્રીસમી અપ્રેલે તે, 'યુનાઇટેડ સ્ટેટ્સ'નો ( એકઠાં મળેલાં સંસ્થાનોનાં પ્રજારાજ્યમાં ) સૌથી વડો કારભારી થયો. ચાર વર્ષની મુદ્દત પૂરી થયેથી તેણે પોતાનો ઓદ્ધો છોડી ઘેર બેસવું ઇચ્છ્યું, પણ લોકના આગ્રહથી તેણે બીજાં ચાર વર્ષ વડા કારભારીનું કામ કર્યું, એ વખતમાં ઇંગ્લાંડ ને ફ્રાન્સ

વચ્ચે લડાઇ ચાલી હતી ને જો કે વાશિંગ્ટન ફ્રાંસનો જય ઇચ્છતો તોપણ તેણે પોતાના રાજ્યને એકે પક્ષમાં ઉતાર્યું નહોતું. તેના મિત્રોએ ત્રીજીવાર તેને વડો કારભારી રહેવાને બહુ સમજાવ્યું, પણ તેણે ન જ માન્યું ને છેલ્લું ભાષણ આપી તે ઘેર બેઠો.

પછી તે પોતાના ઘરકામમાં મચ્યો. થોડા વખત પછી અમેરિકાને ફ્રાન્સની સામા લડાઈ કરવાનો પ્રસંગ આવ્યો એ સંકટમાં રાજસભાએ તેને સેનાપતિ થવાને વિનંતિ કરી. તરત તેણે કબૂલ કર્યું અને એક પાસથી લશ્કર તૈયાર કરવાની ને બીજી પાસથી કાગળપત્રો લખી સમાધાની આણવાની ખટપટ કરવા માંડી પણ પછી ફ્રેંચની તરફથી લડાઈનું માંડી વળાયું અને અમેરિકા તથા ફ્રાન્સ એ વચ્ચે કોલકરાર થતા હતા તેટલામાં વાશિંગ્ટન મરણ પામ્યો. (૧૭૯૯ ના ડીસેંબરની ૧૪ મીએ )

વાશિંગ્ટન ૧૭ વર્ષની વયે સર્વેઅર થયો ત્યાર પછી અગિયાર વર્ષે તે ઘેર બેઠો તે દરમિયાનમાં તેણે સારી પેઠે અંગની કસરત કરી હતી અને માત્ર નિશાળમાં રહીને નહિ પણ તે વખતના જે મોટા હોશિયાર સરદારો કહેવાતા તેઓના કરડા ઉપરીપણા તળે રહી જોખમભરેલી ને નોકપર આવી રહેલી એવી ભારે લડાઇઓ લડીને લડાઈના કામની પાકી માહીતી મેળવી હતી. સને ૧૭૫૯ થી તે ૧૭૭૫ સૂધીનાં પંદર વર્ષમાં તેણે રાજસભાના મેમ્બર દાખલ ઇન્સાફ કાયદા સંબંધી ને રાજદરબારી કામ સંબંધી પૂરતો અનુભવ મેળવ્યો હતો–તે વખતે જે કામ ચાલતાં તે પુરુષોનાં મનને પ્રફુલ્લિત ને ઊંચા કરે તેવાં હતાં. યુદ્ધકળા ને રાજ્યનીતિનું જ્ઞાન, કામની ઉકેલ ને હથોટી, વળી વિવેકી સ્વભાવ એ વડે તે રાજ્યની ઊથલપાથલ કરી નાખનાર લશ્કરની સરદારી કરવે ને પાકા પાયાપર નવું રાજ્ય સ્થાપવામાં પ્રમુખપણું કરવે સર્વે પ્રકારે યોગ્ય થયો હતો–તેના જેવો તે વેળા બીજો કોઇ નહોતો. સમૃદ્ધિમાન તથા બળવાન રાજ્યોની તરફથી સેનાપતિઓ, કેળવાએલા સરદારોની સહાયતા અને દારૂ ગોળા, ખાવા પીવાનાં વગેરેની સામગ્રીની અનુકૂળતાએ મોટા જય મેળવે છે તેઓની સાથે વાશિંગટનનો

મુકાબલો કરવો એ નિરર્થક છે. વાશિંગ્ટનને તો નવું નવું લશ્કર ઊભું કરીને તરતનું તરત તેને કેળવાએલાં લશ્કરના સામા દોરવાનું હતું, બંદૂક દારૂગોળા વગેરે નવાં જ પેદા કરવાનાં હતાં, ખોરાકી પૂરી પાડવાની હતી ને એ સંધાંને માટે તેને કોઈ નાણું ધીરે તેવું નહોતું, તેમ લોકના ઉપર કર નાંખવાની તેને સત્તા પણ નહોતી; વળી જુદાં જુદાં સંસ્થાનોના લોક પાસેથી ઊઘરાવીને નાણું ભેગું કરવાનું હતું. એ સઘળું તેણે ઝડપથી કીધું–લડાઇઓ કીધી ને થોડી મુદ્દતમાં પોતાના દેશને અંગ્રેજી રાજ્યની સત્તાથકી મુક્ત કરી સ્વતંત્ર કીધો. એ મહાભારત કામમાં કેટલું વિચક્ષણપણું ને કેટલો વિચાર, કેવો નિશ્ચય ને કેવું ડહાપણ, કેટલું ધૈર્ય ને કેટલું સાહસ તેણે વાપર્યું હશે? હતું તે રાજ્ય ઊંધું વાળી રૂડા પાયા પર નવું પ્રજારાજ્ય સ્થાપી તેણે જગતમાં નવો શક વર્ત્તાવ્યો છે–યોગ્ય દેશાભિમાન ને યોગ્ય સ્વતંત્રતાથી જે શુદ્ધ ને મોટું રાજ્યસુખ મળે છે તે તેણે પોતાના મોટા મનમાં કર્મજયથી સ્પષ્ટ દેખાડયું છે. વળી જે સાધન ઉપાયો કામે લગાડેલાં તેમાં અસત્ય ને કૃત્રિમ નહિ જ, એ તેની મોટી ને ધીટ મનશક્તિ હતી. તે બહુ સાદો ને ભલો હતો, પણ તેમ પોતાના કામમાં પાકી યુક્તિવાળો ને પ્રસંગે ઠાવકો કરડો સરદાર હતો, તે હેતાળ નિર્લોભ ને નિવૃત્તિસુખમાં મગ્ન હતો. પણ દેશને અર્થે તે અતિ પ્રવૃત્ત થઇ રહેતો. ખરેખર વાશિંગ્ટન અસાધારણ મનશકિત, અસાધારણ કર્મશકિત. ને ઊંચ સદ્‌ગુણ એ વડે સપ્રેમમાન્ય મહાપુરુષ હતો.

૧૮૭૦

૪૨

# નેપોલિયન

સાધારણ સ્થિતિના પુરુષનો છોકરો પોતાનું વતન છોડી ઉદ્યમને અર્થે પારિસ ગયો, ત્યાં જઇ લશ્કરી નિશાળમાં ભણ્યો, પછી લશ્કરી નોકરીમાં રહ્યો ને હોંશિયાર કહેવાયો એ જાણવામાં કંઇ નવલવિશેષ

નથી. પણ તેણે પોતાની છવ્વીસ વર્ષની ઉંમરે ઇટલી ખાતેના લશ્કરનો સરદાર થઇ એક મહીનામાં પોતાના થોડા લશ્કરથી ઘણા મોટાં કેળવાએલાં ને અનુભવી સરદારના ઉપરીપણાવાળાં લશ્કરોને ઉપરાઉપરી હરાવ્યાં, અસાધારણ મોટી જીત મેળવી એ જાણવાથી આપણે વિસ્મય પામીએ છીએ. તે ઇજિપ્ટ તાબે કરી ફ્રાન્સમાં આવ્યો ને ત્યાં રાજકાજ સબંધી રાજસભામાં નિપુણતા બતાવી અનેક ખટપટ કરી સામે થનારા પ્રજાસત્તારાજ્યના કારભારીઓની સભાને વિસર્જન કરી, ફ્રાન્સના રાજ્યનો વડો સત્તાધારી થયો—ત્રીસ વર્ષની ઉંમરે પાંચ વર્ષ પછી તે ફ્રાન્સના બહુ મોટા રાજ્યનો મહારાજા થયો એ તેનું મોટું અસાધારણ ને અદ્ભુત પુરુષાર્થ છે એમ કોણ નહિ કહે? તેણે નવ વર્ષ રાજ્ય કર્યું તેમાં યૂરોપનાં એકસંપી થએલાં શત્રુરાજ્યોની સામા લડાઇઓ કીધી ને તેઓને હંફાવ્યાં. કેટલાંક રાજ્યને ફ્રાન્સ સાથે જોડયાં, પોતાના મોટા રાજ્યની વહેંચણ કરી પારિસને જીતેલા રાજ્યની સમૃદ્ધિથી શણગાર્યું, ફ્રેંચ લોકને માટે કાયદાનો સંગ્રહ તૈયાર કરાવ્યો એ તેની રાજારૂપે કારકિર્દી છે. બારેક મહીના પદભ્રષ્ટ રહ્યા પછી તે પાછો ફ્રાન્સની ગાદીએ બેઠો. તે પોતાનું રાજ્ય સ્થાયી રહે ને મરણ પછી તેના વારસને મળે એવી ગોઠવણ કરતો હતો ને શત્રુ રાજાઓ સાથે કોલકરાર કરી સમાધાની આણવાની તજવીજ કરતો હતો તેવામાં એકસંપી રાજ્યોએ ફ્રાન્સ ઉપર ચડાઈ કીધી, નેપોલિયન લડયો, હાર્યો, ને નાઠો, પણ કેદી થયો ને પાંચ વર્ષ ૧૦ મહીના ને ૨૦ દહાડા એકાંતવાસે રહી પોતાની ઉંમરના ૫૨ મે વર્ષે મુઓ.

લશ્કરી સરદાર દાખલ તે, સિકંદર, પિહ્રેસ હાનિબલ, સિપિઓ, સીઝર એ સઘળા કરતાં વિશેષ બુદ્ધિમાન ને કીર્તિમાન છે. તે સાઠ લડાઈ લડયો —ઇંગ્લાંડ, પ્રુશિઆ, રૂશિઆ, આસ્ટ્રિઆ, તુર્કસ્તાન એટલે યૂરોપનાં મહા બળિયાં ને એકસંપી રાજ્યો સામા તે જય પામ્યો. પ્રાચીનકાળમાં જેમ હાનિબલે પોતાના લશ્કરને દુર્ઘટ આલ્પ્સ પર્વતમાંથી ઇટાલીમાં ઉતાર્યું હતું તેમ નેપોલિયને પણ ઉતાર્યું હતું. તેને મૉસ્કોથી આવતાં ટાઢ બરફ ને

શત્રુના મારાથી મોટી હાનિ થઇ. તોપણ તે શત્રુના રાજ્યમાંથી લડતો લડતો પાછો આવ્યો ને પછી થોડી મુદ્દતમાં ૩,૫૦,૦૦૦ લશ્કર નવું ઊભું કરી પાછો લડવા નીકળ્યો. તેણે તે કાળમાં ચાલતી યુદ્ધની રીતથી જુદી જ રીતિ ચલાવી ને અસાધારણ યુદ્ધકુશળતા દેખાડી. તેણે પ્રજાસત્તારાજ્યને ઊંધું વાળી પોતાને રાજા કહેવડાવી બળિયાં રાજ્યો સાથે કામ પાડી, ઇજિપ્ટ તાબે કરી હિંદુસ્તાન આવવું ધારી પ્રપંચી રાજકાજમાં પણ કુશળતા દેખાડી છે.

સત્તા મેળવવાની ઉત્કંઠા, મોટી મોટી જીત ને મોટાં મોટાં માનનું ઉત્તેજન એથી વશ થએલા લશ્કરરૂપી સાધન, ફ્રાન્સમાં રાજ્યની સ્થિતિ ને ફ્રેંચ લોકની સ્વભાવવૃત્તિ એરૂપી પ્રસંગ, પોતાની તરફની અસાધારણ બુદ્ધિ ને તે જ પ્રમાણે વળી કર્મશક્તિ—એ સૌ તેનામાં સામટાં મળ્યાં હતાં ને એથી તે મહાજય મેળવી શક્યો હતો.

જેમ જેમ તે ફાવતો તેમ તેમ તેનામાં લોભ વધતો અને જેમ જેમ લોભ વધતો તેમ તેમ તે મોટાં કામ કરી પોતાની ધારણા પાર પાડતો. મહાશક્તિ ને અતિ લોભ એ તેનામાં બહાર પડતાં દેખાયાં. મહાશક્તિએ તેને મહાપુરુષ કરી થાપ્યો અને અતિ લોભે તેને અતિ સ્વાર્થી કરી નિંદાવ્યો ને શત્રુઓએ નિંદ્યો. તાત્કાળ સમજી જવું, તાત્કાળ નિશ્ચય કરવો, ને તાત્કાળ કરવું એ શક્તિ તેનામાં હતી એવી કે ગોઠવણ ને કામ કરવામાં જરાએ ભૂલ ન કરતાં તે આબાદ ફત્તેહ મેળવતો. તેનામાં ધૈર્ય કરતાં સાહસ બહાર પડતું હતું—સાહસથી જ જીત મેળવતો—તે લશ્કરને આવો મારી પાછળ એમ કહી તોપના મારા સામો ધસતો. તે પોતાના કામમાં ઘણો જ કાબેલ ને સોનું લોઢું વહાણ માણસ સંબંધી સંધી વાતે વાકેફગાર હતો. તે પોતાના લશ્કરી સરદારોને પદવી આપી ઉત્તેજન આપતો. તેણે સાધારણ સોલજરમાંના સત્તરને તેઓનાં પરાક્રમ જોઇ રાજા, માર્શલ, ડ્યુક, જનરલ કરી થાપ્યા હતા. તે કહેતો કે ધોળાધોળ કરતાં એક

નિશ્ચય કરી વર્ત્તવું તે જ ખરૂં ડહાપણ છે ને પછી તે પોતાના ઉદ્યોગમાં તનમનબળથી એકદમ મંડી પડતો. તે મોટો આગ્રહી ને ઉદ્યમી હતો. હવે તેના દોષ વિષે–આસ્ટર્લિટ્ઝની લડાઈમાં હારેલા રૂશિયન તથા આસ્ટ્રિયન સોલજરો જેઓ પાણી બરફ થઇ ગએલું એવા એક તળાવમાંથી જતા હતા તેઓને જોઇ નેપોલિયને પોતાનાં લશ્કરને હુકમ આપ્યો કે બરફના ઉપર ગોળાનો વરસાદ ચલાવો. એમ કર્યેથી શત્રુના હજારો સોલજરો ડૂબી મુઆ હતા. તેણે હરકતો મટાડવાને કેટલેક પ્રસંગે હજારો કેદીને મારી નાંખ્યા હતા ને એક પ્રસંગે પોતાના સોલજરોમાં મરકી ચાલી ત્યારે તેઓને ઝેર દઈ મારી નાંખવાનો હુકમ કર્યો હતો. તેણે અર્થ સાધવાને જોસેફિન સાથે લગ્ન કીધું ને અર્થ સાધવાને તેને છોડી મરાયા લુઈસા સાથે તે પરણ્યો. તે કહેતો કે પ્રેમ ને મૈત્રી જગતમાં છે જ નહિ. જ્યાં સુધી મારી ચડતી છે ત્યાં સુધી સૌ મારાં છે એ હું જાણું છઉં. વળી તે કહેતો કે અર્થ ને ભય એ બેથી માણસ ચંચળ થાય છે ( પ્રવૃત્તિમાં આવે છે ). એ સંધું જોતાં નેપોલિયન મોટો જાલમ ને મોટો શઠ હતો—તેનામાં દયા ને વિવેક એ નહોતાં.

એક સધારણ માણસ યોગની અનુકૂળતાએ અર્થવીર પુરુષ થયો, પછી રણવીરરૂપે બુદ્ધિ કર્મ યોજી અનેક વિઘ્ન સંકટ કાપી મહાસમર્થ રાજાઓને જીતી એકચક્રી થયો. પણ જ્યારે ખીજવાએલા રાજાઓ એકસંપી થયા ને તેની પોતાની પ્રજા ચંચળવૃત્તિની ને માત્ર જયતૃષ્ણા જ રાખનારી હતી ત્યારે નેપોલિયને હાર્યા પછી સેંટ હેલીનામાં પણ વાસો કીધો. નેપોલિયનની શકિત ને તેનો લોભ, તેની જીત ને તેની હાર, તેની ચડતી ને તેની પડતી એ સૌ લોકને શિક્ષણીય છે.

૧૮૭૦

પોતે સંસારી ઉત્તમ સ્થિતિમાં નહોતો. તેમ તેના શિષ્યો વિદ્વાન નહોતા, પણ અત્ત તે રંક માછીઓ હતા. એમ છતાં તે તેનો બોધેલો ધર્મ ચોથા સૈકામાં જગપ્રસિદ્ધ રોમના બહોળા રાજ્યનો રાજમાન્ય ધર્મ થયો હતો અને આજકાલ દુનિયામાં તે ધર્મને માનનારા પચીસ કરોડ લોક હશે. એ જોતાં ઈસુના ધર્મનો અદ્ભુત વિજય કીર્તિનીય છે.

## ૪૯

## સોક્રેટિસ

ઉમરે ને બીજી વાર ૪૬ વર્ષની ઉમરે લડાઈમાં ગયો હતો. એ લડાઇના પ્રસંગ ને બીજા એકેક તે સિવાય પોતાની જીંદગીમાં આથેન્સની બહાર ગયો જ નહોતો. તેણે પોતાનો જન્મારો ગરીબીમાં કાઢયો હતો–તે પોતાને પેટ જેટલું મળતું તેમાં સંતોષી રહેતો; વળી તે સંસારી હતો; ને તેની સ્ત્રી તામસી ને વઢકણી હતી ને તેને બહુ દુઃખ દેતી એમ કહેવાય છે. સોક્રેટિસ સઘળું સહન કરતો, પણ કોઈ દહાડો પોતાની સ્ત્રીનો દોષ કાઢતો નહિ; તે સ્ત્રીનું ઉપરાણું લેઇ દીકરાને શીખામણ દેતો. કેટલેક વર્ષે તે જ સ્ત્રી પોતાના ધણી સાથે પ્રેમઉમળકાથી વર્ત્તતી થઇ હતી.

ઇ૦ સ૦ પુ૦ ૪૦૬માં તે પાંચસે જનની રાજસભામાંનો એક હતો ને ૭ સરદારોને દેહાંતશિક્ષા કરવાનો વિચાર ચાલતો હતો તે પ્રસંગે તેણે લોકના દ્વેષનો ભય ન રાખતાં દેહાંતશિક્ષા ન કરવાનું મત આપ્યું હતું. ઇ૦ સ૦ પૂ૦ ૪૦૪ માં જ્યારે આથેન્સમાં ૩૦ જણના કારભારથી રાજ્ય ચાલતું ત્યારે તેઓએ દ્વેષથી એક જણને પકડી આણવાનો હુકમ કર્યો હતો તે પ્રસંગે પણ સોક્રેટિસ નિર્ભયપણે સામો થયો હતો. એ ત્રીસ કારભારીઓમાં કેટલાક સોક્રેટિસના કટ્ટા દુશ્મન થયા હતા ને એઓએ તેના ઉપર અપરાધ મૂક્યો કે સોક્રેટિસ નગરના છોકરાઓને અનીતિનો બોધ કરી બગાડે છે ને રાજ્યમાં મનાતા દેવતાઓને નિંદી નવા દેવતાઓને પુજવાનું કહે છે. સોક્રેટિસે પોતાની તરફથી જે કહેવાનું તે સઘળું નિર્ભયપણે

સાથે વાતો કરતા તે સૌને મેં નાણું અથવા બક્ષિસ લીધા વિના મારી શકિત પ્રમાણે વધારે ડાહ્યા ને સારા કર્યા છે-ભૂતકાળે સાક્ષી આપી છે ને ભવિષ્ય-કાળ આપશે જ. પછી તે હસતે મોઢે ચાલતો થયો ને મિત્રો જે દિલગીર થયા હતા તેમનાં મનનું સમાધાન કરવા લાગ્યો. પછી તેણે મહીનો એક કેદખાનામાં રહી ઝેરનો પ્યાલો પીધો. ( ઈ૦ સ૦ પૂ૦ ૨૯૯માં )

**સોક્રેટિસ** કેવળ સાધુ પુરુષ હતો. તેણે પોતાની જીંદગી પોતાના દેશીઓને અધર્મ અન્યાયમાંથી કાઢવાને ઠામ ઠામ ઉપદેશ કરવામાં ગુજારી. તેને સૌ ડાહ્યો જ્ઞાની કહેતા, પણ તે કહેતો હું કંઇ જ જાણતો નથી, તમે તમારાં મનને—અંતઃકરણને પૂછી માનવું હોય તે માનજો ને વિચાર કર્યા વિના કોઇનું મનાવેલું માનશો નહિ. એવા પુરુષને પણ શત્રુ ને એવા પુરુષને પણ કમોત ! પણ શત્રુના વૃંદમાં પણ ખરા સાધુએ પોતાની વૃત્તિ છોડી નહિ ને કમોતે મરવું પણ કબૂલ કર્યું એ તેના યશ છે ને એથી જ તેનો સદ્ગુણ સર્વકાળના લોકમાં વખણાઇને દૃષ્ટાંતરૂપે મનાય છે.

૪૫

## પ્લેટો

પ્લેટો, એ **ગ્રીક** પોતાના ગુરુ **સોક્રેટિસ**ના મરણ પછી દેશાટન કીધું અને ભૂમિતિ તથા ખગોળવિદ્યાનો અભ્યાસ કર્યો ને **પિથાગોરાસ** તત્ત્વ-શાસ્ત્રીના સિદ્ધાંત જાણી લીધા. તેણે **હિંદુસ્તાન**માં આવવાનો વિચાર કીધો હતો, પણ તે વેળા **એશિયા**માં લડાઇઓ ચાલતી તેથી માંડી વાળ્યું હતું. જ્યારે તેણે **સિસિલી**ના રાજાની આગળ સદ્ગુણ તથા સદ્ધર્મ વિષે ભાષણ કર્યું ત્યારે તે રાજાએ ક્રોધે ભરાઇ દેશમાંથી જતા રહેવાને કહ્યું. જે વહાણમાં તે બેઠો હતો તેના તંડેલને રાજાએ કહેલું કે તું તેને મારી નાંખજે અથવા ગુલામ દાખલ વેચજે, પણ તંડેલે તેને મારી તો ન નાંખ્યો પણ ગુલામ દાખલ વેચ્યો. ત્યાંથી એક વિદ્વાને નાણું આપી તેનો છૂટકારો

કરાવ્યો હતો. પછી તેણે **આથેન્સમાં** આવી થોડીક જગા વેચાતી લેઈ શાળા કાઢી ને ત્યાં જ તે મરતાં લગી રહ્યો. તે ઈ૦ સ૦ પૂ૦ ૪૨૮માં **આથેન્સમાં** (કેટલાક કહે છે તેની પાડોસના **એજીના** એ ટાપુમાં) જન્મ્યો હતો; ને **સોક્રેટિસ** ૪૦૦ માં મુઓ ત્યાર પછી તેણે ૧૨ વર્ષ દેશાટન કર્યું હતું ને પછી ૪૦ વર્ષ **આથેન્સમાં** રહી પોતાની ૮૧ વર્ષની વયે તે મરણ પામ્યો હતો. તેણે ધર્મનીતિ, રાજ્યમોક્ષ, ઇત્યાદિ વિષય સંબંધી સમર્થ પુસ્તકો લખ્યાં છે ને ગદ્ય ભાષામાં લખ્યાં છે તોપણ તેની શૈલી કવિતારૂપ છે.

**હિંદુસ્તાનમાં** વેદની સત્તા માન્ય રાખી **વ્યાસે** વેદાંતશાસ્ત્ર ને **ગૌતમે** ન્યાયશાસ્ત્ર રચી તત્ત્વશોધનમાં સિદ્ધાંત દેખાડ્યા છે અને **ગ્રીસમાં પ્લેટોએ** વસ્તુ–બનાવોના અવલોકન ઉપરથી સંબંધી ભાવને વિવિક્ત કરી સામાન્ય માનસિક મૂર્તિઓ બહુવ્યાપ્ત પ્રમિત વચનો અને સર્વસામાન્ય નિયમો એઓનું શોધન કરી સિદ્ધાંત જણાવ્યા છે.

તે કહે છે કે નિત્ય ને સ્વયંભૂ તે શું છે? જે નિત્ય હોય તે સદા કાળ તેવું ને તેવું જ જોઇએ; સંસારમાં જોઈએ છૈએ તો ઉત્પત્તિ, સ્થિતિ, લય એમ થયાં જ કરે છે; ને ઉત્પત્તિને તો કારણ જોઈએ; માટે જેનાં રૂપાન્તર થયાં કરે છે તેને પોતાનું ખરૂં અસ્તિત્વ નથી. કોઇ અનાદિ-સિદ્ધ કારણ—સર્વ વસ્તુનો કર્તા પિતા જે સૌનું સારૂં કરનાર, સર્વજ્ઞ ને શક્તિમાન છે તેનાથી જ જગત ઉત્પન્ન થવું જોઇએ. એ અનાદ્યંત પિતાએ પોતાના વિચારોમાં એક નમૂનો ધારી આ જગત બનાવ્યું છે ને આત્મા વિના કોઈ પણ વસ્તુ પૂર્ણ સુંદર નથી એમ વિચારી તેણે જગતને સજીવ કર્યું છે–તેના સઘળા જડ અવયવોને ઇશ્વરી ચૈતન્યથી સતેજ કર્યા છે. આત્મા દેહથી જુદો છે, અમર છે ને ઈશ્વિરે પોતાનું ચૈતન્ય સકળ જડમાં વ્યાપ્ત કરી રાખ્યું છે તેનો અંશ છે એમ તે સમજતો. તે કહેતો કે માણસ-નામાં ત્રણ આત્મા છે–એક અમર જે શરીર પડ્યા પછી પણ રહે છે તે ને બીજો માનસિક એટલે મનશક્તિઓ જે પશુઓમાં પણ થોડીઘણી હોય છે તે, અને ત્રીજો મૃત્યુપાત્ર જે ઉદ્ભિજ ને પશુપક્ષ્યાદિમાં પણ હોય

છે. નીતિવિષયમાં પોતાના ગુરુ સોક્રેટિસની પેઠે પરિમિત ને શુદ્ધ આચરણ રાખવું, ન્યાયથી વર્ત્તવું ને રાજ્યના કાયદાને તાબે રહેવું એવો ઉપદેશ આપતો. તેણે સ્ત્રી વિષયમાં છટેલ થએલા પોતાના દેશીઓને સુધારવાને માટે સૌંદર્ય ને પ્રેમ વિષે વિચારો જણાવ્યા છે–તે કહે છે કે ખૂબસુરતી ચહેરામાં નથી પણ તે ( ખૂબસુરતી ) આપણા સુંદર આત્માનું સામા ચહેરામાં પ્રતિબિંબ છે; સદ્‍ગુણ વૃત્તિથી તેને સાંભળી જારી રાખવું જોઇએ ને જેઓ તેના જ ધ્યાનમાં રહેવાને ઇચ્છતા હોય તેઓએ પોતાના પ્રિય વિષયને દોષરહિત કરી ગુણથી પરિપૂર્ણ કરવાનો શ્રમ લેવામાં આનંદ માનવો જોઇએ કે જેથી સદાકાળ નીભે તેવો સ્નેહ બંધાય. પદાર્થવિજ્ઞાનમાં પરમાણુશાસ્ત્રને માનતો.

જેમ સિકંદર ને સીઝર રણવિજયી મહાપુરુષો હતા તેમ તત્ત્વશાસ્ત્ર વિષયમાં પ્લેટો ને આરિસ્ટોટલ એ બે મોટા આચાર્ય મનાયા છે.

૪૬

## બેકન

પ્રાચીનકાળના પંડિતો બનાવોનાં અવલોકન કરતા, પણ તેઓ બુદ્ધિ-વિચારને બળે વિશેષ ઉપરથી એકદમ સામાન્ય ઉપર જઈ સિદ્ધાંત કરતા. બેકને વિચાર આપ્યો કે અકકેકા વિષયનું અવલોકન કરી તેમાંથી જેટલું સત્ય શોધાય તેટલું જ સત્ય માનવું (વધારે નહિ), પછી એવાં એવાં સત્ય હોય તેમાંથી નવું એક સામાન્ય સત્ય શોધવું ને તેટલું વધારે માનવું એમ કર્યા કરવું, પણ એકદમ છેલ્લો સિદ્ધાંત ન કરી દેવો. તે કેહેતો કે જૂનાં પુસ્તકો વારે વારે વાંચવાથી કંઈ નવું જાણવામાં આવનાર નથી, તમારે પોતે પ્રયોગ કરી જોઇ ખાતરી કરી લેવી જોઇએ. એમ કર્યેથી વસ્તુ ખરેખરી કેવી છે તે જાણ્યામાં આવશે ને મનુષ્યજાતનું જ્ઞાન ઉત્તરોત્તર વધતું જશે. બેકનની પહેલાંના વિદ્વાનો પદાર્થશાસ્ત્રમાં ઉપલક જાણતા, ખોટા ખોટા

વિચાર કરતા ને જેઓ નવું કહેતા તેઓને હસી કાઢતા તથા તેઓના ઉપર જુલમ ગુજારતા. પણ બેકને પુસ્તકો લખી વિદ્વાનોની અભ્યાસ કરવાની પદ્ધતિ બદલાવી ને પદાર્થવિજ્ઞાનના અભ્યાસની વૃદ્ધિ કરી. તેણે નવાં સત્ય શોધવાનો નવો માર્ગ બતાવ્યો ને વિદ્વાનોએ તે પ્રમાણે વર્ત્તવા માંડયું. કોઈ ખગોળવિદ્યામાં, કોઇ રસાયનશાસ્ત્રમાં, કોઈ શરીરવિદ્યામાં, કોઇ યંત્રશાસ્ત્રમાં, કોઈ દેશ શોધવામાં એમ સૌ મંડી પડયા. ઈ૦ સ૦-ના સત્તરમા સૈકામાં બે મહાપુરુષે પોતપોતાના નવી પદ્ધતિના વિચાર આપી વિદ્યાવૃદ્ધિ કરી તેમાં બેકન પદાર્થવિજ્ઞાનનો ને ફ્રેંચ ડીકાર્ટ મન-વિજ્ઞાનનો પ્રથમ ગુરુ મનાય છે; ડીકાર્ટ સને ૧૫૯૬ માં જન્મ્યો ને ૧૬૫૦ માં મરણ પામ્યો હતો.

૧૮૭૦

૪૭

## સર ઐઝેક ન્યુટન

જે પુરુષે નવા ને અગત્યના ને કીમતી શોધ કર્યા અને જગતને નવું નવું જ્ઞાન આપ્યું તે મહાપુરુષ કેવો નમ્ર હતો ! તે કહેતો કે સૌ મને પંડિત કહે છે, પણ હું બાળક છોકરાની પેઠે દરિયાના કિનારા પર કાંકરા ઊંચકતો હોઉં તેવો છઉં ને સત્યના સમુદ્રનો શોધ કરવો તો હજી બાકી રહ્યો છે. જ્યારે તેની ગેરહાજરીમાં તેના કૂતરાએ ટેબલ ઉપરની સળગતી મીણબત્તી ઊંધી વાળી ને તેના કીમતી લખાણના કાગળો બળી ગયા ત્યારે તેણે કહ્યું રે ડાયમંડ ! ડાયમંડ ! (કૂતરાનું નામ) તું નથી જાણતો કે તેં શી ખરાબી કરી છે !

૧૮૭૦

૪૮

## કોલંબસ

જીનેવાનો ખલાસી જેને લોક મૂર્ખ જાણી હસી કાઢતા ને વિદ્વાનો પાખંડી કહેતા તેણે ઘણાંક વર્ષ ગરીબી હાલમાં છતે ખંતી ઉદ્યોગ કરતાં ને જ્યારે ત્યારે નિરાશ થતાં આખરે પણ એટ્લાંટિકની પેલી પાસ જમીન છે એમ જગતને દેખડાવ્યું–અમેરિકાખંડનો શોધ કર્યો એ તેનો સ્તુતિ-પાત્ર જય છે. આક્ષેપ, સાહસ, ખીજવાએલા ખલાસી ને અદેખા સાથી એઓની સામા ધીરપણું ને ધીટપણું એ તેના સદ્દગુણો છે; તેને પોતાના શ્રમનો બદલો ન મળ્યો ને તે ગરીબીમાં રિબાયો તોપણ તે ઉદાર મનથી ને સંતોષે મૂઓ એ તેની વૃત્તિ શિક્ષણીય છે.

૧૮૭૦

૪૯

## હોમર

હોમરે ઇલિયડ ઓડીસી એ નામનાં બે કાવ્ય કર્યાં છે એ તેનો વિજય છે. જ્યારે કવિતા મનુષ્યનાં બાહ્યાંતરનું નિર્મળ ને સતેજ પ્રતિ-બિંબ દર્શાવી રસ ઉત્પન્ન કરે છે ને આનંદ પમાડે છે ત્યારે જે કવિતાનો વિષય મોટો–જેમાં ઘણી ઘણી વાતો ને ઘણા ઘણા માણસોનાં ગુણકર્મો ખરેખરાં પણ અસાધરણ તર્કશકિતથી, અસાધારણ વાણીથી, અસાધારણ રસથી દર્શનીય કર્યાં હોય તે કવિતા સૌથી શ્રેષ્ઠ મનાવી જોઇએ, ને તે તે કવિતાનો કર્તા કવિ પણ સૌથી શ્રેષ્ઠ મનાવો જોઇએ. જે કવિતાથી એક દેશના ને એક કાળના નહિ પણ સર્વ દેશના ને સર્વ કાળના મનુષ્યો રસમાં આવે ને આનંદ માને તે કવિતાઓના કર્તા વિરલા જ હોય છે. તે પોતાની મોહક શક્તિથી મનુષ્યનું મન હરી લઇ તેને આનંદ પમાડે છે

ને અંદરથી સુબોધ આપે છે. યોદ્ધાના, ધર્મપ્રવર્ત્તકના, ને તત્ત્વદર્શીના ને શાસ્ત્રીઓના જય વિજય છે તેમ કવિઓના પણ છે ને તે ત્રાસ સંહારથી મેળવેલા નહિ, કોમળ ભક્તિભાવ અથવા શઠજ્ઞાન એના જ બોધથી મેળ-વેલા નહિ, પણ જેને જે ગમતો હોય તેને તે આનંદ આપી મેળવેલા હોય છે. હોમરે ઇલિયડ લખી યુદ્ધ ને યોદ્ધાઓને ચીતર્યાં છે ને ઓડીસી લખી સંસારકુટુંબનાં દુઃખસુખ ચીતર્યાં છે. જગતનો આદિ કવીશ્વર વાલ્મીકિ ને શુદ્ધ વીરરસ કવિતા લખનારો કવીન્દ્ર તે હોમર.

## ઉપસંહાર

એ પ્રમાણે થોડાક મહાપુરુષોનાં જયસ્મરણ છે.

મહાપુરુષોનામાં મહાશક્તિ આવશ્યક છે ને જે મહાપુરુષ લોકને અર્થે મહાશકિત વડે મહત્કર્મ કરે છે તે સર્વોત્તમ પુરુષ કહેવાય છે. જ્યાં સુધી આ દેશમાં જાતિબંધન ને કુળબંધન છે, જ્યાં સુધી લોક પોત-પોતાનાં નાનાં નાનાં મંડળમાં નાના નાના આનંદને માટે મથન કરે છે, જ્યાં સુધી દેશના પુરુષો કોઈ પણ જ્ઞાતિના ને કોઇ પણ કુળના છતે બંધનમાં ન રહી સ્વતંત્રપણે યથેચ્છ આનંદ એને માટે ઉદ્યમ નહિ કરે, તેમાં ઉત્કર્ષ નહિ મેળવે, ત્યાં સુધી દેશમાં મહાપુરુષો થવાના નથી ને મહાપુરુષો વિના દેશનો ઉત્કર્ષ થનાર નથી.

૧૮૭૦

# આત્મકથા

મારા સરખાએ પોતાની હકીકત પોતે જ લખવી ને તે વળી પોતાની હૈયાતીમાં પોતે જ છાપી પ્રકટ કરવી એ લોકમાં અવિવેક જેવું લાગે ખરૂં— નથી હું પંડિત, નથી હું જોદ્ધો, નથી હું ધર્મગુરુ, નથી શ્રીમંત ધોતાળ ઇત્યાદિ. મારાં લખાણથી ઘણા જણને એમ લાગે છે કે હું મારે પોતાને વિષે બહુબોલો છઉં ને એમ લાગે તેવું જ છે, કારણકે જયારે તેઓ મારા લખવાનો યથાર્થ મર્મ ન સમજતાં અને મારો રાતદહાડાનો શ્રમ પોતાના ખ્યાલમાં ન લેતાં ઊલટા મારી મજાકનિંદા કરે છે ત્યારે તેથી હું ઘણો ખિન્ન થાઉં છ, ને એ ખિન્નતા પોતાની મેળે જ બહાર નીકળી પડે છે,— તેઓ મને બડાઇખોર કહો તો કહો, પણ વારું મારું સમજશે તો ખરા. ઘણા જણ પ્રસ્તાવનામાં પોતાની મહેનત બતાવે છે જ અને ઘણા જણ પોતાના ગ્રંથમાં બહારના વિવેકના પડદામાં પોતાને વિષે બહુ બોલે છે જ.

આ હકીકત લખું છ તે કોઇને માટે નહિ, પણ મારે જ માટે—મારે માટે પણ તે, ઓળખાવાને નહિ (ઓળખાઇ ચૂક્યો છ) દ્રવ્યપદવી મેળવવાને નહિ, પણ ભૂતનું જોઇ ભવિષ્યમાં ઉત્તેજન મળ્યાં કરે તેને માટે.

... ... ...

એક બીજા જોડે કાગળોનો વ્યવહાર રાખવામાં આપણા ગુજરાતી ભાઇઓ છેક જ અજાણ્યા છે. વિદ્વાન લોકોના કાગળોમાં લખેલા વિચારોનાં તથા તેની ઇબારતનાં ઘણાં મૂલ થાય છે. માણસના ગ્રંથ ઉપરથી તેની સાંસારિક વર્તણુક ઘણી જાણ્યામાં આવતી નથી, માટે સગાં સંબંધી તથા દોસ્તદારો વચ્ચે થએલા વ્યવહાર ઉપરથી અને ઘરખરચના હિસાબો ઉપરથી— તે માણસનું ખરૂં રૂપ જાણવું જોઇએ. રસરીત ( taste ) તથા કાબેલિયત કાગળોના વ્યવહારથી તરત માલૂમ પડી આવે છે. કાગળો લખવામાં પણ ઘણી ચતુરાઈ જોઇએ છ.

## ૫૦

# મારી હકીકત : પ્રસ્તાવના

મારા સરખાએ પોતાની હકીકત પોતે જ લખવી ને તે વળી પોતાની હૈયાતીમાં પોતે જ છાપી પ્રગટ કરવી એ લોકમાં અવિવેક જેવું લાગે ખરૂં —નથી હું પંડિત, નથી હું જોદ્ધો, નથી હું ધર્મગુરુ, નથી શ્રીમંત ઘોતાળ ઈત્યાદિ. મારાં લખાણથી ઘણા જણને એમ લાગે છે કે હું મારે પોતાના વિષે બહુબોલો છઉં ને એમ લાગે તેવું જ છે, કારણકે જ્યારે તેઓ મારા લખવાનો યથાર્થ-મર્મ ન સમજતાં અને મારો રાતદહાડાનો શ્રમ પોતાના ખ્યાલમાં ન લેતાં ઊલટા મારી મજાકનિંદા કરે છે ત્યારે તેથી હું ઘણો ખિન્ન થાઉંછ, ને એ ખિન્નતા પોતાની મેળે જ બહાર નીકળી પડેછે,-તેઓ મને બડાઇખોર કહો, તો કહો, પણ વારૂ મારૂં સમજશે તો ખરા. ઘણા જણ પ્રસ્તાવનામાં પોતાની મહેનત બતાવે છે જ અને ઘણા જણ પોતાના ગ્રંથમાં બહારના વિવેકના પડદામાં પોતાને વિષે બહુ બોલે છે જ.

આ હકીકત લખુંછ તે કોઇને માટે નહિ, પણ મારે જ માટે—મારે માટે પણ તે, ઓળખાવાને નહિ (આળખાઈ ચૂકયોછ). દ્રવ્ય પદવી મેળવવાને નહિ પણ ભૂતનું જોઇ ભવિષ્યમાં ઉત્તેજન મળ્યાં કરે તેને માટે.

કેટલાક કહે છે કે હકીકત ઘરમાં લખી રાખવી પણ છપાવવી નહિ. પણ હું લખેલા કાગળો કરતાં છપાએલા કાગળો પાસે રાખવામાં વધારે લાભ જોઉંછ—લખેલું ખોવાય નહિ, જોવું કરવું ઠીક પડે, વારેવારે ફેરફાર કરવાનું મન થયાં કરે તે ન બને-હજી લગી કોઈ ગ્રંથ મેં આખો લખી છપાવ્યો નથી; લખતો જાઉંછ ને છપાવતો જાઉંછ; મને નવું લખવું ગમેછ પણ નકલ કરતાં કંટાળો ઊપજેછ ને વળી શુદ્ધ નકલ કરનારા પણ મળતા નથી-માટે હું લખુંછ તે મારો ખરડો ને એ જે છપાવુંછ તે તેની નકલ થાય છે.

આ હકીકત લખવાનાં બીજાં કારણો આ પ્રમાણે છેઃ ૧ પોતાની હકીકત પોતે લખવી એવો ચાલ આપણામાં નથી તે નવો દાખલ કરવો. ૨ ડાકતર **ભાઉ દાજી**, ભાઈ કરસનદાસ મૂળજી, ભાઈ રૂસ્તમજી ગુસ્તાદજી ( ઇરાની ) એઓએ વિશેષે અને બીજા ઘણાએકોએ મારી હકીકત જાણવાની ઇચ્છા દેખાડીને મને ઘણી વાર કહ્યું છે કે 'તમારી હકીકત હમને આપો.' ૩. મને પણ માલમ પડે કે આ ખરૂં ને તે ખોટું. ૪ મુઆ પછી કેટલીક હકીકત મળી શકતી નથી-રે હજી તો હું તેતરીસનો થાઉંછ એટલામાં કેટલીક વાતને સારૂ મારાં સગાંઓમાં ઊલટા વિચાર પડે છ તો મુઆ પછી શું નક્કી થાય? દાખલો-કે મેં મારી માની તરફનાંને પૂછ્યું, ( જન્માક્ષર ખોવાઈ ગયાછ ) મારો જન્મ પાછલી રાતે કે સવારે? તેઓ બોલ્યાં કે સૂરજ ઊગ્યો હતો; બાપની તરફનાંને પૂછ્યું ત્યારે તેઓએ કહ્યું કે રાત્રે; હવે શું ખરૂં ? પણ વિચાર કરતાં માની તરફનાં ખરાં છે, કેમકે મા પોતાને મોસાળ જણે છે ને તાંથી પછી બાપને તાંહાં ખબર જાય છે. બાપની તરફનાંને સવારે ખબર ગએલી તારે તેઓ સમજેલાં કે રાતે જન્મ થયો હશે. વળી બીજો દાખલો કે મેં મારી માની ઘરડી માસીને પૂછ્યું કે, મારી મા પહેલી મુંબઈ ગઇ તે હું અવતરયા પહેલાં કે પછી; બાપવાળાં કહે છે કે પ્રથમ; મેં માસીને ફરીથી પૂછ્યું તારે તે બોલી કે, હમણાં સહુ નવા પરણેલા મુંબઇ જવા લાગ્યા છે. આગળ મુંબઇની નીતિ વિષે નઠારૂં કહેવાતું ( એ વાત ખરી છે ) ને માબાપ નવી પરણેલી છોકરીને મોકલતાં નહિ ને મોટી ઉમરના ધણીઓ પણ પોતાની વહુને સાથે લઇ જતા નહિ; અને તારી મા તો તું અવતરયા પછી દસેક મહીને તને સાથે લઇને જ પહેલવહેલી મુંબઇ ગઈ છે. એ વાત તો નકી છે, પણ સંવત ને ઇસવીસન મેળવવા સારૂ ૩૨ વરસનાં જૂનાં પંચાંગો ભેગાં કરતાં મને ૭ મહીના લાગ્યાછે, તો મારી હકીકત જાણવાની હોંસ રાખનારની હોંસ મારા મુવા પછી સ્હેજસાજ કેમ પૂરી પડે ?

એ આદિ કારણોથી હું મારી ટૂંકી હકીકત નોટના આકારમાં છપાવી રાખું છઉં. કેટલીક વાતો મારાં ગદ્યપદ્ય પુસ્તકોમાં વિષયોના

પ્રસંગો લખેલા છે તે ઉપરથી જાણ્યામાં આવશે એટલે તે હું અહીં બીજી વાર લખતો નથી.

આ હકીકત અધૂરી ને ખરડો છે એમ સમજવું. અધૂરી એટલા માટે કે કેટલીક વાત મારા સંબંધમાં આવેલા એવા લોકનાં મન દુખવવાને અને મારા કુટુંબ સંબંધીઓને નુકસાન પહોંચાડવાને હાલ લખવી હું ઘટિત ધારતો નથી. (મારે માટે તો હું થોડી જ દરકાર રાખુંછ), ખરડો એટલા માટે કે અજાણપણું અને ઉતાવળ (તરત લખાયછ અને તરત છપાયછ) એ એને લીધે વેળાએ ગમે તે લખાય જે આગળ ખોટું ઠરે.

તોપણ, આ હકીકતમાં જે લખવાનું ઘટતું નહિ જ વિચારૂં તે તો હું નહિ જ લખું, પણ જે જે લખીશ તે તો મારી જાણ પરમાણે સાચે સાચું જ લખીશ, પછી તે મારૂં સારૂં હો કે નરસું હો, લોકને પસંદ પડો કે ન પડો.

સને ૧૮૫૪થી મેં મારી હકીકતની કંઈ કંઈ નોંધ રાખવા માંડેલી પણ તે નિયમિત નહિ. તે વખત કંઈ એવો વિચાર નહિ કે મારે મારી હકીકત લખવી છે. તેવું હતે તો રોજનીશી જ રાખત, પણ સ્હેજ સ્મરણ રહે તેને સારૂ બાપના કહેવા પરથી, સગાં સ્નેહી ન્યાતીલાના કહેવા પરથી, ઘરમાંના કાગળો અને ખરચની ચોપડીઓ પરથી આ હકીકત લખવાને શક્તિમાન થયો છઉં.

૧૮૬૬

## ૫૭

## મારાં માબાપ

મારા પિતા **લાલશંકર** સંવત ૧૮૬૪ના પોષ સુદ ૯ મે જન્મ્યા હતા. એ બાળપણમાં શરીરે ગેટકી જેવા, ગોરા, ચપળ છતે શાંત અને ડાહ્યા હતા. પાંચ વરસે એને ઉપવીતસંસ્કાર થયો. પછી વિદ્યાભ્યાસ

કરવા માંડયા તે ૧૭ વરસ સુધી-દરમીઆનમાં એ બે આઠા ઋગ્વેદ સંહિતા, ત્રણ વૃત્તિ સારસ્વત, ચાર સર્ગ રઘુવંશના, એક સર્ગ કુમારસંભવનો અને સ્ત્રીપ્રત્યય સુધી કૌમુદી એટલું શીખ્યા ને પોતાના બાપ જે લહિયાનું કામ કરતા તે પ્રમાણે એ પણ લખતાં શીખ્યા ને ૧૮ વરસની ઉંમરે ચકલે બેસી લોકનાં ટીપણાં લખતા. ઓગણીસમે વરસે સંવત ૧૮૮૩ ના મહાસુદ ૫ મે પરણ્યા અને પરણ્યા પછી તરત જ વૈશાખ મહીનામાં એને મુંબઈ નોકરી થઇ.–આવી રીતે કે સરકારની તરફથી કપતાન (પછવાડેથી કરનલ) જેરવીસનાં ઉપરીપણાં નીચે નિશાળોને વાસ્તે ગ્રન્થો છપાવવાનું કામ ચાલતું હતું તે વખત હમણાંની પેઠે ટૈપનું કામ ચાલતું નહોતું પણ શીલાછાપાથી ગ્રન્થ છપાતા, એને સારૂ સારા અક્ષર લખનારા જોઈતા હતા. દક્ષણી લહિયાઓ તો હતા જ, પણ ગુજરાતી ભાષા સમજીને લખે એવા તે નહોતા, માટે જેરવીસે સૂરતની અદાલતના જડજ મિસ્તર જોન્સને લખ્યું હતું કે સૂરતમાં કોઇ સારા લહિયા હોય તો તેને અહીં મોકલવા. એ ઉપરથી અહીં અદાલતમાં જોન્સે લહિયાઓની પરીક્ષા લીધી હતી. એ પરીક્ષામાં લાલશંકરને પણ એની મસિયાણ બહેનના છોકરા ભાણજીભાઈએ (જેને હમારા કુટુંબની દાઝ હતી ને જેણે ઘણા ઉપકાર કર્યા હતા તેણે) ઉશકેરીને મોકલ્યા હતા. અસલના લહિયાઓના અક્ષર–જાડા ને લાલશંકરની કલમ અસલથી જ સાફ ને પાતળી તેથી દશ ઉમેદવારોમાં એ પસાર થયા ને પછી જોન્સને તીસને પગારે મુંબઈ જવાનું કહ્યું. મારા દાદા તો ખાટલાવશ હતા. પણ મારી દાદીએ મારા બાપને મુંબઈ જવાની ના કહી. ભાણજીભાઇએ મ્હેણું માર્યું કે તમો ત્રણે ભાઇનાં જનોઈ લગન વગેરેના ખરચના રૂપિયા ૬૦૦૦ ) મેં તમને કરજે આપ્યા છે તે પાછા કહારે અદા કરશો ? માટે નોકરીને સારૂ આનાકાની ન કરો, એ બોલવું લાલશંકરને વ્હાડી નાંખ્યા સરખું લાગ્યું ને પછી તરત જ નીકળ્યા. મુંબઈમાં એક વરસ સુધી ૩૦ ને પગારે ને બીજાં બે વરસ સુધી ૪૫ ને પગારે નોકરી કીધી. પછી એ કારખાનું સરકારે પૂને લઈ જવાનું ઠેરવ્યું. જેરવીસે લાલશંકરને ૬૦ ને

પગારે પૂને આવવાનું કહ્યું, પણ માએ ના લખી તેથી તે પૂને ન ગયા. જેરવીસે ઘણું સારૂં સરટિફિકેટ અને રૂા. ૧૩૫) ઈનામ આપ્યું. સરટિફિકેટમાં લખે છે કે "લાલશંકર ગુજરાતી ને બાળબોધ અક્ષર ઘણાજ સુંદર લખે છે."

પછી લાલશંકર ત્રણ વરસ સૂરતમાં રહ્યા. અહીં ભાંય મેં હાલ ખરીદ કીધીછ ને જાહાં અસલ ભાણજાભાઇનું ઘર હતું ત્યાં તે સવારથી તે સાંજ સુધી બે કલાક ભોજનવિશ્રાંતિનો સમય કાઢી ત્રણ રૂપિયે હજાર એ લેખે નિત ૧ રૂપિયાનું નિયમપુરઃસર કામ કરતા.

સરકારે પૂનેથી છાપખાનું કાઢી નાખ્યું ત્યારે અધૂરાં રહેલાં પુસ્તકો મુંબઈમાં લોકોનાં છાપખાનાંમાં છપાવવાને મોકલ્યાં—એ પ્રસંગે એનું તેડું આવ્યું. લાલશંકર પાછા મુંબઈ ગયા ને બે વરસ સુધી ૩૦ને પગારે રહ્યા.

એવામાં મુંબઈની સદર અદાલતમાં રૂા. ૧૫ ની કારકુનની જગા નીકળી તેને માટે લાલશંકરે અરજી કરી અને પછી સને ૧૮૩૫ ના જાનેવારીની ૭ મી તારીખથી ત્યાહાં રહ્યા. પછી ૨૦—૨૫ નો પગાર થયો ને ૨૨ મી ઓકટોબર ૧૮૫૭ થી ૩૦ નો થયો.

ઘડપણ ને નબળાઇને લીધે કામ કરવાને અશક્ત થયાને લીધે સને ૧૮૬૩ ની ૭ મી ફેબરવારીથી લાલશંકરે મહીને રૂા. ૧૦ નું પેનશન લીધું. પેનશન લીધા પછી તે સપ્ટેમ્બરમાં સૂરત આવી રહ્યા. અહીં નબળાઇ વધી ખાટલે પડયા. સનેપાત થયો અને અંતે તે ચાર દહાડા અવાચક રહીને સંવત ૧૯૨૦ ના પોષ સુદ ૧૦ મે સને ૧૮૬૪ની ૧૮ મી જાનેવારીએ ૫૬ વરસની ઉમર પૂરી કરીને બીજે દહાડે મુક્ત થયા.

ઉદ્યોગમાં લાલશંકર જેવો કોઇ ગુજરાતી તો મારા જોવામાં આવ્યો નથી. એ ચાર વાગતે નિત ઊઠતા. ઊઠીને લોકોના છાપખાનાનું લખવા બેસતા તે નવ વાગતા સુધી—એ દરમિયાનમાં મારી મા રસોઈ તૈયાર કરતી

તે જમીને બરાબર દશ વાગતે ઉતાવળી ચાલથી ૧ાા મૈલ ચાલી અદાલત જતા. ઓફિસમાં ૬ વાગતા સુધી કામ કરતા. ત્યાંથી ઘેર આવતાં રસ્તામાંથી ઘરને સારૂ સોદો કરતા. ઘેર આવી ૮ાા વાગતા સુધી છાપાનું લખતા, પછી જમતા, પછી કલ્લાકેક ફુરસદમાં ગાળી પાછા લખવા બેસતા તે ૧૧ ૧૨ વાગ્યા લગી. જોકે છાપાનું લખવાનું સાવચેતી ને ધીરજનું છે તોપણ પોતે મળવા આવે તેની સાથે અને મારી મા તથા મારી સાથે વાતો કરતાં જતાં સામુ લખાણ સમજીને ઝડપથી લખ્યાં જતા.. બાળબોધ અક્ષરનાં મોટાં ૪ પૃષ્ઠનો એક રૂપિયો અને ગુજરાતી ૬ પૃષ્ઠનો એક રૂપિયો એ લેખે લખતા. અરે એના હાથનાં લખેલા પુસ્તકો ઘણાં જ છે. એના જેટલું કોઈ લહિયાએ લખ્યું નહિ હોય. મુંબઇમાં ત્રણચાર શિલાછાપખાનામાં જેટલી ગુજરાતી ચોપડીઓ જેટલી વાર છપાઈ છે તેમાંની ઘણીએક એના જ હાથની છે. જેરવીસના છાપખાનામાંથી નીકળેલાં એના બાળબોધ અક્ષરવાળાં પુસ્તકો બહુ જ છે—એ સિવાયે બીજી ઘણી પોથીઓ—ભગવત, ચંડીપાઠ, આદિ લઇ જે છપાઈ જ નથી.

શિક્ષામાળા પુસ્તક ૨ જામાં ત્રિકોણમિતિનો વિષય જે ઝીણે બાળબોધ અક્ષરે છે તે એનો પહેલો લખેલો. એના સહુથી સરસમાં સરસ બાળબોધ અક્ષરવાળાં પુસ્તકો ગુજરાતી વિદ્યા ઉદ્દેશ લાભ ને સંતોષ અને મરેડી ડમાર્ગનનું બીજગણિત છે. ગુજરાતી અક્ષરવાળાં પુસ્તકોમાં ભૂગોળવિદ્યા ( ઝીણા અક્ષરની ), પહેલી છપાએલી સંસાર ચોપડી અને મંડળી મળવાથી થતા લાભનો નિબંધ. પિંગળપ્રવેશ પહેલી આવૃત્તિ ને રસપ્રવેશ પણ એના જ લખેલા છે. મેં એના બાળબોધ અક્ષરનો સરસમાં સરસ નમૂનો રાખવાનો સુનેરી કાગળ ઉપર ચંડીપાઠ લખાવ્યો હતો જે તેણે મોટી ધીરજથી ને સફાઇથી મોટે અક્ષરે લખ્યો હતો—પણ એ પોથી ડાક્ટર ભાઉ દાજીની નજરે પડયેથી એણે પોતાની લાઇબ્રેરીમાં રાખવાની ઇચ્છા દેખાડી લઈ લીધી—હું ઘણો જ દિલગીર છઉં કે તેની પાસે પણ ન રહી—પૂંઠું કરાવવાને ડાકટરે બહાર કાઢી હતી એવામાં કોઈ ચોરી

ગયું. લાલશંકર કહેતા કે 'અમારા જેરવીસના ખાતામાં એક દક્ષણી લહિયો હતો તેના જેવો તો મુંબઇ પ્રેસિડેન્સીમાં નહોતો ને તેના પછી તો હું એક રહ્યો છઉં, પણ હવે અવસ્થાથી અક્ષર ઊતરી ગયા છે!'

એટલા ઉદ્યમની સાથે ઘર ચલાવવાની કાળજી રાખતા. મારી માએ બે વરસ ખાટલો ભોગવ્યો તેની ખટપટ કરતા. એ જ્યારે સૂરત રહેતા ત્યારે છાપખાનાવાળાના આગ્રહથી સૂરતથી કાપી લખી પોસ્ટમાં મોકલતા. લખ લખ લખ એ જ એનો ઉદ્યોગ.

એટલો ઉદ્યમ જોઇને લોકને એવું લાગશે કે તે લોભી હતા, પણ નહિ, ઘરમાં કુટુંબને સારી હાલતમાં રાખવાને માટે, પરોણાદોસ્તોની ખાતર કરવા માટે, અને ન્યાતમાં ઊજળા કહેવાતા હતા તે તેવા હંમેશ કહેવાઇએ એટલા માટે અને અંદર તો પોલું હતું માટે એને ઉદ્યમ કરવો પડતો-તેમાં વળી ડાહ્યો દીકરો દેશાવર ભોગવે તે પ્રમાણે છાપખાનાવાળા એના જ અક્ષર પસંદ કરતા તેથી તેઓ એને જ મહેનત આપતા-બાપુ હરશેદ દેવલેકરે તો ખરી જ ભક્તિ દેખાડી-કે એના મુઆ પછી કોઈ ગુજરાતી પુસ્તક બીજાની પાસે લખાવી છપાવ્યું નથી.

સદરઅદાલતમાં રહ્યા છતાં એણે વકીલ મુનસફની પરીક્ષા ન આપી, તેનું કારણ એ કે તે તરતના લાભને વધારે જોતા, અને વકીલ થઈ ખુશામતને તથા મુનસફ થઈ ઉપરીના ઠપકા સાંભળવાને ઇચ્છતા નહિ. તેઓ કહેતા કે 'લોકો સરકારી કામદારોને માન આપે છે પણ તેઓને ટોપીવાળાઓના કેટલા ઠપકા સાંભળવા પડેછ ને તેઓને કેટલી અંદરખાનેની ખુશામતથી નીભવું પડેછ તે અમે જ જાણીએછ.' 'ઇશ્વરે મારાં કાંડાંમા જોર મૂક્યુંછ એટલે મારે નચિંતથી રળવાનું છે; મોટા કામમાં હાથ ઘાલવાથી કેટલીક નીતિને આઘે મૂકવી પડેછ.'

એક વખત વિદ્યારામ શિરસ્તેદારે લાલશંકરને કહ્યું કે' મારું એક પુસ્તક લખવું છે તે ઘેર આવીને લખો.' મારા બાપે જવાબ દીધો કે 'ઘેર

આવીને તો નહિ લખું, મારે ઘેર લખું" એ અને બીજે કેટલેક પ્રસંગે સ્પષ્ટ ભાષણ કરેલું તેથી તે શિરસ્તેદાર મનમાં નારાજ હતો ને ઊંચે પગારે વધવા દેતો નહિ. પણ જૂનો પુખ્ત હોશિયાર કારકુન પડ્યો એટલે તેનાથી તેને કાઢી મુકાવાયો નહિ.

લાલશંકર સહુને સારી સલાહ આપતા–શાંત રીતે તડ ને ભડ જવાબ દેતા –તેમ વ્યવહારમાં પણ ઘણા ચોખ્ખા રહેતા. પોતાના ઘરખરચનો હિસાબ લેતા–રૂપિયો પેટી ઉપર મુકાવી કાપી આપતા–દુનિયાદારી સમજતા.

જેરવીસના ખાતામાં હતા ત્યારે ઘેર બીજાઓનું લખતા નહિ, પણ ચાકરી કરી આવ્યા પછી પોતાના મિત્ર રણછોડદાસ ગિરધરભાઇ, ખીમજી ભટ અને કેટલાક દક્ષણીઓ સાથે બેસી આનંદ કરી બહાર જતા–ગાયન હરિકથા વગેરે સાંભળતા; તેમ સૂરતમાં ત્રણ વરસ રહ્યા ત્યારે પણ રાતે કામ કરતા નહિ; દોસ્તદારોમાં મહાલતા–પણ સવારથી તે સાંજ સુધી કોઇને મળતા નહિ, ન્યાતમાં જમવા પણ જતા નહિ, એવા નિયમસર કામ કરનારા હતા. પણ જે દહાડેથી સદર અદાલતમાં ૧૫ને પગારે રહ્યા ત્યારથી ઘણી જ મહેનત કરવા માંડી. સને ૧૮૬૦ થી મેં એમને લખવાની ના કહી, ને એઓએ પણ લખવાનું બંધ રાખ્યું.

એ સંસ્કૃત સમજતા; કંઈ કંઈ બોલી પણ જાણતા–નિશાળ સંબંધી ઘણાખરાં પુસ્તકો લખેલાં એટલે તે સંબંધી પણ થોડુંઘણું જાણતા ને ગુજરાતીમાં તો નિપુણ હોય તેમાં નવાઇ જ શી ? આહા ! એની કાગળ લખવાની રીતથી તો અવધિ. જેમ અંગ્રેજોમાં પોપ, બૈરન ને કાઉપરના કાગળો વખણાય છે તેવા જ એના કાગળો હતા–અફસોસ, તે મેં ફાડી નાખ્યા છે ! એવા કાગળોની ભાષા કેવી સરળ ને શુદ્ધ ! ને મતલબ દુનિયાદારીની શિખામણ આપતી ને સંસ્કૃત શ્લોકથી ભરેલી ! હું ખરેખર કહુંછ કે મારાથી તેના જેવા કાગળો કોઇ કાળે લખાવાના નથી.

એના મારી માના ઉપર અને મારી માના એના ઉપર લખાએલા ત્રણચાર કાગળો મારા વાંચવામાં આવેલા. તેની ખૂબી શું?— કેવો પ્યાર! કેવી નીતિ! મારા ઉપર જે એના કાગળો, તેમાં કેટલી નરનમાશ, કેટલો પ્યાર, ને કેટલી શિખામણ! ઓ ભાઈ! તમારી તો મને ખોટ જ છે. જ્યારે હું સૂરતમાં ત્રણ વરસ રહ્યો હતો ને મારી મા મરી ગઈ હતી તે વખત જ્યારે પોતે મુંબઈમાં એકલા હતા ને જ્યારે માધવાનળની ચોપડીનો ઉતારો કરતા હતા, ત્યારે માધવને દેશનિકાલ થયેથી તેના બાપે જે રુદન કીધું છે તે વાંચતાં તેને ધ્રુજારી છૂટી હતી ને હાથમાંથી કલમ પડી ગઈ હતી ને પોતે પણ પડી ગયા હતા; એ બનાવ જે તેણે મને કાગળમાં આબેહૂબ ચીતરી મોકલ્યો હતો તે મને હજી સાંભરે છે. સામળદાસની ચોપડીઓની પ્રસિદ્ધિ કરવાનું થોડુંક માન એને પણ છે. એણે જ, બાપુ હરશેઠ દેવલેકર છાપખાનાવાળાને સલાહ આપી હતી કે એ ચોપડીઓ છપાવીશ તો તને ને લોકને લાભ થશે. એ ચોપડીઓ એણે જ જેના ઘરમાં પોતે ભાડે રહેતા તેના ઘરમાં હાથની લખેલી હતી તેની પાસ બહાર કઢાવી–એવી સરતથી કે એક છાપેલી ચોપડી તેને આપવામાં આવશે. પોતાને પિંગળનું જ્ઞાન નહિ તેથી પ્રત પ્રમાણે જ નકલ કર્યા કીધી.

એને પુસ્તકોની સંભાળ રાખવાની બહુ કાળજી હતી. અમારા ઘરડાના ઘરમાં સુમારવનાનાં સંસ્કૃત પુસ્તકો હતાં, જેની તેણે વર્ગ બાંધી ટીપ કરી હતી; પણ હાવ! મોટી આગે તેનો સંહાર કરી નાખ્યો.

એને ગુજરાતી કવિતા ઉપર લક્ષ નહિ પણ ગાયનમાં સારી સમજ હતી. પોતે પણ સાથે ગાતા–એ વેળાએ એવી તો મજાહ કરતા કે કંઈ કહ્યાની જ વાત નહિ. એણે સૂરતના વિજયાનંદને સારી પેઠે સાંભળેલા અને ભીમાનંદ ગવૈયો, જે એનો સગો ને સ્નેહી, તેની સાથે થોડા ફરેલા–ને નાનપણમાં બહુ સાંભળેલું. જે દહાડેથી મેં કવિતા કરવા માંડી તે દહાડેથી એને કવિતાસંબંધી જ્ઞાન સારૂં થવા લાગ્યું ને પછી પોતાના આનંદને માટે

મારી જ કવિતા વાંચતા, ને કહેતા કે 'ભાઇ તારી કવિતા વાંચવાથી રોવું આવેછે પણ પછી બહુ સુખ થાયછે.'

સુધારાવાળાઓના વિચાર તેને ખરેખર ગમતા હતા—પણ કહેતા કે 'હમણાં બહાર પડવાનો વખત નથી. ઘણા દહાડા થયાં એટલે એની મેળે ચાલશે.' જાતિભેદ વિષે કહેતા કે '૨૫ જણ જુદા પડે તો તું સામેલ થજે.' મારા પુનર્વિવાહ તરફના વિચારો ઉપરથી કેટલાક લોકો એને મોઢે મારી નિંદા કરતા તો તેઓને તે જવાબ દેતા કે 'ભાઈ! જેવો જેનો વિચાર; તે કહેછે તે ખોટું શું છે? તે તો મને પણ કહેછે કે તમે પુનર્વિવાહ કરો.' એઓ બુદ્ધિવર્ધક સભામાં આવતા—હું ભાષણ કરતો તે પોતે સામે ખુરશી ઉપર બેસી સાંભળતા. એણે પણ એક વખત સત્ય ઉપર નિબંધ વાંચ્યો હતો. હું આટલો સુધારામાં અગ્રેસર પણ મારાથી તે દુઃખી થતા નહિ.

મારા ઉપર એનો પ્રેમ અતિશે–મને જ દેખતા–મારી મરજી ઉપરાંત કામ કરતા નહિ. મારાં લખાણની નકલ કરી આપતા ને હું પણ નિબંધ અથવા કવિતા લખીને પ્રથમ એની આગળ વાંચતો ને જ્યાં હદથી જ્યાદે ફાટયો હોઉં ત્યાં ફેરફાર કરવાની સલાહ આપતા—ને તેમ હું કરતો. મારી ઉમ્મરમાં એણે એક પ્રસંગ સિવાયે કોઇ વખત ઝાંસો સરખો પણ કીધો નથી–બેડી બાંધણીનો બોધ કર્યાં કીધોછે–રે મને દુઃખ થાય માટે પોતે બીજી વાર પરણ્યા નહિ. મારી ભૂલ, મારૂં સાહસ એણે સાંખ્યા કીધુંછે ને મારા ઉદ્યોગમાં મને હંમેશ ઉત્તેજન અને સાહ્યતા આપ્યાં કીધાંછે.

એની પ્રકૃતિ પ્રેમાળ, ટેકી, ધીરી, સંતોષી, ને રસિક હતી. જેઓ એના પ્રસંગમાં આવેલા તે સહુની જ એણે પ્રીતિ સંપાદન કીધી હતી. નિયમસર ખરચ કરનાર, પણ પ્રસગે હદની બહાર જતા–ન્યાતમાં ઊજળા ને પ્રતિષ્ઠિત કહેવાતા. મારી માંદી માને પગરસ્તે સૂરત લઇ આવ્યા તો મિયાનો, આંગડિયા, મસાલ સાથેનો ખરચ રૂ. ૩૦૦) કીધો.

ઘણી ઘણી વાતો લખવાની છે પણ નિરાંત નથી. એણે ૩૭ વરસમાં ૨૫૦૦૦) રૂપિયા ખરી મહેનતથી મેળવ્યા. તેમાં પોતાના બાપનું રૂ. ૬૦૦૦) નું કરજ તેમાં ત્રીજે હિસ્સે રૂ. ૨૦૦૦) પોતાના આપ્યા; પોતાના અઘરણી-નો, મારા જનોઇનો ને બે વાર લગનનો, મારા અઘરણીનો, મારી માના મુઆનો ને મારી વહુના મુઆનો તમામ ખરચ પોતે કીધો. એ મુઆ ત્યારે રૂ. ૫૦૦૦) ની ૪ ટકાની પ્રૉમીસરી નોટ, રૂ. ૧૦૦૦) નું ઘરેણું, એ ગાળાનું એક ઘર જેને બંધાવતા રૂ. ૧૨૦૦ ને સમરાવતાં ૬૦૦, એમ રૂ. ૧૮૦૦ ને ભાંયના રૂ. ૨૦૦) ગણીએ એ મળીને રૂ. ૨૦૦૦) અને ૫૦૦)-નો બીજો સામાન એટલો વારસો મારે સારૂ મૂક્યો હતો.

મારી મા નવદુર્ગા જેને સહુ ન્હાની કહેતા અથવા સાસરેથી રૂક-મણીવહુ તે સંવત ૧૮૭૫ ના આસો મહીનામાં જન્મી ને ૧૯૦૭ ના કારતક વદ ૪થે તેત્રીસ વરસની ઉંમરે મરી ગઇ. એ ઘરકામમાં કુશળ, સુઘડ, ઉદ્યોગી, કરકસર સમજનારી, ને સંતોષી હતી. એને લખતાં વાંચતાં, ભરતાં સીવતાં ને ગીત ગાતાં સારૂં આવડતું. સ્વભાવ ગરીબ અને મળતાવડો હતો. પણ મને ધાકમાં બહુ રાખતી. એને પોતાનાં ગરીબ સગાંની બહુ દાઝ હતી ને વેળાએ વેળાએ તેઓને લૂગડાં વગેરે આપી મદદ કરતી. એ એકલી પડતી ત્યારે પોતાનાં મરી ગએલાં વહાલાંને સંભારી રડતી. એને પૂજાપાઠનું બહુ ગમતું હતું. કોઈ માગનારને ભીખ આપ્યા વિના પાછું કાઢતી નહિ. એક વખત એક ધુતારો બાવો મારા બાપ લખતા હતા તહીં આવીને બોલ્યો કે તપખીર સૂંઘાડ. મારા બાપે સૂંઘાડી ને સૂંઘાડી એટલે બાવાએ મોઢામાંથી કુક્કા કાઢ્યા ( સહુ કહેતા કે આંતરડાંના ગૂંછળાં ), ચોખા લેઇને પાણી કાઢ્યું. એ જોઇને મારા બાપ ભોળવાઈ ગયા ને ઘરમાં કહ્યું કે એને એક ધોતિયું ને અંગરખો આપો. મારી મા જે રસોઇમાં હતી તેણે બહાર આવી પેલા બાવાને ધમકાવી કાઢી મૂક્યો. મારા બાપ ભોળવાય તેવા તો નહોતા પણ એક તે દહાડે કોણ જાણે શું થઈ ગયું ? એ વાત હજી મને સાંભરે છે ! અરે મંદવાડમાં જ્યારે મને બોલાવતી ને

પોતાના દૂખતા પેટ ઉપર મારૂં મોટપણનું શરમાતું માથું મુકાવતી ને પછી પ્રેમથી–છેલ્લા પ્રેમથી ( ફરી દહાડા આવ્યા નહિ ) ધીમાં આંસુ પાડતી તે ચિત્ર હું નથી ભૂલતો જો ! એ પ્રમાણે મારાં માબાપ સંબંધી થોડી ઘણી હકીકત છે. ખરેખર મારાં ગરીબ પણ કુલીન માબાપના સદ્‌ગુણો વિષે હું જેટલું બોલું તેટલું થોડું છે ને બોલું તે પણ લોકમાં બડાઈ કહેવાય. પણ આ પ્રસંગે હું મારા અંતઃકરણથી ઈચ્છુંછ કે જેટલો હું તેઓથી સંતોષ પામ્યોછ તેવો સંતોષ બીજાં છોકરાંઓ પણ પોતાના માબાપથી પામે.

૧૮૬૬

પર

## કલમને ખોળે

૧. હું જાનેવારીમાં મુંબઇ ગયો ને ત્યાં મારા બાપે ગોઠવણ કરી મેલી હતી તે પ્રમાણે ૧૦ મી જાનેવારીથી તે ૧૦ મી જુન સુધી ૧૧ થી તે ૪ વાગ્યા લગી જીવરાજ બાલુવાળાના દ્વારકાદાસ નામના છોકરાને રૂ ૨૫ ને પગારે અંગ્રેજી શીખવવા જતો. એ છોકરાની સ્થિતિ ભણવા ઉપર નહોતી, પાંચ કલાકમાં દસેક વાર અભ્યાસમાંથી ઊઠીને ફરી આવતો. અને સ્મરણ-શક્તિ સારી નહોતી તેમ એનો ઉદ્યોગ પણ સારો નહોતો. ભણનાર યોગ્ય નહિ તેથી નકામો પગાર લયાં કરવો એ ઠીક નહિ તેથી અને મારો વખત નકામો જતો તેથી મેં તેને છોડી દીધો.

૨. સવારથી તે ૯ વાગ્યા સુધી હું એક દક્ષણી શાસ્ત્રી પાસે 'સિદ્ધાંત-કૌમુદી' શીખતો જે મેં કેટલેએક મહીને અપત્યાધિકાર સુધી ચલાવી બંધ રાખી.

૩. સૂરતથી મુંબઇ ગયા પછી એકાદ મહીનો સૂરતમાં ખાધેલા પાકની ગરમીથી ( મુંબઇમાં કેફ કરવો તદ્દન મૂકી દીધો હતો ) અને સ્ત્રીવનાનો હતો તેથી હું શરીરે હેરાન રહ્યો હતો.

૪. એ પાંચ મહીનામાં મારી હાલત આ પ્રમાણે હતી.—એક પાસથી વિદ્યા, અધિકારથી પ્રસિદ્ધિ ક્યારે પામીશ એનો વિચાર જોસમાં ચાલતો—કાયદા શીખી વકીલની પરીક્ષા આપવી ધારતો; ભભકો કરવાને મામલતદાર થવું ધારતો (મુનસફ નહિ); સંસ્કૃત, ફારસી, અંગ્રેજી, ઉરદૂ * હિંદવી, મરેઠી વગેરે ઘણીએક ભાષાઓ શીખી સર વિલિયમ જોન્સની પેઠે લિંગ-વિસ્ટ થવું ધારતો; કાલેજમાં જવું ધારતો; અને અંગ્રેજોને શીખવી ગુજારો કરી સ્વતંત્ર રહી વિદ્યાનંદમાં મગ્ન રહેવું ધારતો. બીજી પાસથી સૂરતમાં મેં રાખેલી કેટલીક વર્તણુકો જેને હું મુંબઇ ગયા પછી અનીતિ સમજતો તેનો પશ્ચાત્તાપ કરતો ( શીખવવા જતો ત્યાં અને રાતે ) હું મારા બાપને કોઈનું નામ દઈ મારી વાત કહી તેમાં પાપ થયું કે નહિ, પાપથી કેમ મુક્ત થવાય એવા એવા સવાલો કરતો. તે મને કહેતા કે દુનિયાની રીતે જોતાં પાપ ખરૂં પણ પશ્ચાત્તાપ એ પાપથી મુક્ત થવાનું સાધન છે વગેરે વગેરે; મુંબઇ ગયાથી સૂરતમાંનાં વહાલાંનો વિયોગ થયેથી એ દુઃખ પણ થતું અને સંસારમાં રહ્યાથી પૈસા કમાવાથી, નામ મેળવવાથી પણ શું ? એવા એવા વેરાગના વિચારો પણ જોસમાં થયાં કરતા હતા. રે એ મારા ગભરાટમાં મેં ત્રણચાર વખત મારા બાપને કહેલું કે તમારી સ્ત્રી મરી ગઇછે, મારી સ્ત્રી મરી ગઇછે, માટે હવે આપણે માયામાં શું કરવા રહેવું જોઈએ. માટે ચલો કોઇ ગામડામાં જઇને કોઇ સરોવર અથવા નદીને કાંઠે રહીએ ને થોડાક ઉદ્યોગથી આપણો નિર્વાહ કરી સંતોષથી વિદ્યાભ્યાસ કર્યાં કરી આનંદમાં રહીએ. એ મારી હાલત જોઈને મારા બાપને દિલમાં કેટલું દુઃખ થવું જોઇએ. હું એકનો એક લાડકો તેથી તે મને કંઈ જ ધમકાવીને કહે નહિ. શું કહે બચારા ?

---

* એ મેં શીખવા માંડયું હતું—તાલીમનામાની બે કિતાબો અને એક બીજી ખેતની ચોપડી હું શીખ્યો હતો અને મોડી અક્ષરની અરજીઓ વાંચતાં પણ—પણ એ બધું હું હાલ ભૂલી ગયો છઉં. અલબત ઘણાએક ઉરદૂ શબ્દો જે મારા જાણ્યામાં છે તે એ શીખવા ઉપરથી અને પારસી ગુજરાતી બોલીમાં છપાએલા કેટલાક ફારસી ઉરદૂના તરજુમા વાંચેલા તે ઉપરથી.

પોતે રસિક છતે નિર્ધન ને સ્ત્રીવિયોગી તેમાં મારી વૃત્તિ વેરાગી. પણ ધન્ય છે તેને કે પોતે પોતાનાં દુઃખનો જોસ મનમાં સમાવી મને શાસ્ત્રનાં ને દુનિયાદારીનાં દૃષ્ટાંતો આપી મારા મનનું સમાધાન કર્યાં કરતા. ઓ બાપ તારી મને બહુ ખૂટ છે ! એ મારી હાલત વિષે પૂરી સાક્ષી એક મારી ન્યાતના ઘરડા પ્રદ્યુમનજી હીરાચંદજી આપી શકશે.

૫. એ ઘૂમરએલી હાલતમાં જનરલ આસેમ્બલી ઇન્સ્ટીટયુશનના મકાનમાં નેટીવ બુક કલબ નામની લાયબ્રરીમાં હું એક દહાડો બેઠો હતો, ત્યાં એક ગુજરાતી પાઘડીવાળા ગોરા છોકરાને ચોપડીઓ લેમૂક કરતો દીઠો; થોડી વાર પછી કોણ જાણે શાથી ( સાંભરતું નથી ) અમે એક એકથી અજાણ્યા છતે વાતચીત કરવા મંડી પડયા. એ શખસ કાલેજમાં જતા મારી ન્યાતના ઝવેરીલાલ ઉમીયાશંકર હતા, જેણે મને કાલેજમાં દાખલ થવાની ભલામણ કરી તે વિષે ઘણું ઉત્તેજન આપ્યું હતું. મારા બાપે પણ મને એ જ સલાહ આપી ને પછી હું તા૦ ૧૩ મી જુને રૂ. ૬૦) આપીને પેઇંગસ્ટુડંટમાં નામ દાખલ કરાવી કલેરસ્કાલરના કલાસમાં બેઠો, .બે મહીના પછી મારી વહુનું વરસી સારવાને મારે સૂરત આવવું પડયું. અહીં વળી ૧૯૧૦ ના ભાદરવા વદ પાંચમે મારા કાકાનું મરણ થયું. :એ રીતે બે મહીના પાછા સૂરતમાં કાઢવા પડયા. પછી પાછા મુંબઈ જઈ રાત્ર દિવસ અભ્યાસ કરી મેં ડીસેમ્બરમાં પરીક્ષા આપી અને સોએ આઠ આની મેળવી હું ઉવેસ્ટરસ્કાલર થયો—મને મહીને ૧૫ રૂપિયા મળતા થયા.

૬. એ વખત હિસાબ શિખવનાર દાદાભાઇ નવરોરજી પ્રોફેસર હતા. બીજા કોણ કોણ પ્રોફેસરો હતા અને બીજો શો શો અભ્યાસ ચાલતો તે મને સાંભરતું નથી. મારી સાથે પરીક્ષા આપનારા છોકરાઓએ દાદાભાઈ કને તકરાર લીધી હતી કે નર્મદાશંકરની હાજરી અમારા જેવી બરોબર નથી માટે કેટલીએક આની ઓછી કરવી જોઇએ—દાદાભાઇએ જવાબ દીધો હતો કે તમે તમારા લખવામાં સ્પેલીંગમાં ઘણી ચૂક કરી છે ને એણે કીધી

નથી. હું મગરૂર થયો હતો કે સૂરતમાં ત્રણ વરસ અંગ્રેજી એક પણ ચોપડી ન વાંચ્યાં છતાં સ્પેલીંગમાં મેં કંઇ ચૂક ન કરી !

૭. ૧૮૫૫ માં પણ મનનો ગભરાટ ઓછો નહોતો-ધૂંધવાતો ને ધૂંધવાતો રહેતો. હું ગપ્પાં માર્યાં કરતો, વિલાયત જવાના તડાકા મારતો, બીજા લેસન કરતા ત્યારે હું મારા પોતાના જ વિચાર કર્યાં કરતો, પ્રોફેસરોનાં લેક્ચર પણ મન દઇ સાંભળતો નહિ, મારા સાથી મોરલીધર ગિરધર જે હાલ કુચ્છની દરબારમાં છે તે, ઝવેરીલાલ ઉમિયાશંકર જે હાલ વેપારી છે તે અને ત્રિભોવનદાસ દ્વારકાંદાસ જે હાલ કમરૂદ્દીન તૈયબજી વકીલને ત્યાં છે તે મારૂં બોલવું ચાલવું જોઇને મને લાલાજી કહીને બોલાવતા. હું લેસન બેસન કરતો નહિ પણ જ્યારે હાર્કનેસના કલાસમાં ફાલ્કનરના શિપરેકની કવિતા અને વર્ડઝવર્થની કવિતા ચાલતી ત્યારે હું એક ચિત્તે તે સાંભળતો ખરો–ખરે એ કવિતામાંના સૃષ્ટિસૌંદર્યના વર્ણનની અસર મને બહુ જ થતી; શિપરેકમાંના ખલાસીઓની આખર સુધીની બહાદુરી હજી મને સાંભરેછ. વળી મને સાંભરેછ કે મેં આગસ્ટમાં સોએક લાઇન અંગ્રેજીમાં પરચૂરણ પરચૂરણ બાબતની જોડીને મી૦ રીડને બતાવી હતી પણ એણે તે જોઇને મને હસી કાઢયો હતો.

૮. હું મારી ચળિત વૃત્તિને ઠેકાણે આણવાને બહુ મથતો, પણ કંઈ મારૂં ફાવતું નહિ. સપ્ટેમ્બરની શરૂઆતમાં ધીરા ભગતનાં બેત્રણ પદ મારા વાંચવામાં આવ્યાં તે ઉપરથી હું દહાડોરાત તેની જ લવારી કરતો. એ પદોના વિચાર મારી વેરાગવૃત્તિને મળતા હતા. ચોથે કે પાંચમે દહાડે મારા મનમાં સહજ આવ્યું કે હું પણ એ ઢાળનું કંઇ બનાવું–પછી મેં 'પરબ્રહ્મ જગકર્ત્તારે સ્મરોની ભાઇ હરઘડી' એ પદ બનાવ્યું ને બીજે દહાડે 'જીવ તૂં મૂરખ સમજેરે કહુંછું ઘેલા ફરી ફરી' એ બનાવ્યું–પછી વિચાર કરયો કે આવી રીતે હું જાતે બનાવવાની ટેવ રાખું તો મારી વૃત્તિ ઠરી ઠામ થાય ખરી–કોઇ પણ રીતે વૃત્તિ સ્થિર થાય છે એ મારો ઉદ્દેશ હતો

"મિત્રશિરોમણિ કવ્યોપનામક ભાઇ મનમોહનદાસ વિ૦ રણછોડદાસજી પ્રતિ મુંબઈથી લા૦ સ્નેહાભિલાષી નર્મદાશંકર વિ૦ લાલશંકરના આશીરવાદ–વિશેષ આની સાથે મોકલેલું પત્રક (વ્યભિચારનિષેધક નિબંધમાંની કવિતા) અવલોકન કરી લખાણમાં માત્રા તથા અક્ષર સંબંધી ભૂલો સુધારી છંદછંદનાં નામ પણ મથાળે લખી તે પત્રક નાટપેડ એલ્ફિન્સ્ટન ઇન્સ્ટીટયૂશન એ ઠેકાણે પાછું રવાને કરવું–એમ થયેથી મોટો ઉપકાર થશે.

"હું કવિતાપ્રકરણમાં છેક અજાણ્યો છઉં, પરંતુ એ વિષય જાણવાની મારી ઉત્કંઠિત ઇચ્છા છે ને ગમ પણ પડશે એમ ધારૂં છઉં, વાસ્તે તમે મારો કર ગ્રહી પિંગળક્ષેત્રની જાતરા કરાવશો એમ આશા રાખું છંઉ.

"તમારી પાસે જે મોકલ્યું છે તે તથા બીજું કેટલુંએક મેં કીધેલું છે તે ઉટાંગ બાંધી કંઇ તમારૂં ને કંઇ દલપતરામનું જોઈ જોઇને ગોઠવેલું છે.

"અંગ્રેજીમાં કહે છે Poets are born તે પ્રમાણે કવિતા કરવામાં વિચારશકિતનું સામર્થ્ય જોઇએ;–ફકત પિંગળની રીત જાણવી મારા ધારયામાં બસ નથી–તેમ વિચાર ને તર્ક હોય એટલે બસ એમ પણ નથી; તેને પ્રબંધરૂપી ભાષાનાં વસ્ત્રો પહેરાવવાં અવશ્ય છે–વસ્ત્ર વગર અલંકાર શોભે નહિ.

"વણ લૂણે રસોઇ જેમ, લાગે ન કંઇ સ્વાદ,"
"કીરતન રાગમાં સૂણતાં, છાંડે નાસ્તિક નાદ."
(એ પણ સુધારજો)

"હવે મારી વિચારશકિત અને તર્કશકિત વધારે કેળવાઈ શકે તેવી છે પણ રીતિ વના અઘરૂં લાગે છે. શંકાને લીધે ઘણો કાળ જાય છે અને તેને સારૂ પિંગળ સંબંધી પ્રાકૃત ગ્રંથો ભણી લેવાની જરૂર છે.

"તેમ, ગુરુ વના જ્ઞાન પ્રાપ્ત થતું નથી; ને એ છંદમાં અસલથી સૂરતના કેટલાએક કણબીઓની પડે કવિત વગેરેનો મેં અભ્યાસ કરયો નથી,

તેથી આવડશે કે નહિ એની ગભરામણ થાય છે. વળી એ વિષય શિખ-વવાને મારા પરિચયમાં કોઈ જ નથી, વાસ્તે કૃપા કરીને શિક્ષકપણું સ્વીકારી હું શિષ્યની હોંસ પૂરી પાડનાર આપ સમર્થ છો. સજ્જને કાળક્ષેપ સારૂ ક્ષમા કરવી.

"ભાઇ મોહનલાલને તથા વડીલ રણછોડદાસજીને મારા યથાયોગ્ય કહેવા.

"મારે માસ એપ્રીલમાં લગન સારૂ સૂરત આવવું છે તે સમયે તમારા દર્શન કરવાની તથા કેટલીએક શિક્ષા લેવાની આશા રાખું છું. પરંતુ હાલ પિંગળશાસ્ત્રપ્રવેશક કિયા ગ્રંથો વાંચવા જરૂરના છે તે લખવું. સુજ્ઞને બહુ શું લખીએ ? મજપાસથી કામ લેવાને આચકો ન ખાવો-એ જ તા૦ ૧૬ ફેબ્રુઆરી ૧૮૫૬." (એ કાગળનો જવાબ આવ્યો નહોતો-જ્યારે મને ગયે વરસે મારી હકીકત લખવાનો વિચાર થયો ત્યારે મેં મનમોહનદાસને ભરમ-માં કહ્યું કે તમારી પાસે મારો કાગળ હોય તો તે આપો-પછી કેટલેક મહીને તેઓએ મને કાગળ આપ્યો, તે ઉપર દાખલ કર્યો છે.)

૧૬. મનમોહનદાસનો જવાબ ન આવ્યેથી મેં માત્રાકવિતા લખવી બંધ રાખી હતી. અક્ષરકવિતા અને પદો થોડાં થોડાં બનાવતો.

૧૭. સને ૧૮૫૬ના અપ્રેલમાં હું સૂરત આવ્યો ને મેમાં સંવત ૧૯૧૨ ના વૈશાખ સુદ ૧૨ એ પંડ્યા ત્રિપુરાનંદની છોકરી ડાહીગવરી* સાથે પરણ્યો, ને પછી મુંબઇ ગયો.

* મારી સ્ત્રી મુઆ પછી મારે ફરી લગન કરવાનો વિચાર નહોતો, પણ બાપે એક સાથે મારો વિવાહ કર્યો હતો-પણ એ વિવાહ કેટલાંએક મારાં સગાંને ગમતો નહિ ને જ્યાં ત્યાં ને જ્યારે ત્યારે ન્યાતમાં પણ એ વાત ચરચાતી-મને તે ગમતું નહિ. પછી એક દહાડો જોસ્સામાં મેં મારે સાસરે કહેવડાવ્યું કે જન્માક્ષર પાછા આપો. તેઓએ જવાબ આપ્યો કે તે તો બાળી નાખ્યાછ-એ રાતે મેં વિવાહ ફોક કર્યો. નાગરી ન્યાતમાં એવું કામ થોડા જ જણ કરે છે કેમકે

" મિત્રશિરોમણિ કવ્યોપનામક ભાઇ મનમોહનદાસ વિ૦ રણછોડદાસજી પ્રતિ મુંબઈથી લા૦ સ્નેહાભિલાષી નર્મદાશંકર વિ૦ લાલશંકરના આશીરવાદ-વિશેષ આની સાથે મોકલેલું પત્રક ( વ્યભિચારનિષેધક નિબંધમાંની કવિતા ) અવલોકન કરી લખાણમાં માત્રા તથા અક્ષર સંબંધી ભૂલો સુધારી છંદછંદનાં નામ પણ મથાળે લખી તે પત્રક નાટપેડ એલ્ફિન્સ્ટન ઇન્સ્ટીટયૂશન એ ઠેકાણે પાછું રવાને કરવું-એમ થયેથી મોટો ઉપકાર થશે.

" હું કવિતાપ્રકરણમાં છેક અજાણ્યો છઉં, પરંતુ એ વિષય જાણવાની મારી ઉત્કંઠિત ઇચ્છા છે ને ગમ પણ પડશે એમ ધારૂં છઉં, વાસ્તે તમે મારો કર ગ્રહી પિંગળક્ષેત્રની જાતરા કરાવશો એમ આશા રાખું છંઉ.

" તમારી પાસે જે મોકલ્યું છે તે તથા બીજું કેટલુંએક મેં કીધેલું છે તે ઉટાંગ બાંધી કંઇ તમારૂં ને કંઇ દલપતરામનું જોઈ જોઇને ગોઠવેલું છે.

"અંગ્રેજીમાં કહે છે Poets are born તે પ્રમાણે કવિતા કરવામાં વિચારશકિતનું સામર્થ્ય જોઇએ;-ફકત પિંગળની રીત જાણવી મારા ધારયામાં બસ નથી-તેમ વિચાર ને તર્ક હોય એટલે બસ એમ પણ નથી; તેને પ્રબંધરૂપી ભાષાનાં વસ્ત્રો પહેરાવવાં અવશ્ય છે-વસ્ત્ર વગર અલંકાર શોભે નહિ.

"વણ લૂણે રસોઇ જેમ, લાગે ન કંઇ સ્વાદ,"
"કીરતન રાગમાં સૂણતાં, છાંડે નાસ્તિક નાદ."
(એ પણ સુધારજો)

" હવે મારી વિચારશકિત અને તર્કશકિત વધારે કેળવાઈ શકે તેવી છે પણ રીતિ વના અઘરૂં લાગે છે. શંકાને લીધે ઘણો કાળ જાય છે અને તેને સારૂ પિંગળ સંબંધી પ્રાકૃત ગ્રંથો ભણી લેવાની જરૂર છે.

"તેમ, ગુરુ વના જ્ઞાન પ્રાપ્ત થતું નથી; ને એ છંદમાં અસલથી સૂરતના કેટલાએક કણબીઓની પડે કવિત વગેરેનો મેં અભ્યાસ કરયો નથી,

વખતના પાછલા ભાગમાં કાલેજ છોડયા પછી મેં ગુજરાતી ડિપુટી શિર-રસ્તેદારની જગાને સારૂ સદર અદાલતના રેજીસ્ટર મિ૦ કોકસનને અરજી કરી હતી પણ કંઇ વળ્યું નહોતું.

૨૧. કાલેજ છોડયા પછી ઘેર બેઠા–એક પાસથી કવિતા કરવાનું રાખ્યું ને બીજી પાસથી વૃત્તરત્નાકર અને રઘુવંશ શીખવાનું દેવશંકર શુકલ પાસે રાખ્યું. તેમાં વૃત્તરત્નાકર પુસ્તક પૂરૂં શીખ્યો ને રઘુવંશનો બીજો ને ત્રીજો એમ બે સર્ગ શીખ્યો.

૨૨. તા૦ ૧૫ મી આગસ્ટે રાસ્તગોફતારમાં ગોસાંઇજી મહારાજોની ઉત્પત્તિ, તેઓનો ઇતિહાસ આદિલઇ બાબતો ઉપર ૧૦૦) રૂપિયા ઇનામના નિબંધની જાહેરખબર છપાઈ હતી તે ઉપરથી મેં લખવા ધારયો ને એને માટે વૈજનાથ શાસ્ત્રી જે મુંબઇમાં મોટા મંદિરના જીવણલાલજી મહારાજના આશ્રિત છે ને જે મારા સ્નેહી છે તેને મેં કહ્યું કે મહારાજો સંબંધી કેટલાંએક મને પુસ્તકો આપો–તેણે જવાબ દીધો કે મારાથી તો મંદિરમાંથી અપાય નહિ પણ તમે સૂરત જશો તો ત્યાંથી મળશે. એ ઉપરથી મેં મારા બાપને કહ્યું કે મારે સાહિત્ય મેળવવાને સૂરત જવું પડશે–મનમાં એવું કે કદાપિ એ ગ્રંથો ન મળ્યા તો ચંતા નહિ પણ હિંદુસ્તાની પિંગળનાં પુસ્તકોની શોધ તો થશે. પછી હું નવંબરમાં સૂરત આવ્યો. અહીં કંઇ વલ્લભમાર્ગનાં ઘણાં પુસ્તકો મને મળ્યાં નહિ, માટે તે ઉદ્યોગ× મેં નરમ પાડયો.

૨૩. પછી અહીં(સૂરતમાં) મેં મારા દોસ્તદાર ૧૮૫૧ ની વખતના 'જ્ઞાન-સાગર'ના છાપનાર જદુરામને પકડયો ને કહ્યું કે કોઈ પણ ઠેકાણેથી પિંગળ-નું પુસ્તક અપાવ-પછી અમે ઘણે ઠેકાણે ફરયા તેમાં એક વખત અમે

×એ નિબંધ મેં પછવાડેથી લખી ઘરમાં રાખ્યો હતો પણ હાલ કોણ જાણે તે ક્યાં છે?

એક ગોરધન ÷ નામના કડિયાને ત્યાં ગયા. ત્યાં મેં કેટલાંએક મારાં બનાવેલાં પદો ગાયાં ને તે કડિયો ખુશ થયો ને બોલ્યો કે મારા ગુરુ લાલદાસ મોટા કવેસર હતા, તેનાં પુસ્તકો સઘળાં મારી પાસ છે. તેમાં જોઇશું–તમે કાલે આવજો. પછી હું બીજે દહાડે તેની પાસે ગયો ને ત્યાં પટારો ઉઘાડયો. તેમાંથી છંદરત્નાવળી નામનું પુસ્તક નીકળ્યુ. તેણે કહ્યું કે હું ઘેર તો નહિ આપું પણ અહીં આવી લખી લો. પછી હું રોજ સવારે કલમ ખડિયો કાગળ લઇને તેને ઘેર જતો ને પિંગળ લખતો. તે કડિયા પાસે લાલદાસનાં કરેલાં ચાળીસેક રંગેલાં ને સારા અક્ષરથી લખેલાં ચિત્રકાવ્ય હતાં તે મને તેણે દેખાડયાં ને વાંચી બતાવ્યાં–મારૂં મન તે લેવાનું થયું.

મેં ગોરધનદાસ જેને ભગતજી કહેતા તેને કહ્યું કે, અહીં તમારે ઘેર તો જ્ઞાનની વાતો ચાલે છે એટલે મારાથી લખાતું નથી. તમે મને થોડાં પાનાં રત્નાવળીનાં ને ચારપાંચ ચિત્રકાવ્ય ઘેર લઈ જવા દો તો બીજે દહાડે પાછાં આપીને બીજાં લઇ જઈશ. તે વાત તેના મનમાં ઊતરી ને પછી હું રોજ ચાર પાંચ ચિત્રકાવ્ય લઉં ને રસ્તામાં ચિતારાની દુકાને નકલ ચીતરવાને આપું. ઘેર જઇ જમું ને પાછલે પહોરે ચિતારા પાસથી લઈ આવું. રાતે તેમાં અક્ષર લખું ને વળી રત્નાવળી લખું. એ રીતે મેં સઘળાં ચિત્રકાવ્ય ચીતરાવી લખી રાખ્યાં ને રત્નાવળી પણ લખી લીધી. એ પિંગળના પુસ્તકની મતલબ મેં મારી મેળે સંસ્કૃતને જોરે સમજી લીધી. એ પુસ્તકથી મને દોહરા ચોપાઇ વગેરે માત્રાવૃત્તોના નિયમ જણાયા.

---

÷ એ કડિયો છોના કામ ઉપર ચીતરવામાં અને પથ્થર કોતરવામાં ઘણો હોશિયાર છે. અક્ષર ઘણા સરસ લખે છે. તેમ એણે હિંદુસ્તાની ભાષાના વેદાંતના ગ્રંથો બહુ વાંચ્યા છે. એ હાલમાં મારૂં નવું ઘર બંધાય છે ત્યાં મિસ્તરીપણું કરે છે—આજકાલ એના જેવો કિસબી કડિયો સુરતમાં નથી.

૧

૧. જાનેવારીમાં, ભણેલાં સ્ત્રીપુરુષ અને ન ભણેલાં સ્ત્રીપુરુષ એ બે વિષે એક વાત કવિતામાં જોડતો હતો, એવામાં સન ૧૮૫૫–૫૬નાં 'બુદ્ધિપ્રકાશ'માં કવિ દલપતરામે પિંગળ સંબંધી જે કંઈ કંઇ લખેલું તે મારા બાપના જોવામાં આવ્યું. એ જોતાં તેઓ બોલ્યાં કે, કવિતાની રીતિઓ પણ કવિતામાં લખવી એ મોટી વાત છે. હું બોલ્યો કે, તેમાં કંઇ દમ નથી. તેઓ બોલ્યા કે, હું તો તારી હોંશિયારી ક્યારે જાણું કે પિંગળ બનાવે ત્યારે. પછી મેં પેલી વાત લખવી છોડી દઈ પિંગળ બનાવવા માંડયું, ને પ્રારંભમાં જ 'લલગૂ સમજી સગણ ને જગણે જાણ લગૂલ' એ કુંડળિયો કીધો તેથી તે ખુશ થયા ને બોલ્યા કે, હવે મારી ખાતરી થઈ. મતલબ કે બે લઘુ ને એક ગુરુ અક્ષર હોય તો તેને સગણ કહેવો એને સારૂ મેં લલગૂ એવી સંજ્ઞા આપી તેથી.

૨. ફેબ્રુઅરવારીમાં, હું ગોકળદાસ તેજપાળ વિદ્યાલયમાં રૂા. ૨૮) ને પગારે માસ્તર રહ્યો. એ વખતે મારી સાથે ત્રિભોવનદાસ દ્વારકાદાસ પણ એટલે જ પગારે રહ્યા હતા, પણ થોડા મહીના પછી તેઓએ રાજીનામું આપ્યું હતું. હું નિશાળને પાંચ વાગતે છોડયા પછી નિશાળમાં રહી, દરિયો આકાશ, હોડી વગેરે જોવાતાં જાય તેવા એકાંતમાં મારા પિંગળપ્રવેશમાંની કવિતા બનાવતો.

૩. માર્ચમાં, ગુરુ અને સ્ત્રીનો નિબંધ પૂરો કરયો અને પિંગળપ્રવેશ મારા બાપના હાથથી લખાવી શિલાછાપા પર છપાવી તા૰ ૬ ઠ્ઠી અપરેલે લોકમાં પ્રગટ કર્યો.

૪. મને ગોકળદાસ તેજપાળ વિદ્યાલયમાં રૂ. ૩૫ નો પગાર થયો હતો. પણ એ ખાનગી ખાતા કરતાં સરકારી સ્કૂલમાં રહેવું વધારે માનભરેલું અને તેમાં આગળ વધાય એવું છે, એમ સમજી મેં સને ૧૮૫૮ની ૨૬ મી જાનેવારીએ એલફિન્સ્ટન ઇન્સ્ટીટયૂશન સેંટ્રલ સ્કૂલમાં આસિસ્ટંટ માસ્તરની જગાને સારૂ મિ૰ સ્મિથને અરજી કરી.

૫. તા૦ ૩ જી ફેબ્રુઆરીએ મને જવાબ આવ્યો. તા૦ ૭ મી ફેબ્રુઆરીએ મેં ગોકળદાસ તેજપાળ વિદ્યાલય છોડી અને તા૦ ૮ મીથી હું રૂ. ૪૦) ને પગારે સેંટ્રલ સ્કૂલમાં આસિસ્ટંટ માસ્તર થયો.

૬. જાનેવારીથી મેં અલંકારપ્રવેશ લખવા માંડ્યો અને પ્રતાપરૂદ્ર નામના ગ્રંથમાંથી રસપ્રકરણ મેં એક ફેરસરામ નામના દક્ષણી પાસે શીખવા માંડ્યું.

૭. પછી સને ૧૮૫૫ ના સપ્ટેમ્બરથી તે સને ૧૮૫૮ ના માર્ચ સુધી જે મેં પરચૂરણ કવિતા કરી હતી તેના બે અંકો છપાવ્યા. નર્મ-કવિતા અંક ૧ લો તા૦ ૧૮ મી અપરેલ ૧૮૫૮ ને નર્મકવિતા અંક ૨ જો તા૦ ૧૪ મી મેએ પ્રગટ કર્યો. તેમ ૨૫ મી અપ્રેલે અલંકાર પ્રવેશ ને જુન કે જુલાઇમાં રસપ્રવેશ કાઢ્યા.

૮. મારૂં મન કવિતા તરફ લાગેલું તેથી મને સ્કૂલમાં છોકરાઓ સાથે માથું ફોડવું દુરસ્ત ન લાગ્યું. 'સાડા દસથી તે પાંચ લગી કાહુ કાહુ થાય.' એ કવિત જે રસપ્રવેશમાં છે તે મેં મારા સ્નેહી સ્કૂલના આસિસ્ટંટ માસ્તરોને દેખાડ્યું. તેઓએ કહ્યું કે વાત તો ખરી છે. નિશાળના કામમાં દિલ ન લાગ્યાથી મેં મારા બાપને પૂછ્યા વના જ નવેમ્બરની ૨૩ મી એ સ્કૂલની નોકરી છોડી દીધી.

૧૪. મેં ઘેર આવી કલમના સામું જોઇ આંખમાં તેને ઝળઝળિયાં સાથે અરજ કરી કે 'હવે હું તારે ખોળે છઉં'. કોઈપણ રીતની પેદાશની ગોઠવણ ન કરેલી તેથી મારા બાપ મનમાં તો બહુ દાઝ્યા પણ પછી મને એટલું કહ્યું કે 'ભાઇ, ઉતાવળ કરવાની શી જરૂર હતી?' મેં વિચાર કીધો કે કવિતા તરફ મારૂં મન છે–નીતિ ભકિત તરફ મારૂં મન છે ને બીજા કોઈ ઉદ્યોગથી મારૂં મન માનતું નથી, માટે હરદાસનું કામ કરૂં કે જેથી પેટને પણ મળે ને મારો લખવા ભણવાનો ઉદ્યોગ કાયમ રહે–ગુજરાતીમાં

કથા કરનાર કોઇ હરદાસ છે નહિ ને મારી વાણી સારી છે, માટે સંસ્કૃત અભ્યાસ વધારી ગુજરાતીમાં આખ્યાનો બનાવી એ ઉદ્યોગે રહું એમ નક્કી કર્યા પછી મેં બે ત્રણ હિંદુશેઠિયાઓ પાસે દ્રવ્યની મદદ માગી કે નિરાંતે થોડોક સંસ્કૃત અભ્યાસ કરી હરિકથાનું કામ ચલાવું. તેમાં એકજણે રૂ. ૨૫૦) ને બીજાએ રૂ. ૫૦) એટલા આપ્યા ને એક જણે ન આપતાં ઊલટી મારી મજાક કરી. જોઇએ તેટલી રકમ ન મળવાથી હું ઘણો નારાજ થયો તો પણ મેં ધાર્યો ઉદ્યોગ પાર પાડવાનું નક્કી રાખ્યું.

## ૫૩

## કવિ દલપતરામ સાથેનો પ્રસંગ

એપ્રીલની આખરે મુંબઇ ગયા પછી હું પાછું મારૂં હરદાસનું કામ શીખવાને પૂને જવું ધારતો હતો એટલામાં દલપતરામ કવિ મુંબઈ આવવાના છે એવું મેં સાંભળ્યું, મારા મિત્રોએ મને ચીડવવા માંડયો કે તે આવે છ માટે તું નાસી જાયછ? એ કારણથી મેં પૂને જવું મોકૂફ રાખ્યું. સને ૧૮૫૯ની મેની ૨૭ મીએ કવિ દલપતરામ ડિપુટીઇન્સપેક્ટર ભાઈ મોહનલાલ સાથે આંખનું ઓસડ કરાવવાને મુંબઇ આવ્યા.[1]

---

૧ સને ૧૮૫૮ માં મંગળદાસ નથ્થુભાઇયે કવિ દલપતરામને મુંબઈ આવવાને કાગળ લખ્યો હશે ને તેના જવાબમાં કવિએ લખ્યું હશે કે મારા આવવા જવાના ખરચને માટે રૂપિયા સોએકનો બંદોબસ્ત થવો જોઇયે—ને એ ઉપરથી એક ટીપ થઈ હતી ને તેમાં મંગળદાસ અને બીજા બુદ્ધિવર્ધકના સાથીઓએ રૂપીયા ભર્યા હતા—મેં પણ બે રૂપિયા ભર્યા હતા; પણ પછી કોણ જાણે શા કારણથી કવિ દલપતરામે મુંબઇ આવવું બંધ રાખ્યું હતું. મિ૦ હોપનો મુકામ ૧૮૫૯ ના ચોમાસામાં મુંબઈમાં થવાનો હતો, તેથી કવિ દલપતરામે માંહે મળતા પોતાના મુરબ્બીની કચેરીની સાથે આવવાનું વધારે સારૂં ધાર્યું હશે.

૫. તા૦ ૩ જી ફેબ્રુઆરીએ મને જવાબ આવ્યો. તા૦ ૭ મી ફેબ્રુઆરીએ મેં ગોકળદાસ તેજપાળ વિદ્યાલય છોડી અને તા૦ ૮ મીથી હું રૂ. ૪૦) ને પગારે સેંટ્રલ સ્કૂલમાં આસિસ્ટંટ માસ્તર થયો.

૬. જાનેવારીથી મેં અલંકારપ્રવેશ લખવા માંડયો અને પ્રતાપરૂદ્ર નામના ગ્રંથમાંથી રસપ્રકરણ મેં એક ફેરસરામ નામના દક્ષણી પાસે શીખવા માંડયું.

૭. પછી સને ૧૮૫૫ ના સપ્ટેમ્બરથી તે સને ૧૮૫૮ ના માર્ચ સુધી જે મેં પરચૂરણ કવિતા કરી હતી તેના બે અંકો છપાવ્યા. નર્મ-કવિતા અંક ૧ લો તા૦ ૧૮ મી અપરેલ ૧૮૫૮ ને નર્મકવિતા અંક ૨ જો તા૦ ૧૪ મી મેએ પ્રગટ કર્યો. તેમ ૨૫ મી અપ્રેલે અલંકાર પ્રવેશ ને જુન કે જુલાઇમાં રસપ્રવેશ કાઢયા.

૮. મારૂં મન કવિતા તરફ લાગેલું તેથી મને સ્કૂલમાં છોકરાઓ સાથે માથું ફોડવું દુરસ્ત ન લાગ્યું. 'સાડા દસથી તે પાંચ લગી કાહુ કાહુ થાય.' એ કવિત જે રસપ્રવેશમાં છે તે મેં મારા સ્નેહી સ્કૂલના આસિસ્ટંટ માસ્તરોને દેખાડયું. તેઓએ કહ્યું કે વાત તો ખરી છે. નિશાળના કામમાં દિલ ન લાગ્યાથી મેં મારા બાપને પૂછયા વના જ નવેમ્બરની ૨૩ મી એ સ્કૂલની નોકરી છોડી દીધી.

૧૪. મેં ઘેર આવી કલમના સામું જોઇ આંખમાં તેને ઝળઝળિયાં સાથે અરજ કરી કે 'હવે હું તારે ખોળે છઉં'. કોઇપણ રીતની પેદાશની ગોઠવણ ન કરેલી તેથી મારા બાપ મનમાં તો બહુ દાઝયા પણ પછી મને એટલું કહ્યું કે 'ભાઇ, ઉતાવળ કરવાની શી જરૂર હતી?' મેં વિચાર કીધો કે કવિતા તરફ મારૂં મન છે—નીતિ ભક્તિ તરફ મારૂં મન છે ને બીજા કોઈ ઉદ્યોગથી મારૂં મન માનતું નથી, માટે હરદાસનું કામ કરૂં કે જેથી પેટને પણ મળે ને મારો લખવા ભણવાનો ઉદ્યોગ કાયમ રહે—ગુજરાતીમાં

બનાવેલું તે મુખપાઠ કરતા હતા. મને પૂછ્યું, " કેમ આ ઠીક છે ? " મેં કહ્યું–"ઘણું સારૂં છે." પછી હું તેમને લઇને ભાઉને ઘેર ગયો ને બન્યોને મેળવ્યા. હું મારે ઘેર આવ્યો.

તા૦ ૧૩ મી જુને બુદ્ધિવર્ધક સભામાં ભાઇ કરસનદાસ મૂળજીએ પ્રવાહીશાસ્ત્ર વિષે ભાષણ કીધું તેને અંતે કવિ દલપતરામે બુદ્ધિવર્ધક સભાની તારીફમાં કેટલાએક નારાચવૃત્તના શ્લોક વાંચી સંભળાવ્યા હતા. એ સાંભળીને મને દલપતરામની કવિતા વિષે સારો વિચાર બેઠો. દલપત-રામને મોઢેથી ધ્યાન દઇને સાંભળેલી પહેલી કવિતા તે જ.

તા૦ ૧૭ મી જુને વાસુદેવ બાબાજીની દુકાને અમે બેઠા હતા, ત્યારે ગંગાદાસ કિશોરદાસ મને બોલ્યા કે. " કાલે ખબર પડશે." મેં કહ્યું "શું છે ?" ત્યારે તે ફરીથી હસીને બોલ્યો કે, " કાલે ખબર પડશે." જો કે ગંગાદાસનું બોલવું મારો ને દલપતરામનો બીજે દહાડે મુકાબલો થવાનો તે સંબંધી હતું તોપણ તે વખત હું તો જુદું જ સમજ્યો હતો–આમ કે મહારાજની વિરુદ્ધ છપાવેલા ગ્રન્થો સંબંધી લાઇબલની નોટિસ આવવાની હશે. હું બોલ્યો હતો કે "લ્યુથરે તો એમ કહ્યું હતું કે મોહોલનાં જેટલાં નળિયાં છે તેટલા મારા દુસ્મનો હશે તોપણ હું મારૂં મત કદી છોડવાનો નથી." પણ હું તો કહુંછ કે " તે નળિયાં ભાંગ્યાથી નાની નાની જે કકડીઓ થાય તેટલા મારા દુસ્મનો હશે તોપણ હું મહારાજની દરકાર રાખવાનો નથી."

બીજે દહાડે એટલે તા૦ ૧૮ મી જુન શનિવારે ગંગાદાસે પોતાની ઇસ્કોલમાં મને બોલાવી કહ્યું કે, " વિનાયકરાવ વાસુદેવની આ ચિઠ્ઠી આવી છે અને એમાં લખ્યું છે કે આજે સાંજે તમારે તમારી સરસ-માં સરસ કવિતા લઇને વાલકેશ્વરમાં ભગવાનદાસને બંગલે આવવું." મેં કહ્યું કે " આવીશ ખરો પણ સાંભળવાને, વાંચવાને નહિ." મેં ઘેર આવી નિશ્ચય કર્યો કે કોઇ દહાડો જાહેરમાં મારે દલપતરામની સામાં કવિતા

વાંચવી નહિ. મારી કવિતા નબળી પડશે તો તેની તો હરકત નહિ પણ દલપતરામની નબળી પડશે તો તેઓ શરમાશે ને એમ થાય તે સારૂં નહિ- લોક તો રસિયા-લોકને શું ? પછી પાંચવાગ્યે કંઈ પણ કવિતા સાથે રાખ્યા વગર હું ત્યાં જવા નીકળ્યો. રસ્તામાં એક દોસ્તદારે પાક આપ્યો તે ખાધો. પછી રસ્તે દલપતરામ ને ગંગાદાસ મળ્યા તેઓની સાથે હું વાલકેશ્વર ગયો.

૭ વાગ્યે મંડળી બેઠી. એ મંડળીમાં કોઈ પારસી નહોતું પણ વાણિયા શેઠો હતા. ભગવાનદાસે મને કહ્યું કે " થોડું દલપતરામ બોલે, ને થોડું તમે બોલો. " મેં કહ્યું કે " એમ નહિ બને-જેવી દલપતરામભાઇને સાંભળવાની તમારે આતુરતા છે તેવી મારે પણ છે ને મારૂં તો ઘણીવાર તમે સાભળ્યું જ છે." પછી મેં દલપતરામભાઇને કહ્યું કે "હવે ચાલવા દો." પ્રથમ તો તેઓ એકબે હિંદુસ્તાની કવિતા બોલ્યા પછી હોપસાહેબ ને દોલતરાય એ નામો બાહ્યાંતરલાપિકાની રીતે નીકળેછ તે કવિત[૩] તેઓએ બોલી સમજાવ્યું. પછી દલપતરામભાઇએ પોતાના ભાણેજની સાથે જાદવાસ્થળી [૪]

---

૩ એ કવિત તથા 'હું સૂતો પારણે પુત્ર નાનો' તથા રામસીતાના કાગળો દલપતરામભાઈ પોતાની ચતુરાઈ દેખાડવાને 'જ્યાં ત્યાં જ્યારે ત્યારે બોલેછ-હું ધારૂંછ કે અમદાવાદ, સૂરત, મુંબઈ વગેરે ઠેકાણાં મળીને એણે એ કવિત બસેંએક વાર ભણ્યું હશે-સરસ કવિતા !

૪ એ સાંભળીને સાંભળનારા જે સહુ દલપતરામ પાસથી જુદી જ જાતની ઉમેદ રાખતા હતા તેમાં તેઓ નાસીપાએસ થઈ ગયા. એ પ્રસંગને સારૂ દલપત-રામની મને બહુ દયા આવી-એક તો સાંભળનારને કેવી બાબત પસંદ પડશે તેનો તેણે અગાઉથી-રે મુંબઈમાં પહેલે જ પ્રસંગે વિચાર ન કરયો-હાથમાં હુક્કા લઇને બેઠેલા એવાઓની આગળ જાદવાસ્થળી-કેફ ન કરવાની બાબત કાઢી. બીજું એ કે જેવી રીતે નદીને ઓવારે લંગીભટ સામળભટની ચોપડીઓ વાંચેછે તેવી રીતે (પણ છેક તેવું નહિ) એણે દોહરા ચોપાઈ વાંચ્યા હતા જેથી સાંભળનારા કંટાળી ગયા હતા.

ગાવા માંડી તે પૂરી થવા આવી એટલે વિનાયકરાવ બોલ્યા કે "હવે આપણે મુંબઈના કવિને સાંભળીએ." હું બોલ્યો, "આજ તો નહિ સંભળાવું-મારૂં તમે બહુ સાંભળ્યું છે." વાણિયાઓને વાળુનો સમય થયો હતો તેથી અને વરજીવનદાસ [૫] જેઓ મારા પર જરા નારાજ હતા તેઓ બોલ્યા કે, "હાં, હવે માંડી વાળો-વખત થઈ ગયો છે." તોપણ વિનાયકરાવ તો હઠ લઈને જ બેઠેલા કે મુંબઈના કવિને સાંભળ્યા વના ઊઠવું જ નહિ- હું ગભરાયો કે એક તો નિમ તૂટે છે ને બીજું કે પાક ખાવો છે એટલે બરાબર ગવાશે નહિ.-વળી ચોપડીઓ પણ મળે નહિ. વિનાયકરાવ બોલ્યા, કે જે કંઇ મોઢે હોય તે સંભળાવો. પછી મારે લાચારીથી ઊઠવું પડ્યું.-હું રસપ્રવેશમાંના નવરસ સંબંધી દોહરા તથા માલિની જે પાઠે હતાં તે સંભળાવવાને ઊઠ્યો. દલપતરામભાઈ બેઠા હતા તેની પાસે ઊભા રહીને પ્રથમ તો હું બોલ્યો કે " દલપતરામભાઈ તો સાગર છે ને ઘણાં વરસ થયાં કવિતા કરે છે ને હું તો ખાબોચિયા જેવો ને નવો જ શિખાઉ છઉં-દલપતરામને કવિતા કરતાં વીસ વર્ષ થયાં છે ને મને ચોથું ચાલે છે—દલપતરામભાઇ જેવું મારી પાસે કંઇ નથી પણ વિનાયકરાવનો આગ્રહ છે માટે ગાઉં છ". પાક ખાધો હતો તોપણ એવે સારે અવાજે ને એવી સ્પષ્ટ વાણીએ દોહરામાલિનીમાં રસ સંબધી નવો વિષય સંભળાવ્યો કે સઘળાઓ ડંગ થઇ ગયા. હું ગાતો હતો તે વખત વિનાયકરાવ જે મારે ખભે હાથ મૂકી ઊભા હતા તે વચમાં વચમાં "વાઃવા ! વાઃવા ! નર્મદા-શંકર, આ તે તમે ક્યારે કીધું?" એમ બોલતા હતા. હું ગાવાના ધ્યાનમાં હતો તોપણ દલપતરામને ઝાંખા પડતા જોઈને મનમાં બહુ દાઝતો ને જ્યારે જ્યારે વિનાયકરાવ મને વાઃવા વાઃવા કહેતા ત્યારે ત્યારે હું પગેવતી તેનું બૂટ ડાબતો-એમ જણાવવાને માટે કે મને શાબાસી ન આપો. પછી

---

૫ 'વ્રજજિવંન તૂં પ્રેરણા કર' એ કવિતા મેં મંગળદાસની સૂચના ઉપરથી કીધી હતી તે ઉપરથી વરજીવનદાસ જરા નારાજ હતા.

સહુ ઊઠયા ને અમારે માટે અફૂસની કેરી વગેરે તૈયાર હતાં તે અમે (હું ને દલપતરામભાઇ) સાથે ખાવા બેઠા. ખાતાં ખાતાં હું ઘણી સારી રીતે બટકબોલું કરીને દલપતરામભાઇને શરમથી લાગેલું દુખ જે તેને ભુલાવવાની તજવીજ કરતો. એ સમાગમ સંબંધી કંઇ ઇસારો ચોવીશમી જુનના સમશેરબહાદુરમાં છે.

એ પ્રસંગથી દલપતરામભાઇને મારે વિશે જરા મનમાં વાંકું વસેલું તે બીજે દહાડે તેણે સમશેરબહાદુરના અધિપતિને તેની સાથે વાત કરતાંમાં જણાવેલું. દલપતરામભાઈ મહારાજ સંબંધી નિબંધો વિષે વાત કરતા બોલ્યા હતા કે "લલ્લુભાઇ, એ હોંશિયાર છે, નિબંધ ઘણા સારા લખે છે ને મારી ઉમ્મરનો થશે ત્યારે કવિતા પણ ઘણી સારી કરશે."

ભાઉએ મને તેડીને કહ્યું હતું કે, તમે ગભરાશો નહિ–તમારે ને દલપતરામને માટે એક ફંડ કરીશું, માટે તમે તમારો કવિતાનો ઉદ્યોગ ચલાવ્યાં કરજો. એ આશાએ મેં પૂને જવું બંધ રાખ્યું–એની મતલબે કે ફંડમાંથી રૂપિયા મળશે એટલે પછી નિરાંતે હરદાસના કામને માટે અભ્યાસ થયાં કરશે–હમણાં તો કવિતા જ કર્યાં કરવી ને વાંચ્યાં કરવી. મને દલપતરામની મોટી ધાસ્તી હતી કે તેઓ વીસ વરસ થયાં કવિતા કરેછે માટે તેની પાસે ઘણી[૬] કવિતા હશે ને મારી પાસ તો કંઇ નથી માટે નવી કવિતા કરવાના પ્રસંગ ઝડપી હું તે કર્યાં કરતો.

૫ મી જુલાઇયે મેં 'સંપવિશે નિબંધ' બુ૦ વ૦ સભામાં વાંચ્યો હતો; તેમ ૧૧ મીએ 'લલિતા'ને 'સાહસદેસાઇ'ની કવિતાઓ વાંચી

૬ દલપતરામભાઇની પૂજ પછવાડેથી માલમ પડી–તેઓએ પોતાની ઘણી ખરી જૂની છપાએલી કવિતા વાંચ્યા કીધી હતી અને તેમાં ઘણો ભાગ ગરબીઓનો હતો. મેં એઓને પૂછ્યું હતું કે "તમે સ્વામીનારાયણના માર્ગ સંબંધી અને બીજી કેટલીએક જે તમે નથી છપાવી તે કેટલીએક હશે ?" તેઓએ મને કહ્યું હતું કે "જેટલી છપાએલી છે તેટલી બીજી હશે."

હતી; ૨૮ મીએ ડાકતર **ભાઉને** ઘેર, બળવાનું સમાધાન થયું તે વિશે ઇશ્વરનું સ્તવન વાંચ્યું હતું; ૭ મી **આગસ્ટે** ડાકતર **ભાઉએ મં**ગળદાસની છોકરીઓની સ્કૂલમાં ભાષણ વાંચ્યું હતું તેને અંતે એક ગરબી વાંચી હતી. અને ૨૧ મી **નવેમ્બરે** બુ૦ વ૦ સભામાં સ્વતંત્રતાની કવિતા વાંચી હતી.

તેમ નર્મકવિતા અંક ૪થો, ૫મો, ૬ઠ્ઠો, ૭મો ને ૮મો છપાવી પ્રગટ કર્યા હતા. ૫ માં ૬ ઠ્ઠાની છપાઇને પેટે મારા પારસી મિત્ર **દાદી ખરસેદજી ઘોઘાએ** ૧૦૦ રૂપિયા આપ્યા હતા.

મુંબઇના ગુજરાતી ભાષા બોલનારા ઘણાએક લોકો કવિતા તે શું એટલું પણ નહોતા જાણતા. તેઓએ ૧૮૫૭ થી કવિતા અલંકાર રસ સંબંધી થોડુંઘણું જાણવા માંડયું હતું ને તેઓને કવિતાનો શોખ લાગવા માંડયો હતો. પણ કવિ દલપતરામના આવવાથી મારી ને એની કવિતા ઠામ ઠામ વંચાયાથી, લોકમાં ચરચાયાથી, ન્યુસપેપરોમાં ટીકા થયેથી લોકમાં કવિતાનો શોખ સારી પેઠે વધી ગયો–તેમાં પારસીઓ તો ગાંડા જ થઇ રહ્યા. દલપતરામ ઠેકાણે ઠેકાણે જઇ વાંચતા ને તેઓ ઘણેક ઠેકાણેથી જે રૂપિયા આપવામાં આવતા તે લેતા. મેં કોઇનો રૂપિયો લીધો નથી. પણ ઊલટો ઘણોએક વખત તો ગાડીભાડાનો ખરચ ગાંઠનો કર્યો છે. એ દિવસોમાં મને ને કવિ દલપતરામને રાત દહાડો જંપ નહોતો. જ્યારે દલપતરામને કોઇ લાંબી કવિતા વાંચવાનો પ્રસંગ આવતો ત્યારે આગલી રાતે તેઓ તેને સારી પેઠે ગોખતા. (આંખના દરદથી વંચાય નહિ માટે)

એવું બન્યું કે બુદ્ધિવર્ધક સભાવાળાઓએ કવિ દલપતરામને સારૂ મોટું ફંડ ઊભું કરી તેમાંથી કવિ દલપતરામનું બાવલું અથવા તેના નામની સ્કાલરશિપ કરવાનો વિચાર કર્યો હતો. તે વાત મારે કાને પડી ત્યારે હું મનમાં ખિન્ન થયો કે લોક કેવા ગાંડા છે–કે આટલું આટલું માન કવિને જીવતાં આપે છે. એ ખિન્નતા એક મારા મિત્રે દીઠી ને તેણે સમશેરમાં લાંબો આરટીકલ લખી ડા૦ **ભાઉ**, **ગં**ગાદાસ કિશોરદાસ અને

બીજાઓ વિષે કેટલુંએક લખ્યું ને એ આરટીકલથી બાવલાની ને સ્કાલર-શિપની વાતો બંધ પડી. મેં તે આરટીકલ લખાવ્યો નથી પણ કવિ દલપતરામના મનમાં એવું ખરૂં કે તે અને બીજા આરટીકલો જે ન્યુસ-પેપરોમાં 'દલપતરામની કવિતા સાધારણ ને નર્મદાશંકરની વિદ્વત્તાવાળી' એવી મતલબના આવતા તે નર્મદાશંકર લખાવે છે. ખરેખર હું નિર-અપરાધી છઉં. અલબત જ્યારે દલપતરામને જોઇએ તેના કરતાં વધારે માન અપાતું જોતો તારે હું મનમાં મૂંઝાતો ખરો. દલપતરામ પોતાની કવિતા સાધારણ કહેવાતી જોઇને બહુ અકળાતા. એક મારા પારસી મિત્રની આગળ તેઓ બોલ્યા હતા કે, " જુઓની ન્યુસોમાં મારે વિશે નઠારૂં નઠારૂં છપાવે છે; નર્મદાશંકર નહિ હો."

ડા૦ ભાઉએ મને બોલાવી કહ્યું કે ફંડની વાત બંધ રાખીછ,' દલપતરામ આપણા પરોણા છે માટે એને જ લોકની તરફથી મદદ થવા દો–મેં કહ્યું ઠીક જ છે. પણ મનમાં ભાઉ ઉપર ચીડાયો હતો ખરો.

લાડની વાડીમાં મેં મારા લખવા ભણવાને સારૂ ઓરડી રાખી હતી ત્યાં પડોશમાં દલપતરામે મુકામ લીધો હતો એટલે અમે ઘણુંખરૂં મળતા. એ મેળાપોમાં જે વાતચીત થએલી તે નીચે પ્રમાણેઃ—

મેં પૂછયું હતું કે, " કવિતામાં હ્રસ્વ દીર્ઘનો અને સંસ્કૃત શબ્દો મૂળ પ્રમાણે શુદ્ધ રાખવાનો નિમ રાખવો કે નહિ ? "તેઓએ કહ્યું કે " ના–એમ ગુજરાતીમાં કવિતા બને જ નહિ."

" તમે કંઇ રસાલંકારશાસ્ત્રનો અભ્યાસ કર્યોછ ? " તેઓએ કહ્યું " ના–મેં તો ફક્ત પિંગળનો સારી પેઠે અભ્યાસ કર્યોછ" એ વાત એ ભાઇએ મારા પિતાને પણ કહી હતી.

મેં પૂછ્યું હતું કે, "ઉત્તમ કવિતા કોને કહેવી ? " ત્યારે તેઓ બોલ્યા હતા કે, " ભાઈ, દસ વરસ થાય ત્યારે તો કવિતામાં પ્રવેશ થયો

સમજવો—ઉત્તમ કવિતા તો તે કે જેના ફક્ત રાગ સાંભળવાથી પણ આપણા ગુજરાતીઓ તો શું પણ બીજી ભાષા જાણનારા ખુશ થાય.” ને પછી ‘તને રોકિ રહી રાધિકા રંગ જામ્યો ઘણો રસિયા રજની રહિ જ થોડી’—એ કવિતા બોલ્યા. મેં કહ્યું, “ એમાં શું કવિતા આવી ?—ઘણુ રહ્યા સાથે આવ્યા માટે ! ” ત્યારે પોતે બોલ્યા કે, “ એ શું થોડી વાત છે ? ” એ વાત થઈ રહ્યા પછી દલપતરામની ગેરહાજરીમાં મેં મારા મહેતા નરભેરામને કહ્યું હતું કે, “ ભાઇ, એમાં કવિતા શું છે તે સમજ્યો ?—આશક ઉતાવળને લીધે કાલાવાલા કરતો હોય ને માશુક તેનો છેડો મૂકતી ન હોય, એ વખતનું ચિત્ર છે, એ એમાં કવિતા છે. બાકી ઘણા રહ્યા આવ્યાછ તે તો નહિ—અંદરની ખૂબીને કવિતા કહેવી જોઈએ—દલપતરામે દાખલો તો ઠીક આપ્યો પણ તેને પોતાની સમજ પ્રમાણે કામમાં લગાડયો.”

સંપલક્ષ્મીમાં ‘ ગંગા ગિરિજા દ્વેપ કલેશ નિત તેનો થાયે.’ વગેરેનો છપ્પો છે તે વાંચી મારા બાપે મને કહ્યું હતું કે, આ કેવો સારો છે ? મેં કહ્યું હતું કે, એ મૂળ વિચાર એનો નહિ હોય. પછી મારા સાંભળવામાં તે જ મતલબનો એક શ્લોક આવ્યો તે ઉપરથી મેં દલપતરામને ઉપર જણાવેલા છપ્પા વિશે પૂછ્યું કે “ એ વિચાર તમારા પોતાના છે કે સંસ્કૃત ઉપરથી લીધેલા છે ?” પોતે પ્રથમ તો કંઇ ઉત્તર આપ્યો નહિ, પણ પછી મેં કહ્યું કે, “ એક સંસ્કૃત શ્લોકમાં પણ તમારા જેવો જ વિચાર આપેલો છે.” ત્યારે પોતે બોલ્યા હતા કે “હા, મેં તે શ્લોક ઉપરથી કર્યો છે.”

મેં પૂછ્યું કે “ તમને કવિતા કરવાનો શોખ પ્રથમ કેમ લાગ્યો તે મને કહો.” ત્યારે તેઓ નીચે પ્રમાણે બોલ્યા-“ નાનપણમાં હું સામવેદ ભણ્યો હતો—દશ ગ્રન્થ પાને વાંચી જાણું છું- મુખપાઠ નહિ—નાનપણ-માં મને નઠારી સંગત હતી. હું મામાની જોડે મૂળીગામ જતો ત્યાં એક એક ભૂમાનંદ સ્વામી હતા. તે સ્વામી પ્રથમ કુંભાકાર હતા. તેની પાસે મામા જોડે હું જાચાવ કરતો. બાપ એમ જાણતા કે સ્વામીનારાયણની

શિક્ષા લેશે એટલે ઠેકાણે આવશે. એમ કરતાં મૂળીમાં એક વખત આચાર્યજી આવ્યા. તેણે કહ્યું કે "આ છોકરાને કવિતા શીખવી હોય તો સારો થશે" ને પછી મેં કહ્યું કે "મારે ગુજરાનને માટે કંઈ જોઇએ." ત્યારે આચાર્યજીએ કહ્યું કે "જા તને ખાવા પીવાનું અમે આપીશું, તું અમદાવાદ જઈ અભ્યાસ કર." અને એક વિષ્ણુ બ્રહ્મચારી હતો તેને કહ્યું કે, "તું કચ્છની શાળામાં જઇને અભ્યાસ કર." પછી હું અમદાવાદ આવ્યો ને ત્યાં ભાષાના ગ્રંથો, જે સાધુઓએ બનાવેલા હતા તે મેં શીખવા માંડયા. ત્યાં સારસ્વત શીખવા માંડયું પણ તેમાં કંઈ મન લાગ્યું નહિ–મન સઘળું કવિતા તરફ જ હતું. ત્યાં એટલી મુસીબત પડતી કે કોઠારી વેળાએ સીધું પણ ના આપે."

મેં દલપતરામભાઇને જમવા તેડયા હતા–ને બાસુદી[૭] પૂરી જમાડયા પછી પાન સોપારી ખાતી વખત 'પ્રતાપરુદ્ર' રસાલંકારનો સંસ્કૃત ગ્રન્થ ભેટ કર્યો હતો ને ખરેખરા ભાવથી મેં કહ્યું હતું કે "દલપતરામભાઇ, કવિતા સંબંધી તમારા ને મારા વિચાર જુદા છે તે ઉપરથી તમારા મારા સ્નેહમાં કંઇ ઘટાડો થવો ન જોઇયે." ત્યારે બોલ્યા કે "નારે ભાઈ, જુઓની 'પંચે' આપણી ચોટલીઓ એક એક પાસે કેવી પકડાવી છે ?!" મેં કહ્યું "ન્યુસવાળા ગમે તે લખે તેમાં આપણે શું ? ને પંચ તો રમૂજ કરે છે. તમે નજરમાં આવે તો માનજો કે–અલબત જેને તમે કવિતા કહોછ તેને હું નથી કહેતો–મારા તમારા વિચાર જુદા છે, પણ તમને હું મારા વર્ગી જાણી ચાહું છું."

---

૭. જયારે ન્યુસપેપરોમાં દલપતરામભાઈની કવિતા સંબંધી છપાયું ત્યારે તેઓ વગર સબબે મારાપર બળવા માંડયા ને એટલા તો બલ્યા કે ( હું ઘણો દિલગીર છું કહેવાને ) મેં મારા શુદ્ધ અંતઃકરણથી મૈત્રી બાંધવાને દલપતરામભાઈને જમવા તેડયા હતા, તે છતાં દલપતરામભાઇએ એક જણને ( દલપતરામભાઈ એ વાતનો ઈનકાર કરે તો હું તે સખસની સાક્ષી આપવાને તૈયાર છઉં) આગબોટ પર ચડવાના વખત પર કહ્યું હતું કે " ધૂળ પડી એનાં બાસૂદી પૂરી પર."

વાલકેશ્વરમાં દલપતરામભાઇને ઉજાણી આપવામાં આવી હતી ને પછવાડેથી સહુએ તેઓનાં વખાણમાં ભાષણો કર્યાં હતાં-તેમાં મેં પણ કીધું હતું કે "સુધારાના વિષયમાં કવિતા કરવાનું પહેલું માન દલપતરામભાઇને છે–એઓ અસલી ઢબની કવિતા કરનારાઓમાં છેલ્લા અને નવી ઢબની કવિતા કરનારાઓમાં પહેલા છે. દેશનો સુધારો સ્ત્રીસુધારા ઉપર વિશેષે આધાર રાખે છે, માટે સ્ત્રીઓને માટે તેઓના લાયક કવિતા કરવા પછવાડે દલપતરામભાઇએ વિશેષ ધ્યાન આપ્યું છે એ પણ તેઓને મોટું માન છે વગેરે વગેરે."

૧૮૬૬

૫૪

# પત્રો

## ૧

## ન્યાશનલ ભાષા હિંદી જ રાખવી

સૂરત, આમલીરાન તા. ૨૧ આગસ્ટ ૧૮૬૮

પ્રિય ભાઇ ગણપતરામ,

તમે 'મનોરંજક' વિષે મત માગ્યું તો હું ટૂંકામાં લખું છું:—પ્રથમ મેં છેલ્લો અંગ્રેજી આર્ટિકલ વાંચ્યો ને તેથી બહુ પ્રસન્ન થયો છઉં, ઈબારતની છબ ડાંડિયાના કેટલાક આર્ટિકલના જેવી ને વિષય સરસ છે. Better to die Leonidas એ પેરેગ્રાફથી મને એમ લાગ્યું કે એવો અકકેકો વિષય ગુજરાતીમાં આવ્યાં કરે તો સ્વદેશપ્રીતિનાં લખાણોમાં સારો ઉમેરો થાય. પ્રસ્તાવના ને ટૂંકામાં લખેલી ઠાવકી અંગ્રેજી કવિતા પણ સારી છે. ( ફ્રીમેશન ) રાજ્યસ્વપ્ન તથા નાટક વિષયમાં જેટલું લખાએલું છે તેટલા ઉપરથી ચોપનિયાનું ભાવી સ્વરૂપ સુંદર કલ્પી શકાય છે. બીજા

વિષયો સાધારણ પક્ષના સારા છે, ભાષા પ્રૌઢિ તરફના વલણની, લખતાં વિચાર થાય ને વાર લાગે તેટલી ઓછી એવી સરળતાવાળી ને વાદે સારી છે.

હિંદુસ્તાની દાખલ કરવા વિષે જે વિચાર રાખ્યો છે તે મને બહુ ગમ્યો છે. પણ મારું મન નવી ઉરદુ કરવાનું નથી પણ હિંદી કાયમ રાખવાનું છે, હિંદુસ્તાનની ન્યાશનલ ભાષા એક જ હોવી જોઇએ એવો મારો ઘણાં વરસનો વિચાર છે ને એ સંબંધી મેં કહીં લખ્યું પણ છે. આપણી ન્યાશનલ ભાષા સંસ્કૃત હતી પણ હવે જેમાં વિશેષે સંસ્કૃત ને થોડા ઉરદુ ફારસી શબ્દો આવે તેવી આગરા કાશી વગેરેમાં હિંદુઓ જે ભાષા બોલે છે તે હિંદી હોવી જોઇએ, અગર તેવો કોઈ લખનાર અહીં ન મળે તો તેણી પાસથી કોઇને બોલાવો જોઈએ ને આપણે તે શીખવાનો અભ્યાસ રાખવો જોઈએ. ગુજરાતી ઇડિયમવાળી અને સંસ્કૃત ફારસી હિંદી ઉરદુ શબ્દોના મનસ્વી મિશ્રણવાળી નવી ભાષા કરી, છતી શુદ્ધ હિંદીને અથવા શુદ્ધ ઉરદુને ભ્રષ્ટ કરવી એ મને તો સારું નથી લાગતું. કહેશો કે શુદ્ધ હિંદીમાં મુસલમાનને ગમ નહિ પડે, પણ એટલું તો ખરું છે કે તેઓ સમજી તો શકશે જ ને અગર તેઓને અનુકૂળ ન પડી તોપણ શું ? હિંદુસ્તાનમાં હિંદુની સંખ્યા મુસલમાન કરતાં બારગણી વધારે છે, માટે આપણે આપણી ન્યાશનલ ભાષા હિંદી જ રાખવી કે જે આજકાલ ફકત ઉત્તર હિંદુસ્તાનમાં જ ચાર કરોડ હિંદુઓમાં બોલાય છે. બંગાળીઓ પોતાની બંગાળીની સાથે હિંદી પણ જાણે છે, ત્યારે ગુજ-રાતીઓએ કેમ ન જાણવી ? ઉપર જે ચાર કરોડની સંખ્યા લીધી છે તેમાં બંગાળીઓ નથી. ઓગણીશ કરોડની વસ્તીમાં માત્ર ત્રણ કરોડ ઉરદુ બોલનાર છે. ભ્રષ્ટ ઉરદુમાં લખેલો નાટક વિષય ભાષા શુદ્ધાં નીરસ છે; તેમ મિશ્ર કાવ્યબંધ ચાતુરીની ક્લિષ્ટ કવિતા ચોપાનિયામાં ન આવવી જોઇએ.

સૂચના દાખલ એક વાત જણાવું છઉં કે આજકાલ કોઇપણ ગ્રંથ લખવામાં વિષયના વિધિનિષેધની ઘણી અસર થાય તેવું હોય—ગ્રંથમાંથી

અસર કરવાની શક્તિ ઘટી જઇને તે મોળો પડતો હોય તો તે પ્રસંગે નિષેધવાદ ભભકમાં જ બતાવવો. મારે કેટલીક વખત મારાં લખાણમાં દેશકાળ જોઈ લોકના ઉપર અસર કરવા તે ઉદ્દેશને જ છટાથી દરશાવવો પડે છે—જેમ છેલ્લા અંગ્રેજી આર્ટિકલમાં છે તેમ. હેલેનિઝમમાં કેટલુંક ઘણું સ્તુત્ય છે પણ ખબડદાર લખનારા એને વળી હેલેનિઝમને જ અચ્છું બહાર પાડયું છે.

મોટી ખુશાલી છે કે દેશી રાજ્યમાં રાજ્યાશ્રયથી એ ચોપાનિયું નીકળ્યું છે. એમાં દેશપ્રીતિના વિષયો, દેશાભિમાની પુખ્ત વિદ્વાનોના વિચાર ને જોસ્સાથી લખાશે એવી આશા રાખું છઉં.

અધિપતિઓએ તમારી પાસે મને યથાયોગ્ય લખાવ્યા છે તેમ તેઓને મારા પહોંચાડજો. હવે તો લોકને 'વિજ્ઞાનવિલાસ' ને 'મનોરંજક' એ બેની ચરસાચરસી જોવાની મજા છે.

નર્મદાશંકરના આશીર્વાદ.

૨

## મસ્તી મૈત્રીની સેવામાં

તા. ૧૭ અકટોબર ૧૮૬૮

ભાઇ (?) નંદશંકર,

જોકે કેટલાએક જણે તમારા ખારીલા સ્વભાવ વિષે મને દાખલા સાથે કહ્યું છે ને ડાંડિયામાં મોતીરામ વિષે લખેલા તમારા કાગળે તમારી કંઇએક સુઘડતા બતાવી છે, તોપણ મેં જે તમારા સ્વભાવ વિષયમાં મારા ત્રણ વરસના અનુભવ ઉપરથી (અહીં રહેવા માંડયું તેની પહેલાં હું તમારે વિષે કંઇ જ જાણતો નહિ.) જે મત બાંધ્યાં હતાં તેમાં આ એક

હતું કે તમે કેટલાએક કામ જોસ્સામાં કરો છો ને પછી પસ્તાઓ છો. પણ પછવાડેથી બેત્રણ દાખલા તમારી વર્તણુકના મારી જાતના અનુભવમાં આવ્યા છે તે ઉપરથી તમારા થંડા લોહી ને હૈયામેલ વિષે મારા મનમાં નકકી જેવું થવા આવ્યું છે. છેલ્લો દાખલો આ કે—

ઈનામના નિબંધ વિષે તમારું મત માગવાનું કારણ આ જ કે તે ઉપરથી કંઇ તમારું મન જાણી લઉં. જો નિષ્પક્ષપાત ક્રિટિક દાખલ નિબંધ રદ કર્યો હોય તોપણ હું જરાકે મનમાં સંકોચ ન આણતાં ઊલટો તમને સાબાશી આપું એવો છઉં, એ વાત મારા અંતઃકરણની પ્રકૃતિ જે મિત્રોને મારી સાથે ઘણો સહવાસ છે તે સહુ જાણે છે જ. અગર તેમ ન હોય તો જાણી શકું કે ક્રિટિક દાખલ તમારું જ્ઞાન ઓછું છે અથવા દ્વેપ-ભાવથી જ ખોટું મત આપ્યું છે. તમારે માટે મેં ભાંજગડ કીધી–કમિટી ખોટી રીતે પણ નારાજ થઇ–મને મત ન મળ્યાં. (તમે જ તે ન અપાવવાને કાં ન પ્રયત્ન કર્યો હોય ?) મને મોટો સંતોષ છે કે મૈત્રીની પરીક્ષા કીધી છે. હું તમને નથી પૂછતો કે તમે શું મત આપ્યું છે. તે હવે મારે જોઇતું જ નથી. પણ તમારાથી જે હું આટલા દહાડા ઠગાતો હતો તે હવે નહિ ઠગાઉં, એ તમને જણાવવાને આ લખું છઉં. હું જાણું છઉં કે તમને સીરિયસનેસ ગમતું નથી, લાઇટનેસ જ ગમે છે ને મારા લખાણથી ફુલાશો એને કેવો ચીડાવ્યો છે, પણ સુખે ફુલાજો. હૈયામેલ ને બહાર વિવેક એ રીત રાજખટપટમાં છાજે. લોકમાં પણ બે રીત છે. જ્યાં બંને જણાં છે કે અમે એકમેકના હરીફ છૈએ ને જ્યાં એક ભોળો છે ને બીજો મનમાં ગાંઠ વાળી મૂંગો માર મારે છે. બંને રીત મને પસંદ નથી.

કુલીનતા ને મૈત્રી વિશે પૂરૂં સમજવું ને તે પ્રમાણે વર્તવું એ સજાત માણસનું કામ છે. નિંદા કરવી, પૂઠના ઘા કરવા, બહારથી વિવેક ને મન-માં મેલ રાખવો એ બાયલાપણું છે. મેદાન પડી ઘા કરવો એ મર્દાઈ છે. એકમેકને જાણ કરી ઊંચપણે લડવું એમાં મોટાઈ છે. સુઘડ વૈરાં પણ

બોલે છે કે ' જુદ્દેથી લડવું. શુંજથી ન લડવું' હું એમ સમજું કે તમારું મન નિર્મળ છે ને તમે ત્યારે હૈયામેલા હોઇ ભીતરમાં મારી નિંદા કરો ને મારી સાચી મૈત્રીને ભોળી ગણી કેટલાંએક હલકાં કામ કરી તેમાં ફુલાઓ. એ છતાં હું ( થોડા સહવાસને લીધે ) મૈત્રીમાં સાચો રહી તમારે વિષે સાચો વિચાર રાખું. પણ જ્યારે તમારી તરફથી અતિસેં થાય ત્યારે મને શક પડવો જ જોઇએ ને એ શકને ચાર પાસથી પુષ્ટિ મળે ત્યારે અતઃપરને માટે મારે સાવધ રહેવું જ જોઇએ. તમે ઓહ્દેદાર છો, હું નથી. તમે વગવાળા હશો, હું નથી. તો પણ મારા શુદ્ધ અંતઃકરણ ને ઊંચી નીતિનો અભિમાની છઉં. તેથી હવે મંડાવાની બાજીમાં તમને જીતવાની વાત તો કેમ કહેવાય, પણ મારે પોતાને માટે યશસ્વી હારનો પણ સંતોષ પામવાની આશા રાખું છઉં.

અમે કેટલાએક મિત્રો ઘરમાં ને બહાર વેળાએ પરસ્પર વાદમાં અથવા મશ્કરીમાં ઘણાં જ કડવાં વેણ વાપરીએ છૈએ, તોપણ ઊને પાણીએ આગ લાગતી નથી, તેમ અમારામાં વિરોધ થતો નથી; કારણ કે અમારામાં મળ નથી. અગર થોડી વાર મળ ફાવ્યો તો શું થયું ? અંતે તો મળ જ નિંદાશે. જેઓ પોતે કાળા છતાં ગોરા છૈએ એમ બતાવવાને સામા ગોરાને કાળા કહેવાને મથે છે, તેઓ પોતે જ પોતાની કાળાશ નિરખાવવા લોકને તેડે છે એવું મેં ઘણું જોયું છે. મને નથી જણાતું કે ગુજરાતી દેશીઓમાં ઐક્ય વહેલું થાય. એ થવામાં પ્રથમ મોટાં મોટાં મંડળોમાં સાચી મૈત્રી થવી જરૂર છે, ને જ્યારે તમારા સરખા મૈત્રી સમજતા નથી ને તે વળી મારા સંબંધમાં, ત્યારે હવે પરમાર્થને માટે સાચી મૈત્રીની કયાં આશા રાખવી ?

તમારી તરફથી ને તમારી કંપની તરફથી જે હીણી ચાલ મારી તરફ ચલાવવામાં આવી છે ને તમારી તરફ જે ચાલ મેં ચલાવી છે, તે સંધું કદાચ કોઇ વખત એકઠા મળવાનો દહાડો આવવા જેવું હશે ત્યારે તો તે સઘળું માલમ પડી આવશે.

હવે વધારે લખવાની જરૂર રહી નથી. મરતી મૈત્રોની સેવામાં તેને છેલ્લા આપવાના ઓસડમાં મારી તરફથી કંઈ ઊણું ન રહેવું જોઈએ, માટે ઉપર પ્રમાણે લખ્યું છે. પછી તે જીવો કે મરો. મરવા તો પડી છે તે હું તો મુએલી જ સમજું છઉં. હૈયામેલ ને ભણેલાની ઠગાઈ કરતાં ખુલ્લું દિલ ને ન ભણેલાની અવિવેક જેવી લાગતી લાગણી વધારે સારી સમજું છઉં. તમારા જેવી ચાલ ચલાવનારા બીજા કેટલાક મારા સંબંધમાં હતા ને છે, પણ તેઓને આવો કાગળ લખ્યો નથી. તમારે વિષે જે કેટલુંક સારૂં મત મારા મનમાં આગાડીનું ઠસેલું છે તેથી જ આ લખવાનું ટેકવાળું સમજું છઉં. જોઈએ હવે.

લિ૦

જેવો તમે સમજો તેવો **નર્મદાશંકર**

૩

## **મારૂં અભિમાન : ‘ હું એક ક્યારેક્ટર છું.’**

તા ૨૧ અક્ટોબર સને ૧૮૬૮

**ભાઈ નંદશંકર,**

પ્રથમ ક્રોધ ને પછી શાંતિ એમ તમારા કાગળનાં બે રૂપ જણાય છે. ને એ મારા પોતાના બાંધેલા મતને પુષ્ટિ આપે છે. લોકના કહેવા તથા તમારા કહેવા પ્રમાણે મારા માની લીધેલાં મત ખોટાં છે, તે પ્રસંગો ઉપરથી સમજાશે ને તમારા લખવા પ્રમાણે આશા રાખું છું કે તે ખોટાં ઠરે.

ખરૂં જાણજો કે નિબંધ નાપાસ થયેથી લોકના કહેવાને મેં કાન આપ્યો નથી જ. પણ મને તમારે વિષે શક ઉત્પન્ન થયેથી એ શક દૂર કરવાને તથા નિબંધના દોષ જાણવાને મેં મત માગ્યાં હતાં. ‘ધર્મ બજાવ્યો છે, દોસ્તી અથવા વેરની સત્તા ચાલવા દીધી નથી.’ એમ જ છે તો તે હું ખરૂં માનું છું છઉં ને મત વિષે જાણ્યા વના કયમ બોલાય ? ‘Advanced

school-boy' ને શોભા આપે તેવો છે-હતો, scholar પાસથી જેવા નિબંધની આશા રખાય તેવો નહોતો એમ કહો છો તે તેવો પણ હોય; પરંતુ મારા ધારવા પ્રમાણે એવું ખરૂં કે વિદ્વાન પરીક્ષકોએ માત્ર પોતાના કલ્પેલા સ્ટાંડર્ડ પ્રમાણે નિબંધ ન આવ્યો માટે જ રદ કરવો ને નીચલી વાત ધ્યાનમાં ન જ લેવી, એમ ન હોવું જોઇએ:—

ગુજરાતી વિદ્યાર્થીઓનું કેટલું ગજું છે તે જાણવું જોઇએ-તમે લખો છો કે આડવાન્સડ સ્કૂલબોયને શોભા આપે તેવો છે, પણ હું તો કહું છઉં કે ઇંગ્લાંડની ગ્રામરસ્કૂલના ફર્સ્ટ કલાસના છોકરાને પણ શોભા આપે તેવો પણ ન હોય, તેમ છતાં જાહેરખબરમાં **માગેલા વિષયને** જેટલું જોઇએ તેટલું લખાણ, હાલના ગુજરાતી વિદ્યાર્થીમાંથી આશા રાખી શકાય તેટલું લખાણ થએલું છે કે નહિ તે જોવું જોઇએ; ઇનામનો નિબંધ **કેળવણી** પર નથી માગ્યો, **સ્ત્રીકેળવણી** ઉપર નથી માગ્યો કે જેમાં ઘણીક વાત લખાય; પણ સ્ત્રીકેળવણીના **લાભ** વિષે માગ્યો છે, માટે એટલા જ પ્રકરણમાં શું અધૂરૂં છે તેનો જ વિચાર કરવો જોઇએ. જેમ કેટલાક નિબંધીઓ માગેલા વિષયથી આડા ફાટી લખે છે તેવું શું મારે લખવું જોઇતું હતું ? વળી અગર કોઈ બીજો લખે તો સ્ત્રીકળવણીના લાભ વિષે પુનરુકિત વગર કેટલું વધારે ને વધારે સારું લખી શકે તે પણ વિચારવું જોઇએ. વળી હાલમાં જેટલા નિબંધ લખાયા છે તે કેવા છે, તેને કેટલાં ઈનામ મળ્યાં છે તે પણ જોવું જોઇએ. ચૂંથાએલા વિષય ઉપર વરસ દહાડાની મુદત છતાં બસેંના ઈનામ માટે એક જ નિબંધ આવ્યો એનું કારણ શું ? મતલબ કે કલ્પેલા ઊંચા સ્ટાંડર્ડ (આકસફર્ડ કે કેમબ્રીજની યુનિવરસિટિના ? ) પ્રમાણે એ નિબંધ તપાસવાનો નહોતો, પણ ગુજરાતી વિદ્યાર્થીઓનું ગજું જોઈ તપાસવાનો હતો. નિબંધ કેમ લખવો એ વાત જ આપણા વિદ્યાર્થીઓમાં થોડા જ જાણે છે. હું મારી સમજ પ્રમાણે કહું છું કે એ જ નિબંધમાં લખનારે જે પહેલી ચાર બાજૂનું લખાણ કર્યું છે તે જેવી રીતે ગોઠવણ કરી છે ને જેવી ભાષામાં નિબંધ લખ્યો છે તેવું હજી

લખાએલા થોડા જ નિબંધમાં જોયું હશે ! માગેલો વિષય ને તે ઉપર આંકું ન ફાટતાં જેટલું લખવું જોઇએ તે ઉપર મેં ઘટતું ધ્યાન આપ્યું છે તે ઇનામને લાયક હતો એમ મારી સમજમાં હજી પણ છે. કમિટીએ બસેનું જ ઇનામ આપવું ને પછી પરીક્ષકોએ ઊંચો સ્ટાંડર્ડ કલ્પી તે પ્રમાણે નિબંધ વિષે મત બાંધવું, એવું અનુભવી પરીક્ષક તો ન કરે દલગીર છઉં કે તમારો સ્ટાંડર્ડ મારા જાણ્યામાં નથી, તમારો મત મારા જાણ્યામાં નથી, ને તેથી મારા લખાણના દોષ મારા જાણ્યામાં આવતા નથી ને મારે પોતાને માટે ઘણો ખિન્ન છઉં કે મારા નિબંધમાં મેં શું અધૂરૂં રાખ્યું છે કે જેથી તે ઇનામને પૂરતો લાયક ન ઠર્યો, ને એથી કમિટીએ હવે એમ જ કેમ ન જાણ્યું હોય કે બે બે વરસ થયાં નિબંધ લખાવીએ છીએ ને કોઈ લખતું નથી અથવા સારૂં લખતું નથી માટે નિબંધ લખવાને કોઈ ગુજરાતી વિદ્વાન શક્તિમાન નથી ને એથી તેણે હવે ભાષાંતરને માટે જાહેરખબર છપાવવી ! શું એ વિચાર મારો નિબંધ નાપાસ થયે બંધાયો ! એ મને બહુ લાગે છે ! અલબત મારે પરીક્ષકોના સ્ટાંડર્ડ અને મારી ભૂલ જાણવાં જ જોઇએ. ને અગર પરીક્ષકો તથા બીજા વિદ્વાનો એક મતના હોય તો મારે મારી ભૂલ કબૂલ કરી ચાનક રાખી સુધારો કરવો જોઈએ. હું શક્તિમાન છઉં અથવા નથી, પણ એકાદ આપેલા વિષય ઉપર હું પરીક્ષકો વિસ્મય પામે તેવા ઇલાબોરેટ એસે લખવાને હિંમત ભીડું તેવો છઉં. ઇનામના મૂલ પ્રમાણે મેં માગેલી વસ્તુ આ દેશના ભાવ પ્રમાણે આપી છે–જે વસ્તુ બીજા દેશના ભાવ પ્રમાણે મૂલ પ્રમાણે ન હોય માટે શું મારી વસ્તુ મૂલને લાયક નહિ ? પણ હશે–મત જુદાં પડે જ. મેં મત માગવાને ચિઠ્ઠી લખી તેની પહોંચ પણ ૨૪–૨૫ દહાડા ફરી ન વળી, ત્યારે મેં મારી ખરી લાગણી બતાવી ને એ કમિટીની નજરમાં અસત્ય લાગી. મારા વિચાર પ્રમાણે કમિટીએ ઉદાર મનથી તે ઉપર વિચાર કરવો હતો. કમિટી સાથે મારે તકરાર હતી તે નામ જાણી તપાસ્યો એ બાબતની હતી ને એ વિષે મેં છેલ્લો કાગળ દફતરે દાખલ રાખવાને મિટીને મોકલ્યો છે તે તમારા

વાંચવામાં આવ્યો હશે જ. હવે એ વિષે લખવું નિરર્થક છે એમ સમજી બંધ રાખું છું ને તમે પણ તેમ કરશો.

તમારા કાગળે કેટલીક વાતે મારા મનનું સમાધાન કર્યું છે–એટલે તમારા ક્રોધવચનની સામા મારાથી હવે તેવું લખાતું નથી તોપણ કંઇ લખવું તો જોઇએ ખરું. 'ખરું ખોટું ઓળખવાની તથા માણસના ગુણ દોષ પારખવાની શક્તિ વિષે મારો વિચાર ઊંચો હતો તે કંઇક હલકો થયો છે'—હું દલગીર છઉં કે તમારો કંઈક જ હલકો થયો–ઘણો થયો હોત તો વળી હું તમારા વિચારમાં પાછો ઊંચો થવાને યત્ન કરત.

'મારા જેવો આ પ્રાંતમાં કોઈ લખનાર નથી એવું તમને અભિમાન છે એવું હું અંતઃકરણથી કહી શકું છું.' સ્વાભાવિક અભિમાન તો દર માણસને હોવું જ જોઇએ–ને તે મારામાં છે. હવે લોકમાં તે અભિમાન જોઇએ તેથી વિશેષ અર્થમાં વપરાય છે. વળી સકારણ અભિમાન ને મિથ્યાભિમાન એમ પણ બે પ્રકાર છે. સકારણ અભિમાન ( લૌકિક અર્થમાં ) મારામાં કેટલું છે ? સહવાસ નહિ એટલે તમે ક્યાંથી જાણો ને કહ્યા વના તમારા વિચાર બંધાય નહિ ને કહ્યાથી અભિમાની કહેવાઉં તોપણ કહું છઉં–( અભિમાની કહેવાવાને)–હું સમર્થ વિદ્વાનોનાં કર્મો જોઇ વિસ્મય પામું છઉં ને વેળાએ આંખમાં ઝળઝળિયાં આણું છ કે મારી એવી શક્તિ કેમ નહિ ? હું પણ ક્યારે મારી બુદ્ધિમાં વધારો કરું ? એઓની આગળ તો હું કંઈ જ ગણતીમાં નથી !–એવા એવા વિચારે હું ઘણો જ નમ્ર છઉં, પણ જ્યારે કેટલાએક બળિયાઓ મારે વિષે થતી રૂડી વાતો સાંભળી મારી નિંદા કરે છે, જ્યારે કેટલાક પોતાની કાચી સમજ છતાં મારી સાથે મિથ્યા વાદ કરે છે, જ્યારે મારે સામાને ખરું ખોટું જુદું પાડી પાડી યથાર્થ સમજાવવાનું હોય છે, અથવા જ્યારે હું મારા શ્રમનો બદલો નથી મળતો એવા ખ્યાલથી દલગીર હોઉં છું અથવા વેળાએ રમૂજ કરતો હોઉં છું, ત્યારે મારી લાગણી ઉશ્કેરાય છે ને હું મારે વિષે અહીંના

વિદ્યાર્થીઓના મુકાબલામાં વધારે બોલું છું, જેને કેટલાક અભિમાન કહે છે.—એ રીતનો હું છઉં, એમ જો તમે મત બાંધ્યું હોય તો તમે ભૂલ નથી કરી એમ હું પણ કહું છઉં.

મારા ગ્રંથ ઉપર જે સમજ વગર અથવા વિદ્વત્તા વગર ખોટી ટીકા કરે છે તેની હું દયા ખાઉં છું અથવા હાંસી કરું છઉં, પણ જે દ્વેષ-ભાવથી કરે છે તેના ઉપર તો હું ચિડાઉં છઉં જ ને એ ચિડાવાને તમે અવગુણ કહો તો કહો. વળી શકને દૂર કરવાને અને વાજબી ઈનસાફને માટે ગેરઇનસાફથી ગભરાએલો જે માણસ પોતાના મનમાં મળ ન રાખતાં ઉશ્કેરાએલી લાગણીમાં ખરી હકીકત કહે તેને તમે ઉદારબુદ્ધિથી ક્ષમા, સજ્જનપણાથી વિવેક, ને ન્યાય-બુદ્ધિથી ન્યાય બતાવ્યાને બદલે આપવડાઇ ને પતરાજી કરે છે એમ કહો તો કહો. હશે–હવે એ વાત ફરી ફરી કરવી નથી ચહાતો-પણ અગર કદાપિ કમિટી સાથે થએલું મારું લખાણ પબ્લિકમાં મૂકું તો તેથી તમે માઠું લગાડશો નહિ. કમિટી ને હું, ને તમે ને હું એ સંબંધ હું જુદો સમજું છઉં.

તમે મારી નિંદા નથી કરતા, તમારા મનમાં મેલ નથી ઇ૰ વાક્યોથી હું મારી તરફથી ઊપજેલો શક દૂર—સમૂળો દૂર–કરૂં છઉં. તમને મારા કાગળથી માઠું લાગ્યું છે ને દલગીર થયા છો, પણ મેં મારો શક દૂર કરવાને જેવું મને લાગ્યું હતું તેવું લખ્યું છે તે જોઈ અને મૈત્રી તોડવાને હું ઇચ્છતો નથી, એમ જે તેમાં છૂપું છૂપું બતાવ્યું હતું તે જોઇ તમે મારૂં નિખાલસ મન જોયું હશે.

જેમ તમે ઇચ્છો છો તેવી મારી ઇચ્છા પ્રથમથી હતી–રે સૂરત આવ્યા પછી તમને સોડમાં રાખી ઘણું કામ કરવાની મેં આશા રાખી હતી પણ તેમ ન થયું–હશે. હું કાનનો કાચો હત તો તમને કાગળ લખત જ નહિ. હું કાનનો કાચો નથી ને તમારી કંપની વિષે જે શક હજી મને છે તેનો ખુલાસો

વળી થઈ રહેશે. તમે પછવાડેથી કેટલીક વાત લખી છે તેની હાલ જરૂર નહોતી, તેમ તમારે એટલા નમ્ર થવાની પણ જરૂર નહોતી. ખુલ્લા મનને કદી બહારથી મેલ વળગ્યો હોય તો તે કાઢવાને નિર્મળ પાણી જ બસ છે–ચરબીવાળા સાબૂની જરૂર નથી તો વળી મોંઘા અંગ્રેજી સાબૂનું શું કામ છે ? ને એમ કરતાં સાબૂની જ જરૂર હશે તો વિવેકને ભાવે અથવા દયાને ભાવે અથવા મૈત્રીને ભાવે અથવા મોટાઇમાં મહેનત લઇ સાબૂથી તે મેલ ધોઇ નાખશો ત્યારે હું શું ઉપકાર નહિ માનું ને મનમાં નહિ ફુલાઉં કે હવે ખરી મૈત્રીનો લહાવો લેવાના દહાડા પાસે આવ્યા છે ?

તમારા મનમાં મારે વિષે :સ્વર્ગ જેટલો ઊંચો કે પાતાળ જેટલો નીચો વિચાર હો, તમે મારા કટ્ટા વેરી કે સાચા સ્નેહી હો, તોપણ હું તમારા શહેરમાં એક કયારેકટર છઉં, પછી ગમે તેવો. એ જ વિચાર તમને મારું અભિમાન રાખવાને બસ છે એમ હું અભિમાનથી કહું છઉં ને તમે એ અભિમાન ઉપર હસશો જ–હસો હવે.

આ કાગળ બંધ કરતાં મરતી મૈત્રી પાછી ઊઠી તેની ખુશાલીમાં હું મારાં પાનસોપારી ખાઉં છઉં ને તમે તમારી તપખીર સૂંઘજો.

લિ.

સજ્જનની સજ્જનાઈમાં મગ્ન રહેતો

**નર્મદાશંકરની સલામ.**

૪

## દિલાસો

ભાઈ કરસનદાસ,

હું જ્યારે મુંબઈ હતો ત્યારે તમને મળવાની ઇચ્છા હતી. એવામાં જાણ્યું કે ગુજરાતમાં છે,–હું ગોંડગો–મળીને દિલાસો દેવો ધાર્યો, પણ પાછું વિચાર્યું કે સુધારક જનને પૂરા ગુજરાતમાં જેવો દિલાસો પોતાનાથી જ પોતાના

એકાંતમાં મળે છે, તેવો એક ભણેલી, ડાહી, દુનિયાદારી જાણતી, માથે પડેલું એવી રસિક ને ચતુર પ્યારી સિવાય બીજી કોઇ વસ્તુથી મળતો નથી. હું શરમાયો-પણ બીજે દિવસે વધારે ખૂમાટો સાંભળ્યો. એ વખતે શિવરામ ગવૈયો મારી પાસે હતો. અમે ગુણ ગાતા હતા ને ઈશ્વર પાસે માગતા હતા કે સાચાના બેલી અમારા સામું જોઇને તો નહિજ પણ તેના જ સુકૃત સામું જોઈ તેને સલામત ઉતારજે.

ઉપકાર કીધા છ તેને સારૂં આ બોલાય છે એમ નથી, પણ પ્રેમનો પાશ આડો આવે છે એ વાત આજે મારે નવી જણાવવાની નથી.

મારે આટલું જ માગી લેવાનું છે કે ચડી આવેલી વાદળી જોઇને જીવને ઉચાટમાં રાખવો નહિ-બહાદુર કપતાનની પેઠે તોફાનમાં ધીરજથી હંકારી આવવું.

(દોહરો)

ધીરજ હિંમત રાખવી, ગાવા હરિના ગુણ;
શી માયા છે તેહની, નથી તેમાં કંઇ ઊણ.

પ્રેમસાચા નર્મદના આશિષ.

૫

## દયારામની છબી

પરમસ્નેહી ભાઇ ધનસુખરામ ઓચ્છવરામ-મુ૦ વડોદરૂં

મુંબઇથી લા૦ નર્મદાશંકરના નમસ્કાર. તમારો પ્રેમપત્ર વાંચી ઘણો પ્રસન્ન થયો છું. તમે દયારામભાઈની છબી મોકલી તેને સારુ તમારો મારા ઉપર મોટો ઉપકાર થયો છે. જે જે ચોપડીઓ તમે મંગાવી છે તે વિષે જાણવું કે તે ચોપડીઓ ઘણાં વર્ષ ઉપર છપાઇ છે-હાલ મળતી

નથી-જોવામાં પણ આવતી નથી, માટે જે નથી તે કંઈ મોકલી શકાતી નથી, તોપણ ખંતથી ખોળમાં રહી જેમ જેમ મળતી જશે તેમ તેમ મોકલાવતો જઈશ. અહીંના કાએચ વગેરે લોકો જેઓએ દયારામભાઈને સારી પેઠે જોએલા ને તેમની પાસ રહેલા તેઓ કહે છે કે છબી દયારામ-ભાઈની નથી, એ તો રણછોડના જેવી લાગેછે-ચહેરામાં મેં પણ એ છબીમાં જોતાં વારને રણછોડભાઈની છાયા જોઈ. તમારી રણછોડભાઈ વગેરેની ખાતરી છે કે એ જ છબી દયારામભાઈની છે. હશે. ઉભય પક્ષને લીધે તમારી મોકલેલી છબી દયારામભાઈની જ છે એમ મારાથી કહેવાઇ શકતું નથી. અહીંના મિત્રોએ રણછોડભાઈને જોએલા તેઓએ જોતાં વારને કહ્યું કે એ તો રણછોડની તસવીર છે.

હવે મારી ઇચ્છા એવી છે કે સોનારણની પાસે જે છબી છે ને જેને તમે ખોટી ને ખરાબ કહો છો તે જ છબી જેવી તમે જોઈ હોય તેવી જ મને તાકીદે મોકલી દો તો સારૂં.

અહીંના લોકોના વર્ણન પ્રમાણે સવિતાનારાયણે સોનારણ પાસે જોએલી તસવીર મળતી આવે છે માટે જેમ એક સુંદર છબી મોકલી આપે તસ્દી લીધી તેમ પેલી બીજી તસબીર જેવી તમે જોઈ હોય તેવી કૃપા કરી તાકીદે મોકલવી. તમે અત્રે પધારવાના છો એ સાંભળી હું ઘણો ખુશી થયો છું કે તમ સરખા સ્વન્યાતી ગુણીજન સાથે મૈત્રી બંધાય. તમે અત્રે આવશો ત્યારે હું મારા પેલા મિત્રો પાસે તેડી જઈશ. અને પછી તમારી મરજી હોય તો તેઓના વર્ણન પ્રમાણે બીજી તસવીર લેજો. મારો વિચાર એમ કે ત્રણ તસવીર ઉપરથી એક નવી તસવીર ઉપજાવવી કે જેને સહુ લોકો કબૂલ કરે. તમને ચોપડી મોકલતાં વાર લાગવાથી તમે મારે વિષે કંઇ જુદો જ વિચાર લાવી સોનારણવાળી તસવીર મોકલાવતાં વિચારમાં પડશો એમ હું ધારતો નથી. આટલો ઉપકાર કર્યો છે તેમાં પેલી તસવીર તાકીદે મોકલીને ઉમેરો કરશો એવી આશા છે.

લી૦ તમારો દર્શનાભિલાષી

૬

# છબી અને ચોપડી

તા. ૧૮ એપરેલ ૧૮૬૫

ભાઈ ધનસુખરામજી—મુ૦ વડોદરું

આ પત્રનો ઉત્તર આવ્યેથી છબી તાબડતોબ મોકલાવી દઈશ. તમારી અધીરાઇ, અને આકળાપણું દર્શાવતો છટાથી વાંકામાં લખેલો આપનો પત્ર વાંચી મને સારી પેઠે હસવું આવ્યું છે. મને તમારી છટાથી લખતાં આવડે છે ખરું, પણ તમે મારા ઉપર ઉપકાર કીધો છે (છબીના બદલામાં અધીરાઈથી ચોપડીઓ માગો છ એટલે ઉપકાર કહેવો ન જોઇએ), તેથી હું તમારી છટાથી લખવું દુરસ્ત ધારતો નથી. તમારી મહેનતના બદલામાં મેં રૂપિયા આપવાનું કહેવડાવ્યું હતું પણ તેની તમે ના પાડી હતી, માત્ર મૈત્રીની નિશાનીમાં તમે મહેનત લીધી એમ હું જાણતો હતો. પરંતુ જ્યારે તમે ચોપડીના બદલામાં છબી આપો છો ત્યારે તે મૈત્રીની નિશાની ન કહેવાય. તમે મારે વિષે ખોટો વિચાર લઇ જાઓ છો અને જેવા આપ છો તેવો મને ધારો છો તેમાં તમે મોટી ભૂલ કરો છો એ જોઈ હું ઘણો દલગીર થાઉં છું. મેં તમને ચોપડીઓ મોકલવાની ના નથી કહી. 'ખાંતથી ખોળ કરી મોકલતો જઇશ' એમ લખવા છતાં તમને ખોટું લાગ્યું તો હવે ભાઇસાહેબજીને વિનંતિ કરૂં છ કે મારાં માણસોથી તમારૂં દિલ દુખાયું તો કોઈ પણ રીતે તેના બદલામાં મને હજીય વધારે શિક્ષા કરી ક્ષમા કરો તેમ છે ? કહો તો તનથી માફ માગું એટલે તમારી સાથે કામ પાડયા-થી જે પશ્ચાત્તાપ મને તમારા કાગળથી થયો છે તેને વધારે દહાડા ચલાવ્યા કરૂં, અને કહો તો ધનથી માફ માગું એટલે મારા ગજા પ્રમાણે તુલસીપત્ર અર્પી સાહેબને રીઝવું. 'છબી મોકલજો કે દરસણથી આપનું સ્મરણ રહે' એમ તમે લખો છો તેમ હું પણ તમને લખું છ કે હું તમારી ખૂબીના કાગળો જોઇ જોઈ તમારા ક્રોધરૂપી વીછુ સાપના ડંસથી

આકુળવિકળ થઇ જઇ પશ્ચાત્તાપ કર્યાં કરી તમારૂં સ્મરણ રાખ્યાં કરીશ. હું મારાં માણસોનો પક્ષ નથી કરતો. કર્યો હોત અને મારા મનમાં કપટ હોત તો હું તમારી સાથે કાગળથી પ્રસંગ કરી ચોપડી મોકલવાની વાત લખત નહિ. હવે ગઈ ગુજરી વાતનું લંબાણ કરવું ન જોઇએ તોપણ કોઇ બીજા સદ્દગૃહસ્થો તમારા અમારા કાગળો વાંચે તેઓને ઉભય પક્ષ સમજવામાં આવે માટે લખું છું કે તમને જે વેળા ડભોઇ જવાનું કહ્યું તે વેળા તમે એવું નહોતું કહ્યું કે ચોપડી મંગાવી આપો તો જ હું તમારી સાથે આવું. એમ ન કહ્યું એ તમારી મોટી ભલાઈ અને મૈત્રી. છબી પાડયા પછી આગ્રહ ધર્યો કે મંગાવી આપો તો જ લઇ જાઓ ને હું કેવો માણસ છઉં એ વિષે સારી પેઠે ચોકસી કરી નાચારીથી છબી આપી અને પછી પાછા હમણાં મારા કાગળથી નારાજ થઈ જઇ છબી પાછી મંગાવી લો છો એ પણ તમારી ભલાઈ અને મૈત્રી. તમને સોનારણવાળી તસવીર પસંદ ન પડયેથી અને તેવી તસવીરથી મુંબઈ સરખા શહેરમાં તમારી યશસ્વી કલમને બટ્ટો લાગશે એમ સમજી તમે તે તસવીર રદ કરી તમને યશ મળે તેવી બીજી ઉતારી. મેં મારા માણસોને સોનારણવાળી જ ઉતારવાનું કહ્યું હતું પણ તેઓએ તમે અપ્રસન્ન ન થાઓ માટે મને તમારા કહેવા ઉપર ભરોસો રાખીને તમે જે કીધું તે કરવા દીધું. રંગદાર અને ખુશમિજાજની તસવીર કરતાં મને સાદી અને ઉદાસી તસવીર વધારે ગમે છે ને ગમે તેવી તે તસવીર નઠારી હતી તોપણ મને તેની ઇચ્છા હતી. તે ઉપરાંત તમે રણછોડની સંમતથી નવી બનાવી મોકલી એ તમારો મોટો ઉપકાર. ને એ ઉપકાર જાણનાર તમારા દિલમાં અપકારી જણાયો એ જોઈ મને કૌતુક સરખું ભાસે છે. જેવી ધીરજ તમે ડભોઈ જતાં પહેલાં રાખી હતી તેવી તમે પછવાડેથી રાખી શકયા નહિ, એવે પ્રસંગે મારાં માણસો જેઓ એમ સમજેલાં કે નર્મદાશંકર આખા મુંબઈની ચોપડીઓ વિષે જાણે છે તે ગમે તેમ કરીને ખોળ કાઢી વહેલા મોડી મોકલાવશે જ, એવા વિચારથી તેઓએ તમને નકકી મોકલાવીશું એમ કહ્યું. તમે પાછળથી અધીરા થયા અને હું તમારો હિતુ છતે તમે મારે વિષે વગર પ્રસંગે

ખોટા વિચાર કીધા એને વિષે તમે તમારા દિલને એકાંતમાં જ સમજાવજો. મારાં માણસો, રે હું, તરતની તરત ચોપડી ન મોકલી શકયો તેટલા ઉપરથી તેઓને વિષે ને મારે વિષે ખોટા વિચાર કરો છો એમાં અમને તો અમારો દોષ કંઈ જણાતો નથી. કારણ કે ચોપડીઓ મોકલવાની ના નંથી કહી. 'ચાનક રાખી ખોળ કરી મોકલતો જઈશ,' એમ લખ્યા છતાં તમે આકળા પડી જાઓ છો અને મૈત્રીના અંકુરને ક્રોધમાં ચાંપી નાખો છો. કોઇ એક માણસે બીજાને કહ્યું કે હું તમને અગિયાર વાગ્યે મળીશ ને પછી કેટલીક અડચણને લીધે તેનાથી બાર વાગ્યે મળાય અને જેને સારૂ પહેલો માણસ વિવેકમાં રહી બીજાની પાસે માફી માગે અથવા પહેલો માણસ અચોકથી મરી ગયેથી બીજાને ન મળી શકે ને તેથી બીજો કોપાયમાન થાય તો તેમાં તે બીજા માણસનું ભલાપણું ને સાચી મૈત્રી ( ? ) અને પહેલા માણસનું ખોટાપણું અને ખોટી મૈત્રી ખરી ? છબી મોકલવાને કંઇ જ વાર નથી પણ તમારા જેવો હું આકળો ગણાઉં માટે આ પત્રનો ઉત્તર આવતાં સુધી વાર લગાડું છઉં. આ પત્રના ઉત્તરની સાથે નીચલા પ્રશ્નનો ઉત્તર પણ લખી મોકલશો. લોકો કહે છે કે દૂર પડેલ ને ન દીઠેલ એવા પરદેશીની સુજનતાની પરીક્ષા કરવામાં વડોદરાનાં બૈરાં ત્યાંના પુરુષો કરતાં વધારે ચતુર છે તે વાત ખરી છે ? મનમાં મેલ રાખ્યાના કરતાં તડ ને ભડ કરી દેવું એ મોટી નીતિ છે. સોનારણવાળી પેનસિલની જ છાયાવાળી છબી મોકલવાને મેં તમને લખ્યું હતું તે વિષે આપ ક્રોધમાં કંઇ જ લખતા નથી. એ જે તમારી કાગળ લખવાની ચાતુરી તે શીખવામાં હવેથી હું તમને ગુરુ ગણીશ. હું જ લખું છ કે હવે તમે તે મોકલવાની તજવીજમાં પડશો જ નહિ. તમારો મેરુ જેટલો ઉપકાર હું અળસિયાથી કેમ ઝિલાય ? આ ઊભરો ગમે તેવો પણ શુદ્ધ અંતઃકરણનો છે; માટે ક્ષમા ધારણ કરી પાછો પ્રીતિનો ઉમળકો લાવશો. એ જ વિનંતિ.

નર્મદાશંકર લાલશંકર

તેમ નિત્ય રહેવું એ પણ કઠિણ છે. મૈત્રી કરવામાં ને નિભાવવામાં બહુ વિઘ્ન આવી પડે છે. 'કોઇને કરી રાખવો અથવા કોઈના થઈ રહેવું' એ કહેવત ખોટી નથી કે જેથી મૈત્રી નિભે પણ અંતઃકરણનો ઉમળકો રહેવો દુર્લભ છે. એ જો બંનેમાં હોય તો પછી નાના પ્રકારનાં વિઘ્નો પોતાની મેળે જ દૂર થઇ જાય છે. સાચો સ્નેહ શૌર્ય વના બંધાતો નથી ને નિભતો નથી. તેમ સાચા સ્નેહથી શૌર્ય વધે છે ને શૌર્યથી જસ ને પછી સુખ મળે છે એ પણ ખોટું નથી; હા, તે જસ લૌકિક વિચારમાં કદાપિ તત્કાળે નિંદાય પણ પછવાડેથી વખણાય જ. જ્યારે ગરમ લોહીનાં સ્ત્રીપુરુષોના પ્રેમ જેવો પુરુષમાં સ્નેહ જોવામાં આવશે ત્યારે જ ઐક્ય, ધૈર્ય, મુક્તિ, સાહસ એ સદ્‌ગુણો આપણામાં દેશીઓમાં આવશે ને ત્યારે જ તેઓ ઉત્તમ યશ ને ઉત્તમ સુખના ભોક્તા થશે.

નર્મદાશંકરના આશીર્વાદ

ા છઉં ને હજીએ મનથી તેમ જ ગણું છઉં, પણ મિત્રના વિશ્વાસ
સાહસ થયેથી જ્યારે ભીડ આવી ત્યારે દ્રવ્ય જરૂરનું લાગે છે.
મેશ સહાય કરનારો તે હાલ સહાયપાત્ર થયો છઉં ને સહાય મળતી
હોય ! રતના ફેરફાર હોય છે તેમ આ દિવસ પણ જશે. ફાંફાં
જાઉં છું—આશા રાખ્યો જાઉં છું–પણ થવાનું હશે તે થશે એમ
નક્કી સમજું છઉં–સાહસથી થએલી હાનિનો બદલો વાળવાને સાહસ
વું જોઇએ, પછી આમ કે તેમ, એ વિચાર પ્રમાણે વર્તવું મેં ધાર્યું
નાં ચોપડાં તૈયાર કરી છપાવવાં. વોલ્ટર સ્કોટે પોતાના લહેણદારોને
તું કે સબૂરી રાખો, તેમ મારે કહેવું પડે છે, ભાઈ, જેટલા ભરાયા
ી ક્યાં આશા હતી ? 'નવાણુ તો ભર્યા સો' એમ કરી રહેલી ચોપડીઓ
 મારે હવાલે કરે તો પછી હું ૮–૭–૬–૫–૪ને નિદાન ત્રણે પણ
તને નાણું ભરૂં–એ ઉપાય કરવો રહ્યો છે. પણ બંધાવાનું તારા
છે. ડૈરેક્ટરે કોશ છપાઈ રહ્યે મદદ આપવાનો વિચાર કરીશું
રાખ્યું છે. હું નવેંબર આખરે તારી પાસ આવીશ ને આશા રાખું
ક થોડુંક લેતો આવીશ. ભાઇ, તું ગભરાઇને તારી પ્રકૃતિમાં
 કરે છે એ સારી વાત તો નથી. દુઃખમાં તો પથ્થર જેવી છતી રાખી
-પણ ડાહી સાસરે ન જાય ને ઘેલીને શિખામણ દે તેવું થાય છે! ઈશ્વર
દુરસ્તી બક્ષે !

તારો સાચો નર્મદ

## ૧૦

## નર્મકોશનું અર્પણ

સૂરત, આમલીરાન તા. ૨ સપ્ટેમ્બર ૧૮૬૮

સ્નેહી ભાઈ ગોપાળજી,

આજ સવારે મેં કાગળ બીડાવ્યો ને દસ વાગ્યે તમારો ૧૯૨૭ના
ગસ્ટનો આવ્યો–એના ઉત્તરમાં નીચે પ્રમાણે—

આવ્યો છઉં ને હજીએ મનથી તેમ જ ગણું છઉં, પણ મિત્રના વિશ્વાસ ઉપર સાહસ થયેથી જ્યારે ભીડ આવી ત્યારે દ્રવ્ય જરૂરનું લાગે છે. હું હમેશ સહાય કરનારો તે હાલ સહાયપાત્ર થયો છઉં ને સહાય મળતી નથી–હોય ! રતના ફેરફાર હોય છે તેમ આ દિવસ પણ જશે. ફાંફાં મારતો જાઉં છું—આશા રાખ્યો જાઉં છું–પણ થવાનું હશે તે થશે એમ મનમાં નક્કી સમજું છઉં–સાહસથી થએલી હાનિનો બદલો વાળવાને સાહસ જ કરવું જોઇએ, પછી આમ કે તેમ, એ વિચાર પ્રમાણે વર્તવું મેં ધાર્યું છે–નાનાં ચોપડાં તૈયાર કરી છપાવવાં. વોલ્ટર સ્કોટે પોતાના લહેણદારોને કહ્યું હતું કે સબૂરી રાખો, તેમ મારે કહેવું પડે છે, ભાઈ, જેટલા ભરાયા છે તેની કયાં આશા હતી ? 'નવાણુ તો ભર્યા સો' એમ કરી રહેલી ચોપડીઓ બંધાતી મારે હવાલે કરે તો પછી હું ૮–૭–૬–૫–૪ને નિદાન ત્રણે પણ વેચી તને નાણું ભરૂં–એ ઉપાય કરવો રહ્યો છે. પણ બંધાવાનું તારા હાથમાં છે. ડૈરેક્ટરે કોશ છપાઈ રહ્યે મદદ આપવાનો વિચાર કરીશું એમ લખ્યું છે. હું નવેંબર આખરે તારી પાસ આવીશ ને આશા રાખું છઉં કે થોડુંક લેતો આવીશ. ભાઇ, તું ગભરાઇને તારી પ્રકૃતિમાં બગાડો કરે છે એ સારી વાત તો નથી. દુઃખમાં તો પથ્થર જેવી છતી રાખી વર્તવું–પણ ડાહી સાસરે ન જાય ને ઘેલીને શિખામણ દે તેવું થાય છે! ઈશ્વર તને તંદુરસ્તી બક્ષે!

તારો સાચો નર્મદ

૧૦

## નર્મકોશનું અર્પણ

સૂરત, આમલીરાન તા. ૨ સપ્ટેમ્બર ૧૮૬૮

પરમ સ્નેહી ભાઈ ગોપાળજી,

આજ સવારે મેં કાગળ બીડાવ્યો ને દસ વાગ્યે તમારો ૧૯૨૭ના આગષ્ટનો આવ્યો–એના ઉત્તરમાં નીચે પ્રમાણે—

હૂંડી રૂ. ૨૯૨)ની મોકલી છે તે પહોંચી છે ને રૂપિયા મળ્યેથી ટીકીટ ચોડી રસીદ મોકલીશ. ચોપડીઓ વેચવાની વીગત તથા તમારી પાસે રહેલી સિલક ચોપડીઓ વિષે લખ્યું તે જાણ્યું ને ચોપડીઓ ૧૦ મંગાવી છે તે તમારા લખ્યા પ્રમાણે ભાવનગર મોકલીશ.

'ત્રણ પ્રકારની મદદમાંથી ગમે તે પ્રકારની મદદ કરે તો આપ એમની તે જાતની મદદને માટે નામના વાસ્તે શું કરવા ધારો છો ?' એ વાકય વાંચી મને હસવું આવ્યું છે. પણ તમે જે પુખ્ત વિચારથી લખ્યું છે તે મારા સમજવામાં છે પણ મારા સરખાએ કોશ સરખા પુસ્તકને માટે મદદના બદલામાં આમ કરીશ એમ આગ્રહથી કહેવું એ મને તો ગમતું નથી ને મદદ કરનાર વિષે તો વિચાર જ શો બાંધવો ? તોપણ દુનિયાદારી જોતાં ને તમે વચમાં છો માટે લખું છઉં કે—

છપાએલા કોશ નિમિત્તના ખર્ચમાં એક ગૃહસ્થે રૂ. ૬૫૦)ની, એકે ૨૦૦) ની ને બીજા માત્ર દસ બાર શ્રીમંત ગૃહસ્થોએ ઘરાક દાખલ પ્રત લઈ નજદીક તેરસેંની રકમની મદદ કરી છે. અને જોકે હવે એઓ શેરની પડતીને લીધે છાપવામાં કોશને આગળના જેટલી મદદ નહિ કરી શકે તોપણ થોડીક પણ કરશે જ, માટે એનાં નામ પ્રસ્તાવનામાં ઉપકાર સાથે લખવાનો છઉં. માટે બીજી રીતની મદદને માટે જેમ ઉપલાઓનાં તેમ નવા મદદગારનું નામ પ્રસ્તાવનામાં દાખલ થશે. પણ એ મદદ લેવી હું ચાહતો નથી, પણ તમે કહેશો તો લઇશ. બીજી રીતની મદદ લેવી એ માનભરેલું છે, પણ તેને માટે મારી પાસે પૂરતાં પુસ્તક નથી. આગલા અંકોમાં ઘણી ઘટ જ છે. માત્ર સો જ નકલ મારી પાસે રહે તેમ છે. હજાર આગળથી ને હજાર ચોપડી તૈયાર થયેથી બક્ષિસ જ આપે તો મારી ઇચ્છા એવી ખરી કે તેને કોશ અર્પણ કરવો.

ઘણે વરસે ઘણે શ્રમે પૂરૂં થએલું પુસ્તક પરીક્ષા વનાના જનને અર્પણ કરવું એ મારી ને ગ્રંથની શોભા નહિ. માટે મારો વિચાર એ કોશ

ગુજરાતી લોકોને જ અર્પણ કરવાનો હતો તોપણ તેમ કરાવવાની ઈશ્વરની મરજી નહિ ! વળી એક મારા ગુજરાતી શ્રીમંત સ્નેહીને, તેને નહિ તો પછી મોટા વિદ્વાન પારસી મિત્ર જેણે મને ૨૦૦ ઘરાક પોતાની જાતમહેનતે કરી આપેલાં તેને અર્પણ કરવાનો હતો. તોપણ જલદીથી કોશ પ્રગટ થવાથી આપણા લોકને ઘણો લાભ છે, કે બીજા ઊભા થાય, એમ જાણી જે કોઇ આ વખતમાં રૂપિયા બે હજારની મદદ કરે તેને અર્પણ ઘટતું કરવાને સમયે વિચારવા ધારૂં છઉં. એથી કોશની મદદમાં બે હજારની જૂજ રકમ આપનારનું નામ પણ ગુજરાતી ભાષાની સાથે કાયમ રહેશે.

યુનિયન પ્રેસવાળાને 'નર્મકવિતા'ના મોટા પુસ્તકની છપાઈ હજુ પૂરતી પહોંચી નથી ને તે છતાં હું કોશનું મોટું જે કામ તે જ પ્રેસમાં સારૂં ને સસ્તું થઈ શકે તેવું છે તે આપું એ મને ઠીક લાગતું નથી. બાકી તે તો તૈયાર છે. માટે મારા દિલમાં એવું છે કે હજાર રૂ. જો કોઇના આવે તો તેને આપું કે તે પણ ઉતાવળું છાપી આપે. માટે કોઈપણ રીતે એટલી રકમ હાલ જોઈએ છૈએ. જો કાઠિયાવાડમાં એવો કોઇ નહિ મળે તો મારો વિચાર મિ. કર્ટિસને મળવાનો છે. ને એને આમ કહેવું છે કે મારી મોટી કવિતાની સોએક પ્રત સ્કૂલલાયબ્રેરીને માટે રાખવી તથા થોડીક રકમ કોશની પૂરા થયે લેવી ને તેના બદલામાં કોશ અર્પણ કરીશ–પણ જ્યાં સુધી હિંદુ મળે ત્યાં સુધી અંગ્રેજને અર્પણ ન થાય તેવું ઇચ્છુંછું–માટે લખવાનું કે તાકીદથી તમારી તરફથી હા નાનો જવાબ આવ્યેથી તે ઉદ્યમ કરૂં ને અહીં ન ફાવ્યું તો મુંબઈ જઇ ત્યાં તજવીજ કરૂં. હું તમારો જવાબ ફરી વળતાં સુધી અહીં રહીશ, કે મારે મુંબઇથી જલદી પાછું આવવું ન પડે.

શ્રીમંત લોકને બૂજ હોય નહિ. નામને માટે મદદ કરે. ને તે વળી ચાપાચીપથી એ શો ગજબ ! પરાકાષ્ઠાની મહેનતના બદલામાં હું કંઈ જ નથી ઇચ્છતો. માત્ર ગ્રંથ છપાવી પ્રગટ કરવાને ઈચ્છુંછું. તે છતાં કોઈ

ગુજરાતી ખરો ઉદ્ધાર નથી મળતો ! પણ તેઓનો દોષ શો ? હજી સમજ આવતી જાય છે, ને હું પણ જોઉં છું કે વારું કોઇ છે ? કોઈ નહિ તોપણ મારી અડચણો તો પ્રસ્તાવનામાં જાહેર થશે.

ખરેખર હું દલગીર છઉં. મારે તમારે એકાંત થઇ નથી એટલે તમને મારા સ્વભાવાદિ વિષે ઘણું જાણ્યામાં નથી. હશે ! દલગીર છઉં કે મારે માટે તમે આટલો શ્રમ લો છો. છેલ્લું લખવાનું કે જો મદદ કરનાર ધણી ચાપાચીપ કરે તો બહેતર છે કે તમારે એ ઉદ્યોગ છોડવો. હું શ્રીમંત નથી, પણ સુઘડતા ને પ્રશંસ્ત મન તે શું તે સારી પેઠે સમજું છઉં. માટે મને હલકો સંકોચ રુચવાનો નહિ. ને તમારે એમ ન સમજવું કે વચમાં પડયો છઉં ને કામ ન થાય તો ખોટું. અગર કદાપિ હમણાં જોગ નહિ આવે તો પછી પણ આવશે. તમારો ઉપકાર મારા ઉપર થશે પણ મારે માટે તમારા ઉપર કોઇ પણ પાડ ચડાવે તે મારાથી નહિ બરદાસ થાય. માટે ટેકમાં રહી કામ ચલાવવું. બહુ લંબાણ થયું છે માટે હવે બસ.

લા૦ તમારો શુભેચ્છુ નર્મદાશંકર

## ૧૧

## મથ્યાં કરવું એ જ કર્તવ્ય

સૂરત, તા. ૨ જી અકટોબર સને ૧૮૬૯

સ્નેહી શ્રી ભાઇ ગણપતરામ,

મારી તે વળી કૃપા શી ? કૃપા તો તમારી હોવી. તમારા પત્રો મારા કાગળિયાંમાં સંતાઇ રહેલા તે શોધતાં વાર લાગી હતી. મિત્ર રતિલાલના કહેવાથી મેં જાણ્યું કે દોસ્ત મુરાદઅલ્લીએ મને પત્ર લખ્યો હતો. એ પત્ર ગેરવલ્લે પડેલો અથવા મારા ઘરનાં માણસોથી ડાબે હાથે મુકાએલો એમ મને લાગે છે. એ ભાઇએ તમારા પત્રમાં જે પ્રેમઉભરાતી લીટી

લખી છે તેને માટે હું તેમનો ઉપકાર માનું છું. શું લખું? કોઈ પણ રીતે આપણે ફાવી શકતા નથી. સાતમે આકાશથી સાતમે પાતાળે ધમ પડી રિબાઇએ છૈએ–ઉપરથી માર છે એટલે ઊભા પણ થવાતું નથી. તો પછી શું? લાખોમાંથી થોડાંએકે માર ખાતાં ખાતાં પણ જુદે જુદે ઠેકાણે મથી મથીને ઊભા થવું–પ્રત્યેકે ઊભા થઇ પોતપોતાની પાસેના બીજાઓને સહાય થઈ ટટાર કરવા–પછી સાધન સાહિત્ય–સામગ્રી પ્રાપ્ત કરવાના રણમાં મથવું–મથતાં જો તે પ્રાપ્ત થયાં તો વળી પછી સમોવડિયાએ સ્પર્ધા તજી ઐક્ય રાખવું–વળી પાછું મોટું યુદ્ધ કરવું ને તેમાં બહુ બહુ અપજશ જોવા–પછી અંતે આમ કે તેમ–વહેમોને હાંકી મેલવા એ ત્વરાથી તો ન જ બનવાનું ને મૃતક પુરુષત્વને સજીવન કરવાનું બની શકે તેમ છે. તોપણ જ્યાં ઊભાં થવાનું નથી ત્યાં બીજું શું ઇચ્છવું? જેમ તેમ ઊભાં થએલાં એવાંમાંથી કોઈ બેસી ગયાં છે—જાય છે ને કોઇ સૂઇ ગયા ને—જાય છે. મારો વિચાર તો આ કે મથતાં રહેવું, પછી સમય કરે તે ખરૂં—મથતાં થાકી જવાય તો થાક ઉતારવો પણ ઊતર્યો કે પાછા ગતિમંત થવું. આ વિચારને તમે કેટલા પ્રતિકૂળ છો તે લખશો?

'લખી શકો'–'તેમ ન પણ લખાય' એ વાક્ય મેં તમારે જ માટે લખ્યું હતું–તે સ્પષ્ટ કરવાને તો હમણાં હું ઇચ્છતો નથી. મૈત્રી વિષે તમે તમારા અનુભવ તથા તર્ક ઉપર વિચાર કરતાં શું નક્કી કર્યું છે? ઉત્તમ મૈત્રી કઇ? એ વિષે લખી જણાવશો.

વારૂ ભાઇ, ગુજરાતી ભાષાના પ્રાચીન ગ્રંથો અથવા એમાંનાં પાનાંનો સંગ્રહ તમારી તરફ જોવામાં આવે ખરો? સૈકા સૈકામાં ભાષામાં કેટલો અંતર પડયો છે તે જાણવાનું છે. **નરસિંહ મહેતાની** પૂર્વે કોણ કવિ થઇ ગયા છે? આપણા કવિઓએ દેશી–ઢાળમાં પદબંધ બાંધ્યા છે તે શા ઉપરથી? પદ–ગરબી દેશીની ચાલ કોણે કયારે ને શા ઉપરથી કાઢી તે જાણવું જોઇએ.

**નર્મદાશંકરના આશીર્વાદ.**

## ૧૨

## કોશના ખર્ચનો આંકડો

સૂરત, આમલીરાન, તા. ૧૪ અકટોબર સને ૧૮૬૯

સ્નેહકૃપાર્ણવ દેસાઇશ્રી છગનલાલ વિ૦ સંતોકરામ, મુ૦ ભાવનગર

રાજશ્રી ભાઈ,

૧. આપનો તા. ૧૦ અકટોબરનો સ્નેહદર્શક તા. ૧૩ મીએ વાંચી ૧૦ વર્ષ ઉપર થએલા સમાગમનું સ્મરણસુખ પામ્યો છઉં ને આપ 'પત્રવ્યવહાર જારી રાખવાની ઉમેદ' રાખો છો એ ઉપરથી આશા રાખું છઉં કે આપ ને હું કેટલાંએક કારણોથી જાણે એકમેકને છેક જ ઓળખતા ન હોઇએ તેવી સ્થિતિમાં આવી રહ્યા હતા તે પાછા પત્રરૂપી નેત્ર દ્વારાએ પરસ્પર રસ આપતા થઈશું. ઇ૦

૨. 'આપને આપણા દેશસુધારા ઉપર ભિક્ષટ અને પ્રીતિ છે તે વાત હરેક પ્રસંગે સાંભળી અંતઃકરણને ઘણો જ આનંદ પ્રાપ્ત થાય છે' એ વાકયો આપના પત્રમાં આપે જણાવ્યાં એથી મને પણ થોડો સંતોષ નથી, કારણકે આપ શ્રીમાન પણ દેશને અર્થે થતાં કર્મો તે સંસારમાં ઉત્તમ પરમાર્થ છે એમ અંતઃકરણથી સમજો છો–ઇતિહાસો વાંચ્યાથી જણાય છે કે સુધારાનાં કર્મો મધ્યમવર્ગના જનોથી થયાં છે ને પછી પ્રથમ વર્ગના જનોએ મોટી સહાય કરી છે કે જેથી પેલા વિશેષ ફાવ્યા છે.

આપણામાં હજી અનુભવવિવેકે સુધારાના વિચાર ફેલાવનારા થોડા છે, ને કામો કરનારા તો વળી બહુ જ થોડા છે; અને કેટલાક શ્રીમંતો સ્વાર્થથી, મોટાઇથી, ને શરમમાં પડયાથી સહાય કરનારા છે પણ શુદ્ધ વિચારથી ને શુદ્ધ બુદ્ધિથી સહાય કરનારા બલકે નથી એમ કહું તો તે ખોટું નથી ને આપે જે દિલદાઝથી મને પત્ર લખ્યો છે તે જોતાં આપ

શ્રીમાન વર્ગમાં સુધારાને શુદ્ધ બુદ્ધિથી સહાય કરનારાઓમાં પ્રથમ ને પ્રથમ માનને યોગ્ય થાઓ ખરા.

૩. રા. ગોપાળજી સૂરભાઇ સાથે મારે કોશ સંબંધી પત્રવ્યવહાર ચાલેલો તે સમયે મારો વિચાર માત્ર ત થી હ લગીના શબ્દોને માટે ૩૦૦ પ્રત છપાવવાનો હતો ને તેને વાસ્તે બે અઢી હજારની છપાઈ થશે એટલી અટકળ બાંધી હતી. ગયા અપરેલ માસથી મારો વિચાર છપાએલો ભાગ રદ કરી નવેસરથી અ થી તે હ સુધી ફરીથી શુદ્ધ કરી નવા શબ્દો વધારી છપાવવાનો ને હજાર પ્રત કાઢવાનો થયો છે. ડાયરેક્ટર પાસે પંદર હજારની મદદ (૫૦૦ નકલ ૩૦ ને ભાવે આપવાની શરતે) માગી હતી. એક વર્ષમાં છાપી બહાર કાઢવાનો કુલ ખરચ (કાગળ, છપામણી, કપડાંનાં પૂંઠાં વગેરે) સૂરત ઐરિશ મિશનના એસ્ટિમેટ ઉપરથી ૭ હજાર રૂ. થાય છે. દર પ્રતના રૂા. ૨૦ ભાવ રાખતાં ત્રણસો પ્રતે રૂા. ૬૦૦૦ હજાર પૂરા થાય. બીજા છાપખાનાનો એસ્ટિમેટ ૫૦૦–૭૦૦ ઓછો પણ થાય ખરો.

૪. 'મારી જાતથી જેટલી મદદ થઈ શકે તેટલી કરી આપે લીધેલા પ્રયાસનું ફળ સહુ ચાખે એ હેતુથી' આપ મને ખરચનો આંકડો પૂછો છો, તો પછી કોશને બહાર પડતાં વાર શી?

૫. એટલી રકમનો આશ્રય મળવાનું આપના તરફથી બન્યેથી એ આશ્રયના બદલામાં સર્વ ગુજરાતી તરફથી ને મારી તરફથી મારે જે ઉપકાર માનવાનો થશે તેના પ્રકાર સંબંધી હું આપને જણાવીશ.

આપના શુદ્ધ સ્નેહનો અભિલાપ રાખનાર

નર્મદાશંકર લાલશંકર.

## ૧૩

## સ્ત્રીસ્વાતંત્ર્ય

સૌભાગ્યવતી માનબાઇ,

તમારે વિષે હું કેવળ અજાણ છું એટલે વિસ્તારથી નહિ પણ ટૂંકામાં જ લખું છું કેઃ—

જે દાસપણું આપણા લોકાએ સ્ત્રીઓને આપ્યું છે, તેમાંથી તેઓને છોડવવાને હાલમાં વિદ્વાનો વાણીથી ને લખાણથી મહેનત કરે છે, પણ જ્યાં સુધી પુરુષો પોતાના સંબંધવાળી સ્ત્રીઓને વ્યવહારમાં યોગ્ય છૂટ નહિ આપે અને સર્વ સ્ત્રીઓ પોતાની મેળે યોગ્ગ છૂટ નહિ લે ત્યાં સુધી આપણા દેશની સ્ત્રીઓની સ્થિતિ સુધરવાની નથી. એ વિચાર તમારા પ્રાણપ્રિયનો છે ને એથી જ તમે છૂટનું સુખ ભોગવો છો એ જોઈ હું બહુ સંતોષ પામું છું.

તમારા ઘરસંસારી કામકાજમાં અડચણ ન પહોંચે ને તમે તમારો અભ્યાસ જારી રાખી શકો અને વળી તમારૂં જોઇ બીજી સ્ત્રીઓને ઉત્તેજન મળે એને માટે મારે કેટલીક સૂચના કરવી છે તે બીજે પ્રસંગે કરીશ.

બાઇશ્રી–હું તમારા પ્રાણપ્રિયની દર્શાવેલી ઇચ્છાથી આઘો નથી.

લી. નર્મદાશંકરના આશીર્વાદ

ઉપરનો જવાબ તા. ૨૦ મીને ૨૧ મીએ આપ્યો છે.

## ૧૪

## 'નર્મકવિતા'નું પ્રેસબીલ

તા. ૬ ઠી જુલાઈ. ૧૮૭૦

પ્યારા નાનાભાઈ

બનાવો ( માની લીધેલા સારા ને મીઠા ) બને છે, ખૂબીને ખોડ કુદરતમાં નથી જ, દુનિયાદારીમાં છે. આફરીન છે કુદરતને કે મોટા

ફિલસૂફ ને મોટો તપેશરી પોતાની ઊંચી અક્કલથી અને મન મારવાના મહાવરાથી ગમે તેટલો દાબ રાખે, પણ કુદરત આગળ તે હારી જાય છે. દુનિયાદારી—અક્કલ તથા મહાવરો એને પણ જસ છે કે જોકે આખરે તો કુદરતને જ તાબે થાય છે, તોપણ તે થોડીઘણી મુદત સુધી પોતાનું જોર કુદરતની ઉપર છે એમ દેખડાવે છે.

ભાઈ, ન. ક. નું ચોથું નીકળ્યાને ત્રણ વર્ષ થયાં. હજી પૂરેપૂરૂં બિલ મારાથી ચૂકવાયું નથી. બહુ જ બળી જાઉંછું. સમો ઘણો બારીક જોવામાં આવે છે. એક દિવસ હું ભાઇ **માણેકજી બરજોરજી**ને ઘેર ગયો હતો. ને વાતમાં તેણે કહ્યું હતું કે 'યુનિયન ને સમાચાર જોડાયા પછી જેટલું ન. ક. નું કામ ચાલ્યું તેટલાં કામ સંબંધી મારૂં ને **નાનાભાઇ**નું તમારી ઉપર જે માગણું નીકળે તેમાંથી હું મારી પોતીનું તો ચૂકવી દેવાનું ઈચ્છું છું-જ્યારે આટલાં વરસ થયાં ને નિવેડો નથી આવતો ત્યારે ઠાલો ગૂંચાડો શું કરવા રહેવા દેવો જોઇએ,-માટે **નાનાભાઈ**ને કહી ને ન. ક. નું જેમ તેમ માંડી વાળો તો સારૂં, એ વાત હું તને કહેનાર હતો પણ જોગ ન આવ્યો. હવે એ સંબંધી તારો શો વિચાર છે ? બે પ્રેસ જોડાયા પછી કેટલું કામ થયું છે ને **માણેકજી** કેટલાના હકદાર છે એ જો તું મને જણાવે તો તેટલી રકમને સારૂં હું ને **માણેકજી** ખાનગી સમજીએ ને બાકી રહેલો યુનિયનનો અવેજ હું વ્યાજે આણીને અથવા ચોપડીઓ સસ્તે કાઢીને તેને પૂરો કરી આપું -પણ પ્રથમ **માણેકજી**નો આંકડો મારે જાણવો જરૂર છે.

તને મેં ક્યુરેટર ઉપરનું રૂા. ૧૪૦] નું બિલ મોકલ્યું છે, તેનાં નાણાં તને પહોંચ્યાં કે નહિ તે જણાવજે. જે પાંચસે ચોપડીઓ તારે ત્યાં રહી છે તેને પોણા પોણાનું પૂંઠું બંધાવવાને સારૂં પોણીચારસે જોઇએ તે હું તને બંધાઇનું બિલ ચૂકવતી વેળા ગમે ત્યાંથી પણ આણી મોકલીશ. થોડાએક કાઠિયાવાડથી આવનાર છે, ને થોડાએક કોઇના લઈશ. ચોપડી-ઓ બંધાતાં ઓછામાં ઓછો મહીનો દોઢ તો થશે જ, ને એની અંદર તો

હું તને કકડે કકડે મોકલતો જઈશ, માટે બંધાવવા આપજે. ભાઈ, કોઇ પણ રીતે હવે ત્રણેક મહીનામાં થોથાનું શેવટ આણી આપ. બારીક વખત જોઇ ગભરાઉં છું. પ્રેસના બિલનો નિકાલ કર. વળી માણેકજીનું મારૂં ખાનગી ખાતું રહ્યું તો ચિંતા નહિં. આનો જવાબ લખજે.

લી. વખત જોઇ ગભરાઇ જતો નર્મદ

૫૫

# કવિ અને સતી

(નર્મદ અને એનાં પત્ની ડાહીગૌરી વચ્ચેનો વાર્તાલાપ)

( સમય સને ૧૮૮૧-૨ )

આજે તા. ૯ મી સપ્ટેમ્બર મદ્રાસ ૧૧-૫ કહી દીધું ડા. ને કે તે પોતાની મેળે વિચાર કર્યા કરે. કાલના તારા બોલવાથી જણાયું કે મુંબઇમાં ગોઠતું નથી ને ગોઠે તેમ નથી ને બીજાં પણ કારણ છે તો તારે ત્રણ વાતના વિચાર કરી મૂકવા—

૧. સ્વતંત્ર રહેવું, આપણા ઘરમાં નહિ, જુદા ભાડાના ઘરમાં કોટડીઓ રાખીને મુંબઇ સૂરત કે ઇચ્છામાં આવે ત્યાં, ને હાલમાં મારી સ્થિતિ સારી થાય ત્યાં સુધી હું મહીને ૫) કે ૭) રૂપિયા મોકલ્યાં કરીશ. પછી વધારે.

૨. કોઈના આશ્રયમાં જઈ રહેવું ને રૂ. ૫) કે ૭) મહીને મોકલ્યાં કરીશ.

૩. મારાં ખૂણાં ખમવાં ને દુઃખ પામતાં પણ મારી જ સાથે રહેવું.

તા. ૧૦ મી

ડા૦-હંમેશને માટે પૂછો છો કે મુદતને વાસ્તે ?

ન૦-હંમેશને માટે, મુદત નહિ.

ડા૦-આટલાં વર્ષ આમ, આટલાં વર્ષ આમ એવી રીતે મુદતસર હું રહેવાને ઈચ્છું છું.

ન૦-વારૂં, બોલ તો ખરી.

ડા૦-હજી મેં પાકો વિચાર કીધો નથી.

તા. ૧૩ મી સપ્ટેમ્બર ભાદરવા સુદ ૧ બુધ

-ત્યારે કેમ ?

ડા૦-એકેક વર્ષની મુદત માગું છું.

-એમ હું ઇચ્છતો નથી, કેમકે વારે વારે વ્યવસ્થા કરવી એ ઠીક નહિ ને તારાથી કરીને એક પણ સ્થિતિમાં વર્તાય નહિ.

ડા૦-જો એક સ્થિતિ અનુકૂળ નહિ આવે ત્યારે બીજી બદલવાની ઇચ્છા થશે ને જે લીધી તે અનુકૂળ આવી તો બીજીનું શું કામ છે ?

-ત્યારે પહેલી કઈ લેવી છે ?

ડા૦-ખૂંધાં ખમવાની.

-એ તુંને ભારે પડશે. હું ઈચ્છું છું કે પ્રથમ બીજી કોઈ લે ને છેલ્લી તે લેજે.

ડા૦-બીજી કોઇ લેવાને હાલ મને અનુકૂળતા નથી.

-વારૂં, ઘર ઉઘાડી ત્યાં સ્વતંત્ર રહેવાને કહું તો ?

ડા૦-મારે ઘર સાથે કંઇ સંબંધ નથી. જ્યાં સગવડ હોય ત્યાં રહેવું.

-ત્યારે હવે એવી તજવીજ કરી આપું કે તારે માટે કોઇ ઘર ભાડે રાખું ને તું એકલી રહે તો કેમ ?

ડા૦-છેક એકલાં કેમ રહી શકાય ?

-સારો પાડોશ આપું.

ડા૦-હાલ મેં જે ઉપલી કલમ કબૂલ કીધેલી છે એટલે એ બીજા સવાલોની જરૂર નથી.

–ઠીક, આવી ઠેકાણે.

ડા૦–ના, આટલા માટે કે એક વાતનો પાકો અનુભવ કરી લઈ પછી તેમાં ના પાલવ્યું ને બીજું લઈએ તો પશ્ચાત્તાપનું કારણ ન રહે.

–બહુ સારૂં.

ડા૦–હું મારા મન સાથે કોઈ રીતનો વેરાગ રાખવા ઈચ્છું તો તેના ઉપર મારી સત્તા ખરી કે નહિ ?

–વેરાગનો પ્રકાર જાણી લીધે કહેવાય ને જ્યારે ખૂંધાં ખમવાની કબૂલાત છે તો તારે કોઇ પણ વાતે તારી પોતાની સત્તા રાખવાની ઈચ્છા કરવી એ વળી ?

ડા૦–મારા મન થકી હું કોઈ પણ પ્રકારના નિયમથી રહેવા માગું તો હું નથી ધારતી કે તેમાં તમને અડચણ જેવું હોય.

–તું જે નિયમ પાળવાને ઈચ્છે તે કહી જણાવવાને તુંને રજા છે, પણ અમલમાં આણવાને તો મારી પ્રસન્નતા ને આજ્ઞા હોય તો જ તારાથી તે નિયમ પળાય. તું કહી શકે ખરી કે ફલાણું વ્રત કરૂં, પણ હું રાજી હોઉં ને આજ્ઞા આપું તો જ તારે તે વ્રત પાળવું, બાકી નહિ. હજી તારે ખૂધાં ખમવાનું નાકબૂલ કરવું હોય તો સુખે તેમ કર. મારી ઈચ્છા તો એવી ખરી કે બીજા અનુભવ કરીને છેલ્લે ખૂંધાં ખમવાં પર આવવું. હજી વિચાર કર. પહેલાં કઈ સ્થિતિનો ભોગ કરવો તે, ખૂધાં ખમવાની કે સ્વતંત્ર રહેવાની ? બીજે વર્ષે સ્વતંત્રતા લઈ પછી પાછી ખૂંધાં ખમવા પર આવે તે તો હું ન જ અંગીકાર કરૂં, કેમકે ત્યારે તું અતિનષ્ટા હોય.

ડા૦ સ્વતંત્ર રહીને પણ શું હું તમને દૂષણ લગાડવાની છું ? ને દૂષણ લાગે તેવું તમે ન જુઓ તો ફરી રાખવામાં શો વાંધો ?

–એ વાતમાં હવે તો હું ઉદાર નહિ થાઉં, પહેલી કઇ સ્થિતિ તે કહી દે.

ડા૦ થવાનું હશે તેમ થશે, પણ મેં તો જે પહેલું કબૂલ કીધું છે તે જ કબૂલ છે.

## તા. ૧૪મી

ડા૦ ઘણા વિચાર કીધાથી મારે માટે જોખમ રહે છે. આ તો ઇષ્ટને સોંપું છું કે તે જેવી બુદ્ધિ સુઝાડે તે ખરી. મેં જાણ્યું છે કે ભાગ્ય જ કઠિણ છે, પણ ઇષ્ટનું સ્મરણ તેને સરલ કરે છે.

–તારો ઇષ્ટ કોણ છે ?

ડા૦ માનીએ તો બધા દેવ ને આપણા બ્રાહ્મણને તો શિવ ને માતા બે જ તો.

–નાભિથી કોનું સ્મરણ કરવે પ્રીતિ ઊઠે છે ?

ડા૦–સંકટમાં તો માતા ને મહાદેવ. બૈરાંને જોઇએ તો મા, પણ મને બાપ ઉપર વિશેષ દોડ ખરી.

–તમે કયાં વ્રત કરો છો ?

ડા૦–પક્ષપ્રદોષ ને શિવરાત્રી અને શ્રાવણમાં સોમવાર.

–તારૂં નિત્યકર્મ શું ?

ડા૦– શિવકવચનો પાઠ એક નિષ્કામ, ને એક સકામ–ભયાદિ ટાળવાને અવશ્યે રક્ષણાર્થે–વર્ષ થયાં કરૂંછું.

–તે પ્રસંગ કીયો ?

ડા૦–મનસી છે; હું કહેવાને લાજું છું; નહિ કહું. અને ‘ યા માતા મધુકૈભટ’ એ શ્લોકથી શકિતને નમન કરૂં છું, નિત્યે; અને એક વાર સરસ્વતીનો પાઠ–બૃહસ્પતિનો કરેલો.

–આચારાદિક પાળવા વિષે કેમ ? અળગાં સંબંધી કેમ ?

ડા૦–ધર્મનો બાધ નથી સમજતી. વૈદકશાસ્ત્ર પ્રમાણે કૃશ થવાને અને વ્યવહારમાં મલિનતા અને ફુવડતાને વધે તેનો અટકાવ કરવાને એ પાળવું. દૂર રહેવું, પણ વખતે અડકાય તો તેની ચિંતા પણ ન કરવી.

–દેવપૂજન ને શ્રાદ્ધાદિક એમાં કંઇ પુણ્ય કર્મ સમજે છે ?

ડા૦–એ વિષયમાં મારો હજી બરાબર નિશ્ચય નથી માટે કહી શકતી નથી, તોપણ દેવપૂજન ને શ્રાદ્ધાદિક કરવાથી દોષ છે એમ હું સમજતી નથી.

–અમારા સંબંધમાં તમારૂં શું કર્તવ્ય છે તે કહો.

ડા૦–તમારી ઇચ્છા પ્રમાણે મારે ચાલવું એ મારી ફરજ છે. તમારી આજ્ઞા પ્રમાણે ચાલવું એ મારી ફરજ છે. કેટલીક રીતની ઘટતી છૂટ આપવી એ તમારી ફરજ છે.

–મારી ફરજ વિષે તુંને મેં પૂછયું નહોતું, તે મારે સમજવાનું છે. પણ તમારા હૃદયમાંથી નીકળ્યું છે તો હું પૂછું છું કે હું મારી ફરજ ભૂલું તો તું તારી ફરજ અદા કરવામાં ગાફેલ થાય કે કેમ ?

ડા૦–કદી તમે તમારી ફરજ ભૂલો તોપણ મારી તો ફરજ છે કે તમારી અનુકૂળતા પ્રમાણે બની શકે તેટલું ચાલવું.

–બની શકે એટલે શું ?

ડા૦–મારો ધર્મ આ જ કે તમારી આજ્ઞા પ્રમાણે ચાલવું પણ વેળાએ પ્રકૃતિવશાત્ મારી ફરજમાં ભૂલ થાય ત્યારે લાચાર, ને એને માટે દિલગીર થવાનું.

–અર્થ, સ્નેહ, ને ધર્મ એ ત્રણમાં તારી લાગણી કઈ તરફ વિશેષ ?

ડા૦–અર્થ તો ગૌણ જ. સ્નેહની નીતિ કે મારો કે ઉગારો, અને ધર્મમાં તો પરવડો કે ન પરવડો પણ ધર્મ જ, માટે એ બન્ને સરખાં છે. તોપણ છૂટ કેટલીક સ્નેહમાં વિશેષ છે.

–ધર્મ વિનાના સ્નેહમાં છૂટ હોય. પણ સ્નેહનો ધર્મ કે મારો ઉગારો એમ સમજી વર્તવું અને પરવડે ન પરવડે વર્તવું એ બેમાં છૂટ સંબંધી શું આવ્યું ?

ડા૦-શુદ્ધ ધર્મમાં અધીનતા છે ને સ્નેહના ધર્મમાં પણ અધીનતા છે એ ખરૂં; પણ સ્નેહવિષયમાં મનનું કારણ છે ને ધર્મવિષયમાં બંધન કારણ છે.

-ધર્મમાં મનને મારવાનું છે. પછી અર્થ સ્નેહ કે શુદ્ધ ધર્મ વિષયમાં. સ્નેહના મારો ઉગારો એ ધર્મબુદ્ધિનું મૂળ કારણ ઉત્તમ સ્નેહબુદ્ધિ છે; અને પરવડો ન પરવડો એ ધર્મબુદ્ધિનું મૂળ કારણ કર્તવ્યબુદ્ધિ ઉપર જ પ્રેમબુદ્ધિ એ છે. સ્વભાવે સ્નેહબુદ્ધિ ને સ્વભાવે ધર્મબુદ્ધિ એ જુદી જુદી, પણ મારો ઉગારો એ ધર્મબુદ્ધિ સ્નેહે થયા પછી, કે પરવડે ને પરવડે એ ધર્મબુદ્ધિ મૂળ સ્વભાવે કે બીજે કોઈ કારણે થયા પછી જે કાર્ય રૂપ ધર્મબુદ્ધિ તેમાં ફેર નથી.

ડા૦-'આપની હાર તું, પુત્ર **વસુદેવના**, અદ્યપિ તુજને લાજ થોડી' એ **નરસિંહ મહેતાએ** કહ્યું છે તેમ સ્નેહની નીતિએ કહી શકાય, ધર્મની નીતિએ નહિ જ.

-**નરસિંહે** સ્નેહભાવે છૂટ લઇ કહ્યું અને એણે એમ ન કહ્યું હોય ને ધર્મભાવે કહ્યું હોય કે તારી ઇચ્છામાં આવે તેમ કર-હું અધીન છું, તો એમાં ઉત્તમ કયું ?

ડા૦-હું તો એમ સમજું કે સ્નેહની નીતિમાં સમાનતાનો ભાવ કાંઇક ખરો ને ધર્મમાં તો તેમ નહિ. ઉત્તમ મધ્યમ તો જેણે જેમ માન્યું તે.

-**નરસિંહની** એમ કહેવાની શૈલી સ્નેહબુદ્ધિની છૂટવાળી પણ એ બુદ્ધિનો ધર્મ આ કે આપ કે ન આપ, હું તો તારા ઉપર બેઠો છું, લાજ જશે તો તારી, મારી નહિ, એ અર્પણબુદ્ધિ તે ધર્મ છે. એમાં અને શુદ્ધ ધર્મે અર્પણબુદ્ધિ તેમાં તો કંઇ જ ફેર નથી.

ડા૦-સ્નેહની નીતિમાં પણ હઠ હોય.

-હઠ પણ હોય ને અધીનતામાં હોય કે આટલું તમારે કરવું જ જોઇએ એમ પણ હોય, ને કરો વા ન કરો જેમ આપની ઇચ્છા એમ પણ હોય. માગું કરવું ને દીનતા દાખવવી એ એમાં ઉત્તમ શું ?

ડા૦–સ્નેહ ત્યાં છૂટ છે એમ હું સમજું છઉં.

–પણ ત્યારે સ્નેહ ઉત્તમ કયો ? એક જણ મિત્રની પાસેથી પોતાનું ધાર્યું ન થયે કે તેના દોષ જોઈ તેને છોડે, એક જણ મિત્રથી દુઃખી થાય પણ તેને ન છોડે, એવા સ્નેહના પ્રસંગમાં ઉત્તમ કયો ?

ડા૦–ઉત્તમ નીતિ આ કે મનમાં સમજવું પણ તોડવો નહિ એ જ ઉત્તમ.

–જે પોતાનો અર્થ ન જાળવતાં બીજાનું સારૂં કરે, જે પોતાનો અર્થ રાખી બીજાનું સારૂં કરે, અને પોતાનો જ અર્થ જાળવે એમાં ઉત્તમ મધ્યમ કનિષ્ઠ શું ?

ડા૦–અનુકૂળતા પ્રમાણે ઉત્તમ મધ્યમ કનિષ્ઠ. જોક વ્યવહારનીતિ મધ્યમ કે ઉત્તમને માટે છે.

–એક જણ શુદ્ધ ધર્મભાવે ત્યાગ કરે ને બીજો પરાણે પણ ધર્મબુદ્ધિ છે એમ ત્યાગ કરે તેમાં ઉત્તમ શું ?

ડા૦–શુદ્ધભાવે તે જ ઉત્તમ છે.

–અર્થ સ્નેહ કે ધર્મ એ ત્રણેમાં એક જ સામાન્ય નીતિ આવ છે કે જે વિશેષ પોતાના ભોગ આપે તે ઉત્તમ એ તમે માનો છો કે નહિ ?

ડા૦–એમ જ.

૧૮૮૧–૨

## ૫૬

## ધર્મતંત્ર

સંવત ૧૮૮૯ પ્રથમ ભાદ્રપદ શુકલ શનિવારે જન્મ ( ઈ. સ. ૧૮૩૩ના )

સંવત ૧૯૧૪ લગી (૨૫ વર્ષની વય લગી) સ્વધર્મ વિષે આસ્તિકય હતું. ૧૮ ની વય લગી–માની ક્રિયા કરી ત્યાં લગી–સારી પેઠે આસ્તિક,

માના મરણથી, પિતાના મરણથી, સ્થાયી આજીવિકાના ઉદ્યમની પ્રાપ્તિમાં ન ફાવવાથી સમયે સમયે વૈરાગ્ય ઉત્પન્ન થએલો, પણ વળી તે ટળી ગએલો. કોઇ પણ ગુરુના કે કોઈ નવા ધર્મમંડળના આશ્રમમાં રહી સંસ્કૃત ભણવાનો તથા ગુજરાતી ભાષણ કરવાનો ઉદ્યોગ રાખવા ભણી વૃત્તિ દોડેલી; તેમાં ન ફાવ્યેથી હરદાસનું કામ કરવાની વૃત્તિ થએલી ને એને માટે સંસ્કૃત અભ્યાસ સારૂ પૂને ગએલો, પણ કવિતાનું સ્ફુરણ ઊપડેલું તેથી તથા દ્રવ્યના સંકોચથી તે કામ કરવા ઉપરથી મતિ ખસી ગઇ ને પછી ગુજરાતીમાં પદ્ય ગદ્ય ગ્રંથ લખવાનો ઉદ્યોગ રાખ્યો. ( સને ૧૮૫૯ના માર્ચની ૨૦ મી પછી ) સ્ત્રીવિષયમાં વ્યભિચારી હતો. ( એ મોહ માના મરણ પછી. )

૧૯૧૫ ( વૈશાખ પછી ) ધર્મ સંબંધી વિચાર બદલાયા ને હું ધર્મભ્રષ્ટ થયો.

૧૯૨૦ ( પોષ સુદ ૧૦ ) પિતાનું મરણ થયું ત્યાર પછી ઘરમાંના દેવતા પડોશી બ્રાહ્મણને આપી દીધા. પિતાની ક્રિયા કીધી તે ભાવથી નહિ ને દેવતા આપી દીધા તે મૂર્તિ ન પૂજવી માટે.

૧૯૩૦ સુધી એટલે ૪૧ વર્ષની વય લગી એટલે ૧૬ વર્ષ સુધી હું ઘણીક વાતે પ્રાર્થનાસમાજના મતનો હતો.

૧૯૩૧ કારતક વદ ૪—શિવશક્તિ સ્વરૂપે પરમેશ્વરને પૂજવા વિષે મતિ થઇ. ' રાજ્યરંગ ' લખતાં શ્રુતિ સ્મૃતિ પુરાણનો વિષય જાણી લેવામાં આવ્યો. સર્વ લોકના નિવૃત્તિ પ્રવૃત્તિના ધર્મ તથા જયસુખની તુલના કરી જોઈ. અવશ્યે વેદાંત તથા યોગના ગ્રંથોનું અવલોકન કરી સાર જાણી લીધો, અનેક વિચાર કીધા.

આષાઢ સુદિ ૫–સિદ્ધાંત પ્રમાણે કર્મ રચ્યું ( એ સમા ઉપર સ્વામી દયાનંદ સ્કુરી આવ્યા પણ કરેલા નિશ્ચય ફેરવવાની મતિ થઈ નહિ. તેણે વેદને ઇશ્વરપ્રેરિત મનાવવા માંડયો, તેની પહેલાં હું તેમ માનતો થયો હતો.)

૧૯૩૩ વૈશાખ સુદ ૩ (૧૮૭૭ એપ્રિલની ૧૬ મી) વેદ સરસ્વતીની સ્થાપના સૂરતના ઘરમાં (ઋક્ યજુસ્ સંહિતાનાં પુસ્તક ભરૂચથી કાશીરામ શુકલે આણી આપેલાં તેની પ્રતિષ્ઠા હોમ સાથે હરિકૃષ્ણ શુકલે કરાવી.)

એ વર્ષના માગશરથી તે સને ૧૯૩૪ ના પોષ લગીમાં નિવૃત્તિ પ્રવૃત્તિનાં ભાષણ આર્યસમાજમાં કીધાં. વેદ ઇશ્વરપ્રેરિત વાણી છે એ કહી સંભળાવ્યું. વળી ૩૩ ના આસો વદ ૧ થી ૩૪ ના આસો લગીમાં સીતાહરણ—દ્રોપદીદર્શન—કૃષ્ણલીલા એ લખી તેમાં સ્વધર્મની છાયા દેખાડી.

૧૯૩૩ આસો સુદ ૮–વ્રત રાખ્યું–ચંડીપાઠ કીધો.

૧૯૩૪ મહા વદ ૧૪–શિવરાત્રીવ્રત રાખ્યું. શિવસ્તોત્ર વાંચ્યાં તે જપ કીધો.

૧૯૩૫ જેઠ સુદ ૧૦—ભક્ષ્યાભક્ષ્ય, ગમ્યાગમ્ય, શૌચાશૌચ એ વિષયમાં આચાર પાળવાનો અનાદર હતો, તે પાછો બેસાડવા વિષે નિશ્ચય.

૧૯૩૫ આષાઢ વદ ૦)) સૂર્યગ્રહણ પાળ્યું. ગ્રહણ પાળવાનો નિશ્ચય. પત્રિકા છપાવી પ્રસિદ્ધ કીધી.

૧૯૩૫ અધિક આસો વદ ૧૩ વ્રત રાખ્યું—ત્રયોદશી પ્રદોષનું.

૧૯૩૬ બે મોટી એકાદશીએ ફલાહાર કરવાનો નિશ્ચય.

૧૯૩૬ વૈશાખ વદ પાંચમ–છોકરાને ગાયત્રી મંત્રનો ઉપદેશ કીધો. એ પ્રસંગે પૂરો આસ્થાવાન હતો, ને શ્રૌતના આનંદનો ઉત્સુક થયો હતો.

૧૯૩૮ ભગવદ્‌ગીતાનું ભાષાંતર કીધું.

સંવત ૧૯૩૫ ના માઘ સુદ પાંચમથી તે ૧૯૩૭ ના ફાગણ સુદ તેરસ સુધીમાં કેટલેક દિવસે કીધેલા વિચાર તથા કર્મનું ટિપ્પણઃ—

## મુંબઈમાં ૧૯૩૫

૧૯૩૫ **માઘ** સુદ પાંચમ—દ્રવ્યવિષયમાં સ્થિતિ સારી થયેથી ધર્મગૃહ-વ્યવહારની વ્યવસ્થા કરવી, એ વિચાર ફેરવી ધર્મની વ્યવસ્થા તો કરવી જ, એ નિશ્ચય કીધો. એ દિવસે વૈરાગ્યપૂર્વક ત્રણે તંત્રમાં બને તેટલી વ્યવસ્થા કરવાને ઉદ્યમ થયો.

૧૯૩૫ **માઘ** વદ તેરસ ( ૧ ) અનુકૂલતાએ દ્રવ્ય આપી શાસ્ત્રીઓ પાસે શુભાશુભ કર્મની સંક્ષિપ્ત પદ્ધતિઓ રચાવવી. ( ૨ ) પરશુરામ, રામ, કૃષ્ણ એની જયંતી ઓચ્છવરૂપે પાળવી. પવિત્ર સ્મરણ કરી જમવું. ( ૩ ) દિવસે સૂવાની ટેવ કાઢી નાખવી.

૧૯૩૫ **જેઠ** સુદ દશમ–( ૧ ) હે જ્ઞાનસરસ્વતીના પ્રવાહ–હે ગંગે ! તું મારી બુદ્ધિ પવિત્ર કરી સબાહ્યાભ્યંતર શુચિ રાખજે. ( ૨ ) ગંગે ! હવે તો વ્યવહાર સંબંધી અવ્યવસ્થાની મલિનતા વહેલી દૂર કર. (૩) હે ગંગે ! તું મારી ત્રણે સ્ત્રીઓનાં અંતઃકરણ પવિત્ર કરી તેમને સત્ત્વ-લક્ષ્મીએ અનુકૂલ કરી તેઓ દ્વારા **આર્ય** સ્ત્રીઓને સુબોધ મળે તેવું કરજે.

(૧) રાતે (હરિભક્ત) યશવંતને (કાંદાવાડીમાં) નૃસિંહનું પૂજન કરતાં, ભક્તમંડળને કીર્તન કરતાં, પુરાણીને તંબુરા સામે રામાયણમાંની કથા કરતાં (દ્રવ્ય વ્યય વિના મચેલો ઠાઠ) જોઈ મારું ચિત્ત આનંદ્યું. (૨) મૂર્તિ-પૂજન વિષે વિચાર કીધા. એ જ અવશ્ય કર્મ છે ને સારું છે. સૌને માટે એમ નહિ. નિત્યને માટે દેવપૂજન ઘરમાં રાખવું જ એમ નહિ. વેદપુસ્તક ઉપર ઇચ્છામાં આવે ત્યારે ફૂલ ચડાવવાં ને ધૂપઆરતી કરવી. કોઇ વાર મૂર્તિને પણ પૂજવી. સ્થાપેલી મૂર્તિના દર્શનનો અનાદર કરવો નહિ. ( ૩ ) મદ્ય, માંસ, ને વ્યભિચાર એના નિષેધના નિશ્ચય કીધા.

**ભાદરવા** સુદ તેરસ–'ધર્મજિજ્ઞાસા' પૂરી કરી તે નિમિત્ત ' ૐ વેદસરસ્વત્યૈનમઃ વળી ૐ ૐ નમઃ, નમઃ ૐ (જેમ બોલાયું તેમ)

એક માળા જપી. વચમાં વચમાં ધ્યાન પણ ખરૂં—ભૂતાકાશની માંહે ચિત્રાકાશ ને તેની માંહે ચિદાકાશ તેમાં ૐની અર્ધ માત્રા છે ને પછી બ્રહ્મ છે એવી સમજે. ૐ सांबशिवायनमः વળી 'ૐ नमः श्री सांबशिवाय' (જેમ બેલાયું તેમ)એ ત્રણ માળા. તેમાં અવશ્યે **શિવ**ના શ્લોકના અર્થસ્મરણે ધ્યાન પણ ખરૂં. કૈલાસમાં સાંબશિવનું પૂજન દેવતા કરે છે, તે ચિત્રસ્મરણ પણ ખરૂં —'ૐ ऐं महासरस्वत्यै नमः' એ મંત્રે એક માળા. આદિ શક્તિનું ધ્યાન –જ્ઞાનશકિત–ઇચ્છાશકિત–કર્મશકિત-મૂળશકિત-યોગમાયા-તે જ મહાકાલી –મહાલક્ષ્મી–મહાસરસ્વતી તે જ વાક્જાજ્ઞયુક્ત સરસ્વતી ( એ દિવસે પ્રદોષવ્રત લેવાનું ઇચ્છેલું, પણ સમય વીતી ગયો હતો. )

**ભા**દરવા વદ બીજ–રહેલાં કવચ પૂરાં કીધાં 'રાતે એક માળા 'ૐ नमः श्रीसांब शिवाय' ને બીજી 'ૐ नमः श्रीमहासरस्वत्यै' એ મંત્રે, પછી 'ચંડી-પાઠ'માંથી મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતી સ્તુતિનો પાઠ યથાબુદ્ધિ સમજીને કીધો ને વળી એક માળા જપી, ' ૐ नमः श्री महासरस्वत्यैः' હે દેવી ! હું આર્ત અર્થી ને મુમુક્ષુ છું, રૂડી બુદ્ધિ આપજે. ( કેવો યોગ કે મારૂં વર્ષ બદલાયું, સંક્રાંતિ પ્રમાણે ૪૭ મું બેઠું, 'ધર્મજિજ્ઞાસા' પૂરી થઇ ને તરત દેવીનો પાઠ કરવાનું સૂઝયું.)

## ૧૯૩૬

નિયમે કર્મ કરી શકયો નથી. **સાંબ** તથા **સર**સ્વતીનું સ્મરણ થયાં કીધું છે. **'**દેવી ભાગવત'બીજી વાર ઉપરઉપરથી જોઇ ગયો. ભાગ્ય, ધર્મ, ગુણ, આચાર ઇત્યાદિ પ્રકરણ સતેજ થયાં. કોઇ કોઈ વાર મહાલક્ષ્મીનાં દર્શન કીધાં છે. **સર**સ્વતીએ અડીવેળા સાચવી છે. વસંતોચ્છવ–ઇચ્છારામે હોરીઓ સંભળાવી–પહોર નિરાશ થઈ ગએલો તેથી આ વખતે રૂ. ૧) આપ્યો. એટલો જ ઘરમાં હતો. તે સુભદ્રાનું મન દૂખવી આપી દીધો.

**મું**બઇમાં કાર્તિક સુદ નોમ. સ્વપ્ન–દેવીનું દર્શન. અગિયારસથી–મહાલક્ષ્મીનાં દર્શન કરી આવ્યો. ને રાતે ગાયત્રીસહસ્રનો પાઠ ત્રણ વાર વાંચ્યો.

ને ॐ श्री महासरस्वत्यै नमः એ મંત્રે ૩ માળા જપી. પૂનમ-સંધ્યા દેવને કર્પૂરદીપ થયો હતો તેનું હું બહારથી દર્શન કરતો હતો, તેવામાં ઘરવાળાએ ઉઘરાણી કીધી. મેં કહ્યું કે તમારો દોષ નથી, પણ મારૂં નઠારૂં ભાગ્ય કે ઇશ્વિરસ્મરણ કરૂં છું તે વેળા તમારૂં આવવું થયું છે.

માઘ. સુદ ૧૦-મહાલક્ષ્મીનાં દર્શન કરી સતેજ થયો. ૧૧-તાબુતને દહાડે બાબુલનાથ જઈ બ્રહ્મજ્ઞાનના વિચાર ને સરસ્વતીનો જપ. પણ સમુદ્ર કિનારેથી જતાં બે વાર રેતીમાં હાથ ઘાલ્યો હતો, પારસની ઘેલછામાં.

પોષ સંક્રાંતિ— ॐ संक्रमणशूरत्यै नमः એક માળા; ॐ नमो महाकाली महालक्ष्मी महासरस्वत्यै नमः ભણી હવે તો બંધનથી મુક્ત કર, મારી સ્થિતિનું શુભ સંક્રમણ કર. દશમ.-પિતાની સમચરીએ ભાવથી બ્રાહ્મણ જમાડયા.

માઘ-સરસ્વતી સારાં વાનાં જ કરશે-બંધનથી મુક્ત કરશે જ. સુદ ૭. ઇષ્ટ દૈવતનો જે વિશ્વાસ તે દૃઢ નહિ. જો હું મથન કરૂં તો ધૈર્ય ઓછું. તરતની મૂંઝવણમાં અનેક સંબંધી જનને સંતોષવાને, વચન મિથ્યા જતું ન કરવાને ફાંફાં મારવાં, વળે કંઇ નહિ, કોઇ ગાંઠે નહિ, જીવને વધારે દુઃખ કરવું, એમાં શો લાભ ? ધીર ધર, સમયે સૂઝે તે કર, સ્વારથિયા શઠ કહેશે, પણ તું શઠ નથી. જ્ઞાને અભ્યાસે કઠિણ થા ને સ્વભાવે કોમળ દયાવાન પરોપકારી છે તેવો જ રહે.

ફાગણ વદ ૭—પ્રભુ ! હું કેટલાંનો ઓશિયાળો ! બંધનથી કયારે છોડાવીશ ? સરસ્વતીની કૃપા છે, પણ પૂર્વ કર્મ નડે છે.

ચૈત્ર સુદ ૧૫. ગઇ રાતે સ્વપ્ન-તેમાં અઢી વેળાએ રૂ. ૫૦૦) મળ્યા એ શું સૂચવે છે દેવી ? કે તારૂં કામ અટકશે નહિ. ધીરજનું ભાગ્ય ઉપર પ્રસાદનું બળ છે, એ પ્રતીતિ થાઓ.

વદ ૭-સ્વપ્નમાં તમોગુણે હે સરસ્વતી ! હવે તો ઊઠ, બંધન કાપ, ઈત્યાદિ.

વૈશાખ સુદ ૩–સૂરત આવી પાઠ ઓચ્છવ કીધો. સંહિતાના પાંચ વર્ગ ને લક્ષ્મીસૂક્ત એ વાંચ્યાં ને ઇચ્છયું કે યથાર્થ સમજ વેદની સૂરતમાં મને થાઓ. તાપીનાં દર્શન કીધાં, 'ચંડીપાઠ'માંથી સ્તુતિઓ વાંચી. વદ પાંચમ –છોકરાને જનોઈ દીધું.

[પછી ગ્રહતંત્રના વિચારમાં ને વ્યવહારતંત્રની વ્યવસ્થા કરવામાં બાકીનું વર્ષ ગયું. પછી આસો વદ ૦)) આ પ્રમાણે લખ્યું:—ક્યારે ઋણમુક્ત થાઉં ને ઓચ્છવ કરૂં ? વળી તે ઇચ્છા કરી ? દિશા શૂન્ય છે તો જે સૂઝે તે કરજે. પણ શમ દમ ક્ષાંતિ જ્ઞાન વિજ્ઞાનના વિચારમાં રહે; દંડનો વિચાર અપવિત્ર તથા ઐશ્વર્યના મદવાળાને માટે રાખવો. (તમોગુણ ન રાખતાં ધર્મ રાખી દંડ કરવો.) દેહાત્મવાદીની, નિર્ધનની, દુર્ગુણીની, વિલાસીની, એવા નરની દયા ખાવી. બોધિત થવું ને કરવું એ આનંદ લેવો.]

[ દૃષ્ટ દૈવત ! દુર્જનની સંગતિથી દૂર રાખજે કે મનમાં નઠારા વિચાર ન આવે. માગવું શું કરવા ? માગવું તો ઇશની જ પાસે. રજોજ્ઞાને ટાઢો પડયો છે પણ વેળાએ વેળાએ ઊપડે છે સ્થિતિ પરત્વે. ભાગ્ય પ્રભુની સત્તામાં છે. સત્ત્વગુણની વૃદ્ધિ–બ્રહ્મજ્ઞાનથી, મન જીતવાથી, દેહકષ્ટ કરવાથી, વડીલસેવાથી, ધર્મયુદ્ધથી, પશ્ચાત્તાપથી, ત્યાગથી, આસુરી જીવનો વખત ઘણી વાર જડ રહેથી, ઘેલછામાં રહેથી, વ્યાધિએ પીડાયાથી, યુદ્ધમાં મચ્યેથી મુકાય છે.]

## ૧૯૩૭

પોષ સુદ ૧૨–महाकालायनमः । महाकाल्यै नमः । उत्तरायनसंक्रमण-योगिन्यै नमः એમ ત્રણ અર્ઘ્ય આપ્યા. 'ચંડીપાઠ'માંથી સ્તુતિનાં કવચ વાંચ્યાં. સંક્રમણશક્તિની પ્રાર્થના કીધી, જય ઇચ્છયો પોતાના સંબંધી-જનનો અને દેશીજન સમસ્તનો. દેવીગીતાનો પાઠ કીધો—પ્રારબ્ધ થયાં કરે છે માટે કશી ચિંતા ન કરતાં ઇષ્ટદેવીને જ કર્મ સમર્પણ કરવાં—યથે-

૨૭ વરત, અધીર થઇ સ્વધર્મભ્રષ્ટ થઇ અશુભ કર્મ ન કર, પણ ધૈર્ય ધરી,સ્વધર્મે રહી સદુઉદ્યોગ કર્યા કર. નિવૃત્તિ પ્રવૃત્તિ તો બ્રહ્મજ્ઞાનવિષયમાં ખરૂં જ્ઞાન; બુદ્ધિએ કેવળ નિઃસંદેહ નથી તોપણ શિષ્ટના શબ્દપ્રમાણે આજ્ઞાએ પૂર્ણ વિશ્વાસ રાખું છું ને વિચાર કરૂં છું.:માયાના અદ્દભુત કાર્ય વિષે પ્રત્યક્ષ પ્રતીતિ નથી, પણ ભકિત વધે છે ઇષ્ટ દેવના ભણી. આ તો મારી પ્રતીતિ જ છે કે સુખ દુઃખ અનિત્ય છે. મારા સંસાર ભણી જોઉં છું તો હું બહુ દુઃખી છું, ઋણસિન્ધુમાં નિમગ્ન છું, નિત્ય જ સાંકડમાં છું,-ભાવિનો તો શો વિચાર—મારે માટે કેટલા જીવ દુઃખી, સ્ત્રીઓનો વિયોગ, તેઓનાં સ્વાચરણ, તેઓની સ્થિતિ–શરીર મન વ્યવહાર પરત્વે કોઇની ઇચ્છાનો લેશ પાર પડે નહિ. કેવી જાલ ! પણ નિત્યાનિત્યને વિચારે તે દુ;ખ પણ સહન કરવું જોઇએ એ ન્યાયે જાળની સ્પૃહા રાખતો નથી. જ્ઞાન ધર્મના વિચારમાં નિમગ્ન રહું છું ને બીજાને માટે તેઓનું ભાગ્ય સમજું છું. પ્રયત્ન કરતાં પણ ન ફ્વાય તેવો કાળ આવે છે જ. રાજા થવાનું કે મોટા વિદ્વાન થવાનું કોડ નહોતું. પણ સામાન્ય પક્ષનું પણ કુટુંબમાં અનુકૂળ સ્ત્રીનું સુખ, અને સાધારણ ઊંચી સ્થિતિને જેટલું જોઇએ તેટલું દ્રવ્ય ઇચ્છતો. દુઃખની નિવૃત્તિને અર્થે કીધેલું ભોગવવું જ એ ખરી તથા ડાહી સમજ, અને ઇષ્ટ દેવતા ઉપર આસ્થા એ જ આગળ જતાં આ જન્મે કે બીજે જન્મે ખરું સુખ ને ક્ષુદ્ર જ્ઞાનને અર્થે રૂડી બુદ્ધિ આપશે.

પણ આ પ્રમાણે નોંધ શા માટે રાખવી ? શું વિશેષ છે ? એક રીતે કંઈ પ્રયોજન નથી. બીજી રીતે સયુકિતક છે, કે સાર શિક્ષણીય થશે—અમુક સંકલ્પને દૃઢ કરશે. ત્રીજી રીતે બીજાને બોધ મળશે. નોંધને માટે અવશ્ય કાળજી ન રાખવી.

પોષ સુદ ૧૫–શ્રુતિ સ્મૃતિના સિદ્ધાન્ત ઉપર વિશ્વાસ બેઠો છે, પણ હજી મોક્ષની ઇચ્છા નથી. દૈવી ચમત્કારનો અનુભવ થાઓ એવો લોભ છે. પૂર્વે પૂર્વે મલિન સત્ત્વને રજો તમો માયા પ્રકૃતિમાં હાલ સત્ત્વ-ની વૃદ્ધિ છે. રજો તમોમાં ઘટાડો છે, ચિત્ત પ્રસન્ન છે, પણ ઉપાધિથી

સમય સમયની તાણમાં અધીર થઇ જવાય છે. પણ વળી સત્ત્વ નીતિ, અભિમાનરહિતપણું દાખવી ભક્તિને દૃઢ કરે છે. કોઈ કોઈવાર અન્યાયી અપવિત્ર દુષ્ટને દંડ થએલો જોવાની ઇચ્છા થાય છે, જે વેળાએ શાપ પણ દેવાઈ જાય છે. પણ જ્ઞાન તો સૂચવે છે કે ક્ષમા રાખ, તું જ નિમિત્ત છે તો તારૂં ભાગ્ય કે તેવાના સંબંધમાં આવ્યો. કરશે તે ભોગવશે ઇત્યાદિ.

પોષ સુદ ૧૪—દેવી પાસે નિત્ય જાચવું એ મૂર્ખાઇ છે, તે સંધું જાણે છે જ. નિષ્કામ ભક્તિ કરવી એ જ સિદ્ધાંત, પછી સમયે કામ્ય નૈમિત્તિક ભલે થાઓ. દેવી તારો પ્રભાવ દાખવ. કંઇ –લખાતું નથી—નમન કરૂં છું માતા ! મહાલક્ષ્મીનાં દર્શન કીધાં. તળાવે બેસી સ્તોત્ર ભણ્યાં ને પછી પાછો ફર્યો. હું કુદરતી શક્તિને માનતો પણ હમણા જ્ઞાન કલા પ્રવૃત્તિ–નિવૃત્તિનો આધાર જગતની નિર્ગુણસગુણ શક્તિ દેવીને માનું છું–તારો કરી થાપ, સુબુદ્ધિ આપ; નીતિવંત સંબંધી-જનના સહવાસસુખમાં જોઇએ તેટલી લક્ષ્મી આપ. તું પૂર્ણ જયશ્રી-વાળી છે. દેવી ! પૂર્વકાળમાં મહાપુરુષ જે દુઃખ પામતા, તેને ભાવિ કહેવાને ઋષિઓ આવતા. મારી અકળામણમાં તું પરોક્ષે સહાય કરે છે એમ હું માનું છું, પણ હવે કેમ અંબે ! દિગ્મૂઢ છું !

પોષ વદ ૧૪–જપ કરતાં ભીતરમાં વિચાર આવે છે. એ ન આવે તો સારૂં. પૂર્વના પાપથી અખંડ જપ થતો નથી. પ્રપંચની ઉપાધિ, દુર્જનનો સંબંધ એના ઉપદ્રવમાં ધીરજ રાખતાં શીખું છું. રાગદ્વેષને ઓછા કરવા, શાંતિ સમાધાનીમાં પણ રાખવા, ઈષ્ટ દેવી ઉપર આસ્થા વધારતાં શીખું છું.

પોષ વદ ૦)) કાળચક્ર બદલાય દેશમાં પરધર્મ કે સ્વધર્મ પ્રધાન થશે ? સંસાર મિથ્યા છે એ જ્ઞાન બહુ સતેજ નહિ થાય, એટલે પારકું ભળશે. શરીરથી જુદો છે આત્મા, જીવની ગતિ મરણ પછી, એ ઉપર આસ્થા રહેશે ખરી. શુદ્ધ કાળની સંધિમાં છીએ. દયાનંદ શ્રાદ્ધ નથી માનતો તેટલો તે જૈન મતનો છે. દેવાદિયોનિ નથી માનતો એટલે બૌદ્ધ જન પણ નથી. ઐશ્વરને માને તો પદાર્થવાદી બૌદ્ધ છે. સ્વધર્મે જ જય થશે, પરધર્મે નાશ.

# ડાંડિયો

ઓ લોકો, આ હું ડાંડી પીટું છ: ઓ ગરીબ લોકો, સાવધ થાજો. ઓ આંધળાઓ, લુચ્ચાઓ અને ખોટાઓ, પાછા દેખતા, પ્રમાણિક અને ખરા ઉદ્યોગ કરવે ખરા થાજો.

ઓ લોકો, એમ ન જાણશો કે હું ડાંડિયો ડમ ડમ ડમ ડાંડી પીટી જ જાણું છું—રૈયતને જુલમીઓના જુલમમાંથી બચાવવાને, લુચ્ચાની ટોળી વિખેરી નાખવાને, તમારામાંથી અજ્ઞાન, વહેમ ને અનીતિ કાઢી નાખવાને, દેશનું ભલું થાય તેમ કરવાને. હું થોડોઘણો લાયક છઉં. મેં તરેહ તરેહવાર આદમીઓ જોયા છે—પંડિત સાથે, મૂરખ સાથે, નીતિમાન સાથે, અનીતિમાન સાથે, ભલા અને ડાંડ–ડાંડગા– ડાંડિયા લોકો સાથે મારે ઝાઝો પ્રસંગ પડયો છે—પૈસાદાર અને ગરીબનાં ઘરોમાં ફરી વળ્યો છઉં—ગાડીઘોડે બેઠો છઉં ને જંગલોમાં ચાલ્યો છઉં—સાહેબી ને વેઠ કરી છે—મતલબ કે મેં દુનિયાને સારી પેઠે ઓળખી છે. હું ડાંડિયાના ભેદપ્રપંચો જાણું છઉં—(ડાંડિયાપણું કર્યું નથી) માટે ડાંડિયાઓની વાત હું બહાર કાઢીશ અને તે ઉપરથી તેઓ મને ડાંડિયો કહેશે, માટે હું મારી મેળે પહેલેથી જ ડાંડિયો છઉં એમ કહું છું.–ખબરદાર.

ઓ લોકો, દેશી નરસી ચાલચલણ, વહેમ, અજ્ઞાન કાઢવાને, તેઓને હસી નાખવાને, તેઓને મહેણાં મારવાને મારી પાસે મજબૂત ડાંડિયો સોટો છે, એટલે ડાંડિયા મારવાની મારામાં શકિત છે, એટલે કે જાણે હું જ ડાંડિયો છઉં એમ સમજજો.

એ રીતે હું ત્રણ રીતે ડાંડિયો છઉં; તોપણ કોઇના ઉપર વગર કારણે હું હુમલો કરનાર નથી; કારણ કે હું ઊંચ કુળનો, ભણેલો, વિવેકી, નીતિમાન, દુનિયાદારી જાણનાર, સુખદુ:ખનો અનુભવી, ટેકને સમજનાર, અને જ્ઞાનથી ક્ષમાનો ગુણ ધારણ કરનારો છઉં. તોપણ દેશના કલ્યાણને માટે મહેનત કરવામાં ડાંડિયા—ડાંડગાની પેઠે ડાંડિયા–સોટા—મારવામાં અને અજ્ઞાની લોકોની લુચ્ચાઇ—અનીતિ–વહેમ બાબતની ડાંડી પીટવામાં આળસ કરનાર નથી. તેમ ઘણો રસિક છઉં, એટલે વેળાએ વેળાએ થોડાનું મન દૂખવી ઘણાઓને ખડખડ હસાવ્યા વિના પણ રહેનાર નથી–

જાગતા થાઓ, જાગતા રહો લોકો—ડમ ડમ ડંમ, ડમ ડમ ડંમ, ડમ ડમ ડંમ, ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડંમ —વહાણું વાશે !

## ૫૭

# ડાંડિયો

અમાસ નિશ ઘનઘોરમાં, ચોરી ધાડનો ભોય;
ઘરમાં વસ્તી દીપની, બહાર ડાંડીની હોય.
ડાંડી વગાડે ડાંડીએ, હોય ડાંડિયો જેહ;
મૂકે ડાંડપણુ ડાંડિયો, મસ્ત કરતો રેહ.
નહિ ડાંડિયા સાંઢિયા, પણ વળી લોક અજાણ;
નાનાં મોટાં નાર નર, સરવે થાય સુજાણ.
ડાંડીની મ્હેનત થકી, ધજા ડાંડી સોહાય;
દેશતણો ડંકો વળી, બધે ગાજતો થાય.

ડમ ડમ ડંમ, ડમ ડમ ડંમ, ડમ ડમ ડંમ, ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડંમ—જાગજો રૈયત, બાર વાગ્યા બાર! કાલે રોનવાળાઓએ મને કહ્યું છે કે, આજકાલ ખાતર ધાડ ઘણાં પડે છે—ચોર જુગારી છિનાળવા રાંડબાજ ઠગ ધુતારા ખૂની વગેરે હરામનું તકાવનારાઓની ટોળીઓ ઠામ ઠામ જોવામાં આવે છે—રે તેમાં મોટા મોટાઓ છે-બડે બડે વેપારીઓ છે—સરકારી ઓહ્દેદારો છે—પઢેલા લોકો છે-તેઓએ પોતપોતાનો આબરૂદાર ધંધો કરવો છોડી દીધો છે-તેઓ હરામનું ખાવાની (આડી વાટની ધૂળ ખાવાની) અને તેથી ગરીબ રૈયતને પાયમાલ કરી નાખવાની તજવીજ કરે છે. મૂરખ અને નીચ લોકોની ટોળીઓ તો ઝટ વિખૂટી પડે, પણ મોટાઓની—પૈસે વગે અક્કલે ભરપૂર એવા લોકોની—ટોળી વિખેરવી મુસ્કેલ છે—('આભ ફાટે ત્યાં થીગડું કેમ દેવાય?') ધરમ, નીતિ, પ્રમાણિકપણું, વિદ્યા, બુદ્ધિ, ઉદ્યોગ, વગેરે જતાં રહે છે અને તેને બદલે પાખંડ, ઢોંગ, ધતૂરા, અનીતિ, વ્યસન, અપ્રમાણિકપણું, વહેમ, અજ્ઞાન, જડપણું, આળસ વગેરે હરખમાં કૂદતાં કૂદતાં આવતાં દેખાય છે. —એથી શહેરેશહેરના અને પછી દેશના લોકને ઘણું નુકસાન છે. ફક્ત

નાણાથી કંઇ દેશની આબાદાની થતી નથી. ઘરમાં રૂપિયાનો ઢગ કર્યો તો તેથી કંઈ તે ઘર આબાદાન ન કહેવાય. ઘરની આબાદાનીને માટે નાના પ્રકારની હંમેશ સુખ આપનારી વસ્તુઓ જોઇએ. એટલું જ નહિ પણ ઘરનાં સહુ માણસો એક બીજાની સાથે સંપમાં ઉદ્યોગસર રહેવાં જોઇએ કે જેથી ઉદ્યોગના ફળામાં–સુખભોગની વસ્તુઓમાં–વધારો થાય. વળી એ માણસોએ નીતિથી રહેવું જોઇએ; કારણ અનીતિમાન સુખ ભોગવે છે તેમાં આખરે જે નથી હોતો—આખરે જે નીતિમાનનો જ છે. સાચો ( દેખાડવાનો નહિ ) ઉદ્યોગ, પૈસો, ને નીતિ એ ત્રણ જ્યાં હોય ત્યાં જ આબાદાની પોતાનો વાસ કરે છે.

રોનવાળાઓએ કહેલું છે કે ઉપરીઓ પણ વહી ગયા છે. આજકાલ દહાડો તે રાત જ છે—કેમકે વ્યસની ને વહેમી આંધળા હોય છે.—જેઓ પોતાના ઉદ્યોગથી દેશનું ભલું કરનારા, તેઓ જ આજે પોતાની મસ્તીમાં આંધળા થયા છે.–આંધળાઓને દહાડો શેનો હોય ? સદૈવ રાત જ હોય.

ઓ લોકો, આ હું ડાંડી પીટું છ; ઓ ગરીબ લોકો, સાવધ થાજો. ઓ આંધળાઓ, લુચ્ચાઓ અને ખોટાઓ, પાછા દેખતા, પ્રમાણિક અને ખરા ઉદ્યોગ કરવે ખરા થાજો.

ઓ લોકો, એમ ન જાણશો કે હું ડાંડિયો ડમ ડમ ડમ ડાંડી પીટી જ જાણું છું.-રૈયતને જુલમીઓના જુલમમાંથી બચાવવાને માટે, લુચ્ચાની ટોળી વિખેરી નાખવાને, તમારામાંથી અજ્ઞાન વહેમ ને અનીતિ કાઢી નાખવાને, દેશનું ભલું થાય તેમ કરવાને, હું થોડોઘણો લાયક છઉં; મેં તરેહવાર આદમીઓ જોયા છે–પંડિત સાથે, મૂરખ સાથે, નીતિમાન સાથે, અનીતિમાન સાથે, ભલા અને ડાંડ-ડાંડગા—ડાંડિયા—લોકો સાથે મારે ઝાઝો પ્રસંગ પડેલો છે–પૈસાદાર અને ગરીબનાં ઘરોમાં ફરી વળ્યો છઉં,—ગાડીઘોડે બેઠો છઉં ને જંગલોમાં ભટક્યો છઉં–સાહેબી ને વેઠ કરી છે–મતલબ કે મેં દુનિયાને સારીપેઠે

ઓળખી છે-હું ડાંડિયાના ભેદભરમો જાણું છઉં—(ડાંડિયાપણું કર્યું નથી) માટે ડાંડિયાઓની વાત બહાર કાઢીશ અને તે ઉપરથી તેઓ મને ડાંડિયો કહેશે, માટે હું મારી મેળે પહેલેથી જ ડાંડિયો છઉં એમ કહું છું.—ખબરદાર.

એ લોકો, દેશી નરસી ચાલચલણ, વહેમ, અજ્ઞાન કાઢવાને-તેઓ-ને હસી નાખવાને, તેઓને મહેણાં મારવાને મારી પાસે મજબૂત ડાંડિયો—સોટો છે, એટલે ડાંડિયા મારવાની મારામાં શક્તિ છે, એટલે કે જાણે હું જ ડાંડિયો છઉં એમ સમજજો.

એ રીતે હું ત્રણ રીતે ડાંડિયો છઉં; તોપણ કોઈના ઉપર વગર કારણે હું હુમલો કરનાર નથી; કારણ કે હું ઊંચ કુળનો, ભણેલો, વિવેકી, નીતિમાન, દુનિયાદારી જાણનાર, સુખ દુઃખનો અનુભવી, ટેકને સમજનાર, અને જ્ઞાનથી ક્ષમાનો ગુણ ધારણ કરનારો છઉં. તોપણ, દેશના કલ્યાણને માટે મહેનત કરવામાં ડાંડિયા-ડાંડગાની પેઠે—સોટા—મારવામાં અને અજ્ઞાની લોકોની લુચ્ચાઈ-અનીતિ-વહેમ બાબતની ડાંડી પીટવામાં આળસ કરનાર નથી. તેમ ઘણો રસિક છઉં, એટલે વેળાએ વેળાએ થોડાનું મન દૂખવી ઘણાઓને ખડખડ હસાવ્યા વિના પણ રહેનાર નથી.

જાગતા જાઓ, જાગતા રહો લોકો—ડમ ડમ ડંમ, ડમ ડમ ડંમ. ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડંમ-વહાણું વાશે !

૧૮૬૪

## ૫૮

## આજકાલ

આજકાલ સહુના માથામાં એ જ ધૂન ભરાઈ રહેલી છે કે પુષ્કળ ધન કમાઈને ગાડી-વાડી-લાડીનો ઉપભોગ કરવો, એ જ જીવ્યાનું સાર્થક

છે—ખ, પ, ચ, એ બીજઅક્ષરો પૂરા સધાયા એટલે આઠ સિદ્ધિ ને નવ નિધિ પ્રાપ્ત થઇ—સાધનારો કૃતાર્થ થયો, એમ મનાય છે—સઘળું સુખ ને સાચું સુખ એ ત્રણમાં જ છે એમ કહેવાય છે. એ વિચાર અજ્ઞાની લોકોમાં (નિર્ધન અને ગર્ભશ્રીમંત એ બનેમાં) પરંપરાથી ચાલતો આવ્યો છે, માટે એમાં કંઇ નવાઇ જેવું નથી. પણ આજકાલ ભણેલા જ્ઞાની લોકો માયાના પાશથી એ વિચારના થઇ પડયા છે, એ મોટું આશ્ચર્ય છે. ઠીક ઠીક !

ગુજરાત વિશે કહેવત ચાલે છે કે 'ગાંડી ગુજરાત, આગુસેં લાત ઔર પીછેસેં બાત.' એ કહેવત કાઢનારને ખરેખર ધન્ય છે. એ કહેવત કાઢનારે જોકે વધારે કંઈ નથી કહ્યું, તોપણ જે કહ્યું છ તે એટલું તો ખરૂં છે કે સર્વને એકસરખું લાગું પડેલું છે, પડે છે ને પડશે. ગાંડા તે ગાંડા—જે પર ચાલ્યા તે ચાલ્યા. ભણવા, લખવામાં ઘટતા ઉદ્યોગ કરવામાં ગાંડાની પેઠે ચાલ્યા કરતા હોય તો સારૂં, પણ નરસી વાતમાં ખંતે કામ કર્યાં જાય છે.—ન્યાતવરા ને વરઘોડા કરવા તો તેજ, મહારાજોને ભજવા તો તેમજ, પુનર્વિવાહ ને પ્રવાસ ન કરવા-તો તે નજ કરવા વગેરે વગેરે—ઠીક ઠીક !

આજકાલ સહુ પૈસાની પછવાડે લાગેલા છે. નાના મોટા, ભલા ભૂંડા, ઊંચા નીચા સહુ જ પૈસાની પછવાડે લાગેલા છે. પૈસાની પછવાડે લાગવું એ કંઈ નરસું નથી. પણ ખોટે ઉદ્યોગે-સટ્ટાથી-જુગારથી પૈસા કમાવા પછવાડે લાગવું એ ઘણું હીણું છે. પૈસાની પછવાડે લાગવું, પણ શું બીજી ભણવાલખવાની અને ખરા ઉદ્યોગની વાતથી દૂર રહેવું ? અંગ્રેજ વેપારીઓ વેપારધંધાના ઉદ્યોગ શરૂ કરે છે, તેની અગાઉ તેઓએ કેટલો અભ્યાસ કર્યો હોય છે! તેઓને દુનિયા સંબંધી કેટલી માહિતી હોય છે ! વેપાર અને રાજમામલાને કેટલો સંબંધ છે તે તેઓ કેટલું સમજે છે વગેરે. આ પ્રાંતના હજાર વેપારીઓ લઇએ ( ધંધાદારને બાજુએ રાખીને ) તો તેમાંથી ૨૫ ભાગ્યે

નીકળવાના કે જેને હજાર અંગ્રેજોમાંના ઓછામાં ઓછા ૫૦૦ ની સાથે સરખાવતાં મને શરમ આવે છે.

આજકાલ આપણા થોડા વેપારીઓ અને ધંધાદારીઓ ખરા માલનો વેપારધંધો કરે છે. બાકી ઘણાએક એ અને બીજાઓ સટ્ટાનો ધંધો કરે છે. ઉપર કહ્યા જે થોડાઓ તે પણ અંદરખાને રૂખ જોઇને કોઇને નામે સટ્ટો કરે છે. કેટલાક માણસો પોતાની શાખ વધારવાને ઊજળા ઠગની પેઠે (બેસવાને મકાન તો જોઈએ માટે) એક ઠેકાણે બે ત્રણ ખુરસી ને એક ટેબલ માંડી એ ઉપર એક બે ન્યુસપેપરો મૂકી ઓફિસ કાઢી એવું કહેવાડે છે. અને ત્યાં પછી સુખેથી સટ્ટા કરે છે ઠીક ઠીક!

રાજધાનીના લોકની સાથે જીલ્લાના લોક પણ ગાંડા બની ગયા છે – તેઓ આડતિયા અને મારફતિયાની મારફતે અફીણ રૂ ને શેરોના સટ્ટા કરે છે. હલકા વાંગાના લોકો દલાલાં કરવાને કીડીઓની પેઠે આંહીં ઊતરી આવે છે. એ પ્રમાણે સહુ એમ જ જાણે છે કે અમેરિકાની લડાઈથી છૂટેલા પવનથી મુંબઈમાં આજકાલના પારિજાતના ઝાડની પેઠે પૈસાનાં ઝાડો ખંખેરાય છે, તે વીણી લૂંટી લઇએ ઠીક ઠીક!

આજકાલ ધનવંતો પોતાના લોભ, મદ, મથન અને સરસાઈના જોરમાં પોતાના ધનમાન વધારવા સારૂ પ્રથમ ગરીબને નાખી દેવા ને પછી પોતાને ઝંપલાવવાને અને છેવટે દેશને પાડવાને ખરારીનો ખાડો ખોદે છે– ધન કાઢવાને ખાડો ખોદે છે એમ દેખાય તોપણ આખરે તે ખાડામાંથી ઊની જવાળા નીકળવાની કે જેણે કરીને ખાડામાં પડેલા પહેલા ને ન પડેલા પછી, વહેલા મોડા સર્વે દેશીજન બળી મરવાના. અ રે રે રે રે!

આજકાલ બધા બહાવરા બહાવરા બની રહ્યા છે. ઓ ભાવ વધ્યો, ઓ ઘટ્યો, એમ રાતદહાડો કર્યા કરે છે—ચાર મિત્રો એકઠા મળ્યા તો ત્યાં પણ તે જ વાત. ઘરમાં રાતે કુટુંબ સાથે જમવા બેઠા, તો ત્યાં પણ પોતે પોતાના વિચારમાં જ. હાં, હાં!

આજકાલ પણિયત સ્ત્રીપુરુષની કુળદેવી જંપ પારકાં સ્ત્રીપુરુષની કુળ દેવી થઈ છે. સરસ્વતીએ કુંભકર્ણની નિદ્રા લીધી છે. અખંડ પ્રીતજોત બેવચનીપણું તથા વિશ્વાસઘાત એના ઝેરી વાયુથી ઘેરાઇ ગઇ છે. માયાવી રાક્ષસી લક્ષ્મીનું રાજ્ય જોઇ બચારી ભક્તિ નીતિ ખૂણેખોતરે ભરાઈ રહ્યાં કરે છે-ઈશ્વિર તો બુદ્ધાવતાર જ લઇને બેઠો છે. ઠીક ઠીક !

ચડે તે પડે—સૂર્ય પણ ઊંચો ચડી પાછો ઊતરવા માંડી આખરે રડતે મોઢે અસ્ત પામી જાય છે-મોટાં મોટાં રાજ્યો પાયમાલ થઈ ગયાં છે-માણુસો જુવાનીમાં આવી ઘરડાં થઇ મરી જતાં રોજ જોવામાં આવે છે મોટા મોટા ધનવંતો ચીંથરેહાલ થયા છે-હમણાં હમણાંના જ ધંધા સટ્ટાથી ચડી નવી દોલત કહેવાઈ હસતે મોઢે ગાડીઘોડે ફરતા તે પાછા હમણાંના હમણા જ રડતે મોઢે ટાંટિયા ઘસે છે. એ પ્રમાણે દુનિયાનો નીમ છે. હા. હા.—

સૂર્ય ઊગે ને પામે અસ્ત, ફીકું પડે જે થાએ મસ્ત;
ખીલ્યું ખરે તે જન્મ્યું મરે, ચડયું પડે ને હસતું રડે.

વારું, ખૂબ કમાયા પણ પછી તેનો ઉપભોગ કરવો એ દુર્લભ. વળી કમાએલું કંઇ સાથે આવવાનું નથી, એ પણ નીમ છે, જાણ્યું ?

ભૂપૂં ભૂપૂં ભૂપૂં—ભુપું ભુપું ભુપું ભુપું, ભૂં ભૂં ભૂં ભૂં ભૂં પૂ- સાંભળ્યું ?

૫૯

## સુખ

જેણે જે માની લીધું, તે તેને છે સુખ;
સુખ મળ્યું ત્યાં જાણવું, મટી ગઈ જ્યાં ભૂખ.
સુખ માન્યું કદી સર્વને, વજને સરખું હોય;

જાત વિષે અંતર ઘણો, જ્ઞાની જન તે જોય.
સુખ ઊંચું સદ્જ્ઞાનનું, દુખીના ભવમાં જાણ;
ભણે ગણે માયા હણે, થાયે પ્રાપ્ત પ્રમાણ.

વીસેક દહાડાની વાત ઉપર હું સાંજે લીલોતરી જોવાને ખંભાળે થઈ, દરિયાકાંઠે થઈ, મહાલક્ષ્મીના તળાવની સામેની નળોકડીમાં થઈ, ઊંચે ડુંગર પર ચડયો હતો. ઉપર ફરતાં ફરતાં વાવટાકાઠી આગળ આવી. અહીંથી મેં અંધરાએલા આકાશ નીચે મુંબઈની હવેલીઓ, માહાડ તાડની ઘટા અને દરિયાનો ગંભીર દેખાવ જોયો. થાકનો નશો છતે, કુદરતના વિચારનો નશો છતે, વળી ત્રીજો ખરેખરો નશો મેં કર્યો અને પછી ધીમેધીમે, આનંદમાં ડોલતાં, જ્ઞાનના ઊંડા પણ અજવાળાં ઝગારે જાય તેવા ઘરમાં ઊતરવા માંડયું.—

રે જીવ, તું મોટો ભાગ્યશાળી છે–તું રાતદહાડો ઉદ્યોગ કરે છે, ગુજરાન જેટલું ને કંઇક વધારે પણ પેદા કરે છે, નાના પ્રકારના નિર્દોષ વિલાસ વૈભવ પણ કરે છે, શરીરે નીરોગી છે, કોઈનો તાબેદાર નથી, શક્તિ પ્રમાણે તનમનધનથી લોકનું કલ્યાણ કરે છે, તને તારી યોગ્યતા પ્રમાણે બધેથી માન મળે છે, તારા ઉપર સર્વે જનનો લોભ છે,–હવે તારે શું કરવા રડવું જોઇએ ? હા, તું રડે છ તે એક તો તારો ટેક નભ્યો જશે કે નહિ એ વિચારથી પેદા થતી ધાસ્તીથી; પણ હોય, ચડતી પડતી સહુને જ છે– હમણાં જ્યારે તું આટલું સુખ ભોગવે છ, ત્યારે દુ:ખ પણ સોસજે. રે જ્ઞાનીને વળી દુ:ખ કેવું ? એને તો રડવામાં પણ પ્રભુનો ખેલ જાણી આનંદ જ છે. બીજું તું રડે છ તે એટલા સારૂ કે તું લોકની સાથે સીધો છતાં લોકો કેમ તારી સાથે આડા ચાલે છ ને એવાઓનું જગતમાં ફાવે છ કેમ ? હા, તું તારી પોતાની વાતથી નિવૃત્ત ( નિરાંત પામેલો ) છે, પણ ઉપર કહેલી બીજી વાતો જોતાં તું ઘણો પ્રવૃત્ત ( રોકાએલો ) છે અને એથી તું ઉદાસ રહે છે.

ચાકર ચકવા ચતુર નર, નિત મન રહત ઉદાસ;
ખર ઘૂવૂ મૂરખ પશુ, સદા મગન પ્રથિરાજ.

તને તેઓના જેવું થતાં આવડે છે, પણ માયાનો પસારો જાણી તેમાં ફસવાને તું ઇચ્છિતો નથી તેમ સામાની ઉછાંછળી ચાલ જોઇ દયાથી તું તારા દિલમાં દાઝે છે. પણ સમજ—જગતમાં ભલા થોડા જ હોય છે; જોકે ભૂંડા ઘણા જ છે તોપણ એઓ પેલા થોડાને વહેલું મોડું માન આપે છે; વળી ભલાનું સદૈવ કલ્યાણ છે અને ભૂંડાનું અંતે કલ્યાણ નથી. હશે! ઓઃહો, આ શી કુદરત ખીલી રહી છે!

પૈસાદાર સુખી છે કે દુઃખી ? દુઃખી જ. જોકે પૈસાદારને પેટ ભરવાની કાળજી નથી અને તેઓ મનમાનતી વસ્તુઓનો ઉપભોગ કરવાને શક્તિમાન છે, તોપણ તેઓ રોગ, ચિંતા, કુટુંબકલેશ, નઠારાં વ્યસન, અને ધનમાલના લોભ (તૃષ્ણા) મદ, મમત, અદેખાઇ ગુસ્સા વગેરે નઠારા જોસ્સાઓથી ગભરાએલા હોય છે. પૈસાથી ઘણી અડચણો દૂર થાય છે તથા જોઈતી ચીજ સહેજ મળી આવે છે અને ગાડી ઘોડા વાડી બંગલા વગેરેનો ઠાઠ બની રહે છે, તેથી અજ્ઞાનીઓ સમજે છે કે પૈસાદારને ગરીબના કરતાં વધારે સુખ છે. પણ નથી જાણતા કે

ઠાઠ બહારનો જોઇને, લોક ભુલાવો ખાય;
ભીતર ભડકો બાળતો, તે નવ જાણે કાંય.

પૈસાદારને રોટલા પેદા કરવાની ફિકર નથી, ગરીબને છે. પણ ગરીબને એ જ ને પૈસાદારને પોતાનો પૈસો તથા પોતાની આબરૂ વધારવાની અને માંહોમાંહે મમતથી એક બીજાથી સરસ થવાની કાળજી હોય છે. તુળસીદાસ કહે છે કે

રાજ કરો તો શેરભર, રહામેં રહો તો શેર;
તુલસી તાતેં હરિ ભજો, નહિ શેરમેં ફેર.

પૈસાદાર બાપનું રળ્યું ખાય છે, ગરીબ પોતાનું રળ્યું ખાય છે.( એ કેવો સંતોષ ! ) પૈસાદારને વાડી બંગલા છે, પણ એ રોજના તેથી એ ઉપરથી મોહ ઊતરી ગયેથી તેઓને આનંદ થતો નથી. ગરીબ દરરોજ નવે નવે ઠેકાણે જઇ ઝાડપાનની શોભાથી મોહ પામી આનંદી રહે છે; પૈસાદાર જોડીની ફાઇટનમાં બેસે છે, ગરીબને પોતાના ટાંટિયાની જોડીનું જોર છે; પૈસાદારને ઘણીક વાતે છૂટ નથી, ગરીબને ઘણીક વાતે મરજીમાં આવે ત્યાં ફરવાની અને મરજીમાં આવે તેમ કરવાની છૂટ છે; પૈસાદાર નીતિમાન નથી હોતા, ગરીબ નીતિમાન હોય છે; પૈસાદાર રોગી ને ગરીબ નીરોગી હોય છે; પૈસાદારને લોક વળગતા રહે છે તે તેઓની પાસથી નાણાં કઢાવવાને; ગરીબને તેના દોસ્તો વળગી રહે છે તે દુઃખમાં દિલાસો દેવાને; પૈસાદારને જીવતે જ માન છે અને ગરીબને ( વિદ્વાનને ) મુઆ પછી પણ છે; પૈસાદાર જેટલો દોર ચલાવે છે તેના કરતાં ગરીબ (વિદ્વાન) વધારે દોર ચલાવે છે; પૈસાદાર મૂરખ ને ગરીબ ભણેલો હોય છે, વગેરે વગેરે.

ને એમ કરતાં પૈસાદારને જ સુખ છે તો શું છિનાળવા રાંડબાજ જુગારી ચોર લૂંટારાને નથી ? જંગલી માણસને નથી ? મજૂરને નથી ? અહીંથી તહીં વેચાતા હબસી ગુલામને પણ સહવાસ થયા પછી શું સુખ નથી ? વિદ્વાનને નથી ? જપ-તપ-પૂજા-પાઠ કરનારને નથી ? સંત સાધુને નથી ? સહુને જ સુખ છે.—જેણે જેમાં સુખ માન્યું, તેને તેમાં સુખ જ છે.

રોગ, ચિંતા, ખટપટ એ ત્રણ અને એનાં પેટાંઓથી છૂટા રહીને ખુશીમાં રહેવું તેનું નામ સુખ. એ ત્રણથી કોઇ પ્રાણી પૂરેપૂરું છૂટું નથી. જે પ્રાણી જનમ થકી તે મરણ લગી (પછીની વાત શી હમણાં કરવી ?) ઉપર કહેલાં ત્રણથી છૂટું રહી નિત્ય આનંદમાં રહે, તે જ પૂરું સુખી. એ ત્રણે વાતથી છૂટા અને આનંદી ખરા ભક્ત, ખરા વિરાગી, ખરા જ્ઞાની, ખરા યોગાનંદી, અને ખરા બ્રહ્માનંદી સિવાય, સંસાર સાથે કામ પાડી રાખી રહેનારામાં થોડા મળી આવવાના, કે જે પૂરા સુખી છે.

ઉપર કહેલાં સર્વ જણને માની લીધેલું સુખ છે, ને તે સુખ સર્વને વજનમાં બરાબર હોય ને જાણે છે તોપણ તેઓના સુખની જાતમાં ઘણો ફેર હોય છે. શું પશુ પક્ષી નર માદાનું સુખ, અભણ્યાં ઉદમાતિયાં છિનાળવાંનું સુખ અને ભણેલાં રડતાં પ્રેમીજનોનું સુખ એક જ જાતનું છે ? ના, ના; ઈંદ્રિયોને નાના પ્રકારનું સુખ આપનારી વસ્તુઓના ઉપભોગથી થતો આનંદ (વિષયાનંદ), વિદ્યાશાસ્ત્રાદિકના અભ્યાસથી થતો આનંદ (વિદ્યાનંદ), બધા વિષયો—પ્રવૃત્તિમાંથી મન કાઢી નિવૃત્તિમાં અથવા પોતાના આત્મા સંબંધી વિચાર કર્યાં કરવાથી થતો આનંદ (આત્માનંદ), જોગાભ્યાસથી થતો આનંદ (યોગાનંદ), અને બ્રહ્મમાં સમાઈ ગયાથી–ઈશ્વર સાથે લાગેલી નિત્યની લહેથી થતો આનંદ ( બ્રહ્માનંદ ) —એ પાંચ આનંદ જુદા જુદા અને એક એકથી ચડતી પંકિતના છે.

સહુથી છેલ્લો ઊતરતા દરજ્જાનો વિષયાનંદ છે. એ આનંદ થોડી વારનો છે. વિષયભોગીને વહેલુંમોડું દુઃખ છે જ ને એ વિષયાનંદમાં પણ પહેલો ભણેલા રસિક જનોનો, પછી અભણ્યા અરસિક જનોનો અને પછી પશુપક્ષીઓનો. એ ઉપરથી જોતાં મૂરખ પૈસાદારોનું સુખ જનાવરના સુખ કરતાં વધારે ખરું.

પૈસાદારના સુખ કરતાં ખેડૂત કણબીનું સુખ ઊંચા દરજ્જાનું છે–કેમકે જોકે એ સૃષ્ટિસૌંદર્યનો રસ સમજતો નથી, તોપણ એ પોતાના જનમ થકી જ તે રસ પીયાં કરે છે ને એ રસ પૈસાદારના ઠાઠથી પેદા થતા રસ જેવો નથી. પહેલા પરથી મોહ ઊતરતો નથી પણ બીજા પરથી જલદીથી ઊતરી જાય છે.—એકાંતમાં સાદું રહેવું, નદી પર્વત સમુદ્ર વન ધોધ વા ઝરા ઝાડપાન વગેરે ઈશ્વરી લીલાનું પાન કરવું એ તો મોટું ભાગ્ય. કણબી અભણ્યો હોય તેથી તે કુદરતની લહેજત વિધિ થકી સમજતો નથી, પણ લે છે ખરો;—જેમ કવિતાનું શાસ્ત્ર ભણ્યા વિના પણ કવિ સારી કવિતા કરી શકે છે તેમ.

આ સંસારમાં ખરો સુખી તે જ (પછી ગરીબ હોય કે પૈસાદાર હોય) કે જે વિષયાનંદનો દુઃખ ન થાય તેવો ( નિર્દોષ ) થોડોઘણો પણ અનુભવ કરી લઇ વિદ્યાનંદ અને આત્માનંદનો પૂરો અનુભવ કરે છે. જે જન શરીરે નીરોગી, ગુજરાન–ધન–માનની ચિંતાથી છૂટું, ઉદ્યોગી છતે સંતોષી, બહાર પ્રવૃત્તિમાં છતે ભીતર નિવૃત્ત, સર્વ મિથ્યા છે એમ સમજતું ને એમ સમજવા છતાં નિત્ય સદ્દવિચારમાં તથા આનંદમાં રહેતું હોય તે જ ખરું સુખી છે.

૬૦

## માણેકઠારી પૂનમ

આહા પૂરી ખીલી ચંદા, શીતળ માધુરી છે સુખકંદા.
પાણી પર તે રહી પસરી, રૂડી આવે લહેર મંદા.
શશીલીટી રૂડી ચળકે, વીજે હીલે તે આનંદા.
ઊંચે ભૂરૂં દીપે આસમાન વચે ચંદા તે સ્વચ્છંદા.
નીચે ગોરી ઠારે તેનાં, રસે ડૂબ્યા નર્મદ બંદા.

આજે માણેકઠારી છે માટે ઓ લોકો, તમે તમારા કુટુંબ મિત્ર સાથે અગાશીમાં બેસીને દૂધપૌંઆ ગોવારશીંગ ખાવાના, રાઇતા ચીરી ચાટવાના, અને રાગતાનમાં ગુલતાન બનીને રંગમાં રાત કાઢવાના, ત્યારે હું શું કરવા તમારા રંગમાં ભંગ પાડું ? ને હું પણ તેવી મજા કાં ન કરું ? તેમ ડાંડી પીટયા વના ન જ ચાલે તેવું જરૂર જણાવવાનું કંઇ નથી માટે આજે હું ડાંડિયાનું કામ નથી કરતો તોપણ નીમમાં ચૂકવું એ શિક્ષાગુરુનું લક્ષણ નહિ અને મારે તો રોજ જ માણેકઠારી છે, માટે હું પોતે દૂધપૌંઆ ખાવાનું મૂકી દઇ, તમે તમારાં દુઃખને વીસરી હોંશે હોંશે દૂધપૌંઆ ખાઓ અને ગાન સાંભળો તેને સારુ હું રસિકતાના કસુંબાની પ્યાલીઓનું લહાણું કરું છઉં, તેને તમે સૌ કબૂલ રાખજો. રખેને આંચકો

ખાઓ. મારા કસુંબાનો ગુણકારી ને મધુરો નશો છે. બાળક ને ઘરડાં, સ્ત્રી ને પુરુષ, માંદાં ને સાજાં, રડતાં ને હસતાં, કાયર ને શૂરા સહુ એ એને બેધડક પીઈ જજો.

## ગઈ માણેકઠારીની મજા

પ્રેમચંદશેઠ ( બારીએથી )–કેમ ભાઇ તલકચંદ ક્યાં જાય છે ? આવની.

તલકચંદ–આ અહીં જરા કામ છે તે કરીને આવું છ.

પ્રે૦–આવની હવે, મોઘો શેનો થાય છ ? કામ કાલે થશે. આજ તેં માણેકઠારી કરવી ક્યાં ધારી છ ?

ત૦–માણેકઠારી કરવાનું તમને શેઠોને સોંપ્યું. બૈરાંછોકરાંવાળાને અતે મળવું થાતું હોય તેવાં પ્યારાપ્યારીઓને માણેકઠારી. અમારે કુંવારાને શું ? પનિયાં લઇને કિલ્લાના મેદાનમાં પિછોડી પાથરી સૂઈ રહેવાનું.

પ્રે૦–આજરાતે આપણે ત્યાં આવજે, પછી ત્યાંથી ડુમસને બંગલે જઈશું. એક નવો તાયફો આવ્યો છ તેને બોલાવ્યો છે.

ત૦–ત્યારે તો બીજા સાથીઓ પણ હશે.

પ્રે૦–હા, છે. ખસૂસ આવજે તલકચંદ.

ત૦–વારું શેઠ, હું સાડે પાંચ વાગતે આવીશ.

ત૦–( મનમાં ) કોણ જાય ગાંડગુલામી કરવા ? જોડા ફાડતાં ત્રણ મહીના થયા પણ હજી દોકડો રળાવ્યો નથી. શેઠ એના ઘરના. આપણે તો કંઈ નથી જવાના.

( પછી સમીસાંજે )

નવલચંદ–બાપા બાપા, જુઓ જુઓ, પેલો ચાંદો ઊગે છે તે !

પ્રે૦–ઘરમાંથી છોકરાંઓને બોલાવી દેખાડ.

ગુલાબચંદ ( નવલચંદનો ઇસકોલનો જોડિયો )–શોભાગ શેઠાણી, કેવો ઘેરો ગુલાબી ને કંઇક પીળો દેખાય છે તે ! આહા, આપણા સૂરતના કવિએ કેવું સારું વર્ણન કર્યું છે !

> જો જો બિંબ તું પૂર્વમાં શુભ કંઈ પીળું ઘણું લાલ તે,
> થાળી જેવડું મોટું ષોડશ કળે, સંપૂર્ણ શોભી રહે;
> ધીમે નાનું સફેદ થાય ચડતાં, આકાશમાં તેહ રે,
> હૈડું કોમળ કિરણે નયનમાં, પેસી જ ઠારે ખરે.

પ્રે૦–ચાલો છોકરાઓ, હવે ચાંદરણું સારું ખીલ્યું છે—ભાણાંની તૈયારી કરાવો; પછી અમારે બહાર જવું છે. રે ભાઇઓ, જેને રંગપાણી કરવાં હોય તે કરી લ્યો. પેલો તલકચંદ ન આવ્યો કે ! ગયો વળી કોઈ ઠેકાણે.

( પછી લીલાગરોની જુદી મંડળી ભરાઈ, તેમાં એક જણે આ પ્રમાણે લાવણી ગાઈ. )

> ચલો ચલો શું વાર લગાડો, ચલો પીવા માંડો;
> ચાંદની આ તો ખૂબ ખીલી રહી, મસ્ત બની લાડો;
> અગાશી સુંદર, ચાંદની સુખકર, ભર્યા જામ રંગે;
> સ્હોડે માશૂક, ખરું એ મહાસુખ, સતાર છે સંગે;
> સમો ન આવે ફરી ફરી આ, ધરો ઊલટ અંગે;
> બજાઓ ગાઓ મુખડાં નિરખી, તાલ લઇ અંગે.

( ઝૂલ )

> કેવું સ્વચ્છ ઊંચે આકાશ, દીપે આ ટાણે ?
> જુઓ હીરા ચળકતા નીચે, રતનની ખાણે;
> કેવી લહેર પવનની રમે, મજા શી આણે !
> હવે રંગ જોઇને રમો રસિકડાં, શોક સમૂળ કાઢો.—ચાંદની૦

કામકાજ તો સર્વ દિવસનાં, વળી સર્વને છે;
ફિકર રોગ ને ખટલું લફરું, સકળ સ્નેહીને છે;
નદીનાવસંજોગ સમાણી, સજનભેટ તો છે;
માટે લહાવો લઈ લો સહુ જન, રૂડો ઓરતો છે.

( ઝુલ )

પીઓ દુવા દેઇ તેહને, સજન જે સાચું;
પીઓ દુવા સજનની લઈ, તંન છે કાચું;
જુઓ માંડયું વાગવા સૂણો, શુકનમાં વાજું;
રે પીઓ પીઓ ખૂબ આજ, ચૂમી લો, સૂર મધુર કાઢો. ચાંદની૦

પીઇ કરીને જુઓ ચાંદની, મોં હસતું રાખી;
પછી જુઓ માશૂકની સામાં, ખભે હાથ નાખી;
ખસેડી જમણો હાથ ધીમે રહી, રમો પ્રીતબાજી;
જુઓ પેલી જે તન સંકોચે, નીચું હસી લાજી.

( ઝૂલ )

જુઓ કાન ઘણા કરડાય, પરસ્પર પાસે;
જુઓ આંખ ઘણી ઘોળાય, પરસ્પર સામે;
જુઓ હાથ ઘણા ચંપાય, પરસ્પર હાંસે;
કરે સતાર ત ન ન ન તુંમ, ઘૂમે છે, નર્મગીત કાઢો.––ચાંદની૦

(એમ લીલાગરોએ મીઠાં પીધાં ને અડધા કલાક પછી સહુ જમવા બેઠા.)

ચૂને ધોળાવેલી અગાશીમાં ચંદ્રમુખીઓને સફેદ સાડી પહેરીને રૂપાની થાળીમાં પૌંઆ પૂરી ખાતી અને રૂપાને વાડકે દૂધ પીતી જોવી, હીંગળોકિયા હોઠ ઉઘાડી દાડમકળી જેવી બતરીસી બતાવતી મલકાતી જોવી, અને વચમાં વચમાં ચંદ્ર સામું અને વચમાં વચમાં પોતપોતાના પ્યારા

સામું જોઇ ગાલ પર ઉમળકાની લાલાશ અને શરમની ફીકાશ આણતી જોતી એ આનંદ શું જેવો તેવો ને સુખ શું જેવું તેવું ? એ આનંદના આવેશમાં દેવચંદ બોલી ઊઠયો, 'પ્રેમચંદભાઇ, આવી મજા મૂકીને આ રંગમાં ભંગ કરીને બહાર જવું તમને કેમ સારૂં લાગે છે ? આ મેળાવડો કંઈ જેવો તેવો સમજો છો ?'

પ્રે૦–ના દોસ્ત, આજ મોટો ઓચ્છવ છે. પણ જેવી ઘરની ચાંદની જોઇ, તેવી બહારની જોવી કે નહિ ?

દે૦–બહારની ચાંદની જોવાની ઇચ્છા હશે તો કાલે જઈશું. મને તો આજ બહાર જવું ગમતું નથી.

( સહુ જમી ઊઠયાં ને બૈરાં ઘરમાં ગયાં એટલે)

દે૦–પ્રેમચંદભાઈ, આપણે બધા જઇએ ત્યારે આપણાં બૈરાં નિસાસા નાં મૂકે ? આપણે મજા જોઈએ ત્યારે તેઓને ન જોઈએ ? ને તેઓ આપણી ગેરહાજરીમાં ગુમાસ્તા ચાકરો જોડે કુથલા વાતો કરી વખત ન ગાળે ? (હોઠમાં–મોટે મોટે ઘેર ઘણુંખરૂં એમ જ હોય છે.) માટે બંગલે જઈ તાયફા નચાવવાની વાત છોડી દો,–ગુમાનીને ચિટ્ઠી લખી ના કહેવડાવો ને પંદર રૂપિયા મોકલાવી દો. તાયફાને બદલે આપણા ઘરના ખૂબસૂરત તાયફાઓ પાસે ગરબીઓ ગવડાવો. આજ છેલ્લો દહાડો છે. ઓણને વરસે કેથે સારા ગરબા નથી સાંભળ્યા. પરારને વરસે નાગરીઓએ ખૂબ કરી હતી. વાહ રે વાહ ! મોગલીસરાની બીબીઓ પણ ગાડીમાં બેસી બેસીને સાંભળવા આવી હતીઓ ને તારીફ કરતી હતીઓ ને એમ કરતાં તમારે બહાર જવું જ હોય તો સાથે બૈરાંને પણ લો.

દેવચંદના બોલવાને પ્રેમચંદ શેઠ હંમેશ માન આપતા તેથી અને પોતે પણ ઘરનાં બૈરાંની પૂનમની છબી પર મોહિત થઈ ગયા હતા તેથી, તેઓએ નાચ કરાવવાનું અને બહાર જવાનું માંડી વાળ્યું ને બૈરાંઓને

ગરબા ગાવાનું કહ્યું. પછી બૈરાંઓએ ઘણુંક ગાયું, પણ તેમાંની જે ગરબી મને પસંદ પડી ગઇ તે આ હતી:—

ઊઠો બેની સાહેલડી રે, સહુ ગરબા ગાઇએ,
હાં હાં રે સહુ ગરબા ગાઇએ.

વળી હરિચરિત અલબેલડી રે, સખી પ્રેમે ગાઇએ,
હાં હાં રે સખી પ્રેમે ગાઇએ.

ખૂબ ખીલી શરદની રાતડી રે, રંગભરી ભીની છે,
હાં હાં રે રંગભરી ભીની છે.

જુઓ ગંભીર ગગનની ભાતડી રે, ભલી ભૂરી ખીલી છે,
હાં હાં રે, ભલી ભૂરી ખીલી છે.

જોઈ ચંદ્રનખેતર છાતડી રે, ઠરી સુખે ફૂલે છે,
હાં હાં રે ઠરી રસે ફૂલે છે.

નદી નીર પરવતની વાતડી રે, શી હરખ હસે છે,
હાં હાં રે શી હરખ હસે છે.

કુમુદાદિક ફૂલજાતડી રે, ખૂલી રત્ત રહે છે,
હાં હાં રે ખૂલી રત્ત રહે છે.

સખી રાગમસ્ત બની ઘેલડી રે, ગુણી ગોવિંદ ગાઇએ,
હાં હાં રે ગુણી ગોવિંદ ગાઇએ.

થઇ નિર્મળ રંગની રેલડી રે, હવે લ્હાણી લઇએ,
હાં હાં રે હવે લ્હાણી લઇએ.

છેલ્લી એ ગરબી ગવાઈ, લહાણીઓ વહેંચાઇ અને સહુ બહારનાં પોતપોતાને ઘેર ગયાં. છોકરાં સૂતાં કે નહિ એની ખબર કાઢીને પ્રેમચંદ શેઠ તથા શોભાગ શેઠાણી સાથે સૂવાને ગયાં.

વહાલાનાં વિજોગીઓ! જોકે આજની રાત સર્વ જગતને આનંદ પમાડે તેવી છે, તોપણ તે તમને બહુ દુઃખ દેતી થશે. આજની રાત હૈડાં ઠંડાં કર્યાને બદલે તમને બાળે તેવી થશે. પણ એમાં રાતનો વાંક નથી. વિચારથી જે દુઃખ થાય તેને વિચારથી દૂર કરવું જોઇએ. વહેલુંમોડું સહુને જવું છે, થોડુંઘણું દુઃખ સહુને કરમે ચોટેલું છે, ને શોક કર્યેથી ફળ નથી એમ સમજી દિલગીરીના ખ્યાલો દિલમાંથી કાઢી નાખી ઇશ્વરે આનંદને માટે શરદચાંદની કરી છે તેને તમે રડીને ના ધિક્કારો. જેમ જુવાન છોકરીનાં રંડાપાનાં દુઃખ છતાં માબાપો પોતાના છોકરાના લગનની ખુશાલીમાં સામેલ થાય છે, તેમ તમે પોતાના દુઃખમાં છતાં આ ગંભીર ને શાંત ચાંદનીના રસ પીઓ ને એ ઉપરથી પ્રભુની અકળ લીલા ગાઓ. જોકે એ ચાંદની પહેલે તો તમને ઠંડક નહિ કરે, તોપણ તમે તેને જોયાં કરો; ને એમ જોયાં કરવાથી અને તે ઉપરથી મળતા દિલાસા સંબંધી અને ઇશ્વિર સંબંધી વિચાર કર્યાં કર્યેથી તમે તમારૂં દુઃખ ભૂલી જઇ આનંદ પામશો ને અગર એવા વિચાર કરવાની તમારામાં શકિત નહિ હોય અથવા ઘણી જ દિલગીરીને લીધે એવા વિચાર તમને નહિ આવે તોપણ ચાંદની સામાં જોયાં કરજો–ને એથી તમારા તન મન ઉપર અસર થઈ નિરાંતની ઊંઘ આવી જશે ને એટલે ઊંઘમાં ને ઊઠ્યા પછી પણ તમે સુખ પામશો જ. ચાંદનીમાં દિલગીરીના વિચાર કરવામાં પણ એક જાતનું સુખ રહ્યું છે. હોનાર મીટનાર નથી–'કૃષ્ણને કરવું હોય તે કરે, જીવ તું શાને ચિંતા ધરે'? એમ બોલી જ્ઞાનથી દિલગીરી કાઢી વરસ દહાડાનો દહાડો એવો અને ઇશ્વિરના ઘરનો એવો જે માણેકઠારીનો ઓચ્છવ, તેના આનંદમાં સામેલ થાઓ.

## ૬૧

## હસવું સારૂં કે રડવું સારૂં?

હસવું વ્હાલું સર્વને, રડવું થોડાને જ;<br>
રડવામાં હસવાતણો, રસ વિરલા જન લે જ.

હસવે જે સુખ ઉપજે, લ્હેર પેઠે વહી જાય;
ખસિયાણા ખસવું પડે, વસવું વસમું થાય.
રડવામાં રસ ગુણ બહુ, હસવામાં છે હાનિ;
હસવે રીઝે મૂર્ખ પણ, રડવે રીઝે જ્ઞાની.

એક અમીરના દીવાનખાનામાં સામસામે બે ચિત્ર ટાંગેલાં છે. બારણાની સામે જે છે તેમાં એક બૈરી પોતાના પ્યારાની ખાંધ પર પોતાનો ડાબો હાથ નાંખીને જમણા હાથના ચાળા (હાવ ભાવ) સાથે સુંદર ગાતી બેઠી છે, ગાતાં ગાતાં વચમાં વચમાં વાંકી વળી ગાલમાં હસી પોતાના પ્યારાને મીઠી નજરથી જોયછ અને તેમાં એવી ઈશારત કરેછ કે આ કટોરો દાંસ. દીવાની ઝલ્લૂસ, ગાલીચાની ભભક, સતાર તાઊસ તબલાં વગેરે સાજનું અહીંતહીં વેરાતું પડવું-એ બધાં પોતપોતાની તરફથી રંગ પૂરી અચ્છો બહાર આપી રહ્યાં છે.

બીજું ચિત્ર બારણાની બાજૂએ જે છે (અમીર શઠ છે માટે અહીં મૂકયું છ) તેમાં આવું છે કે એકત્રીસ વરસની બૈરી છૂટે ચોટલે પોતાના મુએલા પ્યારા ભરથારની લાશ સામું જોઇ જોઈ વિલાપ કર્યા કરે છે. તેની સાત વરસની એક દીકરી તેને ખભે વળગીને પછવાડેથી તેનાં આંસુ લૂછેછે અને બીજાં બે બાળકો દયામણે મોઢે પોતાની માને ટકટક નિહાળ્યાં કરે છે.

એવી રીતનાં બે ચિત્ર છે. તેમાં રડતા ચિત્રને રડતાં તથા ભણેલાં જનો ધારી ધારીને જોય છ અને હસતા ચિત્રને હસતાં તથા મૂરખ જનો ઉપરાઉપરી પડી પડીને જોયછ. હું વિચારૂં છ કે મને તથા બીજા થોડાઓને રડતું જ કેમ ગમે છ ને પેલા ઘણાંઓને હસતું ચિત્ર શા સારૂં ગમે છ ? તેઓ પણ માણસ છે ને અમે પણ માણસ છીએ; તે પણ ચિત્ર છે ને આ પણ ચિત્ર છે. ચિત્રની શી વાત ? બીજું બધું જ એવું છે.-અજવાળું-ચડતી દશા-સહુને ગમે ને અંધારૂં-પડતી દશા-થોડાંને જ ગમે છે. બાળકને એક રૂપિયો ને એક દોઢિયું બતાવીએ તો બાળક રૂપિયો લેવાને હાથ લંબાવે છે.

જેણે સદા શીળું જોયું છે તેને તડકાનાં દુઃખની, એ દુઃખની અંદર છૂપું સુખ રહ્યું છે તેની અને તડકામાંથી શીળે આવ્યા પછી જે સુખ થાય છે તેની, શી ખબર પડે ?

પહેલું ચિત્ર જોવાથી જેઓને ખુશી થાય છે તેઓ પોતાની મોટી ખુશી દીવાનખાનામાં જ અથવા રસ્તામાં મૂકીને ઘેર આવે છે અથવા ઘેર આવીને તેને વિદાય કરે છે. વળી 'આપણે આ લહાવો લીધો જો' એવા વિચારથી કેટલાકને પાછળથી દિલગીરી થાય છે. વળી કેટલાક તે સુખ શોધવાની કાળજીથી હેરાન થાય છે અને વળી કેટલાક સુખ મેળવી ને ઘણીવાર ન રહેવાથી પાછા બમણા દુઃખી થાય છે.

હસવાની સારી અસર પણ થોડી ને થોડીવારની છે. હસતું ચિત્ર સારૂં ને રડતું નરસું એમ કહેવું એ કેવળ અજ્ઞાન છે. સારૂં નરસું માણસની રુચિ ઉપર આધાર રાખે છે. તોપણ, જેને ભણેલાઓએ (પછી થોડા હોય તોપણ) સારૂં કહ્યું તે જ સારૂં સમજવું.

રડતું ચિત્ર જોવાથી જોકે પ્રથમ દિલગીરી થાય છે, તોપણ પછી તે દિલગીરી થોડીકવાર જારી રહ્યાથી તેમાં એક ઊંચી જાતની છૂપી ખુશી રહી હોય છે તે બહાર પડે છે; પોતાના દિલને દિલાસો મળે છે કે આપણાં જેવાં અથવા આપણાથી વધારે ભૂંડી હાલતનાં બીજાં ઘણાં માણસો છે; દયા ને પરોપકારબુદ્ધિ ઊભરાઇ આવે છે; અને અંતે સહુની તેજી જાય છે અને જતી તેજીમાં પણ લહેજત છે એ જે નશિયત દેતી કુદરત તે આપોઆપ માલૂમ પડી આવે છેઃ—

ચડતી પડતી સહુની ખરે, પ્રીતિ કળી ખીલી તે ખરે;
આથમતા રવિ કેરૂં તેજ જોઈ ધીરજ રાખો સહેજ.

પીપળપાન ખરંત, હસતી કૂંપળિયાં,
અમ વીતી તમ વીતશે, ધીરાં બાપલિયાં.

૬૨

# ડાંડિયાની વર્તણુક

ડાંડિયાની વર્તણુક (જેને ડાંડિયા પડતા હશે તેઓ ગમે તેમ સમજે) નીચી નથી. એક સારો ગૃહસ્થ સાક્ષરમંડળમાં બોલી ગયો કે 'ડાંડિયો પોતાનું કામ ઘણી જ સારી રીતે બજાવે છે. પણ એટલું ખોટું કરે છે કે જેની સાથે આગળ મિત્રાઇ અથવા જેના પાંચ પૈસા ખાધેલા તેની સામાં (પાછવાડેથી મતલબ ન સરી માટે) બોલે છે.' એનો જવાબ ડાંડિયાએ તરત વાળ્યો કે, 'તમે ધારો છ ને કહો છ તેવું કામ ડાંડિયો કરે તેવો નથી.' વધારે ખુલાસો આ પ્રમાણે કીધો (દાખલાને માટે) ડાંડિયાને કેટલાક મિત્રો મતલબિયા મળ્યા હોય, તે મતલબિયાઓએ ડાંડિયા પાસે કામ કઢાવી લેવાને ડાંડિયાની મૈત્રી બાંધી હોય–ડાંડિયો તે સમજતો હોય તોપણ દેશને કંઈ લાભ છે એમ સમજી મતલબિયા મિત્રોનું કામ કરતો હોય–એ મિત્રો ( વ્યાધિ ગયો કે વૈદ વેરી તે પ્રમાણે ) ગરજ સરી કે ડાંડિયાના સામું પણ ન જોતા હોય ( મદદ તો શાની કરે ? ) ઊલટા ડાંડિયાની નિંદા કરતા હોય–તે સહુ ડાંડિયો સાંખી રહેતો હોય–એવી હાલતમાં સાચો, ટેકી, પરમારથુ ને જોસ્સાવાળા ડાંડિયો, કોઇવેળા 'હું સઘળું સમજું છ બચ્ચાજીઓ' એમ જણાવવાને અને તેઓને આડી વાટે જતા અટકાવી સીધે રસ્તે રાખવાને પોતાના મતલબિયા મિત્રો વિશે સંકેતમાં ટીકા કરે તો તેમાં કોઈ રીતે ડાંડિયો નીચો થતો નથી.

તેમ, મતલબિયા મિત્રો પોતે નબળા ને બાયલા માટે, ડાંડિયા માટે મોટાં વચનો આપી મોટાં સાહસ કામ કરાવતા હોય–ડાંડિયો મૈત્રી નિભાવવાને મૈત્રીની ખાતર વચન ઉપર ભરોસો રાખીને તે કામ કરતો હોય–જે જસવાળાં કામ જોઇને મતલબિયા પોતાનાં કાળજાં ઠંડાં કરતાં હોય–ડાંડિયો મહેનતના બદલામાં ખરી મૈત્રી જ માગતો હોય, તોપણ તેઓ મોટાશમાં નાણાંની મદદ કરીએછ એમ કહેતા હોય–પછી આપે ત્યારે આડીવાટની

ધૂળ–ધૂળ આપે તોપણ કહી દેખાડે કે અમે અમારા મિત્ર ડાંડિયાને મદદ કરીએછ–ડાંડિયો મૈત્રીની શરમ રાખવાને અને પરમારથને માટે ધૂળ પણ માથે ચડાવે (ડાંડિયો પોતાને માટે લે તેવો છે જ નહિ) ને એટલું છતાં પેલા મતલબિયાઓ ડાંડિયાની નિંદા કરતા હોય–તે સહુ જોસ્સાવાળો ડાંડિયો ઘણીવાર સાંખી રહેનો હોય–એવી હાલતમાં ઘાયલ થએલો ડાંડિયો (ઊભરો તો કાઢવો જોઈએ ને મિત્ર તો મતલબિયા મળ્યા ત્યારે) 'હું સઘળું સમજું છ બચ્ચાજીઓ,' એમ જણાવવાને મતલબિયા મિત્રોની ટીકા કરે, તેમાં કોઈ પણ રીતે ડાંડિયો નીચો થતો નથી.

ઘણું નિભાવ્યું. હવેથી ડાંડિયો મતલબિયા મિત્રોનો મિત્ર રહેવાને ઇચ્છતો નથી. હવે જો તેઓની તરફથી કંઇ પણ ડાંડિયાની વિરૂદ્ધ બોલાયું તો નક્કી ડાંડિયો પોતાના બચાવમાં ખરૂંખોટું દેખાડવાને પડદો ખોલી દેશે–મતલબિયા મિત્રોનાં કાવતરાં જાહેરમાં આણશે. ડાંડિયો ગમે તેટલું બોલશે તોપણ તે સર્જનની નજરમાં હલકો ઠરવાનો નથી, હલકા તો ઉપર-ની વાતથી જે ઠરવાના હતા તે ઠરી જ ચૂક્યા છે. ખરૂંખોટું બતાવી આપતી વેળા ડાંડિયાથી થએલી ભૂલો પણ ડાંડિયો આંચકો ખાધા વગર જણાવશે ને કાનની બૂટ ઝાલશે. પણ રખેને પેલા મતલબિયાઓને નુક-સાન થાય એટલા સારૂં ડાંડિયો પોતાના ઊભરા ડાબી રાખે છે–આહા ! કેવી ભલાઈ છે ડાંડિયાની. પણ શું તારીફ કરવા લાયક નથી? મતલબિયા મિત્રોની ભૂંડાઇ ! ડાંડિયો કહેછ તે સાચું છે એમ સાહેદી પૂરવાને, ડાંડિયાની તરફના થોડાક પણ સાચા સ્નેહીઓ ( જેઓ ડાંડિયાની કદર બૂઝે છે તેઓ ) ડાંડિયો બોલાવે ત્યારે આવવાને તૈયાર છે. ધન્ય છે એ મિત્રોને!

૨

કેટલાક લોક કહે છે કે ડાંડિયો કેટલાકની વાત બોલે છે ને કેટલાકની નથી બોલતો––તેમાં મિત્ર અને શ્રીમંત વિશે બોલતાં વધારે આંચકો ખાય છે. એ વિશે ડાંડિયાએ ખુલાસો કર્યો છે, તોપણ પ્રસંગે અહીં પણ કંઇ કરે છે–ડાંડિયાને માથે બંને ગમથી ખોટો બટ્ટો મુકાય છે.

જો કોઇની વાત છાપે છ તો તે દ્વેષ રાખે છ ( પણ એ દ્વેષની ડાંડિયો દરકાર થોડી જ રાખે છે ), એટલું જ નહિ, પણ તે એમ સમજે છ કે મારી પાસથી નાણું કઢાવવાને મારી નિંદા છાપે છે ને લોકો પણ એમ સમજે. જો કોઈની વાત નથી છાપતો તો એમ કહેવાય છે કે મિત્ર પૈસાદારનું છાવરે છ ને પૈસાદારની પાસથી ડાંડિયાને કંઇ ખાનગી મળતું હશે. લોક ગમે તેમ બોલો;–મિત્ર, શ્રીમંત ગમે તેમ સમજો; અમે નિંદાખોર નથી–પછી લોકો શિક્ષાને નિંદા સમજો તો સમજો. આઠ પાનાંમાં–થોડામાં ઘણું લખવું છ એનો સુમાર બાંધી, વિદ્વાન, બુદ્ધિમાન, ચતુર, વિવેકી ને ન્યાયી ડાંડિયો પોતાનું કામ સમજીને જ કર્યો જાય છે.

૬૩

# ઝાંસા શા ખાવા ?

આપણું ઘર વાપરે, આપણું ખાય, આપણી પાસે ચાકરી કરાવે, આપણને બેવકૂફ સમજે ને કહે તેનું તો શું કરવું ? ઉપાય જ નહિ ત્યાં શી વાત ? પડયા ઉપર પાટુ ને દાઝયા પર ડામ હોય જ. હેકટર સરખા ખરેખરા વીર જોદ્ધાના મડદા પર એકીલીઝે વેર લીધું તેમાં હેકટરને શું ? ધિક્કાર એકીલીઝને ! સીસરોના મરણ પછી તેની જીભ ઉપર ડામ દીધા એમાં બીચારા સીસરોને શું ? ધિક્કાર પેલી ચંડાળણીને ! ઉપકારને બદલે અપકાર કરે તેવા અપકાર કરનારને ધિકકાર. કહેવડાવવું ત્યારે ક્રિશ્ચિયન, પાલક, વિદ્વાન અને વર્તવું ત્યારે રાક્ષસ, ઘાતક મૂર્ખની પેઠે ! હોય, દહાડો છે !

અલબત્ત, આપણે ઘણાએક નબળા છીએ–જે પ્રમાણે ઘરના ચાકરને ઝાંસા કરીએ છ ને મારીએ છ ને તે બીચારો સાંખી રહે છે કેમકે તે તાબેદાર છે, તેમ આપણે તાબેદાર છીએ એટલે ઉપરીના ઝાંસા ને માર ખાઇએ છીએ. ચાકર તો સાંખે, પણ ઊંચી પદવીનો ન સાંખે. ઊંચી

રીતના સંબંધ રાખનારા સાંખે નહિ. તેમ, આપણામાં જેઓ તન મન ધન પદવીએ સબળ છે તેઓએ વગર કારણે અને નમ્રતા રાખ્યા છતાં શા સારૂ ઝાંસા ખાઇ રહેવા ? ખાઈ રહે તેમાં તેઓનો મોટો વાંક ! એવા એવા ઝાંસા આપણે સાંખી રહીએ ને પછી ઝાંસા કરનાર જ અને કેટલોક આપણામાંના પણ આપણને લાગણી વિનાના–અક્કલ વિનાના–પહાણા—ટેક વિનાના–માણસાઈ વિનાના—મરદાઈ વિનાના–હીજડા કહે તેમાં શો શક ? એકાદા કુળવંતા શેઠને તેની રાખેલી રાંડના ઘરમાંનો તબલાં વગાડનારો તુચ્છકાર કરે તો તે પેલો સાંખી રહે તો તેમાં તે કાળો શેઠ પેલા ગોરા તબલચીથી નીચો નહિ કે ? હાય હાય ! હિંદુઓમાં માણસાઇ ને મરદાઇ ક્યારે આવશે ?

ઘણા જણ કહે છે કે બોલીને ફળ શું ? કરી બતાવ્યેથી ફળ છે. પણ બોલનાર આગળથી નીકળ્યા હોય તો પછી કરી બતાવી આપનારના ટોટા નથી. પણ જેઓએ બોલવું જોઇએ—જેઓથી બોલાઈ શકાય છે–જેઓના બોલવાને વજન મળે છે તેઓ જ વગર કારણે તસકા ખાઇને જ્યારે ખૂણા શોધે, ત્યારે પછી કરી બતાવનારા શું કરે ? શત્રુ તિરસ્કાર કરે ને સામો સરદાર તે સાંખી ખૂણે ભરાય તો પછી સેન બીચારૂં શું કરે ? મિત્ર કહેવડાવી તિરસ્કાર કરે અને પછી મનમાં પસ્તાઈ બહાર પોતાની પતરાજમાં આ રીતે બોલે કે હું નશામાં હતો તેથી અથવા ફરજ બજાવતો હતો તેથી ( એવાં એવાં બહાનાંથી ) વખતે મારાથી બોલાયું હશે અને એથી જો દોસ્ત તને માઠું લાગ્યું હોય તો તેને સારૂં હું દિલગીર છઉં, તો તેવા ( લુચ્ચા ) મિત્રને તેની કસૂરને સારું એ વચન ન કહેવાં ? ધની લોક તો નિરધનિયાના પ્રતિનિધિ છે–રાય જો તસ્કા ખાઇ રહે તો પછી રાંકની શી દશા ? એ બિચારાની તરફથી પછી કોણ બોલવાનું ? પણ શેના મોટા ? ખુશામતિયા ભાજીખાઉ કીડા–જેને ખુશામત જ ગમે તેઓથી શું નીપજવાનું છે ? જે મોટા એમ સમજે કે અમારી સહુ ખુશામત કરે ને જે પોતાના હિતુ રાંક મિત્રની

સામા પણ ન જોય તે મોટાને પણ માન મેળવવા પાછા પોતાનાથી વધારે મોટાની ખુશામત કરવાની હોય કે નહિ ? જેટલા ગરીબ દોસ્તો કામ લાગે છે તેટલા પૈસાદાર દોસ્તો કામ નથી લાગતા. ઊજળા કોકાવાળા, છતી મરદાઇએ નામરદ થતા એવા સરદારો દેશમાં ન હોય તો સારા. એઓને ઢાંકણીમાં પાણી ઘાલી ડુબાડી દેવા જોઈએ ને એઓ ઢાંકણીમાં જ ડૂબે તેવા છે.

મોટા વગવાળા પંડિતો સરદારોને ઝાંસા ખાતા જોઈ દિલમાં દાઝે ખરા, પણ પાછા ઝાંસા કરનારના ખુશામતિયા થઇને હાહો કરી પછી સંતાઈ જાય તો તેને કેવા કહેવા ? રાજદ્વારી કામ અને સંસારનીતિ સંબંધી મોટાં ભાષણો કરી આખા નગરમાં હું હું કરી મેલવું અને સહેજ આવેલા જેવા તેવા પ્રસંગો ઉપર, રે પદવીવાળા મિત્રોની ખાતર કરવામા ઊં: ઊં: કહી ખૂણે ભરાવું એ શું ?

અમને ડાંડિયાઓને લાગે છે તો ઘણું, પણ શું કરીએ ? દ્રવ્યની વાતમાં અમારી પદવી ઊતરતી છે; બાકી તો બતાવી આપીએ. અમારી પાસે સ્વતંત્રતા મોટું ધન અને મોટી પદવી છે; જેની આગળ ખુશામત ધન અને ખુશામતપદવી કંઇ જ નથી. જુઓ લોકો, અમે ડાંડિયાઓ હોળીના ઘેરિયાની પેઠે હાં રે હાં બોલતાં ડાંડિયાની રમત રમીએ છે, એટલામાં અમે કેટલું કરીએ છે ને લોકમાં કેટલો દોર ચલાવીએ છે ! આખા ગામમાં અમારો ત્રાસ છે, તો પૈસાદાર લોક પોતાના દ્રવ્યબળે અને પદવીબળે શું કરવાને સમર્થ નથી ? પણ હાય રે, તેઓ કરતા નથી. પણ ખરી વાત, જેઓ ગર્ભથી કુલીન, ટેકી ન હોય પણ નવી દોલતે તેવા કહેવાતા હોય તેઓ બીચારા શું કરે ? એકાદ દહાડો એવો પણ આવશે કે ડાંડિયાઓ ખૂબ નશો કરી તૈયાર બન્યા હશે અને ત્યારે પછી તેના તોરમાં કાયરોનાં કુળ અને તેઓના આગલા ધંધા વિશે સારી પેઠે બકી જશે. સ્વતંત્રતાને માટે ખરા જોદ્ધા પ્રમાણે સર્વસ્વ ખોઇને મરીશું, પણ ધન પદવી માનને માટે ગંડુ કાયર પ્રમાણે સર્વસ્વ સમાલી રાખી ભોગવવાને નહિ જીવીએ.

પણ તેમ સારૂં છે થાજો થાય કે છે આપણું ઘર ભરાય છે એવું જે સમજતા તે પાપી ચંડાળોને શિક્ષા થઇ છે તે ઠીક જ થઇ છે. કેટલાક ખરા ઉદ્યોગી, ખરા ભક્ત, ખરા પરોપકારી, ને ખરા દેશાભિમાની, ખરા મરદો મનને મારી મારીને સટ્ટામાં પડયા નથી ને ઇશ્વરની પ્રાર્થના કર્યા કરતા હતા કે, 'પ્રભુ, લડાઇનો અંત વહેલો આણ, સટોરિયાઓના મદને તોડી ભૂમિભાર ઉતાર.' તે મરદોની જ પ્રાર્થનાથી હજી પણ આ વખતે સપડાએલા સટોરિયા થોડાઘણા ઇશ્વરના કોપથી બચશે.

૬૭

# બેંકબાઇનો વિલાપ

હાય હાયરે તાયકાં તીર લાગ્યાં, હાય હાયરે વજ્જૅરબાણ વાગ્યાં,
હાય હાયરે ઘર ને હાટ ભાંગ્યાં, હાય હાયરે ભાઇના ભોગ જાગ્યા.

આઠેક દહાડા ઉપર અમે ડાંડિયાઓ ચબૂતરા આગળ મળ્યા હતા, ત્યાં પહેલે તો સહુના મોઢામાંથી એ જ નીકળ્યું કે, 'આપણો ડાંડિયો તે ડાંડિયો જ છે. વારૂં, તનમનધન ખરચાય છે; મુંબઈ, ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છમાં ડાંડિયો ડાંડિયો થઈ રહ્યું છે! રે નકલ તો ૩૦૦ છપાય છે પણ ૩૦૦૦ જણના વાંચવામાં આવે છે! ખોટું નથી. ચલો ચલો બડાઈ ન કરો, પગનો અંગૂઠો કરડો, ગાલે તમાચા મારો, હેંકાર કોઈના રહ્યા નથી. આઘા શું કરવા જાઓ છો, ચડેલા સટોરિયા કેવા પડયા છે?' એમ અમારામાંનો એક જણ બોલી રહ્યો કે બીજો બોલ્યો, 'ચલો, એ વાત જવા દો, યાર બફાઈ જઇએ છ, બહાર અને અંદર ધીકીએ છૈએ; વાદળી તાપ મારી નાખે છે, પણ શું કરીએ? રડતા સટોરિયાઓ બપોરી વેળા તડકામાં તારાઓ જોય છે, તેમ આપણે તેવા તારાઓ શાને સારૂ જોયાં કરીએ?' 'હશે' ત્રીજો બોલ્યો, 'રડશે રૂવાળો ને રડશે શેરવાળો, આપણે લેવા કે દેવા. ચલો, આપણે કોઈ ટેકરી ઉપર ઉજાણી જઇએ, અને ત્યાં નિરાંતે ગપ્પાં માર્યાં કરીએ.' ચોથો

છોકરાઓ રે, તમારે મજા છે-શેરનાં કાગળિયાંના કનકવા બનાવી ચગાવવાનું ઠીક થશે. એ કનકવા ચગશે ત્યારે તેમાં શીનાનસો અને એંકો દેખાશે અને પછી એકદમ ગોથ ખવાડી તમારા મોટેરાઓને બતાવજો કે તમારી શીનાનસો અને એંકો આમ જ હવામાં ચડી ચળકી હશે ને આમ જ પાછી નીચે પડી સૂઇ ગઇઓ હશે અને પછી 'આતું કરનાર તો આમ ગયું ને અંડળગંડળ હાથમાં રહ્યું' એમ બોલી હૈયાશોકે હાથમાંની દોરી પણ મૂકી દેવી પડી હશે. છોકરાઓ, હવે તમારો વારો છે. પણ જરા સીધા રહો-દોરી, માંજો, લાહી, કામડી તૈયાર કરવા માંડો, એટલે કનકવાના કાગળો ( શેરનાં ખોખાં ) પણ રસ્તે કૂદતાં કૂદતાં તમારી પાસે આવશે !

હોળિયાઓરે, હોળીના દહાડા ગયા નથી- પાસે આવે છે, હું તમને હોળીનાં ગીત ગવડાવીશ, પણ હમણાં એકવાર બોલો તો જોઉં ભડ ભડ ભડ ભડાકા ગોદડાં—રામ બોલો ભાઇ રામ !

૬૬

## સટ્ટા ઉપર ઇશ્વરનો કોપ

સામળદાસની મડાપચ્ચીસીની વાતમાંના પેલા સિદ્ધે અમૃત સિદ્ધ કરવાને સારૂ ૧૦૮ બતરીસલક્ષણાઓને ફોસલાવી તેલના કઢામાં નાખ્યા હતા તે પરમાણે સટોરિયા સરદારોએ પોતાની મતલબને માટે હજારો અહીંની ને દેશાવરોની રાંક રૈયતને મોહજાળમાં નાખી-આંતરડી કકળાવી તરફડ તરફડ કરાવી મારી નાખી છે, તે જ હાલ તો પેલા સિદ્ધની પઠે ફસાઈ ગયા છે. ઈશ્વિર ન્યાયી છે. ખરેખર સટ્ટાકળજુગથી એટલું તો પાપ વધી ગયું હતું કે ઈશ્વિરે કોઇને આગળથી સ્વપ્નમાં પણ ન સૂઝયું તેની રીતે એકાએક કલંકી અવતારશકિતથી સહુ સટોરિયાઓનો સંહાર કરી નાખ્યો છે કે પાછું ધર્મસ્થાપન થાય-ખરો ઉદ્યમ ચાલવા માંડે. અમેરિકામાં લાખો માણસ કપાઈ જતાં તે પાપનો કોઇ વિચાર કરતું નહોતું,

નજરે પડી. નશો કરીને, મિષ્ટાન્ન લઈને, હુક્કો ગગડાવીને, ચાંદરણું જોઇ જોઈને, પૂરી લહેરમાં આવી રહેલા એવા ડાંડિયાઓ પેલી જુવાન સ્ત્રીને પોતાની તરફ આવતી જોઇને એકાએક ઊભા થયા. અમારી સાથે ભાણાભાઇ નામનો એક સટોરિયો પણ હતો, તે તો શરમ મૂકીને હિંમતથી સામો દોડયો જ, પણ અમે તેને ધમકાવીને પાછો બોલાવી બેસાડયો. એટલામાં પેલી પણ જોસભેર આવી પહોંચી. પેલી અમે દેખીએ તેમ સામે ઊભી રહીને એકદમ શણગાર ઉતારવા લાગી. તે છૂટા બાલવાળી ચંદ્રમુખીએ તે શણગારો ચાર પાસ ફેંકી દીધા, પથ્થર લઈ ચૂડી ફોડી નાખી, કેડે ખોસેલી કાતરથી નિમાળા કાતરી નાંખ્યા અને બાંટનો છેડો કમ્મરે વીંટી કૂદતી કૂદતી છાજિયાં લેવા મંડી ગઇ. તે આ રીતેઃ—

સવા મણ ને પાંચ શેર, બાવળિયો કે એન ખેર,
વીલે મોઢે બેઠો ઘેર, હાય હાય આ શો કેર. મારી નાખ્યા રે.
હાય હાય કેર થયો, હાય હાય ગરથ ગયો,
હાય હાય ટેક ગયો, હાય હાય સ્હને ગયો,
હાય હાય કંથ ગયો, દુઃખદરિયામાં ડુબાડયાં રે.
હાય હાય દૈવ રૂઠયો, હાય હાય પ્રાણ લૂટયો,
હાય હાય શોર ઊઠયો, હાય હાય બાપ ફૂટો.
હાય હાય આવરફૂટો, રાંકડાઓનો આવી રહ્યો રે.

પછી તો અમારામાંનો મોટેરો નીચે જઇને તેની સાથે બોલ્યો કે 'બાઈ, ગભરાઓ નહિ, ધીરાં પડો. આ તમો શું કરો છ તે અમે કાંઇ સમજતા નથી.' ત્યારે તે બોલી, કે 'હું મારૂં નામ તો તમને નહિ કહું, પણ મારા નામની પછવાડે કોર, લખમી, ગવરી, વહુની પેઠે બેંક આવે છે' 'વારુ, ત્યારે' બીજો સાથી બોલ્યો કે ' તમારા નામની પછવડે બેંક આવે છે, તો તેની પછવાડે અમને બાઇ લગાડવાદો. હું પૂછું છ બેંકબાઇ, તમે શું કહો છો તે અમને સમજાવો.' બેંકબાઇ બોલ્યાં, 'શું સમજાવું કપાળ ? મારો બાપ તો ગાંડો થઇ ગયો છ, અને મને ઘેલછામાં મારી નાખવાની તજવીજ

બોલ્યો, 'સટોરિયાઓએ યાર, મજા તો ખૂબ કરી લીધી, ગાડી ઘોડા ને રાંડોની સહેલ ખૂબ કરી લીધી,-સટ્ટાથી ખરી કમાણી રાંડોને થઇ છે. અરે ! પેલો સૂરની ઓફિસમાં વેચાવા આવેલો રૂ. ૧૩૦૦૦) નો હાર કોની છાતી પર રમે છે એની ખબર કાઢવી જોઇએ.' પાંચમો બોલ્યો, 'બધા કહે છે કે મોટમોટા ખરા બેહાલ થયા છે. અલબત્ત, નાણાની તંગીને લીધે દેવાળિયા તો ખરા જ, પણ વારૂ સટ્ટો કરવા માંડયાની અગાઉ જે હાલત હતી તેના કરતાં શું પૈસાની વાતમાં તેઓની વધારે સારી હાલત નથી ? અલબત્ત છે. શું ગાડી ઘોડા ને વાડી બંગલા નથી વાપરતા ? હા, એક આબરૂ તો ગઈ, પણ હોય. ' નાક કટ્ટા તો કટ્ટા, પણ ખીર તો ચટ્ટા ?' સટોરિયા તો લુચ્ચા છે. પોતાનું નાણું બહાર કાઢતા નથી.' છટ્ઠો બોલ્યો, 'જ્યાં સુધી સટોરિયા સરદારો પોતાની પાસનું કાઢીને ધીરધાર નહિ ચલાવે, અથવા એકદમ જાહેરમાં પાઘડી ફેરવીને નહિ બેસે, ત્યાં સુધી લોકો પોતપોતાનો ઉદ્યોગ હાથમાં ધરવાના નથી. બળી એ વાત. ચલો યાર, કહીં પણ જઇએ. વૈતરૂં તો રોજનું છે. પણ શિખંડપૂરીનાં જો ભાઇ,-રત પરમાણે જમણ.'

પછી અમે તો ચબૂતરેથી બહારોબહાર જ ફજેતીની ટેકરી, (ફજેત થએલાઓની ફજેતીની અકળામણરૂપી ગરમી જે ટેકરીની ઠંડી હવાથી શમી જાય છે તે ) ઉપર આગગાડીની વાટે અને પછી ભોઇઓની ખાંધે ચડીને ગયા. જતાં વારને તો બંગલામાં પાઘડી અંગરખાં બૂટ કાઢયાં, ને પછી ભટને શીખંડપૂરી બનાવવાની વરદી આપીને થાકયા હીધા સૂઇ ગયા. ત્રણેક વાગ્યા કે અમે સહુએ મસાલેદાર મીઠી ભાંગ પીધી. અમારી સાથ એક સાવક હતો. તેને તો ભાંગ પીવી ગમી નહિ, તેને તો લોહી વધારવાનો રાતો પોર્ટ-વાઇન જોઈતો હતો, પણ તે અમારી પાસે ન હોવાથી તેને ભાંગ જ પાઈ. પછી પાંચેક વાગ્યે અમે જુદી નાતના છતે સાથે બેસીને શિખંડપૂરી ઉડાવ્યાં. જમી ઊઠીને અગાશીના ચાંદરણામાં હુક્કા ગગડાવતા હતા એટલા-માં એક સોળ શણગારસજ્જિત જુવાન સ્ત્રી મેદાનમાંથી આવતી અમારી

કાળાં મોઢાં થઇ ગયાં, નહિ લોહી ને માંસ;
ખરેખરા તે ચાડિયા, પૂરા થયા નિરાશ.

૧૮૬૫ ની ૧ લી જુલાઈ ઇતિહાસમાં નોંધી રાખવા જોગ છે. જેમ મોટાં કામની યાદદાસ્તને માટે મિનારાઓ અને મોટાં કામ કરનારાઓનાં બાવલાં કરવાની દેશદેશમાં ચાલ છે, તેમ તારીખ ૧ લી જુલાઈ નિમિત્ત કંઈ થવું જોઇએ, ને એમ કરવાને સારૂ ઊજળાં કામ કરનારાઓની સભામાં અમે ડાંડિયાઓ નીચે પ્રમાણે દરખાસ્ત કરીએ છૈએ. આશા રાખીએ છએ કે તે સઘળાને મતે પસાર થઇ તાકીદથી અમલમાં આવશે.

જે પ્રમાણે સર્વ દેવોનાં તેજ એકઠાં થઈને દેવી ઉત્પન્ન થઇ હતી, તે પ્રમાણે જેઓના કાળાં મોઢાં થઈ ગયાં છે, તેઓની કાળાશ એકઠી કરીને તેમાં ઘણા કાળાં કરનારાઓમાંથી ઘણો ભાગ લઈને એક મોટું કાળું બાવલું કરવું, ને તેને જે ઠેકાણે કાળાં કામો થએલાં છે તે ઠેકાણે ઊભું કરવું.

કાળું બાવલું બતાવવાને વિલાયતથી કોઈ તરતની ઊઘડેલી ખાણના કોલસાઓ કઢાવવા સારૂ ઓર્ડર મોકલવો. ને તેનું કોઇ કાળાં કામ કરનારો, પણ શિક્ષાથી છૂટી ગએલો એવા કારીગર પાસે જ બાવલું બનાવવું.

એ બાવલાની ડીઝાઇનમાં વિશેષે આવું હોવું કે બાવલાનું નાક કપાએલું ને માથે પાઘડી ઊલટી ફેરવેલી રાખવી; વળી તેને બોંબેબેંક તથા એશિયાટિક બેંકની સામે નીચે મોઢે ડાબી તરફ ઘુરકાવતું ઊભું કરવું; ને તેનો જમણો હાથ સીધો પેલી બેંકોને બતાવતો રાખવો; ને ડાબો હાથ લટકતો, મોટા બાવલાની ડાબી પાસે નાનાં નાનાં ઊજળાં પણ ફસાયાથી ફીકાં પડેલાં એવાં માણસોને બતાવતો રાખવો; તેમ તેનો જમણો પગ પેલાઓને કચરી નાખવા જતો હોય તેવો ઊંચકાએલો દેખાડવો. બીજું તો કારીગરે પોતાની નજરમાં આવે તેમ કરવું.

અને બાવલાની બેસણી ઉપર આ પ્રમાણે ટૂંકો લેખ કોતરાવવો કે —મુંબઇનો ચંદ્ર, તા ૧ લી જુલાઇ ૧૮૬૫ એ, ફરી ચાંદબીજ ન થાય

કરે છ. વાણિયો પણ રજપૂત થાય છે.' અરે એણે બજારમાં પતીજ નસાડી મૂકી છ, મિત્રોને ઠાર કર્યા છ, હું કહેતાં ગભરાઉં છઉં. હજી પણ તે મૌની પેઠે લોકનાં ચામડાં કરડવા જાય છે. મને ચૂસે છે તો બીજાને કેમ ન ચૂસે ? પણ હવે તેને પોતાના જ પહોંચાનાં ચામડાં કરડવાનો દહાડો આવે છે. પસ્તાગિયાઓ, પિંજારાઓ–નિર્ધનપુરુષો, રેંટિયા કાંતનારી, લોટ દળનારી, અબળા રાંડીરાંડો મારા બાપને નામે પોકેપોક મૂકે છે. ગરીબની આંતરડી કકળાવે છ, તે મારાથી જોવાતું નથી. આ હું તમને કહેવા આવી છું કે તમે ડાંડિયાઓ મારા બાપનો જુલમ ને મારા બાપની ઠગાઇ લોકમાં જાહેર કરો. મેં હજી સંસારનો લહાવો લીધો નથી; હજી મને અધરણી આવ્યું નથી; રે કોઈનાં પાલણ પોષણ કરી ઉછેર્યાં નથી; મારે રે આ મૂરખ સાથે પાનું પડયું છે. દશેરાએ જ હું રંડાવાની છ, ને પછી મારે ઝેર ખાઇને જ મરવું છ–સતી તો શેનો થાઉં ?–તર્કટી કામને સારૂ સતી થાઉં એ મને ઘટે નહિ. ઝેર ખાઇને જ મરવું એ વાત વધારે મારી છે. ડાંડિયાઓ હોંશિયાર !' એમ બોલી પેલી ભડકો થઇ રહી:–

અમે વિચારમાં પડયા આ તે શું કહેવાય ? બૈરી કેવી ને વાત કેવી ? એ લોકો, એ પ્રમાણે અમો ડાંડિયાઓ ફજેતીની ટેકરી ઉપર ઉપર વર્ણી તેવી ચુડેલ જોઈ છે. સુધારાવાળા કહેશે કે ચૂડેલ બૂડેલ દુનિયામાં છે જ નહિ, પણ અમે ન ઠગાઇએ એવા ડાંડિયાઓએ નજરે જોઇ તે કંઈ ખોટી કહેવાય ? અમને તો નક્કી છે કે બેંકો જીવતી ડાકણ છે તે, જેવી અમારી નજરે પડી છ, તેની ચૂડેલ થશે. ને પછી તેના બાપને જ બિવાડી બિવાડી ચૂસી લેશે. અરે ! સાળું આવું તે સપનું હોય ?

## ૬૮

## કાળું બાવલું

હાય જુલાઈ આવી રે, વરસી રહી છે લાય;
રાયરંક સિઝાયરે, કટ કટ નાક કપાય.

# નાટક

હું બની બનાવું, રંગ ઉપજાવું, હસવું લાવું, ખડ ખડ ખડ;
ફરેબ લગાવું, ક્રોધ જગાવું, આંસુ પડાવું, દડ દડ દડ !
સહુને નચાવું, તોબા કરાવું, વળી વરસાવું, ભય, ભય, ભય,;
ખોડ છુપાવું, બહુ જસ પામું, સહુને અપાવું, જય જય જય !

...... ...... ...... ......

નાટક એ કવિતાપ્રકરણનો એક ભાગ છે. જોસ્સા, રીતભાત, કૃતિઓ વગેરેનું લોકમાં અસર કરતી રીતે જ્ઞાન આપનારી જે વિદ્યા તે. કવિતાના બીજા ભાગ એક પ્રકારે દિલમાં અસર કરે છે, પણ આ ભાગ તો બે રીતે. એક તો ઉપલી વાતોનાં રૂપો પ્રત્યક્ષ બતાવે છે, અને બીજું કે તે, રૂપો અથવા વેશોને કવિતાની અને ગાયનની ભાષામાં બોલાવે છે. આ બેથી જોનાર સાંભળનારના હૈયામાં હર્ષ અથવા દિલગીરી ભેદાઇ જાય છે. આથી વિદ્યાર્થી માણુસ ઘણું સુધરે છે ને ખબરદાર થાય છે.

એવી રીતે, આખા મુંબઇ ઇલાકાની ગાળ ખાતો સામટો છેલ્લો અસ્ત પામ્યો છે.

૬૯

## જિલ્લાના અમલદારો અને ડાંડિયા છોકરાઓ

ડાંડિયા છોકરાઓ ખૂબ ફાટયા છે, તેના ઉપર જખમી થએલા અમલદારો તહોમત ઉઠાવે એમાં કંઈ તેઓની ઓછી બહાદુરી નહિ. પેટ બળ્યો ગામ બાળે જ. પણ ઓ જિલ્લાના અમલદારો, ખૂબ યાદ રાખજો કે હવે આગળના દહાડા ગયા છ –હવે તમે રાજધાનીની પાડોશમાં છો–હવે તમારા ભભકા અજ્ઞાનીઓ ઉપર ગામડાંમાં જશો ત્યાં જ ચાલશે. તમે તમારા ઉપરીઓના કેવા કેવા ઠપકા કેવી રીતે સાંભળો છો તે અમે જાણીએ છ. ગામડાંના લોક શું જાણે ? માટે અમે ગભરાવાના નથી. જૂઠું ને જુગતું રચી અમને ફાંદામાં લેશો ને તેથી વખતે અમે કેદમાં જઈએ ( કેદમાં મોકલાવીએ એવા છીએ ) તોપણ અમે અમારી ખરી તલવારના હાથ કર્યા વગર રહેવાના નથી. આજકાલ તો છોકરાઓ સહુને ડરાવે તેવા છે.

૭૦

## સલામ

સલામ સહુને હાલ, સાહેબો સલામ સહુને હાલ. ટેક.
ખોદા મહેર ને મહેર તમારી, હશે તો મળશું કાલ. સાહે૰ ૧
રમતગમતમાં નીતિ શીખતાં, સુધરે નરસી ચાલ. સાહે૰ ૨
આજકાલ તો કાચ લાલ તે, મનાય સાચી લાલ. સાહે૰ ૩
'પગે મણિ ને શિરે કાચ પણ, આખર મણિમાં માલ' સાહે૰ ૪
મદદ આલશો રોજ આમ તો, વધૂ આણશું તાલ. સાહે૰ ૫
વતી અમારી કહે નર્મદા, ખુશીને આવો ફાલ. સાહે૰ ૬

રં૦–નામ તો એ જ, પણ ખબરદાર, મારૂં નામ લીધું છે તો. નામ દેજે ખરો.

ના૦–તું જંગલનો રહેનાર અને નામ શેનું ધરાવે રંગલો ?

રં૦–તારી પેઠે જુલાબ નથી લયાં કરતાં કે જંગલ જયાં કરીએ.

ના૦–તારે તું જંગલવાસી નહિ ?

રં૦–જંગલમાં જઈએ માટે રંગીલા ન હોઈએ કે ? જંગલની શોભામાં જે રંગ છે તેની આગળ શહેરની શોભા તો પાણી ભરે છે. જાની, તું જંગલ જા કે પછી હું જંગલ જાઉં. અલ્યા બાપ, ખાંડ રખે ખાતો.

ના૦–ચલ ચલ, ગંદું ગંદું ન બોલ.

રં૦–જંગલી કહે કે ઢીંગલી કહે. મારૂં ખરૂં નામ તો રંગલો ને કહે તો ગાઉં જંગલો.

ના૦–ગા વારૂં જોઉં.

રં૦–( ગાય છે )

હું બની બનાવું, રંગ ઉપજાવું, હસવુ લાવું, ખડ ખડ ખડ;
ફરેબ લગાવું, ક્રોધ જગાવું, આંસુ પડાવું, દડ દડ દડ !
સહુને નચાવું, તોબા કરાવું, વળી વરસાવું, ભય ભય ભય ;
ખોડ છુપાવું, બહુ જસ પાવું, સહુને અપાવું, જય જય જય !

ના૦–બહુ સારૂં. આજ અહીં જ રહેજે. તારે ઘેર કંઇ કામ તો નથી ? અહીં રહીને મને મદદ કરજે.

રં૦–મહેનતના બદલામાં શું અપાવશે ?

ના૦–જો બરાબર રંગ ઉપજાવ્યો તો જસના બદલામાં તાળીઓ પડાવીશું ને પાટિયાં ઠોકાવીશું.

રં૦–તારે ગુણની કદર જાણનાર તો કોઇ નહિ કે ?

નાo-ઊભો રહે. સામું બોલે છ ?

રંo-શું આંખે બેઠેલો દેખે છ ? આ તારી સામા ઊભો રહીને બોલું જ છું, તો હવે કહે છે શું ?—આ પીડા કાંથી વળગી ?

નાo-ચાલ, હવે આડું મૂકી દે.

રંo-ચાલ ? તારે લે આ ચાલ્યો ( ચાલે છે ) વખત, લેણુ, મૂઠ, નાડ, આંખની આડ, બાંગો વૈદ, જગુ એક ને બળે તારો ટેક.

નાo-અરે ગાંડા ! હું કહું છ કે આડા આડા જવાબ કેમ દે છે ?

રંo-તારે એ આડા ! ભૂલ્યો ભૂલ્યો બાપ, હમણાં આણી દઉં જબાપ ! એ ઊભા !

નાo-શું આણી દે છે ?

રંo-આ ઊભાં ઊભાં બોલાવી આણું છું મારા બાપને. કેમ, બોલાવી આણું કે નહિ ?

નાo-અરે, મારે શું તારા બાપને રડવો છ ? બાપ નહિ જબાપ !

રંo-એમ ભસની તારે. અમસ્તો કાં ગભરાવે છ ?

નાo-હશે; તારૂં નામ શું તે કહે. ટકટક ન કર.

રંo-ટકટક તો તું મારા સામું જોયાં કરે છ. કહે કહે, શું પૂછે છ ?

નાo-હું પૂછું છ ટેકચંદ, તારૂં નામ શું ? કેટલી વાર કહેવડાવે છ ?

રંo-મારૂં નામ ? મારૂં નામ ? મને તો રંગલો કહે છે.

નાo-રંગલો ?

રંo-મારૂં નામ દીધું ! મારૂં નામ દીધું ! મારૂં નામ દીધું !

નાo-તેમાં તને આટલો હરખ કાં થયો રે ?

રંo-જાણતો નથી નામ તો પરમેશ્વરનું દેવાય છે ?

નાo-વારૂં ! ખરૂં કહે, મશ્કરીની વાત નહિ. તારૂં નામ મારે લેવું તે રંગલો કે બીજું કંઈ ?

રં૦–નામ તો એ જ, પણ ખબરદાર, મારું નામ લીધું છે તો. નામ દેજે ખરો.

ના૦–તું જંગલનો રહેનાર અને નામ શેનું ધરાવે રંગલો?

રં૦–તારી પેઠે જુલાબ નથી લયાં કરતાં કે જંગલ જયાં કરીએ.

ના૦–તારે તું જંગલવાસી નહિ?

રં૦–જંગલમાં જઇએ માટે રંગીલા ન હોઇએ કે? જંગલની શોભામાં જે રંગ છે તેની આગળ શહેરની શોભા તો પાણી ભરે છે. જાની, તું જંગલ જા કે પછી હું જંગલ જાઉં. અલ્યા બાપ, ખાંડ રખે ખાતો.

ના૦–ચલ ચલ, ગંદું ગંદું ન બોલ.

રં૦–જંગલી કહે કે ઢીંગલી કહે. મારું ખરું નામ તો રંગલો ને કહે તો ગાઉં જંગલો.

ના૦–ગા વારું જોઉં.

રં૦–( ગાય છે )

હું બની બનાવું, રંગ ઉપજાવું, હસવુ લાવું, ખડ ખડ ખડ;
ફરેબ લગાવું, ક્રોધ જગાવું, આંસુ પડાવું, દડ દડ દડ!
સહુને નચાવું, તોબા કરાવું, વળી વરસાવું, ભય ભય ભય;
ખોડ છુપાવું, બહુ જસ પાવું, સહુને અપાવું, જય જય જય!

ના૦–બહુ સારું. આજ અહીં જ રહેજે. તારે ઘેર કઇ કામ તો નથી? અહીં રહીને મને મદદ કરજે.

રં૦–મહેનતના બદલામાં શું અપાવશે?

ના૦–જો બરાબર રંગ ઉપજાવ્યો તો જસના બદલામાં તાળીઓ પડાવીશું ને પાટિયાં ઠોકાવીશું.

રં૦–તારે ગુણની કદર જાણનાર તો કોઇ નહિ કે?

ના૦–ભાઇ સાંભળ—જાદૂગરનો ખેલ જોવાને ઠઠ મળી હોય છે, પણ જે વેળા તે ટોપલી ધરે છે તે વેળા સહુ ભુરરરર થઇ જાય છે. તેવી દુનિયાની રીત તો છે. પણ આજની સભા શઠ નથી, રસિક છે; માટે તે તારી બૂજ જાણશે જ જાણશે.

રં૦–તારે ગમે તે અપાવજે–પણ હમણાં કસુંબો પિવાડે તો ઠીક; અમલ ઊતર્યો છે તે કસુંબો જોઇએ.

ના૦–સુખે કસુંબો લે ને હુકકો ગગડાવ

રં૦–અલ્યા, તું મને બનાવે છ, પણ તું પોતે કહેતો નથી કે 'હું ફલાણો' મુઓ છ! તું કોણ? તું આ જંગલમાં કેમ? મારૂં શું કામ છે? એ સઘળું કહેતો કેમ નથી?

ના૦–તને એકવાર કહ્યું નહિ કે આજે અહીં જ રહેજે? અમલ ચડયો કે શું? હમણાં વતીજ બનવા માંડયું કે? આ જંગલ નથી; આ જગાનું નામ તો રંગભૂમિ. રંગમંડપ પણ કેટલાક કહે છે. મારૂં નામ નાયક.

રં૦–નાયક તે?

ના૦-આજ જે નાટક કરવાનું છે તેનો હું મુખ્ય કારભારી છઉં. હવે તારી કટકટ બંધ થાય તો આજ રાતે લોકને નાટક કરી દેખાડવું છે તે દેખાડીએ. ડાહ્યો થઇ જા.

રં૦–લે બાપ, લે હવે ડાહ્યો થયો. તેં શું કહ્યું? નક્ટ ચાલને સારૂ લોકની ફજેતી કરી તેમનાં નાક કાપી આપવાનાં છે?

ના૦–અરે ઘેલા! બોલમા, લોકને માઠું લાગશે. નાક નહિ નાટક.

રં૦–હા હા તેસ્તો. ( ગોખે છે ) નાટક, નાટક, નાટક કરવા નાક કટ, નાક કટ! રે ભૂલું છું નાટક નાટક નાકકટ થવાનું છે.

ના૦–જો હવે તારે ભરોસે. સઘળે પ્રસંગે ઘટતી મદદ કરજે.

રં૦–પણ નાટક એટલે શું? અને શેનું નાટક?

ના–જેવું જે હોય તેવું તેને તેવાં થઇ બતાવવું તે નાટક.

રં૦–હું કંઈ જ સમજ્યો નહિ.

ના૦–મેર તારે, પણ રખે ગભરાતો રંગલા! તારામાં સમયસૂચકતા અને નકલ કરવાની શકિત છે, એટલે તને કોઈ વાતની અડચણ નહિ પડે.

રં૦ ગમે તે હોની–નાટક કો કે ઝાટક કો, સમો જોઇને બટકબોલુ કરીશું.

ના૦–અમલમાં બેઅદબી રખે કરતો હો–ડાહ્યો રહેજે.

રં૦–હો હો હો. નિરાંતે રહેવાનો બાપ. ચલ હવે કરવાનું હોય તે કર.

( પછી બે જણ છૂટા પડે છે. )

૧૮૬૩

૭૨

## સ્વયંવરની તૈયારી

( જાનકી નાહી વસ્ત્ર પહેરી છૂટે કેશે અગાશીમાં ઊભી છે. )

**જાનકી**—સૂર્યોદય કેવો સોહે છે?

**સખી**—ભાગ્યોદય પણ એમ જ સોહે છે બા! સૂર્યકિરણ તારાં વદનકમળને સુંદર પ્રફુલ્લ કરે છે ને નિતના કરતાં તું કંઈક જુદી પણ બહુ જ રૂપાળી દેખાય છે જાનકી; આજ તારૂં ખરેખરૂં ઉમંગભર્યું કુમારિકાસ્વરૂપ જોઉં છું.

**બીજી સખી**—( આવીને ) જાનકીબા, ઋષિ સાથે આવ્યા છે તે પુત્રોને મેં જોયા જો.

**જાનકી**—ક્યાં જોયા તેં ?

**બીજીસખી**—અમરાઇમાં ઉતારો છે ત્યાં જઇને. એક તો મેઘવર્ણ કમળનેન સિંહસ્કંધ ને બીજા ગૌરવર્ણ છે, બંનેને કાન આગળ કેશપટા છે ને બન્નેએ ધનુષ ભાથાં રાખ્યાં છે.

**સખી**—(બીજી સખીને) તેં જોયા ને જાનકીએ શું નથી જોયા કે?

**બીજી સખી**—હેં હેં જાનકીબા, તમે ક્યારે જોયા ?

**જાનકી**—તું બહાર ગઈ હતી ને માતા ગૌતમપત્નીનાં દર્શનને ગયાં તે મને સાથે લઈ ગયાંતાં ને ત્યાં બેઠા હતા.

**બીજી સખી**—પણ બા, બોલો જેનું નામ રામ છે તે કેવો કોમળ સુંદર કાંતિમાન છે ?

**જાનકી**—પણ વારૂં તે કોમળ બાળકમાં રાક્ષસોને મારવાનું બળ કેમ આવ્યું હશે ?

**બીજી સખી**—ગુરુ શતાનંદ કહેતા હતા કે મુનિ વિશ્વામિત્રના યજ્ઞનાં રક્ષણ કરવા જતાં માર્ગમાં મુનિએ કેટલાંક દૈવી શસ્ત્ર અસ્ત્ર આપી વાપરતાં શીખવ્યાં હતાં ને પછી તેણે તાડિકા, સુબાહુ, મારીચ ને હજારો રાક્ષસોને માર્યા; અહલ્યા માતાની વાત તો આપણે જાણી છે પણ લઘુ વયે મોટું પરાક્રમ એ શું હશે ?

**જાનકી**—આપણે તો ઘરમાં વાત થાય તે સાંભળવી; જેને સૌ વખાણતા હતા તેને જોયા તો ખરા ને વળી મંડપમાં જોઈશું.

**બીજીસખી**—એ બે સગા બંધુ છે કે ઓરમાન ? શતાનંદે કહ્યું હતું ખરૂં પણ વીસરી ગઈ.

**જાનકી**—દશરથને ત્રણ સ્ત્રી; તેમાં કોશલ્યાનો રામ, કૈકેયીનો ભરત, અને સુમિત્રાના બે લક્ષ્મણ તથા શત્રુઘ્ન.

**સખી**—પણ બા, તમારી ને રામની દૃષ્ટિ મળી તે હું જાણું છું જો.

**જાનકી**—(લજ્જાસંકોચે) ક્યારે વળી ? આપણે ગયાં કે તે એ તરત જ ઊઠી ગયા તે તું કેમ ભૂલી જાય છે ?

**સખી**—હતા ત્યાં લગીમાં રામે નીચેથી ઊંચે નથી જોયું, પણ તમે તો વચમાં વચમાં તેની ભણી જોતાં હતાં; ને થોડેક ચાલી તેણે પણ પાછું ફરી જોયું હતું ને પછી એક જ ક્ષણે તમે બંને લજ્જા પામ્યાં હતાં—મેં કાલે તમારી જ ચર્ચા જોયાં કીધી છે.

**જાનકી**—તને તો એવું એવું બોલી હસાવતાં આવડે છે.

**સખી**—પણ બા, વારૂ હસો છો તો ખરાં.

**બીજી સખી**—પણ જાનકીબા, અમે તો તમારૂં મન પામી ગયાં છૈએ જો.

**જાનકી**—ગમે તેમ ચોક પૂરોની; કોણ જાણે શું થયું છે કાલનું મને કે ક્ષણમાં બીહું છું, ક્ષણમાં હસું છું, ક્ષણમાં વહાલ ઊભરાય છે, ક્ષણમાં વિસ્મે પામું છું, ક્ષણમાં સ્વયંવર સાંભરી આવે છે, ને ક્ષણમાં ઘૂમ થઇ જાઉં છું વિચારમાં કે મારે માટે વિધિએ શું નિર્મ્યું છે.

**સખી**—કાલનું તમને થાય છે તે ખરી વાત; જ્યારે જ્યારે તેની વાત સાંભળતાં ત્યારે ત્યારે તમને તેના ઉપર વહાલ આવતું તો કાલે દૃષ્ટિ મળ્યા પછી અધિક વહાલ કેમ ન આવે ?

**બીજી સખી**—જાનકીબા, હવે ગૌરી પૂજવા જવાને શણગાર કરો, મંડપ ભરવાની તૈયારી થશે જો !

**સખી**—બા, ગૌરીને મનાવજો કે રામ ધનુષ્ય તોડે ને તમને વરે; અમે તો દેવી પાસે એ જ કરગરવાનાં છૈએ.

**જાનકી**—(લાજી હસી) તમે તો આજ મને તમારૂં રમકડું કર્યું છે બહેનો.

**બીજી સખી**—જાનકીબા, ઊઠો હવે આ રથ આવ્યો.

૭૩

# દ્રૌપદીસ્વયંવર

( મહામંડળમાં રાજાઓ, ક્ષત્રીઓ, ને બ્રાહ્મણો બેઠા છે ને મોટા રાજાઓ આવે છે. )

પ્રતિહાર–જયશ્રી પાંચાલેશ્વર મહારાજા દ્રુપદજી! શ્રીહસ્તિનાપુર મહારાજ દુર્યોધનજી પધારે છે, સાથે અંગરાજ કર્ણ છે જી!

દ્રુપદ–( સામા જઇ તેડી લાવી ) આસન કરીએ. ( બેસાડે છે )

પ્રતિ૦–સિંધુરાજા જયદ્રથજી પધારે છે મહારાજ!

દ્રુપદ–( સામા જઈ તેડી લાવી ) આસન કરીએ. ( બેસાડે છે. )

પ્રતિ૦–યાદવરાજકુલરંગ શ્રીકૃષ્ણ પધારે છે જી!

દ્રુપદ–( સામા જઇ તેડી લાવી ) આસન કરીએ. (બેસાડે છે.)

રુદ્રદત્ત–મૂર્ખરાજરાજેશ્વર રુદ્રદત્ત શ્રી વિદૂષકજી પણ પધારે છે.

પ્રતિ૦–ક્યાં જાય છ? ( મારવા જાય છે કે વિદૂષક બ્રાહ્મણના ટોળામાં બેસી જાય છે. તરત જ દ્રૌપદી સખીઓ સાથે હાથિણી ઉપર આવે છે.)

પુરોહિત–યુવરાજ ધૃષ્ટદ્યુમ્ન! બહેનને સભામાં આણી પિતા કને બેસાડો.

( ધૃષ્ટદ્યુમ્ન તેમ કરે છે. )

દ્રુપદ–પુત્ર! કન્યાને માટે મેં જે પણ કીધું છે તે અહીં પધારેલા ભૂપતિઓ ભૂદેવો સર્વને નિવેદન કર.

ધૃષ્ટ૦–આજ્ઞા. જે કોઈ સુભટવીર આ લોહધનુષ્ય ઉઠાવી આ જળપાત્રમાં જોઈ, બાણ યોજી, ઊંચે ફરતા ચક્રની ઉપરના સુવર્ણમચ્છનું નયન વેધશે તેને આ મારી ભગિની દ્રૌપદી રત્નમાળ પહેરાવશે.

( કોઇ ઊઠતું નથી; થોડીકવાર પછી )

પૌંડ્ર-હમણાં વેધ્યો જાણો.

વિદૂષક—આવ્યા તો ધસીને પણ પાછા વળ્યા હાથ ઘસીને હો. ઊંચકવાનું ડોળ કીધું પણ સારૂં થયું પાછા ફર્યા તો. ધનુષ્યને ઊંચકતાં પોતે જ ઊંચકાઇ જાત.

જયદ્રથ-હું.

વિદૂ૦-જુઓ જુઓ, આ કોઈ બાંકા તેડા નર જણાય છે, ઉકાળશે ખરા! મૂછ પર તાલ દે છે પણ રખેને મૂછ પૂછ ઊખડી જાય! એણે લાગ તો ઠીક સાધ્યો છે. હૂં, ઉડાવો, ઉડાવો દૂંટીએથી શ્વાસ ખેંચીને. ના, પણ જબરા છે, ડાબે હાથે પણછ ચડાવી, પણ રે, ચોઘડિયું સારૂં નથી; વહેલા વહેલા જઇ ઓસડ લગાડો રાજ આંગળાં ચગદાયાં તેને.

શિશુપાળ—ચક્રમાંથી ભેદાવું વિકટ છે!

વિદૂ૦—એમ શું હડી જાઓ છો, રાજ? પાણીમાં મોઢું તો જોઇ લો; શું જુએ પાણીમાં? ચક્ર ફરતું જોઈ ચકરી જ આવે કે ની? ના, કરમ તો ચડિયાતું કીધું ખરૂં. બચારાને પાછું જવું ગમતું નથી! રાજ, સિધાવો પાછા, કોઇક બીજાનું દૈવ પ્રબળ હશે.

(થોડીવાર થઇ, પણ કોઇ ઊઠતું નથી)

દ્રુપદ—

ઊઠો ઊઠોની કોઈ રાયે, વેધી મચ્છ વરો કન્યાયે;
વેધી મચ્છ વરો કન્યાયે, પણ મારૂં ન મિથ્યા થાયે.
મુને ખેદ થાય આ જોયે, મચ્છ વેધી શકે નવ કોયે;
કીર્તિમંત ક્ષત્રી સૌ સ્હોયે. પણ શું વીર ન અહીંયાં હોયે!
માથે મુગટ મૂકયા છે વારૂ, હવે સાર્થ કરો પણ મારું;
કોટે ઘાલી છે મોતીની માળ, દાખી વીર્ય પહેરો વરમાળ.
કો ન ક્ષત્રીજાયો બીડે હામ, વિપ્રમાંથી કોઈ કરો કામ;
સભાકેરી ને મારી રહે લાજ, વળી કન્યાનું સરશે કાજ.

કર્ણ—નિર્ભય રહે રાજા, તારૂં પણ હું સિદ્ધ કરીશ. ( ધનુષ્ય ઊઠાવવા બાણનું સંધાન કરે છે એટલે તરત જ)

દ્રૌપદી—એ કદાપિ મચ્છ વેધશે, પણ હું નહિ પરણું એ સૂતપુત્રને.

કર્ણ—( ધનુષ્ય મૂકી દઈ લજ્જિતપણામાં ક્રોધયુક્ત પણ હસીને આકાશ સામું જોઈ ) સૂર્યનારાયણ ! તમે સાક્ષી છો. હું મચ્છ વેધી ન શકયો એવું નથી, પણ વેધું ને રાજકન્યા મને માળ ન પહેરાવે માટે જ પાછો ફરૂં છું.

દ્રુપદ—કોઇ વીર ઊઠો, હજી પૃથ્વી નક્ષત્રી થઇ નથી.

( બ્રાહ્મણોમાંથી એ ઊઠે છે. )

વિદૂ૦—આ ઇંદ્રદવ ને રુદ્રદેવ સાક્ષાત્ કન્યારત્નને મળવા જાય છે ? પણ જોજો ભૂદેવો, ક્ષત્રીઓનું તેજ હરી લેવાની ઠીક જુગતી લગાડી છે, પણ વિષ્ણુદેવ ક્ષત્રીઓનું રાખશે તો પછી ભિક્ષાના વાંધા છે હો !

એક બ્રાહ્મણ-(મોટે સાદે) વામન બ્રાહ્મણ હતો, પરશુરામ બ્રાહ્મણ હતો, અને અગસ્તિનું ઉદર નાનું હતું પણ તેણે સમુદ્રને પેટમાં રાખ્યો હતો.

દ્રૌપદી—( વિસ્મય તથા પ્રસન્ન ભાવમાં અર્જુનનું મન ને ચાપલ્ય જોઈ સખીઓને હળવે ) બ્રાહ્મણના વેશમાં કાંતિ ક્ષત્રીની ભાસે છે !

( વિપ્ર ધનુષની પ્રદક્ષિણા ફરી બાણ સાધે છે અને ગવૈયા ગાય છે. )

જુઓ જુઓ વિપ્રે જીતી હામ, ધનુર છટાએ ધર્યું રે;
કરે કાપડી ક્ષત્રીનું કામ, ,,
એનો જુઓ અંગમરોડ, ,,
ગળ્યા ગર્વ ભૂપતના કોડ, ,,
એનો જુઓ નેત્રનો લક્ષ, ,,
સર ગૌરવ કેવા છે દક્ષ ,,

ઓહો ! એણે વેંધ્યો જ મત્સ્ય, ધનુષ ટાઢું કર્યું રે
વરમાળ એ પહેરશે સદ્ય, અદ્‌ભુત વિપ્રે કર્યું રે.

બ્રાહ્મણો—જય જય છે વિપ્રકુળનો !

( દ્રૌપદી સખીઓ સાથે વરમાળ પહેરાવવા ઊઠે છે. )

સખીઓ—

સહિયરો આજે છે મંગળ ટાણું રે,
ગાઇએ અવસરનું શુભ ગાણું રે,
રાજાજીની પૂરી પડી વડી હોડ રે,
બાઇજીના અંબા તે પૂરશે કોડ રે.
રાજકન્યા હાથિણી ઉપર ભાળી રે,
કુમારિકા થઇ સહુ ઉજમાળી રે.
બાઇજીનું પવિત્ર તેજ નિહાળી રે,
ફૂલે નવે વધાવી પૂજી વહાલી રે.
શામળીની તકતકતી છે કાંતિ રે,
લલાટની ટીલડી મોતી લળકાતી રે.
કોટે ઝળકે હીરામાણેકનો હાર રે,
વીજળી પેરે ચમકે બાંહોની ધાર રે.
નથને હીરો ચળકે ઝબૂકે ઝાલ રે,
ને પૂરતો રણકો કરે ગજચાલ રે.
છૂટે કેશે બાઇ દીપે જેવી દેવી રે,
ચોળી રાતી પીળી છે ચૂંદડી એવી રે.

બાઇ કાંઈ દીસે વિસ્મે કરે,
પણ અંતરે તે હરખાય, મનનું માન્યું થાય,
પહેરાવે છે માળ તે.

બાઈ પહેરાવીને વરમાળ તે,
ઊભાં મચ્છવેધુની પાસ, ફળો એની આશ,
ક્ષત્રી વર એ હજો.
બાઈ હેત તમારું ન વીસરે:
અમને છૂટાં પડયાંનું દૂખ, થાઓ તમને સુખ,
એમાં સુખ માનશું.

( દ્રૌપદી વરમાળ પહેરાવી અર્જુનની પાસે ઊભી રહે છે. )

૧૮૭૮

૭૪

## કૃષ્ણની બંસી

( રાધિકાનું સાસરૂં. )

**લલિતા**–કેમ બા, પરવારી કે ?

**રાધિકા**–નારે બહેન ! ઘરમાં બહુએ કામ પડયું છે. કોટની માળ તૂટી તે આ પરોવવા બેઠી છું; તું કાંઇ વહેલી આવી ?

**લલિતા**–લાવ હું પણ પરોવું એક સેર. આજ કાંઈ મને ગોઠયું નહિ ઘરમાં; ( રાધા કણકણાટો ખાય છે તે જોઇ ) પણ હમણાં તું

કયમ કમકમી ?
લજ્જિત નમી ?

(શાલિની)

રા૦–વાજી વાજી, વાંસળી વંનમાં જો;
કાંઇ કાંઇ, થાય છે મંનમાં જો.

લ૦–કાન તો તારા બહુ શકરા બા ! હવે મેં પણ સાંભળી !

( ભુજંગપ્રયાત )

જવાતું નથી તેથી તો આવી અત્ર,
લખી જાણું તો મોકલી દેત પત્ર;
છબીલો ન દીઠો વજાડંત યંત્ર,
પ્રતિ રંધ્રમાં પૂરતો મોહમંત્ર.

( વસંતતિલકા )

શ૦–આકાશ સુંદર ભૂરૂં નર્યું સ્વચ્છ સોહે,
ધોળે ફૂલે વિધવિધે વનવૃક્ષ જોએ,
ધેનુ નમેલ તડકે ચરતી સ્વછંદે
બંસીતણી ધ્રુનિ સુણી ઊભી સ્તબ્ધ વંદે.
વંદે સુણી વળી સખા સહુ ગોપ જેને
ઊભો રહ્યો નટ બની વટ હેઠ તેને;
વાંકો વળ્યો કટિતટે પદ કંઠ દેશે,
મેં તો જઇ ન લજવ્યો નટી રૂપ વેષે !

**વિશાખા–**

( ગીતિ )

જો તું એમ કરે તો,અમે સહુઓ વિચિત્ર ધરી ભેખ;
છાનીમાની આવી, તમો ઉભયને લજાવીએ છેક.

(ચામર)

ચં૦–નીલરત્નકાપમાં દીસે સુરંગ કાંતિ એ,
કહાન શામળાની મોહનાની દિવ્ય જે પીએ,
નેત્રથી સુનેત્રનો કટાક્ષ દક્ષ જે ઝીલે,
ધન્ય પ્રાણી તેહ દેહ કૃષ્ણકેરિસું મિલે.

( હરિણી )

રત્નાવળી—કવણ તપ કીધું, બંસી તો,મદે મસ માલતી,
કવણ કૂડું કીધું, ગોપીઓ, રહે વપુ બાળતી;
ચિત્ત ચપળ કીધું, ગોવાળે, ઊંચી નીચી તાનથી
સત કહું છું મોઘા કહાનાને, લહું પ્રિય પ્રાણથી.

( ગીતિ )

વિ.—નેત્ર ઠરાવી હરિણી, કહાનસું નિરખે સુણી મધુર નાદ;
મુખતૃણ અર્પી પૂજે; ઇચ્છિયે પણ ના મુકાય મરજાદ.

( ભુજંગપ્રયાત )

વૃંદા—મૂંડી મારીને ધાવતાં વાછડાં જે,
સુણી વાંસળી કહાનની થોભિયાં તે;
ટીકી જોય પક્ષી સહુ મૂકી ચારો,
પૂઠે આપણી છે પડ્યો કામમારો !

( ઇંદ્રવજ્રા )

લલિ૦—છે ધન્ય વૃંદાવન ભૂમિકાને,
પામી પ્રભુના પદ શાંતિ માને,
જ્યૂતિણે મંડપ તે પધારે;
ત્યારે હું જંપું પણ એમ ક્યારે.

( માલિની )

ચંદ્રા૦—મયુરમુગટ માથે, કાનમાં ફૂલ ચળકે,
મુરલી અડકી હોઠે, નાકનું મોતી લળકે;
કટિનું વસન પીળું, શામળું વાન ટેહું,
હૃદયપતિ મળે તો, કાંઇએ વાત છેહું.

**૨૧૦**-સ્થિર જળ જમનાનું, નાદથી તો થયુંરે,
ચિત મુજ અકળાતું, ભેહથી દાઝતુંરે;
કરી નહિ જળકેલી, મુજસું શ્રીમુખેરે,
કયમ કરી પડું ઠંડી, પ્રેમ પૂરે સુખેરે.

( લલિત )

સ્થિર થયું જગત્ મંદ વા વહે,
મયુર નૃત્યમાં મગ્ન ત્યાં રહે;
સુખડું એહવું ના લીધું અરે !
જુગલ રંગ ના ભોગવાયરે !

[ ઇંદ્રવજ્રા ]

લોકો વખાણે બહુ રૂપ મારૂં,
મિથ્યા હું માનું વણ ભોગ ચારૂ.
ગોરી અને શામળી કાંતિ ભેળું,
એ કોડ મારૂં ફળજો સવેળું.

**રાધાની નણંદ**—( મા સાથે આવેલી તે ) આ શું ? આમ કેમ ચિત્ર જેવી પડી છે બધીઓ, લુગડાંના ઠેકાણાં નથી, મોતી વેરાયાં છે ને કામ બધું એમનું એમ પડયું છે જરે ! એ તો કૃષ્ણમય થઇ ગઈ હશે ! એકેકો ટપલો માર્યો હોય બધીઓને તો.

**રાધાની સાસુ**—જાવા દેની નણદીપણું વગોવાશે તારૂં.

**નણંદ**—ત્યારે જગાડું કે પડી રહેવા દઉં ?

**સાસુ**—જગાડવી તો ખરી.

**નણંદ**—ગોરજ સમો સમીપે, કહાન **રામ** બે વગાડતા આવે.
ગાયો ગોપો સાથે, માંડી જોવા મને ઘણું ભાવે.
કેવી ગાભરી ગાભરી ઊઠીઓ માડી !

સાસુ—શું થયું'તું સઘળીઓને સામટું ?

રાધિકા—લલિતા ! સાંજ પડવા આવી અલી; ને પાણી આણવું તો રહ્યું છે હજી.

લલિતા—પનઘટ જવા અમો તને તેડવા જ આવી હતી, પણ વાત કરતાં ઊંઘ આવી ગઈ. તું ગાગર લઇ આવી મળ, અમે અમારે ઘેરથી બેડાં લઇને આવીએ છીએ.

૭૫

## ગોરસનું દાણ

ગોઠિયો—કૃષ્ણ ! આજે અહીં ગોપીઓ આવનારી છે ગોરસ વેચવા મથુરે જવાને.

કહાન—એ વળી બુટ્ટો તેઓએ કયારે ઉડાવ્યો ?

ગોઠિ૦—કાલનો વિચાર કરી રાખ્યો છે તારી સાથે ઝઘડો કરવાને; તું ઘાટિયો ઠાકુર થઇ દાણ માગે તો ?

કહાન—ઠીક છે; ત્રણ ચાર ગોપબાળને બકોર.

ગોઠિ૦—તારા દૂત થવાને કેમ ? બોલાવું છું—શ્રીદામ, સુબળ, અર્જુન, ઋષભ આવજો આ પાસ. ( એઓ આવે છે. )

હરિયો—( દૂરથી ) આવીએ છીએ.

ગોઠિ૦—એઓ આવ્યા; ને જોઇ કે કહાન, ગોપીઓ ટોળે મળી આડી ફંટાય છે તે ?

કહાન—તમો સહુ જઇને ગોપીઓને રોકો ને હું દૂરથી સાંભળું તેટલે ઊભા રહેજો.

( ગોપબાળ ગોપીઓને મળે છે. )

હરિયો—અમારા ઠાકુરને ગોરસનું દાણ આપી ઘાટ ઊતરજો ગોવાલણો.

( ચોપાયાની ચાલની દેશી )

ગોપી એક—

ગોવાળા તું રહેજે આઘો, નથી અહીં દાણનો લાગો.—ટેક.
ઓળખિયો મેં ઠાકુર તારો, નંદતણો તે છૈયો;
ગૌ ચારંતો વૃંદાવનમાં, હળધર કેરો ભૈયો.-ગોવા૦ ૧

હરિયો૦—

ગોવાલણ માન તું મારૂં, નમ્યેથી લાભ છે વારૂ.-ટેક.
સાત વર્ષનો બાળક જાણી, દાણ તમો નવ દેશો,
બળે કરી ગોરસને લૂંટશે, સહુએ જોતી રહેશો.-ગોવા૦ ૨

ગોપી બી૦—

ગોવાળા મૂકી દે ચાળો, નમું જો હોય કો વહાલો.—ટેક.
બૈરાં ઉપર બળ કરવું તે, કામ નથી કાંઇ સ્હેલું;
ગોરસ ચોરી ખાતો તેને, આ શું લાગ્યું ઘેલું ?-ગોવા૦ ૩

ગોઠિ૦—

ગોવાલણ બોલ મા ઝાઝું, વણસશે ગોરસ તુજ તાજું.-ટેક
મા કર ખોટી થા મા ખોટી, દાણ દઈ દે વહેલું;
મોરપીછિયો બાળકેસરી, કરશે રેલંરેલું.-ગોવા૦ ૪

ગોપી ત્રીજી-

ગોવાળા ઘેરી કાં રાખો, ઊંચી કાં લાકડી દાખો ?-ટેક.
બહુએ દીઠા ઠાકુર જેવા, ધુતારો એ કરશે શું ?
ચાલ આવીએ પૂછશે તેના, ઉત્તર ઘટતા દેશું.-ગોવાળા-૫

( કૃષ્ણની પાસે આવે છે. )

રાધા-

છબીલા છેલડા સામલડા, તું શેનું માગે દાણ ?-ટેક.
નવી રીત શી દાણતણી આ, કોણ કરે પરમાણ;

કોએ લીધું ને કોએ દીધું, દાખરે એંધાણ.–છ૦ ૧
નંદને ઊપજે દૂધ ઘણેરૂં, પહેલું તેનું લે દાણ;
અમો કને લે બળ કરી તો, કંસરાયની આણ.–છ૦ ૨

કૃષ્ણ–

છબીલ છેલડી ને ગોરડી, તું આવી તો દે આણ.–ટેક
ત્રણ ભુવનનો નાથ તો હું છું, કેમ રહે અણજાણ ?
સંભાર કીધાં કામ ઘણાં મેં, અસુરનો વાળ્યો ઘાણ.–
છબીલી–૧

આણ ફરી ઉગ્રેસનતણી એ, સત્ય ભણું છું વાણ;
કંસ પામરનો ડર તું દેખાડે, મિથ્યા કરે.છે તાણ.–
છબીલી–૨

(પદરાગ કલ્યાણ)

રાધા–

બિવરાવે શીદ જૂઠું કનૈયા, શીદ વળી નેન નચાવે ?–ટેક
જાવું મધુપુર મારે, રાખવી છે અહીં તારે,
નિમિત્ત દાણ બતાવે.–બિવ૦ ૧

મહીની મટુકી માથે, તપે છે સહિયર સાથે,
મમત ધર્યે ન ફાવે.–બિવ૦ ૨

ફપટલપટ વાળી, પ્રીતમાં નથી જ તાણી,
સુધી સરસ સુખ પાવે–બિવ૦. ૩

ગોપ–મર્માળી છે નેન વાણી તુજ, થવા છછે, ઠકરાણી;
ગોરસિયાં ઉતારી મહેલો, પ્રીતની નીતિ જાણી.–મર્મા૦

(દાદરો.)

રાધા–હું હારી હવે હારીરે,
પ્રીતમ મારારે–હું–૦

જ્યાં તું હોય ત્યાં હું પણ હોઉં,
ચરણ શરણ બલિહારીરે.-પ્રી૦

ગોઠિ૦-હાં; હામ પડી હવે.

રાધા૦-ચલ લુચ્ચા ! સિદ્ધસાધક થઇ અમને તપાવ્યાં બપોર થયા અહીં.

કૃષ્ણ-તમે આગસરમાં કાત્યાયની જોગેશ્વરીનું વ્રત કરી ઇચ્છિત માગજો ને પછે હું મળીશ. હમણાં તો પાસેના કુંજવનમાં ચાલીએ ને દાણનું દહીં રોટલા સાથે આરોગીએ; કેમ રાજી છો કે ઘરનાં વઢશે માટે ના પાડો છો ?

રાધા-ઘરનાંની સ્પૃહા ન રાખતાં અહીં આવીઓ છીએ પ્રીતમ ઠાકુર, અમે તારી દાસીઓ છીએ અને આ સર્વસ્વ તારૂં છે.

કૃષ્ણ-તો ચાલો. [ સહુ જાય છે. ]



# રાજ્યરંગ

બ્રહ્માંડમાં પૃથ્વી શું? પૃથ્વી ઉપર જનસમૂહ શું? રાજ્ય શું? રાજ્યના રંગ શું? હું નર્મદ શું? એ સંધું રસસિંધુના કંઠ ઉપરની કણિકા પણ નથી; તોપણ તે કાંઈ છે, ને રંગ છે. એ રંગ હું મારી તોતલી વાણીએ વર્ણવવા ઇચ્છું છું.

કાળે કાળે અનેક રાજ્યો થપાયાં ને લય પામ્યાં—કેવી રીતે મંડાયાં, કેવાં શોભ્યાં ને કેમ ક્ષય પામ્યાં—પાછાં નવાં થયાં, દીપ્યાં ને ગયાં—એ રૂપાંતરોનાં જે વિધવિધ દર્શન તે રાજ્યરંગ છે; અને એ રંગનો કંઇક ભાસ નિત્ય સ્મરણમાં રહે માટે આ ચિત્રપટ છે; ને એને પણ હું રાજ્ય-રંગ કહું છઉં.

૭૬

# સૂરતની ચડતી પડતી

૧. ચડે તો પડે એવો નિયમ જ છે. મોટાં રાજ્ય વેરાન થઈ ગયાં છે તો સૂરતની પડતી થઇ તેમાં કાંઇ તાજુબ જેવું નથી. તોપણ ફક્ત પોણીત્રણસેં વર્ષના દરમિયાનમાં જે માછીવાડાએ નાબૂદ ન થાય તેવું નામ દુનિયામાં રોશન રાખ્યું છે, જેણે જોતાં જોતાંમાં કંગાલિયત જોઈ છે, જેણે પોતાની ચડતી પડતીમાં આહા કયાં કયાંના, કેવા કેવા ને કેટલા રંગો દર્શાવ્યા છે !, ટૂંકામાં, જેની જમીન ઉપર પ્રથમ પગલાં કરી અંગ્રેજ લોકોએ આખા હિંદુસ્તાનની ચક્રવર્તી સત્તા મેળવી છે,—તે માછીવાડાની જુદી જુદી હાલતના જુદા જુદા ચહેરા જોઇને અજબ ગજબ કોણ નહિ કહે !

૨. પ્રથમ તો એ કાંઠા ઉપર માછીઓનાં થોડાંક ઝૂંપડાં હતાં—તોપણ જેનો કાંઠો કહેવાય તે નદી તો પોતાની છાતી ઉપર રાંદેરના સોદાગરોનાં અનર્ગળ દોલતનાં મોટાં ઝાઝને ઝીલી તરાવતી. એ ઠેકાણે પછવાડેથી ઘોઘા તરફના ને આંગરિયાના મુલક તરફના ચાંચિયાઓએ વહાણોમાંથી ચોરવાનું ને લૂંટવાનું જારી કર્યું હતું. ઈ૦ સ૦ ૧૫૧૨ માં ઉપલા ચાંચિયાઓને ખસેડી ફિરંગીઓના હુમલામાંથી બચવાને રાંદેરના સોદાગર લોકોએ ગુજરાતના મુજફ્ફરશાહને અરજ કરી તે ઉપરથી બાદશાહના હુકમથી તેના એક કારભારી રૂમીખાને કિલ્લો બાંધ્યો. (ઈ૦ સ૦ ૧૫૧૬)

૩. દંતકથામાં કહ્યા પ્રમાણે સૂરજ રામજનીની દોલતે અને ગોપીની મહેનતે માછીવાડાની વસ્તી સારી પેઠે વધી અને સૂરજના નામ ઉપરથી ગુજરાતના બાદશાહે તે * વસ્તીનું નામ સૂરત શહેર પાડયું. ઈ૦ સ૦

* રાંદેર, અમદાવાદ, અને ચાંપાનેર એ ત્રણની થોડી ઘણી વસ્તીથી સૂરતની મૂળ વસ્તીમાં ઉમેરો થયો હતો.

૧૫૨૧–૧૫૪૩માં ગુજરાતના મહમ્મદશાહ બીજાના વખતમાં કિલ્લો પાકો બંધાયો.

૪. ઈ૦ સ૦ ૧૫૨૧ થી તે ૧૫૪૩ સૂધી સૂરત શહેર ગુજરાતના બાદશાહોનું કહેવાતું; પણ એઓ ચોકકસ કાયદાથી બીજાં ઠેકાણાંની પેઠે કારભારી મોકલી રૈયત ઉપર અમલ ચલાવતા હોય એવું કંઈ નહોતું. કિલ્લો બાંધવાનું કામ ચાલતું તેને માટે તથા મોજશોખને માટે ગુજરાતથી અમીરો આવ્યા કરતા અને સૂરતની વસ્તીની સંભાળ સારૂ તથા સૂરતના ને રાંદેરના સોદાગરોનાં ઝાઝને ફિરંગીઓના હુમલામાંથી બચવા સારૂ પેલા અમીરોના હાથ તળે થોડાઘણા સિપાઇઓ હતા .એ વેળા વસ્તી થોડી પણ ઉદ્યમી, સુખી, ને રાજકીય સંબંધમાં સ્વતંત્ર જેવી હતી.

૫. ૧૫૪૩ તે ૧૫૭૩ સુધી અથવા અકબરે લીધું ત્યાં સુધી સૂરતમાં ગુજરાતના બાદશાહોની તરફથી નાજીમો નિમાતા. એઓ શહેરની વસ્તીને રૈયત જેવી ગણી તે ઉપર હાકેમના જેવી સત્તા ચલાવતા. એ દરમિયાનમાં શહેર વસ્તી રોજગારમાં વધતું જતું. પૂર્વે જે વસ્તી નામની રૈયત દાખલ ને સ્વતંત્ર હતી તે વસ્તી હવે ખરી રૈયત દાખલ નાજીમના હુકમ તળે પરતંત્ર થઈ હતી.–પણ તે સુખી હતી.

૬. મુગલાઇ થઇ ત્યારથી સૂરતની સૂરત ઉપર જોબન ઝળકવા લાગ્યું. અકબર, જહાંગીર, શાહજહાં, ઔરંગજેબ, ને ફરૂકશીર એઓના વખતમાં ( ૧૫૭૩–૧૭૧૯ સુધીના દરમિયાનમાં ) શહેર આબાદાનીની ટોચે ચડયું. વેપારને માટે મુલકમુલકના લોક શહેરમાં આવી ઠરીઠામ રહ્યા હતા. મુગલની તમામ બાદશાહીમાં સૂરત જેવું કોઇ બંદર નહોતું. સઘળા યૂરોપિયનો હિંદુસ્તાનનો માલ સૂરતમાં જ ખરીદ કરતા. મક્કાની જાત્રાએ જનારા સેંકડો મુગલ ને મુસલમાનો અહીં થઇને જતા, અને અહીંયાં તેઓ ઘણા માલની ખરીદી કરતા. અહીં લોકને રોજગાર અને સુખ સારાં હતાં. શહેરની શોભામાં કંઇ જ કસર નહોતી. ફિરંગી, અંગ્રેજ,

વલંદા ને ફ્રાંસિસ પોતપોતાના દેશના વાવટા ઉડાવતા–મુસલમાન, ઈરાની, યાહુદી, તુર્ક, આર્મિનિયન, અરબ, યુનાની, ચીના, મલાઈ વગેરે પરદેશી અને બીજા આ દેશી લોક પોતાના જુદા જુદા લેબાસ ને પોતાની જુદી જુદી રીતભાતથી શહેરને શણગારી રહ્યા હતા–બંદરોમાં ને બજારોમાં તરેહતરેહવાર માલ સામાન તકતકતા હતા.

પરદેશી માલની આવક આ પ્રમાણે હતી:—સીસું, લોઢું તથા લોઢાના તૈયાર સામાન ( ચપ્પુ, કાતર, વગેરે ) ઇંગ્લાંડથી;—બિલોરી સામાન ને રેશમ ચીનથી;–મસાલા સુમાત્રા વગેરે ટાપુઓથી;–તાંબું, મોતી, ગલીચા, મેવા ઈરાનથી; અને અત્તર વગેરે અરબસ્તાનથી આવતાં.—વળી સોનું, રૂપું, રાળ વગેરે નગદી પણ યૂરોપિયનો ઘણી લાવતા. તેમ, આ દેશની ઊનના વણેલાં કપડાં મલબારથી;—રેશમ, ખાંડ બંગાળેથી;—અને અફીણ માળવાથી આવતાં. સૂરતથી તેરેહતરેહવાર સૂતરાઉ કપડાં, કિનખાબ, મશરૂ, એલાયચો, કિનારી, કસબ, કારચોબ, લપ્પો, ગળી, સુરેખાર, કાશ્મીરી શાલ, મસાલો, હીરા, મોતી, જડાવ ને મિનાકારી દાગીના, અનાજ, સુખડિયાનો સામાન ( બરફી, રેવડી, રમકડાં ) વગેરે બીજે દેશ જતાં. ખરેખર સૂરત એ પૃથ્વીનાં મોટાં બજારોમાંનું એક બજાર થઈ રહ્યું હતું. એક સૂરતવડે મોટો ધંધો ચાલી રહ્યો હતો. પ્રગણાંઓમાંથી જે રૂ આવતું તેનું સૂતર કંતાતું ને તેનાં કપડાં થતાં. ગરીબગરબાં એક આંટી ( નવટાંક રૂ વજનમાં ) વણે તો તેને ત્રણ આના મળતા ને તેથી તેઓ પોતાનું ગુજરાન ચલાવતાં. વણકરોને પણ પેદાશ સારી હતી. વેપારીઓ તેઓને આગળથી રૂપિયા આપી તેઓ પાસે કાપડ વણાવતા. સૂરતના બંદરમાં ૧૦૦૦–૧૨૦૦ ટનનાં તો વહાણો હતાં અને બંદરની સંભાળને સારૂ મુગલ સરકારની તરફથી લશ્કરી મનવાર પણ હતી. એમ કહેવાય છે કે ફક્ત તળ સૂરતના બજારમાં વીસલાખની રોજ ઊથલપાથલ થતી તેમ ફક્ત ફુરજાની પેદાશ સાત લાખની હતી ને જકાત ભાડું વગેરેથી બીજી તેર લાખની હતી. સૂરત તાબેનાં પ્રગણાંની ઊપજ પણ વીસ લાખની ગણાઈ છે.

૭. દિલ્હીના બાદશાહની પડતીની સાથે સૂરતની પડતી આવવા લાગી. નવાબ રૂસ્તમ અલીખાન બહાદુર ૧૭૨૫ માં મુઓ ત્યારપછી મરાઠાઓએ દોડાદોડીથી સૂરત પ્રગણાનું સત્યાનાશ વાળી મૂક્યું હતું અને એઓએ ૧૭૩૪ લગીમાં સૂરત સિવાય તેના તાબાનો ઘણોખરો મહાલ પોતાનો કર્યો હતો ને પેશવા તથા ગાયકવાડે ચોથ લેવા માંડી હતી.

૮. મીઆં અચ્ચન ઉર્ફે મોઇનુદ્દિનખાન મુઆ પછી ખટપટ ચાલી તે આવી કે તેનો છોકરો ગાદી પર બેઠો તો ખરો, પણ તેને દિલ્હીથી સનંદ મળતાં ઢીલ થતી હતી તેવામાં અંગ્રેજે સંમતિ આપી તેને નવાબ પોકાર્યો. એ કાયમુદ્દોલ્લા નવાબના વખતમાં અંગ્રેજોનું જોર મોટું હતું. મરાઠા ને વલંદા છેક નરમ પડી ગયા હતા. એ નવાબ જીવ્યો ત્યાંસુધી શહેર, જોકે સળો પેઠો હતો તોપણ, આબાદ દેખાતું.

૯. નિઝામુદ્દીનના વખતમાં રાજ્યકારભારમાં ઘણું અંધેર ચાલ્યું. કારભારીઓ લુચ્ચા ને જુલમી થયા. તેમાં વળી મોટા દુકાળથી ને મોટી રેલથી લોકો મુફલસીમાં આવી ગયા. એ ટાણે સૂરતના અંગ્રેજોએ નવાબ પાસે સાડાત્રણલાખ રૂપિયા માગ્યા—આવી રીતે દાવો કરીને કે શહેરની સંભાળ ને રૈયતસુખાકારી અમવડે છે. પણ બંગાળાવાળાએ તેમ માગવાની ના લખી. થોડા દહાડા પછી કંપનીએ નવાબને ફરીથી લખ્યું કે તમારે એક લાખ તો આપવા જ જોઇએ. ઘણી ભાંજગડ ચાલ્યા પછી નવાબને તે વાત કબૂલ કરવી પડી હતી, પણ તેટલામાં તે મરી ગયો અને તેની પછવાડે તેનો થોડા દહાડા થયાં અવતરેલો છોકરો મરણ પામ્યો.

૧૦. પછી એનો ભાઈ નસીરૂદ્દીન નવાબની ગાદીનો દાવો કરવા લાગ્યો. તેણે જૂના કારભારીઓનો અણવિશ્વાસ કરીને નવા કર્યા—એઓએ નવા કર ચલાવવાની યુક્તિ કીધી તેમાં તેની ફજેતી થઇ. એ વખત સૂરતના સીટને મુંબઈના ગવર્નર ડંકનના હુકમથી નવાબને લખ્યું કે તમારા બાપના કબૂલ કરેલા રૂપિયા આપ્યા વિના અમે તમને નવાબી ઉપર કાયમ રાખનાર નથી. પછી જ્યારે તેઓ શહેરની મુફલસીથી સારી પેઠે વાકેફ થયા ત્યારે તેઓને દયા આવી ને તેઓ નવાબની તરફેણ ખેંચતા હતા. પણ એટલામાં બંગાળાની સરકારે લખ્યું કે નસીરૂદ્દીનનો હક નથી માટે તેની પાસેથી ગાદી છીનવી લેવી ને એ હુકમ આવ્યો કે તરત જ સીટન ને ડંકન એઓ નસીરૂદ્દીન ઉપર તૂટી પડ્યા. એ બાબત-સર ભાંજગડ ચાલી. આખરે સને ૧૮૦૦ માં અંગ્રેજ સરકારે સૂરતની

હાકેમી પોતાને હાથ લીધી અને નસીરૂદ્દીનને ઓલાદ દર ઓલાદ એક લાખ રૂપિયા પેન્શન આપવાની કબૂલાત આપી.

૧૧. સને ૧૭૨૦ પછી મરાઠાઓના ઘૂસવાથી અને માંહોમાંહે ખટપટથી સૂરતની આબાદાનીએ સળવા માંડયું હતું, પણ તે સળો જલદીથી વધી ગયો, તેનાં કારણો આ પ્રમાણે છેઃ—

કાયમુદ્દોલાની હાકેમીની આખેરીના વખતથી અંધેર* ચાલવા લાગ્યું. નવાબ બેદરકાર ને તેના સગા તથા કારભારીઓ જુલમી થતા ગયા. મુગલ નવાબોમાં પાછલા નવાબો જુલમી હતા–પણ સૈયદ વંશના નિઝામુદ્દીન ને નસીરૂદ્દીન તો તેઓના માથાના નીકળ્યા. એ બેની વખતમાં સૂરતની રૈયતની પૂરેપૂરી ખરાબી થઇ હતી–એ વિષે થોડુંકઃ—રૈયત ધાસકામાંની ધાસકામાં રહેતી; કોઈ શખસ તવંગર છે એવો વહેમ આવતો કે નવાબ તેને લૂંટી લેતા; નવાબના કારભારી તથા માનીતાઓ લોકને જેમ સતાવાય તેમ સતાવતા; નવાબ દાદ સાંભળે નહિ ને અગર સાંભળે તો આસપાસના આડુંઅવળું સમજાવી પોતાનું ધાર્યું નવાબ પાસે કરાવતા; ઇન્સાફનું નામ નહિ–નજરાણું કરે તેને ઇન્સાફ મળતો; કારભારી ગુનાહ કરે તો

---

* ૧. ૧૭૮૨ ના વાવાઝરડામાં ઘર, ઝાડ પડી ગયાં હતાં ને બરાનપુરી ભાગળની કમાન થોડીએક પડી ગઈ હતી. એ કમાનને દુરસ્ત કરાવવાને તે આગળ ઉપર એક લુહાણો ભાટિયો તમાકુનો વેપારી હતો તેને નવાબે બિનતકસીર ૧૦ હજાર રૂપિયા દંડ કીધો હતો.

૨. આશરે ૧૭૮૮ માં દેવદિવાળીને દહાડે રઘનાથપરામાં તુલસી પરણ્યાનો લાલજીનો વરઘોડો નીકળ્યો તેની ગરબડમાં મુસલમાન લોકોએ હુલ્લડ કર્યું ને દીન દીન પોકારી થોડુંક રઘનાથપરૂં લૂંટી લીધું, પણ નવાબે કોઈની દાદ સાંભળી નહિ.

૩. ૧૭૯૫ માં એક આદિતરામ લક્ષ્મીદત્ત કરીને બ્રાહ્મણ હિંગપોળમાં રહેતો તેના ઘરની પાસે મસીદ હતી તેમાંનો એક ફકીર રાતે મસીદની દીવાલ ઉપર ચડી પેલા બ્રાહ્મણના ઘરમાં ચોરી કરવા પેઠો. તે બ્રાહ્મણ જાગતો હતો તેથી તેણે તે ફકીરને અચ્છી તરેહથી માર્યો. બીજે દહાડે ફકીરે નવાબને જાહેર કીધું કે મસીદમાં રાતે અમે જ્યારે બાંગ પોકારીએ છૈએ ત્યારે પેલો બ્રાહ્મણ અમને ઘણી ગાળો દે છે ને કાલે રાત્રે તો મને ઘણો જ માર્યો. નવાબે હુકમ કર્યો કે તેનું ઘરબાર લૂંટી લો. મુસલમાનોએ એકઠા થઈ આદિતરામનું ઘર, હિંગપોળ અને બરાનપુરી ભાગળનું આખું બજાર એ લૂંટયાં હતાં.

પછી હલકી રૈયત કેમ ન કરે? ચોર, લુચ્ચા, હરામખોરનું કેમ ન ફાવે? લોકોને પોતાનું ધન સુખે ભોગવવાનો દહાડો આવતો નહિ—તેઓ પોળ—ખડકીમાં રહેતા;-સરિયામ રસ્તા પર હોય તો તેઓ દરબારની આંખે આવે. ફુરજામાં ખૂબ ચોરી થતી ને તેથી વેપારીઓ બહુ ચિડાતા; ટૂંકામાં, લોકને પોતાના જાનમાલની મોટી ધાસ્તી રહેતી.

સને ૧૭૯૧ ના મોટા સુડતાળા× કાળે, સને ૧૮૨૨ ની ઇઠ્ઠોતેરી મોટી તથા બીજી રેલોએ અને સને ૧૮૩૭ ની ત્રાણુની÷ મોટી તથા બીજી ઘણીએક આગોએ શહેરને પાયમાલ કરી નાખ્યું.

† એ દુકાળ એવો તો ભારી હતો કે વરસાદ સમૂળગો વરસ્યો નહિ ને અનાજ પાક્યું નહિ-ઘણી મોંઘવારી ચાલી-એક રૂપિયાનું આઠ શેર અનાજ મળતું ને તે પણ સો પચાસ રૂપિયાનું સામટું જોઇએ તે ન મળે. જેની દુકાનમાં અનાજ હતું તે પણ વેચી શકતા નહિ, કેમકે ગરીબ લોકો ભૂખે મરવાને લીધે લૂંટફાટ કરતા; બેચાર દહાડા વધારે પહોંચે એટલું અનાજ તો કયાંથી મળે? બંગાળી ચોખાની ગાંસડીઓ પૂરી પડતી નહિ, કેમકે વહાણની ખેપ વર્ષમાં એક બે વાર થતી. સાહુકારો ખજૂર ને ધાણીચણા વહેંચતા તે ખાઈ પાણી પી ગરીબ-ગરબાં સૂઈ રહેતાં. કેટલાંક બાપડાં, ઢોરને ખાવાની કુસકી ખાઈ રહેતાં. કેટલાંક ગરીબો મહોલ્લે મહોલ્લે ફરીને ઓસામણ માગી પીતાં. કેટલાક આબરૂદાર લોકો ભૂખે મરવાથી કૂવો ટાંકું કરતા. છોકરાઓને ભૂખથી ટળટળતા જોઈને તેઓનાં માબાપો તેઓને અશ્વિનીકુમાર લેઈ જઈ તાપીમાં ઝંપલાવતાં. કેટલાક નિર્દય ઘાતકીઓ, પોતાના છોકરાને મારી નાખી તેનું માંસ ખાતા. સોનારૂપાની જણસો સસ્તે ભાવે લોકો વેચવા કાઢતા તોપણ તેના લેનાર મળતા નહોતા. તડકો અતિસે પડતો; મરકી પણ ખૂબ ચાલતી—એટલા તો લોક મરતાં કે સરાહના દરવાજા અને નવસારી દરવાજા બહાર નવાબે બે મોટા ખાડા ખોદાવ્યા હતા તેમાં મુડદાં નખાતાં. ગરીબગરબાનાં તથા કેટલાંક કોળી દૂબળાંનાં મુડદાં તો રસ્તે રઝળતાં. એ દુકાળ વર્ષ દહાડો રહ્યો. સને ૧૮૦૪ માં સાઠો દુકાળ પડયો હતો તે પણ દુઃખ દેવામાં સુડતાળાથી થોડો ઓછો હતો.

÷ ૨૪ મી અપ્રેલ ૧૮૩૭ સંવત ૧૮૯૩ ના ચૈત્ર વદ ૪ ને સોમવારે પાછલે પહોરે ચાર વાગતે માછલીપીઠમાં દીનશાની હવેલીની પાસેની પોળમાં આગ લાગી. બંબા આવ્યા પણ પાણી વગર ખાલી ઊભા રહ્યા. પવનનું જોર એટલું તો હતું કે આગ ચારે તરફ પ્રસરી ગઈ-માછલીપીઠમાંથી પશ્ચિમ તરફ નાણાવટનો જિલ્લો, હરમાનની પોળ, સોનીફળિયું;—તેમ દક્ષિણ તરફ ચૌટું, કેળાંપીઠ, બાલાજીનો ચકલો અને આત્મારામ ભૂખણનો મહોલ્લો જોતાંજોતાંમાં લાગી ઊઠયાં. કોઈ બળતા ઘરમાંથી એકાદું બળતું પાટિયું કે એવું કંઈ ઊડી બીજાં ઘરોપર પડતું તો તે સળગતાં-એ પ્રમાણે એક મહોલ્લાએ બીજો મહોલ્લો લીધો કે

વિલાયતમાં કાપડ વણવાના સાંચા વધવાથી અહીંના કાપડનો રોજગાર બંધ થયો. અમેરિકાનું રૂ જવાથી અહીંનું રૂ ઓછું જવા માંડયું–તેમ મુંબઈ મુખ્ય રાજધાની ને મુખ્ય બંદર થયું તેથી લોકો રોજગારને સારૂં ત્યાં જઈ વસ્યા.

૧૨. એ પ્રમાણે વખતના દેવે શહેરની આબાદીનો લીલો કુંજાર જેવો બાગ બાળી નાખ્યો–રે અશોકવાડી જેવું શોભતું સૂરત શહેર સહજમાં શ્મશાન જેવું થઇ રહ્યું. રે નવાબની ગાદી જે પોતાની જૈફીની કરચલીવાળી હાલતમાં પણ આથમતા આફતાબના તેજ જેવી દીપતી તે પણ ક્યાં છે? ઈદમાં નીકળતી નવાબોની સવારી શહેરને જેબ આપતી તે ક્યાં જતી રહી? વખત, તું કેટલો કીનાખોર ને કેવો ઘાતકી છે? ચાળીસ લાખની જે ગાદી કહેવાતી તે ગાદીના છેલ્લાનું મુડદું અવમંજલે પહોંચાડવાને તેના જમાઈને પોતાના સાહુકાર પાસેથી પાંચસેં રૂપિયા ઊછીના લેવા પડયા! અરેરે ખીલેલા કમળ સરખું તે કિલ્લાનું મેદાન, આરસ જેવા ઓપતા તે ઓવારા, માણેકના ચોક જેવી તે મુગલીસરાહ ને નંગમાળ જેવું તે નાણાવટ, ચાંદ જેવું તે ચૌટું, રસે રાતો કસુંબા જેવો તે રહિયા સોનીનો ચકલો, બામદાદના રંગ જેવી તે બરહાનપુરી ભાગળ ને ગોકુળ જેવું તે ગોપીપરૂં ક્યાં ક્યાં ઊડી ગયાં?! અરે ઓ પ્યારી સૂરત, હવે તો અમારે નસીબે તારાં ખંડિયેર ઉપર પડતા તીત તડકાના અદ્ધર તરતા તેજને ઉદાસીન મોઢે બેઠાં બેઠાં જોયા કરવાનું જ રહ્યું છે!–અફસોસ!

૧૮૬૬

---

ત્રીજાએ ચોથે એમ સઘળે આગ ફેલાઈ ગઈ. લોકોએ ઘરબાર, માલમિલ્કત મૂકી નાસવા માંડયું. ગભરામણનું તો પૂછવું જ શું? મોટું બૂમરાણ થઈ રહ્યું. લોકો ઉતાવળમાં જેટલું હાથ આવે તેટલું લેઈ ઘરમાંથી બહાર નીકળી પડતા; ઘરનું કોઈ માણસ ક્યાં ને કોઈ ક્યાં બૂમ પાડતું ને પછી રઝળી રખડી મોટી ગીરદીમાં રખડી અટવાઈ જતું. કેટલાંકની તો ભાળ લાગતી જ નહિ ને કેટલાંકની ચૌથે પાંચમે દહાડે લોથ જડતી. સામાન ભરવાનાં ગાડાંઓનું એક ફેરાનું ભાડું પાંચથી તે પંચોતેર રૂપિયા સુધી અપાતું લેવાતું; અધવચ ગાડાવાળા એકને છોડી બીજાને વધારે ભાડું આપતા જોઈ આગલાનો સામાન રસ્તામાં રઝળતો રાખી બીજાનો ભરી જતા ને પેલા બીચારાનો સામાન લૂંટાઇ જતો. લોકને પોતાની માલમિલ્કતનાં અને માણસોની જાતનાં પણ ભાન ન રહેતાં, પણ તેઓ બહાવરા બહાવરા થઈ આમતેમ દીવાના જેવા ભટકતા. એ આગ તા. ૨૯ મી એ હોલાઇ. એ આગની ગરબી 'કવિતાસંગ્રહ' નામે ચોપડીમાં છે. એ આગની પછી શ્રાવણમાં રેલ આવી. એ રેલ ન આવી હોત તો છારૂં ધોવાત નહિ, તોપણ રેલથી નુકસાન કંઈ થોડું થયું નહિ.

ઉપલા વર્ગમાંના કેટલાએક જણ જ્યોતિષ, ભૂમિતિ, શિલ્પ એ શાસ્ત્ર જાણનારા ને નીચલા વર્ગમાં કેટલાએક સારા હુન્નરી હતા. સંસારસ્થિતિ ઉપાધ્યાયવર્ગની તથા રાજ્યવર્ગની ઘણી રૂડી હતી, પણ હલકા કારીગર ગુલામ વગેરે જે લોક તેઓની ઘણી જ ભૂંડી હતી.

કાળાંતરે **એશિયામાં** આ પ્રમાણે રાજ્યો શોભ્યાં: **આર્યરાજ** તૂટયા પછી **હિંદુસ્થાનમાં મગધનું**+ રાજ્ય (ઈ૦ સ૦ સૈકા પાંચ સુધી) પ્રસિદ્ધિમાં હતું; **આસીરિયાનું** મોટું રાજ્ય તૂટી **નીનેવે, બાબિલન** ને **મીડિયા** એ ત્રણ રાજ્યમાં વહેંચાયું; ત્યાર પછી **નેબૂકડનેઝરે બાબિલનનું** મહારાજ્ય કીધું (ઈ૦ સ૦ પૂ૦ ૫૮૮); અને પછી **સૈરસે** ઇરાનનું મહારાજ્ય કીધું (૫૩૬).

યૂરોપમાં–**ગ્રીસનાં** રાજ્ય વ્યવસ્થિત ને બળિષ્ઠ થતાં હતાં તે રૂઢિ વ્યવસ્થા કરતાં **મારેથનની** લડાઇ (ઈ૦ સ૦ પૂ૦ ૪૯૦) પછી **પેરિક્લિસના** કાળમાં પૂર્ણ ઉત્કર્ષને પામ્યાં. **માસીડનના ફિલિપે ગ્રીક** રાજ્યો પાસે પોતાનું સર્વોપરિપણું કબૂલ રખાવ્યું ને **સિકંદરે** ઇરાની રાજ્ય જીતી પોતાનું કીધું (૩૩૧). **રોમનું** રાજ્ય ઈ૦ સ૦ પૂ૦ ૭૫૩ થી ૫૦૯ સુધી ચાલતું; પછી ત્યાં સરદારવર્ગની સત્તા પ્રબળ હતી, પણ પછી પ્રજાસત્તાક રાજ્યની યોગ્ય વ્યવસ્થા થઈ હતી ( ઈ૦ સ૦ પૂ૦ ૩૩૬ ).

## ગ્રીસનું

સમુદ્રના ફાંટાથી કતરાએલો કાંઠો, કાંઠાની પાડોશના ટાપુઓનાં ઝૂમખાં, માંહેના પ્રદેશ પહાડ, ખિંડ, મેદાનથી ખંડિત થએલો, નહિ મોટો ને રસાળ એવા **ગ્રીસ** દેશના **પીલાસજિયન હેલીનીઝ** નામના ઉદ્ધત, સ્વચ્છંદી પહાડી લોક ઇજિપ્શિયન ફિનીશિયનના સહવાસથી પોતાની સ્થિતિ સુધારી, પોતપોતાનાં કુળનાં રાજ્યો સ્થાપ્યાં ને કેટલેક કાળે સ્વદેશી રાજામાંના એકને અપમાન મળ્યું તેનું વેર લેવાને સંપસાહસે **ટ્રોજન** સાથે લડાઈઓ કરી જય મેળવ્યો (૧૧૮૪).

કાળાંતરે તે ગ્રીક વંશજો તૂટયા; થેસલીના પીલાસજિયનોએ બિઓ-શિયાના ઈઓલિયનોને ભગાડયા ને એઓ જ્યાં જેમ ફાવ્યા તેમ વસ્યા, દક્ષિણમાં પ્રબલ થયા; પછી ડોરિયન ગ્રીકોએ ધસાધસ કરીને ઘણાંક રાજ્ય ઊંધાં વાળ્યાં ને પોતાનાં નવાં કીધાં. આટ્ટિકાના રાજ્ય ઉપર ડોરિયનો ફાવ્યા નહોતા, પણ ત્યાં નાસરણે આવી વસેલાં ઘણાંક કુટુંબો ભેગાં થયાં હતાં; એ અસ્તવ્યસ્ત સ્થિતિ 'સત્તાધારીઓના જુલમથી, માંહોમાંહેના ઝઘડાથી ને પડોશમાં રાજ્યો સાથે નિરંતર ચાલતી લડાઇઓથી કંટાળીને કેટલાંક કુટુંબ ગ્રીસ છોડી બીજા પ્રદેશમાં જઈ વસ્યાં ને પોતપોતાનાં નવાં રાજ્ય કરી ઉદ્યમે વળગ્યાં. થોડા કાળમાં સંસ્થાની રાજ્યનો ઉત્કર્ષ થયો જોઇ ગ્રીસના લોક હૈયે દાઝી સ્વતંત્રે જ રાજ્ય ચાલુ રાખવાનો ઉત્સાહ પ્રગટ કીધો ને દેશી ઐક્યનો શક આરંભ્યો (૭૭૬).

લૈકર્ગસે સ્પાર્ટાને ધારા બાંધી આપેલા તે પ્રમાણે રાજ્યમાં વ્યવસ્થા હતી જ; આથેન્સમાં સોલને ધારા બાંધી આપ્યા; ને જોકે લોકમાં તડાં હતાં ને પિસિસ્ટ્રેટસે સર્વોપરિ સત્તા પોતાને હાથ રાખી હતી તોપણ રાજ્યમાં ઘણાક સુધારા થયા હતા; બીજાં રાજ્યોમાં પણ લોક ચંચળ ને ઉદ્યમી હતા. હીપિયસને પદભ્રષ્ટ કરવામાં આવ્યો તે સમા ઉપર આથેન્સ ને સ્પાર્ટા આ પ્રમાણે શોભ્યાં; આથેન્સના લોક શાંતિને ઇચ્છી અનેક ઉદ્યમમાં વધારો કરવાને ઇચ્છતા અને લોક ઉદ્યમી રહે તેવા ત્યાંના રાજ્યધારા હતા. દરેક જણને રાજકાજમાં મત આપવાનો હક્ક હતો તેથી તે પોતાનું મોટપ સમજતો, પોતાની સૂઝ તથા શકિત ઉપર વધારે ભરોસો રાખતો, ને સરસાઈમાં વધારે સારા કહેવાવાને નિરતર ઉદ્યમમાં મચ્યો રહેતો; કોઇને મોજમજાનો ને અનીતિનો ચેપ લાગ્યો નહોતો, ને દરેક વર્ગમાં ને દરેક જણમાં દેશાભિમાન વ્યાપી રહી તકતકતું હતું; લોક ઉત્તમ નૌકાસૈન્ય, મોટી સમૃદ્ધિએ, કેળવાએલી બુદ્ધિએ, ને પ્રપંચવૃત્તિએ રાજ્યને બળિષ્ઠ ને સુંદર કરતા હતા. સ્પાર્ટાનું રાજ્ય કેવળ લશ્કરી હતું; લોકને ખાવાપીવા પહેરવા ઓઢવા વગેરેનું રાજ્યમાંથી મળતું એટલે તેઓને પોતપોતાનો સંસાર ચલાવવાને ઉદ્યમ કરવાની જરૂર

નહોતી; તેઓ યુદ્ધકાળમાં શૂર વિકરાળ હતા પણ શાંતિકાળમાં આળસુ ને નિસ્તેજ હતા; તેઓ વિદ્યાકળાને તથા જેઓ તેનો અભ્યાસ કરે તેને ધિક્કારતા; તોપણ યોદ્ધાનું માન સર્વોપરિ છે એમ તેઓ માનતા. દરેક જણ રાજધારાની આજ્ઞામાં રહી એકસરખી કરડી કેળવણી લેતા, કોઇના બળાત્કારથી નહિ કે રાજતંત્રમાં જડરૂપ ગોઠવવાને નહિ, પણ આખા રાજ્યરૂપી પ્રૌઢ પુરુષનું હું એક સચેતન ને કામ કરી શકું તેવું અંગ છઉં એમ સમજીને કેળવણી લેતો ને તેથી છાતી દેશાભિમાનથી, શૌર્યભર્યા હુંપદથી ને મોતના ધિક્કારથી ધમધમતી હતી.

યોગ આવ્યો–સંસ્થાની **ઐઓનિયને** ઇરાની રાજ્યની ઝુંસરીમાંથી નીકળવાને પોતાનાં કુળના **આથેનિયનો**ની મદદ માગી, એઓએ તે આપી ને ઇરાની રાજ્ય કોપ્યું. સૌ **ગ્રીક** રાજ્યો સાવધ થયાં ને સંપ બાંધી સજ્જ થયાં,—**આથેન્સ** ને **સ્પાર્ટા**, એક વિદ્યા કળાને માન આપનારૂં ને બીજું તેને ધિક્કારનારૂં, એક નામને માટે આતુર ને મોટાં શૌર્યથી લડનારૂં ને બીજું કઠણ કરેલા અંગબળથી તથા લડાઇની કરડી કેળવણીથી વિકરાળ થઈ લડનારૂં હતું; બંનેનું લશ્કરી બળ ઘણું કરીને સરખું જ ને બંને સ્વતંત્રતાના અધીર અને તે બંનેનાં તથા બીજાં પણ **ગ્રીક** રાજ્યોનાં દરેક જણનાં ને સૌ જણનાં હૃદય દેશાભિમાનથી પ્રજ્વલિત હતાં. ઇરાનીઓ ઉપરાઉપરી મોટે ધસારે પ્રભુ ભારે ઠાઠથી ખુશકીએ ને વહાણે **ગ્રીક** જીતવા આવ્યા; **ગ્રીકે** સામા થઇ લડાઈ આપી શત્રુને હરાવ્યા; શત્રુએ આડી વાટે **ગ્રીસ**માં ઊતરી **આથેન્સ**ને બાળ્યું, પણ સાવધ, ચતુર, ચપળ, **ગ્રીકો**એ વહાણની લડાઇ જીતી મહારાજા **ઝેર્કસિ**ને લજ્જિત કરી પાછો કાઢયો. **લી**ઓનીડાસે અલગ રહી **સ્પાર્ટા**ના રાજપ્રતિ પોતાની ભક્તિ પોતાનો વધ કરાવી શિક્ષણીય રાખી; ને સૌ **ગ્રીક**જનોએ **ઓલિમ્પિક** ઓચ્છવમાં **થેમિ-સ્ટોકલીસ**ને ધન્ય ધન્ય ભણ્યું-દેશાભિમાની સ્વતંત્ર લોકના એકદેશી સંપનો જય પ્રકાસ્યો (૪૮૦).

પેરિકલીસના સમયમાં **આથેન્સ**નાં કીર્તિમાન રાજ્યનો વૈભવ પૂરેપૂરો શોભ્યો ને નાટકકારોએ તે યથાસ્થિત ચીતરી દર્શાવ્યો (૪૬૦–૪૨૯).

પેરિકલીસના મરણની સાથે **આથીનિયનો**માં દેશાભિમાન ને યુદ્ધનો ઉત્સાહ એ ઘટવા માંડયાં–તેઓ બુદ્ધિના તથા સમૃદ્ધિના મદમાં જેટલું સારૂં તેટલું અમારૂં જ એ સ્વાર્થ ને અમે જ સૌથી મોટા એ ગર્વ વિશેષે રાખતા થયા; ઇરાનની રીતભાત તથા મોજશોખ જોકે કેળવાએલા સુંદર રૂપમાં દેખડાવતા તોપણ તેઓ ઘણા જ ખટપટી ને અનીતિમાન થયા હતા. **આથેન્સ સ્પાર્ટા**ને મૂળથી જ પરસ્પર સ્પર્ધા હતી ને તેમાં **આથેન્સ** ચડયું એટલે **સ્પાર્ટા**એ ડોળા કાઢયા. ઇરાને હુમલો કર્યો તે વેળા લડાઇમાં **સ્પાર્ટન** સરદારને સર્વોપરિ સત્તા આપવામાં આવી હતી; તે સત્તા (૪૭૭ થી) **આથેન્સે** પોતે રાખી હતી ને એ સત્તા **સ્પાર્ટ**ને પછી પોતે લેવાનો નિશ્ચય કીધો. સત્તાવીસ વર્ષ લડાઇ ચાલી ને **આથેન્સે સ્પાર્ટા**ની તાબેદારી કીધી. (૪૦૪ થી) **સ્પાર્ટા**એ સઘળાં **ગ્રીક** રાજ્યોમાં સર્વોપરિ બળવાન કહેવડાવ્યું; એનો મદ **થીબ્સે** ઉતાર્યો (૩૭૧) ને તે ઝળકયું. પડતીના કાળમાં તત્ત્વશાસ્ત્રીઓએ પોતાના શોધ પ્રગટ કીધા. **ડીમોસ્થિનીસે** સૌ **ગ્રીક** રાજ્યોને **માસીડન**ના **ફિલિપ**ની સામા ઉશ્કેરવાને મથન કીધું. પણ **ફિલિપે ગ્રીક** સમસ્તને પોતાની આણ માનતા કીધા (૩૩૮).

અને પછી **સિકંદરે** વીસ લાખ ચોરસ મૈલનું ઈરાની મહારાજ્ય જીત્યું ને **ગ્રીક** જયનો જગતમાં વિસ્તાર કીધો (૩૩૧).

## કાળસ્વરૂપ

એ કાળમાં કામે સ્વેચ્છ શકિતએ સ્વતંત્રતાના સુંદર જય દેખાડયા. ધર્મે લોક પાસે ધર્માધિકારીઓની તથા રાજાઓની સત્તાઆજ્ઞા પૂરેપૂરી મનાવી જુદાં જુદાં રાજકીય અકયને દ્દઢ કરી રાખવાના ઉપાયો કામે લગાડયા હતા; પણ કામે દેશદેશના લોક પાસે પોતપોતાનાં રાજ્ય તથા ધર્મસંબંધી

નવાં ઐકય કરાવવાને ને સબળ રખાવવાને પ્રત્યેક જનને ને સકળ જન-સમૂહને પોતપોતાનાં સ્વાધીન અને સ્વતંત્ર શૌર્ય ઉદ્યુકત કીધાં. ચીનમાં કુનફ્યુશિયસે પરંપરાથી ચાલ્યા આવેલા જડ વહીવટની નક્કી વ્યવસ્થા કરી. હિંદુસ્થાનમાં વિદ્વાનો અનેક બુદ્ધિવાદે વેદનું ખંડન કરતા થયા; શૂન્યવાદીઓ નીકળ્યા ને બુદ્ધે નવો ધર્મ ચલાવી લોકને પરંપરાનાં જાતિકુળબંધનમાંથી મુકત કીધા; મૂર્તિપૂજન નવું સ્થાપ્યું, લોકભાષાને ઉત્તેજન આપ્યું ને નવા નવા ઉપદેશકોને ઉત્સાહી કરી લેવામાં નવું ચાંચલ્ય આણ્યું. ઈરાન જે આસિરિયા, બાબિલન, મીડિયા એ મહારાજ્યોની ઘણાકાળથી તાબેદારીમાં હતું તેણે તે સૌને જીતી પોતાનું મહારાજ્ય કીધું ને એ, અનેક જાતના લોક, અનેક પ્રકારનાં બળ, ને અનેક પ્રકારની સમૃદ્ધિ એથી ઝળઝળાં કરી રહ્યું;—પણ એ મહારાજ્યને નાના સરખા ગ્રીસ દેશના લોકે પ્રમાણમાં ઘણા જ થોડા છતે એક સંપે સપાટાની સાથે ઝાંખું પાડી નાખ્યું. અને પછી એક રાજપુત્રે જોતાં જોતાંમાં જીતી લઇ એશિયાયૂરોપનો સંબંધ-વ્યવહાર શોભાવ્યો. ગ્રીકની ઉચ્છંકળ સ્વચ્છંદી પણ સુઘડ વૃત્તિના અને બુદ્ધિશકિતના જય સંસારી રીતભાતમાં અને વિદ્યાકળામાં સર્વત્ર વિરાજ્યા. * રોમનોએ પોતાના રાજાને નસાડયો ને પ્રજાસત્તાક રાજ્ય માંડયું; પણ જૂના કુળના રોમન સર્વ રાજ્યસત્તા પોતાને હાથ રાખી રોમનના હક્ક છીનવી લેતા તે ઉપરથી એઓએ પોતાના સ્વતંત્ર શૌર્યે સમાનતાને માટે ભારે ઝગડા મચાવ્યા ને ફાવતા ફાવતા સરખા હક્ક લીધા.

---

*ઈટાલિયનોએ ગ્રીક વર્ણો ને ગ્રીક દેવતા પ્રથમથી જ પોતાનામાં દાખલ કીધા હતા; રોમ એ નામ પણ ગ્રીક છે; રોમન બાળકોને ગ્રીકભાષા શીખવવામાં આવતી અને રોમનના ઈતિહાસ લખનારાઓમાં જે પહેલો થયો તેણે ગ્રીક ભાષામાં ગ્રંથ લખ્યો હતો (ઈ૦ સ૦ પૂ૦ ૨૦૦); અને ગ્રીકની રીતભાત મોજશોખ ને આપવડાઇ —એ લઘુતા રોમનોએ પોતાનામાં દાખલ કરી હતી અને ગ્રીક તત્ત્વજ્ઞાને રોમનોની ધર્મ ઉપરથી આસ્થા ઉડાડી હતી.

સિકંદરના મરણથી તે રોમનું રાજ્ય ઊંધું વળ્યું ત્યાં સુધીના આઠસેં વર્ષના કાળમાં પ્રથમ તો ગ્રીકના મહારાજ્યમાંનાં રાજ્યો, કાર્થેજનું મહારાજ્ય ને રોમનું રાજ્ય એ હતાં; પણ પાછળથી રોમે તે મહારાજ્યોને જીતી પોતાનું અતિ વિસ્તારવાળું મહારાજ્ય કીધું (ઇ૦ સ૦ પૂ૦ ૧૪૬) ને ભોગવ્યું (ઇ૦ સ૦ ૪૭૬ સુધી). ચીન તથા હિંદુસ્થાન અને જૂડિયા એ દેશોમાં જુના નવા ધર્મના યુદ્ધનો ચળકાટ હતો.

## હિંદુસ્થાન

જન્મેજય, ને પછી નંદ ને પછી ચંદ્રગુપ્ત એ રાજાઓ ને પછી ચક્રવર્તી પણ બૌદ્ધ મહારાજા અશોક હિંદુસ્થાનમાં સર્વત્ર, સિંહલદ્વીપમાં ને ચીનમાં ધર્મપ્રસાર કરવાને અર્થે મહાઉદાર ને મહાઉદ્યુક્ત વિરાજ્યો (ઇ૦ સ૦ પૂ૦ ૨૫૦).

માળવામાં વિદ્વાન રાજા ભર્તૃહરિ થયો ને તેની પછી તેના ભાઈ વિક્રમે પરદેશી શકાદિ લોકને હિંદુસ્થાનમાંથી કાઢી દિલ્હીની ગાદીએ બેસી મહાપરાક્રમી ચક્રવર્તી રાજાપણાનો શક પ્રવર્તાવ્યો (ઇ૦ સ૦ પૂ૦ ૫૬). શાલિવાહને દક્ષિણ હિંદુસ્થાનમાં શક ચલાવ્યો (ઇ૦ સ૦ ૭૮).

બ્રાહ્મણોએ આર્યધર્મનું નવું સ્વરૂપ મૂર્તિપૂજનનું દર્શાવ્યું, * પુરાણો રચવા માંડયાં ને બૌદ્ધધર્મને નિકંદન કરવાનો સંકલ્પ કીધો; જૈનધર્મ નવો

---

* એક જગદીશ્વર પરમાત્માનું ચિંતન, વેદોક્ત કર્મ ને સ્મૃતિઓમાં કહેલો આચાર એ આર્યલોકનો ધર્મ હતો. (તે વેળા શૂદ્ર ને બીજા લોકમાં મૂર્તિઓ હતી કે નહિ તે વિષે કંઈ જાણ નથી; કોઈ આર્યજને બૌદ્ધ ધર્મ ચલાવ્યો ને તેમાં બુદ્ધોનું મૂર્તિપૂજન રાખ્યું; કાળાંતરે રાજ્યોમાં અસ્તાવ્યસ્તા થઈ—આશ્રય આપનારા રાજા ન રહ્યા તેથી બૌદ્ધ સાધુઓનો ઉદ્યોગ છેક મંદ પડયો; પણ બ્રાહ્મણોનો મોટો ભાગ જે હજી પોતાનો વેદોક્ત ધર્મ આગ્રહથી રાખી રહ્યો હતો તેણે દેશ કાળ સ્થિતિ પરત્વે બાવરા થઇ ગએલા લોકને મૂર્તિપૂજનજ અનુકૂળ છે એમ વિચારી ધર્મનું સ્વરૂપ બદલ્યું. જગદીશ્વરને સગુણ ને ત્રિગુણાત્મક માન્યો, ઉત્પત્તિ સ્થિતિ લયનો અકેકો મોટો દેવ તથા તેની અકેકી શક્તિ તે અકેકી મોટી દેવી એમ માન્યું; અને પછી ઇશ્વરની અનેક ગુણ શક્તિઓને દેવદેવી રૂપે માન્યાં

ઉદે થયો.+ ગ્રીક લોકે ઉત્તર હિંદુસ્તાનના લોક સાથે સંબંધવહેવાર રાખ્યો હતો. રોમન લોક દક્ષિણ હિંદુસ્તાનના બંદરો સાથે વેપાર ચલાવતા હતા.

---

(પૂર્વ કાળમાં દેવાત્માઓ તે પરમાત્માથી જુદા હતા, જગદીશ્વરના ઉત્પન્ન કરેલા લોકમાં દેવલોક પણ હતા, પણ હાલમાં દેવદેવીઓ તે જગત્કર્તાનાં જ જુદાં જુદાં સ્વરૂપો છે એમ માનેલું છે ), એ અક્કેકા સ્વરૂપને યથેચ્છ કલ્પિત પ્રતિમા રૂપે પૂજવાનો સંપ્રદાય ચાલતો કીધો અને પુરાણોમાં, સૃષ્ટિની ઉત્પત્તિ આદિ લેઈ તત્ત્વવિચાર, દેવદેવીનાં ચરિત્ર, પૂજન ક્રિયા ને ભક્તિ બોધ એ વિષયો લખવા માંડયા. પૂર્વકાળમાં બ્રહ્માનુ માહાત્મ્ય હતું પણ તેની મૂર્તિ નહોતી; પુ ાણ સંપ્રદાય ચાલ્યું હશે-(હિંદુસ્થાનમાં એક તેનું દહેરૂં આજ પણ છે); પછી કાળાંતરે સંહારશક્તિવાળા તથા ફરીથી સૃષ્ટિ કસરવાળા મહાદેવનું પૂજન ચાલ્યું ને પછી અનેક દેવદેવીઓનાં પૂજન ચાલતાં થયાં. બ્રાહ્મણો શિવપૂજન કરતા થયા, પણ તેઓએ સંધ્યા, જપ, શ્રાદ્ધ ઈત્યાદિ વેદોક્ત કર્મ મૂકયાં નહિ. ( કેટલાક વિદ્વાનો કહે છે કે બધા પુરાણો ખ્રિસ્તી શકના ૮-૧૬ સૈકામાં થયાં છે).

* જગત્કર્તા કોઇ ઈશ્વર નથી, પ્રકૃતિ અનાદિ છે, જીવહિંસા ન કરવી, વેદને તથા અગ્નિને ન માનવા, નિચેષ્ટ ધ્યાનાવસ્થા તે જ પરમ સુખ છે, પરમ સાધુ સિદ્ધની પ્રતિમાનું પૂજન કરવું વિચારો એ બૌદ્ધ જૈનના સરખા જ છે; વિશેષ આ પ્રમાણે છે કે જૈનોએ નવ તત્ત્વ ગણ્યાં છે-જીવ, અજીવ, પુણ્ય, પાપ, છે અને આસવ, સંવર, નિર્જરા, બંધ ને મોક્ષ, અને પાછા અક્કેક તત્ત્વના વિષયોના વર્ગો પાડયા છે. જીવ તે અનાદિતત્ત્વ અનેક રૂપમાં છે; પણ મુખ્યત્વે બે પ્રકારે છે-ગતિ કરનારાં તે પશુ, પક્ષી, કીટ, પ્રાણી, મનુષ્ય, ભૂત, દેવ ઈત્યાદિ; અને પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ એ ચાર તત્ત્વથી થએલા તે ધાતુ, વરાળ, વાયુ, ઉદ્ભિજ પદાર્થ, ઈત્યાદિ; વળી એક-બે-ત્રણ-ચાર-પાંચ ઇંદ્રિયો પ્રમાણે જીવોના વર્ગો છે; એ પ્રમાણે બીજાં તત્ત્વોવિષે પણ કથન છે. જીવતત્ત્વો અનેક જન્માન્તર પછી નિચેષ્ટ સ્થિતિમાં આવી રહે ત્યારે તેનો કેવળ મોક્ષ છે; જૈનો જાતિભેદ પાળે છે; અનેક-દેવદેવીઓને માને છે, પણ તે તીર્થંકરોના કરતાં ઊતરતી પદવીના છે એમ સમજે છે; તીર્થંકરોના ( ઊંચી પદવીને પામેલા પરમાર્થનો પ્રકાશ કરવાવાળા મુક્ત જીવો પાછલા જુગમાં ચોવીસ હતા, આ જુગમાં ચોવીસ છે ને હવે પછી ચોવીસ થશે; ચાલતા જુગમાં પહેલા ઋષભદેવ, તેવીસમો પાર્શ્વનાથ ને ચોવીસમો મહાવીર. જૈનોમાં ઘણાંક મત છે, પણ દિગંબરનું ને શ્વેતાંબરનું એ બે મત મુખ્ય છે-એક

કાર્થેજીનીઅનો, વેપારી રાજ્યની પ્રજારૂપે ઉદ્યમી ને મિતવ્યયી હતા; તેઓ પ્રાપ્તિના નવા રસ્તા ખોળતા ને નવા નવા શોધ કરતા; છાતીવાળા ધનવંતો હુન્નરી કારીગરોને, કારખાનાંવાળાને ને મહેનત મજૂરી કરનારાઓને ઉદ્યોગે લગાડતા. તેઓની રીતભાત માનની સમજથી નહિ, પણ સ્વાર્થની સમજમાં સુધરેલી હતી; તેઓ વિવેકી ને મળતાવડા હતા. તેઓ ખગોળ —નૌકા—સાધારણ ગણિત– યંત્રવિદ્યા ને બીજી સંસારવહેવારના ઉપયોગમાં આવતી એવી જ વિદ્યા ભણતા; લોકની દાનત દોલતને મિલ્કત મેળવવા ઉપર હતી એટલે ફક્ત દિલને ખુશ કરે કે બુદ્ધિને કંઇ પણ સુઘડ કરે તેવી મનની મહેનત કરનારાને ઉત્તેજન મળે તેવું નહોતું જ; ભાષાવિદ્યા ખેડાઇ નહોતી; પાછળ ગ્રીકભાષા શીખવાની કંઇ જ જરૂર જણાઇ હતી. તેઓ નફાનુકસાનને ધોરણે દરેક વસ્તુની તુલના–બૂજ–કરતા; અને દરેકજણનાં ને સૌનાં સુખનું મોટું સાધન દ્રવ્ય છે એ તેઓનો વિચાર બહાર પડતો હતો; તેઓ રાજ્યમાં દરજ્જા તથા નોકરીઓ છચોક નાણું આપી ખરીદ કરતા. વચન ભરૂસો તોડવે ને છળકપટ કરવે તેઓ એક્કા હતા. પડોશનાં રાજ્યો સાથે સલાહ હોય તો વેપાર આબાદીને ધોકો ન લાગે એ વિચારથી તેઓ

---

સિદ્ધની મૂર્તિઓ નગ્ન રાખે છે ને બીજા વસ્ત્રાભૂષણ પહેરાવે છે. એક કહે છે કે ૧૬ સ્વર્ગ તથા ૧૦૭ ઈન્દ્ર છે ને બીજા કહે છે કે, ૧૩ સ્વર્ગ ને ૬૪ ઈન્દ્ર છે; એક કહે છે કે અંગ ( ધર્મ પુસ્તક ) આચાર્યનાં રચેલાં છે ને બીજા કહે છે કે તે તીર્થંકરોના શિષ્યોએ રચેલાં છે; એક કહે છે કે સાધુએ ઓઘો કમંડળ રાખવાં એ કંઇ અવશ્ય નથી ને બીજા કહે છે કે અવશ્ય છે; એક કહે છે કે સ્ત્રી મોક્ષને પાત્ર નથી ને બીજા કહે છે કે તેને પણ મોક્ષ મળે છે. જૈન સાધુઓ લોકમાંનાં કોઈ પણ વર્ગમાંથી થઈ શકે છે, વંશપરંપરાના નથી, ને પરણતા નથી; એ વાતમાં તો તેઓ બૌદ્ધને મળતા છે, પણ તેઓ બૌદ્ધ મતના સાધુઓની પેઠે હાડકા પૂજાવતા નથી ને બૌદ્ધ મઠોની પેઠે જૈનના મઠો નથી. સિદ્ધોની મૂર્તિ આરસપહાણની આબુ ઉપર ને વેરૂળ, નાશકની ગુફાઓમાં જૈન દહેરાઓ છે, મહેસૂરમાં તીર્થંકરનું પૂતળું પત્થરમાં કાતરેલું છે તે ચોપનથી તે સિત્તેર ફૂટ ઊંચું છે. (કેટલાક વિદ્વાન કહે છે કે ઈ૦ સ૦ સૈકા ૬-૭ માં જૈન પ્રગટ થયા. ૮–૯ માં પ્રસિદ્ધ પામ્યા, ૧૧ માં ઉત્કર્ષને પામ્યા ને ૧૨ મામાં પડયા ).

લશ્કરીપણાને હલકું માનતા ને એ સમજથી તેઓ હિંમત સાહસમાં રોમન કરતાં ઊતરતા જણાયા હતા, બાકી પ્રકૃતિથી તેઓ તે ગુણોમાં લગાર પણ ઊતરતા નહોતા. લશ્કર પોતાના લોકનું નહિ પણ જીતેલા દેશના લોક-માંથી મુસારો આપવો કરી જોઈએ ત્યારે ઊભું કરવામાં આવતું તે એ વગર દિલના ને વગર કવાયતના માણસો જ્યારે ત્યારે રોમનોથી હારતા; જ્યારે વળી કોઈ અસાધારણ બુદ્ધિનો હ્યાનિબલ જેવો સરદાર નીકળી આવતો ત્યારે તે જ એક તેવાં લશ્કર પાસે પોતાનું ધાર્યું કરાવતો. જ્યાં દરેક જણ પોતાના અર્થને રાજ્યના સામાન્ય અર્થથી જુદો સમજે ત્યાં દેશાભિમાન હોય જ નહિ અને એ નહોતું તેથી જ રાજસભાના કુળકુળના ગૃહસ્થોમાં સામસામી ચાલી હતી; એ દ્વેષને લીધે મોટા રાજ્યમાં બંદોબસ્ત રહ્યો નહિ ને તે રોમના પંજામાંથી છૂટયું નહિ.

જેઓની સ્થિતિ સાદી ને સૂધી હતી, જેઓને મોજમજાનો ચેપ લાગ્યો નહોતો, જેઓ ઘરમાં, રાજ્યમાં ને રાજ્ય બહાર પોતાનું શૌર્ય કેળવતા ને સુઘટ કરતા, સાહસ કરતા ને સહન કરતા, પોતાના મહત્ત્વ શ્રેષ્ઠત્વનાં અભિમાન રાખતા, જેઓએ માંહોમાંહે લડીને પોતાની રાજનીતિ દઢ કીધી હતી, જેઓએ પરસ્પરના અંતરાગ કાઢી નાંખી એક બળવાન સ્વરૂપ ધારણ કીધું હતું, જેઓનું લશ્કર જાથુનું ને અનુભવી સરદારોવાળું હતું,–તે રોમનોએ આખો દેશ પોતાની સત્તામાં આણ્યો; પોતાની પાસે વહાણનો કાફલો નહિ તે છતાં તરતનો તરત નવો કરી કોન્સલ ડ્યુઇલિયસની સરદારી તળે વહાણની લડાઇ સર્વોપરિ રીતે લડનાર એવા જે કાર્થેજીયન તેઓને હરાવ્યા (૨૬૦); કોન્સલ રેગ્યુલસના* (૨૫૬) ઉત્તેજનથી લડાઇ જારી રાખીને અદ્‌ભુત જય મેળવ્યો (૨૪૧); એટલેથી જ તેઓ અટકયા નહિ;–તેઓએ લશ્કરી વહાણે ઈલીરિયાના ચાંચિયાઓનો નાશ કરી ગ્રીસનાં રાજ્યોમાં ખટપટ કીધી; ૭ લાખ પેદળ ને ૭૦ હજાર હેદળ એકઠું કરી ૭ વર્ષ ગોલ લોક સાથે લડાઇઓ કીધી; કલૂશિયમ આગળ ૫૦ હજાર કપાઈ પડ્યા, પણ ટેલામો આગળ જય મેળવી (૨૨૫), ઉત્તર ઈટલી તાબે

કીધું; ઈસ્ટ્રિયા ને ઇલીરિયા જીત્યા (૨૧૯) ને ગ્રીસમાં દાખલ થવાનો રસ્તો પાડયો; કાર્થેજ સાથે બીજીવાર ભારે લડાઇ મચી (૨૧૮–૨૦૨) તેમાં સીપિયોની સરદારી તળે કાર્થેજનાં છેલ્લાં શૌર્યપરાક્રમ દેખાડનારા હાનિબલને ઝામા આગળ હરાવી ને મહારાજ્યનું તેજ પોતાનામાં વધાર્યું માસીડન સાથે લડાઈ કરી (૨૧૪–૧૯૪) ને ફ્લામિનિયસ સરદારની મારફતે ગ્રીસની ભાંજગડમાં ન્યાયાધીશપણું કીધું; સીરિયાના આંટિઓકસ સાથે લડાઇ કરી ત્યાંના કારભાર સંબંધી વ્યવસ્થા કીધી (૧૯૨–૧૮૮); ઉત્તર ઇટાલીમાં ને મધ્ય સ્પેનમાં લડાઇઓ કરી બંડ બેસાડયાં ને હલ્લા હઠાવ્યા, (૨૦૦–૧૭૭); માસીડન સાથે ત્રીજી વારની લડાઈ કીધી (૧૮૦–૧૬૮); માસીડન સાથે તથા ગ્રીસ સાથે છેલ્લી લડાઈઓ કરી (૧૫૧–૧૪૬) તે પ્રદેશોને પોતાના પ્રાંત કીધા; કાર્થેજ સાથે ત્રીજી વાંર લડાઈ કરી (૧૫૪–૧૪૬) તે જૂના રાજ્યની સમાપ્તિ કરી; અને પોતાને અજિત સર્વોપરિ વિજયી કહેવડાવ્યો;–રોમનગરી મહાવિસ્તારવાળા પ્રદેશની સત્તાધારી મહારાણી રૂપે જગતનાં અનેક સૌંદર્યથી પ્રકાશી.

ઇ૦ સ૦ પૂ૦ ૨૩૫ માં કાર્થેજની સમૃદ્ધિ પોતાની કરી લેવાનું નક્કી કરી અશ્રાંત સ્વભાવના રોમનો પાછા લડાઇમાં ઊતર્યા, ને પછી નવા નવા જય તથા નવી નવી સમૃદ્ધિ દેખી મોહલોભથી ઉશ્કેરાઈ વિજયી ને સમૃદ્ધિભરપૂર શોભ્યા; પણ તેઓની અંતરસ્થિતિ આ પ્રમાણે હતી; લશ્કરના સરદારો અને પ્રાંતના હાકેમો પુષ્કળ દ્રવ્ય અને પુષ્કળ દાસ સાથે રોમમાં પ્રવેશ કરતા, ખેતર ને ઘરો ખરીદ કરી તેની વાડીઓ બનાવતા, ને પોતાના દાસને કામે લગાડતા; એથી ઘણાએક ગરીબ લોક ભૂખે મરતા થયા હતા; પણ તે ગરીબ લોક રોમનગરજન હતા ને રાજકાજમાં મત આપવાનો હક્ક ધરાવતા હતા, ને તેઓ પદવીઓના ઉમેદવાર પાસેથી લાંચો લઈ વધારે આપનારને માટે પોતાનું મત આપતા, તેથી યોગ્ય પુરુષો નહિ પણ શ્રીમંત તથા ધૂતાળ પુરુષો મોટી પદવીનો કારભાર કરતા–એઓ ખરચેલાં નાણાંનો અવેજ વધારા સાથે પાછો મેળવવાને લોક

પાસે બળાત્કારે નાણાં કઢાવતા; અન્યાયે કારભાર કરતા ને અનેક શિક્ષાથી લોકને પીડા કરતા. કાર્થેજની વેપાર દોલત, પશ્ચિમે એશિયાની મોજમજા ને છટેલાઇ, ગ્રીસની કળા ને સુધરાઇ એ સંધાના રંગોમાં રોમની બળકટ કઠિણાઈ ભળી ને કેટો તથા સીપિયો એ બે જુદા શોભ્યા. સ્થિતિ સાદી ને સૂધી હતી તે હવે ઠાઠમાઠ, મોજમજા ને ખટપટવાળી થઇ; રોમનો સૂધા ને સાધુ હતા; તે હવે બડાઇખોર, લોભી ને રીતભાતમાં અહંકારી થયા હતા; નવા દેશ જીતવાનો જોસ્સો હજી તેઓનો ઘટયો નહોતો, પણ લડાઈમાં તેઓ અતિ ક્રૂર થતા હતા. એ સ્થિતિમાં ૨ લાખ ગુલામોએ સિસિલીમાં સત્તાધારીઓની સામા લડાઇઓ કીધી (૧૩૪-૧૩૧) ને બીજી વાર (૧૦૫-૧૦૨) કરેલી તે રોમનોએ બેસાડી હતી, પણ બંનેમાં મળીને ૧૦ લાખ જીવનો ઘાણ વાળ્યો હતો. શ્રીમંતોના અનાચારથી ગરીબ રોમનો પીડિત થતા તેની દાઝે ટૈબીરિઅસે જમીન સંબંધી ધારાના સુધારાને માટે પોકાર ઉઠાવ્યા ને બહુ લોકના મતથી કેટલાક પસાર પણ કરાવ્યા, પણ શ્રીમંતોએ દ્વેષે ભરાઇ તેને મારી નાંખ્યો; ટૈબીરિઅસનો ભાઈ કેઅસ ઇટલિઅન લોકને નગરજનના હક્ક આપવાને બહાર પડયો, પણ એ ત્રણ હજાર માણસ સાથે રોમના મહોલ્લામાં કપાઇ પડયો (૧૨૧); એ બે ભાઈઓ ગયા, પણ લોકમાં ધારા સુધારવાનો જે જોસ્સો હતો તે મટયો નહોતો ને મરાયસ જેણે ન્યૂમીડિયાના જગરથા રાજાને કેદી કરી રોમમાં જયમાન મેળવ્યું હતું (૧૦૬) ને જેણે કૉન્સલપણામાં ક્રિમ્બી ને ટ્યૂટન લોકનાં ૧ લાખ ૪૦ હજાર માણસ કાપી નાખી જય મેળવ્યો હતો (૧૦૧) તેણે કેટલીક નીચ જાતિઓને રોમના લસ્કરમાં નોંધી ને તે નવાં માણસોને રોમ ઉપર ભક્તિ નહિ તેથી તેઓ લૂંટ અપાવનારા અમલદારોની ચાકરીમાં રહેતા થયા. રાજ્યનાં પોતાનાં લશ્કર ન રહ્યાં, પણ શ્રીમંત સત્તાધારીઓનાં પોતપોતાનાં રાખેલાં લશ્કર થયાં. સ્પેન રોમને તાબે થયું હતું, પોમ્પીએ પોંટસના રાજા મિથ્રિડેટિસને હરાવી સીરિયાનો રોમનો પ્રાંત કીધો હતો; પણ જેમ મુલકોમાં તેમ રોમમાં પણ લોકમાં સામસામા પક્ષ બંધાયા હતા; શ્રીમંતો ને લોક એઓ વચ્ચે, શ્રીમંત ને વગવાળા એઓ વચ્ચે અને વળી

પોતપોતામાં મોટી સત્તા—અગ્રેસરપણું-શ્રેષ્ઠપણું-એને માટે જોસમાં ઝગડા ચાલતા; યુદ્ધની કીર્તિ, રાજ્યની સ્વતંત્રતા ને સ્વદેશનું માન તથા તેનો ઉત્કર્ષ એનો ભાવ રોમનોએ ઘટાડી નાખ્યો હતો ને તેઓ મદોન્મત હાથીઓનાં યુદ્ધમાં જેમ ફાવે તેમ ભાગ લેતા થયા હતા, લોકપક્ષનો **મયારાસ** ને સરદારપક્ષનો **સિલ્લા** એ બે જણે પરસ્પર લડાઈઓ કરી મોટો સંહાર કીધો (૮૬) અને **સિલ્લાએ** જબરી કરીને વગર મુદતનું ડિક્ટેટરપણું મેળવ્યું. **સિસરોએ** કાટીલૈનનું તર્કટ ખુલ્લું પાડયું. પછી યુદ્ધકુશળ **પોમ્પી**, બુદ્ધિશાળી **સીઝર** ને ધનાઢય **ક્રાસ્સસ** એઓએ **રોમ**ના મહારાજ્યનો કારભાર વહેંચી લીધો. ક્રાસ્સસ પાર્થિઅન સાથે લડતાં પડયો ને પછી બે જણ સર્વોપરિ સત્તાને માટે સ્પર્દ્ધા કરતા થયા. **સીઝરે** ગોલમાં જીત મેળવી હતી ને તે લોકનો માનીતો હતો તેથી સરદારપક્ષનો પોમ્પી અધીર થયો ને એણે સેનેટ પાસે ઠરાવો કરાવી **સીઝરને** ઈટલી બહાર રાખ્યો, પણ એણે ધસી આવી રોમ લીધું ને પોમ્પીને ફાર્સેલીઆની લડાઈમાં (૪૮) હરાવ્યો; (પોમ્પીને ઇજિપ્ટમાં કોઇએ મારી નાખ્યો); અને પછી તેણે **આફ્રિકા** તથા સ્પેનમાં પોમ્પીપક્ષના લોકને જીતી જયોચ્છવના ઠાઠથી રોમમાં પ્રવેશ કીધો. સેનેટે તેને રોમના મહારાજ્યનો સદાનો ડિક્ટેટર ઠેરવ્યો ને ઈમ્પિરેટર —સરદાર એ ઉપનામ આપી સર્વોપરિ શ્રેષ્ઠ માન આપ્યું (ઈ૦ સ૦ પૂ૦૪૬).

સીઝરવાળો રોમનો ગરુડ પોમ્પીવાળા રોમના ગરુડને પરાભાવ પમાડી પૂર્ણતૃપ્ત–કૃતાર્થ થઈ દીપ્યો;* પણ પછી તરત જ રોમનરૂપી ગરુડ

---

* સીઝરે જે પુષ્કળ લૂંટ મેળવી હતી તે તેણે ધોતાળપાણે વહેંચી નાખી હતી; દરેક સોલ્જરને હજાર હજાર ડાલર ને દરેક નગરજનને વીસ વીસ ડાલર મળ્યા હતા; તેલ અનાજ પુષ્કળ વહેંચ્યાં હતાં, અનેક તમાશા કીધા હતા ને એક વખત ૨૨ હજાર ઓરડામાં રોમના સઘળા લોકને પોતાને ખર્ચે જમાડયા હતા; દરેક ઓરડામાં ૧૨૬ ગ્યાલનનું એક બટ્ટ એવાં બબ્બે બટ્ટ દરાખના દારૂનાં રાખ્યાં હતાં. મોજશોખ ને છટેલાઈ વધી ગઈ હતી; શ્રીમંતો ઠાઠમાઠ રાખતા, મોજીલા રહેતા, તેઓનાં ઘર આરસપહાણનાં હતાં ને તે હાથીદાંત, સોનું રૂપું એથી શણગારેલાં

સેનેટસભામાં જખમો લેઈ પડયો ને રોમનું પ્રજાસત્તાક રાજ્ય ચંપાઈ ગયું. રોમનો જે પ્રથમ સ્વતંત્ર, સાધુવૃત્તિના, રાજભકત, રાજકીર્તિને અર્થે પોતાની કીર્તિના ઉત્કંઠિત ને પ્રૌઢ પ્રતાપી હતા તે પાછળથી પરતંત્ર, પ્રપંચવૃત્તિના, આત્મભકત, આત્મકીર્તિની તૃષ્ણા રાખનારા ને કેવળ સંસાર-વિલાસી થયા હતા; તેઓએ **કેટો** ને **સિસરો** એ પુરુષોની તતૂડીઓને કાન આપ્યો નહોતો, ને **સીઝર**ને મારનારામાંના **બ્રૂટસે** સ્વતંત્રતાના હિમાયતી થઇ લશ્કર ઊભું કીધું, પણ તે હારીને પોતાની જ તરવાર ઉપર પડયો; **ઓકટેવિયસ** (**સીઝર**નો દત્તપુત્ર) ને **આંટની** એ બે જણ **સીઝર**ના મોતનું વેર લેવાને સાથી થયા ને બે જણે સાથે મહારાજ્યમાં સત્તા ચલાવી, પણ તે બે પાછા લડયા; **આંટની** **આકિસમ**ની લડાઈમાં પડયો (ઈ૦ સ૦ પૂ૦ ૩૧ ) ને **ઓકટેવિયસ** એણે તદબીર કરી સઘળી સત્તા પોતાને હાથ લેઈ લીધી–**ઓગસ્ટસ**–કીર્તિમાન–એ ઉપનામ ધારણ કીધું–(ઈ૦સ૦પૂ૦ ૨૭).

## કાળસ્વરૂપ

એ કાળમાં અર્થે વસ્તુપ્રાપ્તિના યત્નથી પ્રાપ્ત થએલા જય, વૈભવ, ને નાશ એની લીલા દેખાડી, ભયસંકટદુઃખે પીડિત એવાઓએ અને લોભથી ઉત્કંઠિત એવાઓએ જગતમાં દોડાદોડ ને ધૂમાધૂમ કરી મૂકી. ઈ૦ સ૦ પૂ૦ ૧૮૪માં **હુન** લોકે **ચીન**ની ગાદી ઝડપી ને ઈ૦ સ૦ ૨૬૫ થકી રાજ્યમાં અસ્તાવ્યસ્ત હતી. ઈ૦ સ૦ ૫૯ પછી **બૌદ્ધ** ઉપદેશકોએ પોતાનો ધર્મ **ચીના**ઓ પાસે પળાવ્યો હતો. **હિંદુસ્તાન**માં **બૌદ્ધો**એ ચક્રવર્તી

---

હતાં; દેશદેશની નવાઈની વસ્તુઓને ખાવાપીવામાં લેતાં; થોડા મિત્રોને એક વાર જમવા ને તેડવાનો ખર્ચ ૧૦ હજાર ડાલર થતો; ને એક ઉડાઉ પોતાની મોટી મોટી દોલત ઉડાવી દીધા પછી અઢીસેં ડાલર પાસે રહ્યા એટલે તે માત્ર એક જ વર્ષની સિલક છે એમ વિચારી આપઘાત કરી મુઓ હતો. ધોતાળપણું કરવાને રોમનો પ્રાંતપ્રાંતના શ્રીમંતોને લૂંટતા ને મોટાનું જોઇને લોક પણ આળસુ, છટેલ, અસ્વસ્થ, ને ઉદમાતિયા થયા હતા.

રાજા અશોકનો આશ્રય મેળવી ધર્મપ્રસાર કીધો; સિથિઅન લોકે આવી રાજ્ય માંડેલાં તેને વિક્રમે હરાવી દેશમાંથી કાઢયા; બ્રાહ્મણોએ ગ્રંથો લખી વાદ કરી રાજાઓના આશ્રય શોધી બૌદ્ધને પજવ્યા, ને હિંદુસ્તાનમાંથી કાઢયા. સીરિઆના રાજ્યમાંથી પાર્થિઆ તથા બાકટ્રિયા એ બે જુદાં પડયાં ને ઇરાનનું નવું રાજ્ય મંડાયું. રોમનોએ ભીતરના પ્રપંચે ને બહારના યુદ્ધે ઉપરાઉપરી ઘણાંક મોટાં ને બળવંત રાજ્યો જીતી લેઈ પોતાનું મહારાજ્ય કીધું—આઠ ચોરસ મૈલની ને ત્રણ ચાર હજાર વસ્તીની રોમનગરી ને એ જ રાજ્ય તે ૧૫ લાખ ચોરસ મૈલનું ને ૧૨ કરોડ વસ્તીનું* મહારાજ્ય અસંખ્ય સમૃદ્ધિથી શોભ્યું ને પાછળથી સદ્‌ગુણી રોમનોએ દુર્ગુણી થઈ રાક્ષસની પેઠે મહાવૈભવ કીધો. પછી મહારાજ્ય અવ્યવસ્થિત થયું;–(ત્રીજા સૈકામાં) કેટલાક પ્રદેશો ઉપર ગોથ, ફ્રાંક વગેરે લોકે હુમલા કીધા; (ચોથા સૈકામાં) ખ્રિસ્તીધર્મ રોમ ઇટલી ને બીજા કેટલાક પ્રાંતોમાં જય મેળવ્યો; (પાંચમા સૈકામાં) હુન, ઓસ્ટ્રોગોથ, વીસીગોથ, વાંડલ, આલની, સ્વેવી, ફ્રાંક, બર્ગંડિઅન ઇત્યાદિ જંગલી ઝુંડો ઊભરાયાં; રોમ–જગતનું રાજનગર લૂંટાયું, ને મહારાજકીય પ્રલય થઈ રહ્યો.

## મહાકાળસ્વરૂપ

લોકજાતિ—પ્રલયસમયથી તે ઇ૦ સ૦ સૈકા પાંચ સુધીમાં કેટલાક દેશ પ્રદેશોમાં લોકનાં રાજ્યમંડળો હતાં અને રાજ્યોની સરહદ પાર ભટકતા પહાડી રાની લોકનાં અનેક ટોળાં હતાં. અસ્વસ્થ તથા અણઘડ લોકે વિકરાળપણે રાજ્યક્ષેત્રો ઉપર તૂટી સમયે થોડો ને સમયે મોટો નાશ કીધો; અને સ્વસ્થ તથા સુઘડ લોકે મહેચ્છાએ રાજ્યક્ષેત્રોના વિસ્તારની ને વિવેકે તેનાં બળસૌંદર્યની વૃદ્ધિ કીધી. રાજ્યમંડળના લોક બે શુદ્ધ ને એક સંકર

* ૨ કરોડ રોમન સ્ત્રી બાળક સાથે, ૪ કરોડ મુલકના લોક ને ૭ કરોડ ગુલામ.

એમ ત્રણ જાતિમાં જણાયા. **હિંદુસ્થાનના આર્ય**રાજ્યના તે ઉચ્ચેચ્છ તથા વિવેકી, **અને તુર્કસ્તાનના** તે મહેચ્છ તથા ઉદ્ધત હતા; વળી એ બેના ગુણોમાંના થોડાઘણાનાં મિશ્રણથી ઘડાએલે નવે નવે સ્વરૂપે બીજા લોક હતા; **ચીનાઓ** ઉગ્રપ્રપંચી પણ વળી વિવેકી, ઈજિપ્શિઅનો ઉદ્ધતપ્રપંચી પણ વળી વિવેકી, ઇરાની **મીડિયન** તે વિવેકી ને મહેચ્છ, **ગ્રીક** તે ઉચ્ચેચ્છ પણ સ્વચ્છંદી અને **રોમન** તે વિવેકી, મહેચ્છ ને વળી પ્રપંચી ઉદ્ધત હતા. **હિંદુસ્તાનના આર્યજને**, ઇજિપ્શિઅનોએ ને **તુર્કસ્તાનના** યાહુદીઓએ ધર્મ-સત્તાના રંગ, **આસીરિયન, બાબિલોનિયન, મીડિયન** ઇરાની એઓએ નિરંકુશ રાજ્ય-સત્તાના રંગ, **ગ્રીકે** સ્વતંત્રતાના રંગ ને **રોમનોએ** સત્તા સ્વતંત્રતાના યુદ્ધના રંગ વિશેષ દર્શાવ્યા; વળી, **ફિનિશિયન કાર્થેજીનિયનોએ** સાહસ ઉદ્યમના વેપારરંગ દર્શાવ્યા. **આર્ય** તથા **યાહુદી** એઓએ ધર્મનાં રાજ્ય પ્રવર્તમાન કીધાં ને **ગ્રીક** તથા **રોમન** એઓએ કેવળ રાજ્યના ધર્મ પ્રવર્તાવ્યા. **ચીના આર્યજન**, ઇરાની, **યાહુદી**, ઇજિપ્શિઅન અને **ગ્રીક** તથા **રોમન** એઓમાં રાજ્યધારા હતા.

**વ્યવસ્થાનીતિ**—મુખ્યત્વે બે પ્રકારની દેખાઈ—એક જાતના લોકે બહુ કુળમાં વહેંચાઇ પોતપોતાની જુદી જુદી ને વળી એક સામાન્ય એવી* અથવા પોતપોતાની જુદી જુદી જ એવી† નીતિ દેખાડી; અને અનેક જાત—કુળના લોકે એક ઠેકાણે રહી એક સામાન્ય નીતિ દેખડાવી÷ **હિંદુસ્તાન**, ઇજિપ્ટ, **પાલેસ્ટેન** ને **ચીન** એ દેશપ્રદેશના લોકે, પોતાની સ્થાપેલી વ્યવસ્થાને વળગી રહી, પરજાત—પરદેશીના સંબંધથી દૂર રહી,

---

* હિંદુસ્તાન, ઇજિપ્ટ ને **ગ્રીસ**ના લોક. (**ગ્રીસમાં સ્પાર્ટન** તે ક્ષત્રી ને **થીબ**ન તે વૈશ્ય હતા).

† તુર્કસ્તાનના લોક. એમાં **આસીરિયન** તે ક્ષત્રી, **ફીનિશિયન** તે વૈશ્ય ને ને **યાહુદી** તે બ્રાહ્મણ.

÷ આથીનિયન અને રોમન.

ધર્મ તથા પ્રદેશનું સંરક્ષણ કીધું; હિંદુસ્તાન ને ઈજિપ્ટના લોકમાં વિશેષ આ હતું કે તેઓએ જાથુની જાતિઓ રાખી આગ્રહી અભ્યાસે પોતપોતાનાં કર્મમાં વિશેષ કુશળતા મેળવી રાજ્યનું બળતેજ વધારવાના યત્ન કીધા. ઈરાની, મીડિયન, આસીરિયન, બાબિલોનિયન એઓની નીતિ આવી કે ઘણી જાતનાં ને ઘણાંને એકત્ર કરી ઘણાં જણનાં એકઠાં થએલાં શરીરબળે પોતપોતાનાં રાજ્યરૂપી ઐક્યને ઘટ્ટ કરવાં. ગ્રીકની નીતિ આવી કે એક જાતનું-અકેકેક જણનું હોય તેને બહુ રૂપે કરી બુદ્ધિબળ તથા શૌર્યાદિ સદ્‌ગુણ વધારી એકસંપે રહેવું; અને રોમનોએ કુળભેદ કાઢી સમાનતા આણી ઐક્યને ઘટ્ટ સબળ કીધું. આર્ય તથા યાહુદી એઓએ અવશ્ય ધર્મકર્મ કરવામાં ને સદાચાર પાળવામાં પોતાનાં તહીં અહીંનાં સુખ શોધ્યાં, આસીરિયન ઈરાની એઓએ મોટા પ્રદેશ ને બહુ સમૃદ્ધિ એના કેવળ સંસારી વૈભવમાં યશ શોધ્યા; ગ્રીકે સ્વતંત્ર નગરના ઉપર પ્રેમભક્તિ રાખવામાં પોતપોતાના અનેક સ્વતંત્ર યશ શોધ્યા; અને રોમનોએ નગરીનું માન વધારત્તાં પોતાનું માન વધારી લોભને વશ થઇ મહાપ્રદેશ ને મહા-સમૃદ્ધિના વૈભવ શોધ્યા. આર્ય રાજ્ય તે ધર્મપુરુષનું રાજ્ય હતું ને તેને આધીન પ્રદેશ પ્રદેશના રક્ષકસ્વામી સ્વતંત્ર ક્ષત્રી રાજા હતા. યાહુદી પ્રજા-સત્તાકમાં પાછળથી રાજા થયા. ગ્રીક ને રોમન જેઓએ પોતાના રાજાઓને કાઢી મૂકી ગર્વિષ્ઠપણે પ્રજાસત્તાક રાજ્ય કીધાં હતાં તેઓ જ પાછા ઉત્તરકાળમાં નિરંકુશ રાજાઓની પ્રજારૂપે પરવશ થઈ રહ્યા. બીજાં બધાં રાજ્યમાં તો વંશપરંપરાના રાજા હતા જઃ—એ સઘળાં રાજ્યો તૂટયાં; ને તેમાં ધર્મપુરુષનાં રાજ્યોમાં જે મોટું તથા પ્રૌઢ વ્યવસ્થાવાળું આર્યરાજ્ય તે પરસ્પર સ્પર્દ્ધાથી પોતાનામાં જ લય પામ્યું અને દેશપ્રકૃતિનાં રાજ્યોમાં જે મોટું તથા પ્રૌઢ વ્યવસ્થાવાળું રોમનરાજ્ય તે અવ્યવસ્થિત થઈ દુર્દશા પામી પરદેશી જંગલી લોકના નાશમાં સમાઇ ગયું.*

---

* આર્ય રાજ્યનો સુધારો પડોશનાં કોઈપણ રાજ્યની સંગતિના લાભ વિના આર્યજનોનાં પોતાનાં જ બુદ્ધિબળ વડે થયો હતો અને રોમન રાજ્યનો સુધારો તો પ્રથમથી જ મિશ્ર હતો. આર્યરાજ્યે પોતાનું સ્વરૂપ ત્રણ રંગે દાખવ્યું અને

**ધર્મજ્ઞાન**-ધર્મમૂર્તિકાળમાં સઘળાં રાજ્યમંડળના લોકોમાં જગત્કર્તા એક ઈશ્વર છે તથા તે સર્વશક્તિમાન છે એવી થોડીઘણી જાણની સાથે તેઓનાં પોતપોતાનાં ધર્મકર્મ સ્તવનપૂજન હતાં. બીજાં સૌ રાજ્યોમાં ઈશ્વરી-કુદરતી શક્તિઓની પ્રતિમાઓ હતી, પણ **આર્ય** ઈરાની **મીડિયન** ને **યાહુદીઓમાં** મૂર્તિપૂજન નહોતું, (પહેલા ત્રણ નિત્યકર્મને અર્થે અખંડ હોમાગ્નિ રાખતા ને **યાહુદીઓએ** દયાસનને દેવળમાં રાખ્યું હતું); **આર્યમાં** આટલું વિશેષ હતું કે ધર્મકર્મની સાથે ધર્મતત્ત્વનાં જ્ઞાનઉપનિષદોના પાઠ પણ વંચાતા. કામમૂર્તિકાળમાં:-કન્ફ્યૂશિયસે મૂર્તિપૂજક **ચીનાઓને** એક ઇશ્વરનું જ્ઞાન થાય ને તેઓ નીતિમાન રહે તેવો બોધ આપ્યો. **જરતોસ્તી** ધર્મને **સેબિયન** ધર્મનો પાશ લાગ્યો હતો તેનું સંશોધન થયું. **યાહુદીઓએ** રાજ્ય ગુમાવ્યાં ત્યાર પછી પરાધીનપણાનાં દુઃખના અનુભવથી તેઓ પોતાનાં પૂર્વ પાપોનો પશ્ચાત્તાપ કરતા થયા હતા ને સદાચારે વર્તતા,

---

**રોમના** રાજ્યે પ્રથમ ત્રણ રંગે ( સબૈન, લાટિન, ટસ્કન), પછી બબ્બે રંગે (સબૈન તથા ટસ્કન, સબૈન તથા લાટિન, ધર્મ તથા સૈન્ય, પાટ્રિશિયન ને પ્લીબિયન, સ્થાવર મિલ્કત ને જંગમ મિલ્કત, સ્થિરતા ને વૃદ્ધિ, સત્તા ને સ્વતંત્રતા) દેખાડયું ને પછી એક શુદ્ધ સ્વરૂપ દેખાડયું; પછી પાછું તે લોભી ને મદોન્મત્ત થયું હતું. **આર્યરાજ્યનો** છેલ્લો મહાપુરુષ **કૃષ્ણ** એણે **કાબાનું** તીર પગમાં વાગ્યેથી દેહ છોડી. **રોમન** રાજ્યનો છેલ્લો મહાપુરુષ **સીઝર** એ સેનેટની સભામાં ધોળે દહાડે ન્યાય ચૂકવતાં ૨૩ જખમે પોતાના સમોવડિયા **પોમ્પીના** પૂતળા પાસે પડયો. **ગ્રીક સોક્રેટિસને** વિષ પીવું પડયું, ઇજિપ્ટનો **સીસોસ્ટ્રિસ** વિજયી રાજા ઘડપણમાં આંધળો ગયો હતો ને તે દુઃખ તેનાથી સહન ન થયાથી તેણે આપઘાત કીધો હતો, ઈરાની જરતોસ્ત હોરમજદના ગુણ ગાતા શત્રુથી કપાઈ પડયો, ઝેર્કિસઝનું ખૂન થયું ને છેલ્લો **ડરાયસ** નાસભાગમાં પોતાના જ એક તાબેદાર અમલદારની તરવારથી મુઓ. **જૂડિયાનો** છેલ્લો મહાપુરુષ **ક્રૈસ્ટ** સૂળીએ જડાઈ મરણ પામ્યો. **આસીરિયાનો સાર્ડેનાપાલસ** પોતાના જ મહેલમાં ચિતાઓ ખડકાવી પ્રિયાઓ ધનમાલ સાથે બળી મુઓ. **ફીનિશિયન કાર્થેજીયન હાનિબલ** ઝેર ખાઈ મરણ પામ્યો.

૭૯

# રાજ્ય

મનુષ્યની પ્રકૃતિમાં જ ગુણ રહ્યો છે કે જેથી તેને પોતાના જાતભાઈની હૂંફમાં સાથે રહેવું ગમે છે ને તેની મદદ લેવાની જરૂર પડે છે; એવું છે તેથી જ જ્યાં જ્યાં મનુષ્યોનો વાસ છે ત્યાં ત્યાં સર્વત્ર તેઓએ પોતપોતાના મંડળમાં પરસ્પર વર્તવાને માટે કેટલીક નીતિ તથા રીતિ રાખી હોય છે; મંડળ મંડળના લોક કેટલાક સામાન્ય ધારા તથા કેટલીક સામાન્ય નીતિ એની મર્યાદા પાળે છે, પણ જ્યારે તેઓ કોઈએક સર્વોપરી વ્યવસ્થિત સત્તાની (સરકારની) આણ માનતા થાય છે કે જે સત્તા (સરકાર) પોતાના તાબાના સઘળા લોકની તથા સઘળી વસ્તુઓની સંભાળ રાખી શકે છે ને પાડોશના લોક સાથે સલાહ લડાઈ કરી શકે છે ત્યારે તે મંડળ એક રાજ્ય કહેવાય છે. લોક પ્રકૃત બુદ્ધિએ, દેશપ્રકૃતિએ, પ્રાપ્ત કરેલા જ્ઞાને, ને મનઃશક્તિની કેળવણીએ તથા કર્મશક્તિએ એક બીજાથી જુદા જુદા હોય છે માટે તેઓની નીતિ રીતિ પણ ઘણીક રીતે જુદી જુદી હોય છે ને તેઓની રાજ્યસત્તા પણ જુદા જુદા પ્રકારની હોય છે; બે મંડળના ધારા તથા રીતભાત એક સરખાં હોય ને રાજ્યપ્રકાર જુદા જુદા હોય. એક જણની, વધારે જણની, ને સમસ્ત જણની એમ ત્રણ પ્રકારની, વળી નિરંકુશ કે અંકુશિત સત્તા કહેવાય છે તે તેનાં છેક બહાર પડતાં સ્વરૂપ ઉપરથી; શુદ્ધ એક પ્રકારનું સ્વરૂપ જોવામાં આવ્યું જ નથી. સજાતિ લોકે રક્ષણશસ્ત્રે વૃદ્ધિ ઇચ્છી તેઓમાં એક વર્ગની અથવા સમસ્તમાંથી પસંદ કરી મુકરર કરેલા થોડાક જણની પ્રધાન સત્તા હતી ને તેઓ પણ એકની–વર્ગની–આણ મનાવી અધિકાર ચલાવતા; જે સજાતિ લોકે મારણશસ્ત્રે વૃદ્ધિ ઇચ્છી તેઓમાં એક જણની અથવા થોડાક જણની નિરંકુશ સત્તા હતી અને વિજાતિ લોકમાં ત્રણે પ્રકારની મિશ્ર સત્તા દેખાઈ છે.

ઊંચી સ્થિતિ સાચવી રાખવાની બુદ્ધિએ કે અશક્તિને લીધે કે અભ્યાસથી વહાલી થએલી સ્થિતિને લીધે કોઇ લોકે પોતાનું રાજ્ય લઇ વિશેષે રક્ષણમાં રાખ્યું; અને હીણી સ્થિતિમાંથી ઊંચી સ્થિતિમાં આવવાને સ્વભાવવૃત્તિએ કે સંકુચિત સ્થિતિને લીધે કે વિશેષે માનવૈભવને લોભે જે લોક ઉદ્યમી થયા—તેઓએ પોતાનું રાજ્યબળ વિશેષે ધસવામાં, લૂંટવામાં એમ મારણમાં રાખ્યું; કેટલાક નિવૃત્તિસુખ જાળવવાને કોઇ કોઇ વાર પ્રવૃત્તિમાં ઊતર્યા, કેટલાક નિરંતર પ્રવૃત્તિમાં મચ્યા ને કેટલાક નિવૃત્તિસુખ આણવાને મથ્યા (એઓને પણ રક્ષણ અવશ્ય હતું, કેમકે રક્ષણ વિના વૃદ્ધિ નથી.) અર્થાત્ પોતાના લોકનું રક્ષણ તેની વૃદ્ધિ ને ઊંચી સ્થિતિ રહે તેવું કરવું એ કોઇ પણ રાજ્યસત્તાનો ઉદ્દેશ છે. વળી એકની કરડી નિરંકુશ સત્તા હોય પણ તેથી લોક વ્યવસ્થિત રહેતા હોય, થોડાક જણની કે એક મોટા વર્ગની બહુ કરડી સત્તા હોય ને લોક ઘણું તથા ઊંચું સુખ ભોગવતા હોય; લોક સમસ્તની પ્રતિનિધિસત્તા ઉત્તમ મનાતી હોય પણ ત્યાં ગુણકર્મ જોડે જે લોક સંખ્યા કે શક્તિએ આગળ પડતા હોય તે જ લોક વિશેષે ને ઊંચો વૈભવ કરતા હોય; સજાતિ પ્રજાને સ્વતંત્રતાનું સુખ આપી વખણાતું રાજ્ય પોતાની પણ બીજી જાતની પ્રજા પાસે વેઠ કરાવતું હોય—રાજ્યના સકળ લોક સરખી રીતનું રાજકીય સુખ ભોગવી શકતા જ નથી; તોપણ જુદી જુદી બુદ્ધિશક્તિની રાજ્યસત્તાઓ પોતપોતાના પ્રદેશમાં ઘણાખરા લોકને ઘણામાં ઘણું આપી શકાય તેટલું તેવું સુખ આપે છે જ. (અમુક સત્તાપ્રકાર સર્વ દેશના લોકને માટે ને સર્વ કાળને માટે શ્રેષ્ઠ છે, એ કહેવું સાર્થ નથી.)

૧૮૭૬

## ૮૦

# એશિયા તથા યૂરોપના લોકો

પ્રલયકાળથી તે આજ લગીમાં મનુષ્યે, શરીરના રૂપરંગ ઉપરથી ને મનની શક્તિનીતિ ઉપરથી (પછી તે ગમે તે દેશનાં હવાપાણીને વશ હતો

તોપણ ) તેના તે જ ત્રણ પ્રકારનું દર્શન આપ્યું છે; દેશ, પ્રકૃતિ, સંગતિ આદિથી જુદેજુદે કાળે તેણે પોતાના મૂળ સ્વભાવને જુદેજુદે પ્રકારે ઓછો વધતો મલિન સતેજ દેખાડયો છે એ પણ ખરું છે; તો હવે એશિયા યૂરોપની પ્રકૃતિ કેવી અસર કરે તે જોઇએ. એશિયાખંડ મોટો વિશાળ છે યૂરોપખંડ નાનો સંકુચિત છે. વિશાળ પ્રદેશમાં ને અનુકૂળ સ્થિતિમાં ઊછરેલા લોક મોટા મનના–પરાર્થ કરનારા–સન્તોષી–સાધુ–નિઃસ્પૃહ–ધર્મ-કુળાભિમાની–નિવૃત્તિના ઉદ્યમમાં વૃદ્ધિ કરતા થાય ને સંકુચિત પ્રદેશ તથા પ્રતિકૂળ સ્થિતિમાં ઊછરેલા લોક નાના મનના–સ્વાર્થ સાધનારા–લોભી કપટી–સ્પૃહાવાળા–દેશાભિમાની–પ્રવૃત્તિના ઉદ્યમમાં મચનારા થાય એ જો ખરું હોય તો એશિયાના લોકમાંના સંકીર્ણગુણી લોક જે સ્થિતિભ્રષ્ટ થઇ યૂરોપમાં હડસેલાએલા ને ત્યાં પાછા એક બીજા પર તૂટી પડેલા ને પરસ્પર લડેલા ને પછી પોતપોતાની પ્રદેશસીમા નક્કી કરેલી, તેઓએ સરસાઇમાં પોતપો નો ઉત્કર્ષ કીધો છે. અર્થાત્ યૂરોપના લોકે નિત્યના અભ્યાસે મહાપ્રવૃત્તિ દેખાડી; જેઓમાં મૂળના રજસ્તમોગુણો વિશેષ હતા તેઓ તો અતિ ક્રૂર વિકરાળ હિંસક દેખાયા ને જેઓમાં મૂળનો સત્ત્વ વિશેષ તેઓ ( ધર્મનીતિના અંકુશથી સમજતા થએલા તે પણ ) સ્વાર્થ-લોભે ને સત્તાવૈભવની તૃષ્ણાએ પ્રપંચા, ધૂર્ત ને સમયે સમયે ક્રૂર દેખાયા.

એશિયામાં કોઈ કોઈ વાર મોટાં યુદ્ધ ને મોટા સંહાર થાય છે ને યૂરોપમાં નિત્ય મોટાં યુદ્ધ ને નિત્ય સંહાર થાય છે. યૂરોપના લોકે પોતાને દુર્લભ એવો ઊંચો સુધારો (પણ પ્રવૃત્તિવિષયમાં જ) ખંતના પ્રયત્નથી ને અનુકૂળ યોગથી પ્રાપ્ત કરી દેખાડયો અને એશિયાના લોકે હજારો વર્ષ થયાં અનેક સુધારા ( નિવૃત્તિ પ્રવૃત્તિના ) પ્રાપ્ત કરી ભોગવ્યા. એશિયામાં તમોગુણીએ મહત્ત્વને, સત્ત્વગુણીએ ઉચ્ચત્વને, અને રજોગુણીએ બહુત્વને અને સૌએ જ અનન્તત્વને પૂજ્યું; યૂરોપના લોકે સમાનતાને શ્રેષ્ઠ માની ને મહાસમૂહની વ્યવસ્થાને પૂજી. એશિયાના લોક બૌદ્ધ ધર્મ, હિંદુ ધર્મ, ને મુસલમાન ધર્મ પાળે છે ( વળી જૂજ ખ્રિસ્તી છે અને થોડાક મ્લેચ્છ

છે) અને યૂરોપના લોક ખ્રિસ્તી ધર્મ પાળે છે (ને જૂજ મલેચ્છ છે) એશિયાના લોક ભોગ તથા જોગ બન્નેથી રાચતા તૃપ્ત અને યૂરોપના લોક ભોગથી જ રાચતા અતૃપ્ત જણાયા છે. *

૧૮૭૬

## ૮૧

# યૂરોપની ત્રણ મહાપ્રજાનાં લક્ષણો

જર્મનોમાં સર્વ વિષયની કેળવણીને માટે પદ્ધતિ છે, જર્મનો પદ્ધતિ પાળે છે, ફ્રેંચ રાખે છે ને અંગ્રેજો તે ઉપર તેટલા ખંતીલા નથી, પણ સંસારવહેવાર સંબંધી રીતભાત ને ચાલચલણ એ ઉપર અંગ્રેજોનો જેટલો આગ્રહ છે તેટલો જર્મનોનો નથી. જર્મનો હોંસીલા, નિરાંતમાં રાચનારા, ડાહ્યા, ઉદ્યમી, સાવધ, ધીરા ને ચતુર છે. 'બાપીકા દેશ'નું મોટું અભિમાન રાખે છે પણ તેઓની વિશેષ ભક્તિ ઘરકુટુંબ પ્રત્યે છે. રાજ-સત્તાને માન આપવું ને તેને અનુકૂળ વર્તવું એવી તેઓની પ્રકૃતિ છે. અંતર ભેદીને જોવાની તથા નવું શોધવાની શક્તિ, પાકી વ્યવસ્થાનીતિ, ઊંચી વિદ્યાકળાનો આનંદ ને કોઇપણ મોટા સંકટની સામા ભીડવાનું શૌર્ય એ તેઓનામાં આગળ પડતાં છે; જર્મન વેપારી તથા ધંધાધારી ઉદ્યમી ને વિચારવંત છે ને દુનિયાના સઘળા ભાગમાં છે.

---

* એશિયામાં બે ચમત્કારી પ્રદેશો છે–એક સીથિયાનો ને બીજો હિંદુસ્થાનનો. સીથિયામાંથી કાળે કાળે જંગલી ઝુંડો નીકળ્યાં છે ને હાલ ત્યાં તાર્તર લોકોનાં સ્વાધીન રાજ્યો છે કે જેની એક બાજૂએ ચીનનું ને બીજી બાજૂએ રૂશિયાનું રાજ આવ્યું છે; અને એ જ પ્રદેશમાં પ્રલય પહેલાં મોટું આબાદ રાજ્ય હતું એમ વિદ્વાનો કહે છે. હિંદુસ્થાન હજારો વર્ષ થયાં ધ્રુવની પેઠે પોતાના લોકની સતેજ મલિન પણ તેની તે જ સ્થિતિ દર્શાવે છે. અને વળી ગુરુ દર્પણ રૂપે જગતના લોકની કાળ કાળની સ્થિતિની ઝાંખી કરાવે છે.

ફ્રેંચ ચંચળ વૃત્તિના, સ્વચ્છંદી, વિષયી, રંગીલા પણ મ
ઉદ્યમી છે. રસાળ મનશક્તિથી તેઓને તરત સૂઝે છે, તેઓ ત
વ્યવસ્થા કરી શકે છે, ને અતિ મોટાં સાહસ કરે છે. તેઓ યુદ્ધ
કોડીલા ને બહાદુરીથી તથા ચતુરાઈથી લડનારા છે ને જયતા
પદાર્થશાસ્ત્રમાં ને કળામાં તેઓ વિશેષ નિપુણ ને કોઈ પણ
(પછી પોતીકો કે પારકો) જગતમાં પ્રકાશિત કરવાની તેઓ
શક્તિ છે.

અંગ્રેજ મિતવૃત્તિના, સાદા, ઉદ્યમી, ખંતી, ને ડાહ્યા છે,
વેળાએ ધૂંધવાઈ ચીડી દોડી સાહસ કરે છે, ગભરાઈ જાય છે
ઠેકાણે આવી જાય છે; તેઓ રસિયા ને રસિક નથી, પણ
રસમાં છેક જ ઊભરાઈ પણ જાય છે. કોઈ પણ રીતનો લાભ
તેઓ મોટા કામમાં હાથ ઘાલે છે; પોતાનું જ રક્ષણ ને પોતાન
સુખ એ વિશે અતિશે કાળજી રાખે છે, જૂના ઉપર
પરદેશીઓથી અતડા રહે છે, ને સમો જોઈ વર્તે છે, પણ
છે; તેઓ વહેવારિયા છે, અર્થવિદ્યામાં કુશળ છે, નવા નવા
ઉદ્યોગનાં કામો કરવામાં સર્વોપરી શક્તિ દેખાડે છે, રણસં
જોઈ પરાક્રમ કરે છે.

૦/૧૯

મર્યાદા પાળતા ને પોતપોતાના વર્ગકુળના ધંધા કરતા; કેટલાએક લોક શૂદ્ર, દાસ, ગુલામ એ નામે ઓળખાતા તેઓના ઉપર સત્તાધારીઓની ઘણી સખતી હતી. સર્વે રાજ્યોમાં ધર્મશિક્ષક જનનો વર્ગ આગળ પડતો હતો, જ્યાં જાતિભેદ નહોતો ને રાજાની સત્તા મુખ્ય હતી ત્યાં પણ ધર્મ કર્મને અર્થે રાજાઓને ઉપાધ્યાયો રાખવાની જરૂર હતી ને રાજના સહુ લોક ધર્મનીતિ વિષયમાં ઉપાધ્યાયોને વશ હતા જ; જ્યાં ધર્મશિક્ષકવર્ગની સત્તા રાજાના ઉપર હતી ત્યાં તે વર્ગ બીજા કુળનાને પોતાનામાં દાખલ કરતો ( વિશ્વામિત્રે બહુ પ્રયત્ન કર્યો પણ તે રાજર્ષિ કહેવાયો, બ્રહ્મર્ષિ નહિ; કર્ણ જાતિ છુપાવી પરશુરામ પાસે વિદ્યા ભણ્યો હતો) અને જ્યાં રાજાની સત્તા ધર્મશિક્ષકો પર હતી ત્યાં રાજા પરધર્મીને પણ ઉપાધ્યાયના ધંધામાં દાખલ કરતો,( બાબિલનમાં ડાનિયલ યાહુદી ખાલદી ઉપાધ્યાયોમાં મુખ્ય પદવી ધરાવતો). ઊપાધ્યાયવર્ગ ઈશ્વિર-રાજ્ય-કુળ-ઘર એ સંબંધી વિચારો કરતો તથા નિયમ બાંધતો ને જ્યોતિષ ગણિત શિલ્પ સંબંધી પણ વિદ્યાભ્યાસ કરતો; જાતિભેદવાળાં રાજ્યમાં વૈશ્ય તથા સંકરજાતિ સદા ખેતી-વણજ -હુન્નરમાં સ્વસ્થપણે ઉદ્યમી હતી. ને જાતિભેદરહિત રાજ્યોમાં ઊંચી કારીગરીના હુન્નરો વધારે હતા; વહાણ ખેડવાના હુન્નરમાં ને અંસ્થાનોના વેપારમાં જૂજ લોક હતા. કેટલાક લોકમાં એક જગદીશ્વરનું જ્ઞાન સતેજ હતું ને કેટલાકમાં ઝાંખું કે નહિ જેવું હતું; કેટલાકમાં તત્ત્વદેવતાઓનાં સ્તવન અને કેટલાકમાં પશુ પક્ષી વૃક્ષનાં ને કેટલાકમાં વિચિત્ર તથા ભયંકર મૂર્તિઓનાં પૂજન હતાં; હોમબલિનાં કર્મ સર્વમાં હતાં. એ કાળનાં સઘળાં રાજ્યોમાં સાથી મોટું સબળું ધર્મરાજ્ય આર્યાવર્તનું હતું.

## આર્ય ધર્મરાજ્ય

સજ્ઞાન નિવૃત્તિના આનંદના ભોક્તા મનુ તથા સપ્તર્ષિ એઓએ [illegible]નાની પ્રજાના શુદ્ધ હિતને અર્થે વેદોક્ત ધર્મ સ્થાપ્યો; બ્રાહ્મણોએ સ્મૃતિ- [illegible]રાજ્યની વ્યવસ્થા કીધી; અને રાજાપ્રજા સબાહ્યાભ્યાંતર શુચિઃ ઇષ્ટદૈવત દેવતા પાસે પ્રસાદ વાંછતાં, આશ્રમ

ફ્રેંચ ચંચળ વૃત્તિના, સ્વચ્છંદી, વિષયી, રંગીલા પણ મળતાવડા ને ઉદ્યમી છે. રસાળ મનશક્તિથી તેઓને તરત સૂઝે છે, તેઓ તરતની તરત વ્યવસ્થા કરી શકે છે, ને અતિ મોટાં સાહસ કરે છે. તેઓ જુદ્ધના હોંસીલા, કોડીલા ને બહાદુરીથી તથા ચતુરાઈથી લડનારા છે ને જયના લોભી છે; પદાર્થશાસ્ત્રમાં ને કળામાં તેઓ વિશેષ નિપુણ ને કોઇ પણ મતવિચારને (પછી પોતીકો કે પારકો) જગતમાં પ્રકાશિત કરવાની તેઓની વિશેષ શક્તિ છે.

અંગ્રેજ મિતવૃત્તિના, સાદા, ઉદ્યમી, ખંતી, ને ડાહ્યા છે, પણ વેળાએ વેળાએ ધૂંધવાઇ ચીડી દોડી સાહસ કરે છે, ગભરાઇ જાય છે, ને પાછા ઠેકાણે આવી જાય છે; તેઓ રસિયા ને રસિક નથી, પણ કોઇ કોઇવાર રસમાં છેક જ ઊભરાઇ પણ જાય છે. કોઈ પણ રીતનો લાભ હોય તો જ તેઓ મોટા કામમાં હાથ ઘાલે છે; પોતાનું જ રક્ષણ ને પોતાનું જ સ્વતંત્ર સુખ એ વિશે અતિશે કાળજી રાખે છે, જૂના ઉપર ભક્તિ રાખે છે, પરદેશીઓથી અતડા રહે છે, ને સમો જોઇ વર્તે છે, પણ દીર્ઘસૂત્રી બહુ છે; તેઓ વહેવારિયા છે, અર્થવિદ્યામાં કુશળ છે, નવા નવા શોધથી વહેપાર ઉદ્યોગનાં કામો કરવામાં સર્વોપરી શક્તિ દેખાડે છે, રણસંગ્રામમાં સમો જોઇ પરાક્રમ કરે છે.

૧૮૭૬

## ૮૨

## સર્વદર્શન

હવે જગતના લોકની કાળે કાળે ઉત્તરોત્તર સ્થિતિ કેવી હતી ને જણાવીએ.

૧. ધર્મમૂર્તિકાળમાં આવરદા લાંબાં, બાહુબળ મોટાં, સ્વભાવ ઉદ્ધત ઉગ્ર, બુદ્ધિનો ઉકેલ થોડો એવા લોક ઘણા હતા, પણ થોડા જણ બહુ જ બુદ્ધિમન્ત હતા. લોક પોતપોતાના મંડળના મોટેરાઓ અધિકારીઓની આજ્ઞા

૨. **કામમૂર્તિકાળ**—આર્યરાજ્ય તૂટયું. ઈજીપ્ટનું રાજ્ય ઇ. સ. પૂ. ૧૬ મા સૈકાથી તે દસમા લગી માંહેથી અવ્યવસ્થિત છતે પણ બહારથી સિસોસ્ટ્રિસ વગેરેના પરાક્રમથી આબાદ દેખાતું પણ પછી આરબ ને ન્યૂબિયન પરદેશીઓએ તેને પીંખી નાખ્યું હતું; જૂના રાજ્યવંશમાંના સેમ્મેટિકસે (૬૫૬) ને તેના દીકરાએ ઇજીપ્ટને પાછું દીપાવ્યું પણ નેબુકડનેઝર બીજાના મારથી માંદું પડી પીલુશિયમની લડાઈથી સૈરસને તાબે થઈ રહ્યું (૫૨૫). યાહુદી રાજ્ય સોલોમનની કારકિર્દીમાં છેલ્લો પ્રકાશ કરીને પછી બે કકડામાં વહેંચાયું (૯૭૫) ને પછી ઈસ્રાએલનું ૭૨૧ માં ને જૂડિયાનું ૬૦૬ માં નાશ પામ્યું. બાબિલનના જૂના રાજ્યને નિનેવેના નવા રાજ્યે તાબે કીધું ને સેમિરામિસે નિનેવેના રાજ્યની જાહોજલાલી દેખાડી; પછી રાજાઓ એશઆરામમાં ગુલતાન હતા ને સારડેનાપાલસે બંડખોરોને લડાઇઓ આપી પણ તે હાર પામી ચિડાઈને બળી મુઓ (૭૫૯); તેના મોટા રાજ્યનાં ત્રણ થયાં—નિનેવેનું, બાબિલનનું, ને મીડિયાનું; બાબિલને બીજાં બેને ને વળી બીજાં ઘણાંકને પોતાના તાબામાં આણ્યાં અને બાબિલનના મોટા ને ને વળી બીજાને ઈરાનના સૈરસે પોતાનાં કીધાં (૫૪૫–૫૩૬). યૂરોપમાં ગ્રીસનાં રાજ્યોમાં ઘણાક ફેરફાર થયા પછી પ્રજાસત્તાક રાજ્યો સ્થપાયાં હતાં, ધારાઓ બંધાયા હતા, ને આથેન્સમાંથી હીપીઅસને હાંકી મેલવામાં આવ્યો હતો (૫૧૦); રોમનું રાજ્ય ૭૫૩ થી ચાલતું ત્યાંથી પણ ટાર્કિવન રાજાને હાંકી મેલવામાં આવ્યો હતો (૫૦૯). આફ્રિકામાં કાર્થેજનું રાજ્ય નવમા સૈકામાં મંડાએલું ને છઠ્ઠા સૈકામાં જોરાવર થતું હતું. જે રાજ્યો છેક અવ્યવસ્થિત હતાં તે પૂરાં તૂટયાં; જેઓએ જેઓનું પરાધીનપણું ભોગવ્યું હતું તેઓએ તેઓને પરાધીન કીધાં ને પછી સૌ એક નવી સત્તાને અધીન થયાં; અને કેટલાંક નવાં મંડાયાં. કામમૂર્તિકાળમાં રાજ્યમાંહે ને બહાર સત્તા ને સ્વતંત્રતા એ બેનાં યુદ્ધ ચાલ્યાં ને જગતના લોકની સ્વતંત્રતાએ હિંદુસ્થાન, ગ્રીસ, ને રોમ અહીંના લોક દ્વારા પોતાનાં સુંદર દર્શન કરાવ્યાં.

પાળતાં, કુલમર્યાદા રાખતાં, સંસારયજ્ઞ દાખવતાં પોતાનો સમગ્ર જ્યાનંદ મહાયજ્ઞોમાં પ્રકાશિત કરતાં- ઓમ્ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ નો ઘોષ કરતાં. ( અને પછી વડીલો જ્યેષ્ઠ પુત્રને સંસાર સોંપી પોતે જીવકાયાનો, સ્વર્ગ નરકનો, આત્માપરમાત્માનો, જન્માન્તર ને મુક્તિનો વિચાર કરવાને વાનપ્રસ્થ સંન્યાસ લેતાં ) હિંદુઓ 'રામરાજ્ય'ને સર્વોત્તમ સમજે છે, તો તે કેવું હતું ? શૂદ્ર જાતિ ધોબી રાજાનો દોષ લબ્યો પણ તેટલા ઉપરથી રાજાએ જન્મતઃ શુદ્ધ સબલ રાખવાને પોતાની સાધ્વી પ્રિય સ્ત્રીનો ત્યાગ કીધો, કે રાજાના અન્યાય લંપટપણા વિશે કોઇને લેશ પણ શંકા ન રહે; પ્રજા સર્વ પ્રકારે સંરક્ષિત, રાજભક્ત ને સમયે સમયે રાજા પ્રતિ પોતાના વિચાર જણાવવે નિર્ભય હતી; વસિષ્ઠ, વામદેવ, જાબાલિ એ શિષ્ટ બ્રાહ્મણો હતા; સૂર્યવંશી પછી ચંદ્રવંશી રાજા થયા; પાંડવ કૌરવનું (ધર્માધર્મનું) યુદ્ધ ચાલ્યું, જેમાં પાંડવોએ કૃષ્ણની સહાયતાથી ધર્મનો જય દાખવ્યો —યુધિષ્ઠિર શક ચલાવી ચાલતો થયો. ૧

---

સદ્‌ગુણી હતા; ૧૨૭૯-થી મોગલ વંશ ચાલ્યો અને ૧૩૬૮ માં એક ચીનાએ વિદેશી મોગલ સત્તાધારીઓને હાંકી કાઢી મિંગ રાજ્યવંશ સ્થાપ્યો ને મહારાજ્યે પ્રકાશ કીધો.

હિંદુસ્થાનમાં બ્રાહ્મણોએ પુરાણધર્મ પ્રવર્તાવેલો તેથી ઘણાક દેવતાઓની ઉપાસના ચાલી હતી, વામમાર્ગ –શક્તિમાર્ગ વધ્યો હતો ને બૌદ્ધ જૈન પંથો પણ હજી હતા; પણ આઠમા સૈકામાં શંકરાચાર્યે મત–વાદી પંડિતોને જીતી બ્રાહ્મણ-ધર્મની વ્યવસ્થા કીધી વિદ્વાનોને માટે એક નિર્ગુણ બ્રહ્મ સ્થાપ્યું ને લોકને માટે શક્તિયુક્ત શિવનું પૂજન રાખ્યું. રજપૂત લોક બ્રાહ્મણ-ધર્મ પાળતા ને તેઓનાં તથા પોતાની આણ વર્તાવી–લોકનેવ્યવસ્થિત રાખવાને કુરાન આપ્યું. ખલીફોની કારકિર્દીમાં એકપાસ ઓક્સસ તથા સિંધુના કાંઠા લગીનો ને બીજી પાસ કાસ્પિયન તથા યૂકસૈન એના કાંઠાથી તે ઇજિપ્ટ ઉત્તર આફ્રિકા ને સ્પેન લગીનો (અર્ધચંદ્રાકાર ) એટલો મોટો પ્રદેશ ( ૭૧૪ સુધીમાં ) આરબરાજ્યમાં ગણાયો ને ઘણાખરા લોક મુસલમાન થયા હતા. પછી મહારાજ્યના પ્રદેશોમાં જુદા જુદા સત્તાધારી, થયા; ખલીફે તુરકને ફોજમાં રાખેલા (૮૪૧) તેઓનું જોર વધ્યું તે પછી (૯૪૪થી) બગદાદનો ખલીફ તે રાજ્યરહિત માત્ર ધર્મનો-જ આચાર્ય રહ્યો. સલ-જુક તુરક જે ગિજનીના જોરાવર રાજ્યમાં હતા ( તેણે રોમનધારાઓનો સંગ્રહ કરાવ્યો હતો ને રેશમના પાકનાં કારખાનાં મંડાવ્યાં હતાં ); પણ પછી રાજગાદીના ટંટા, ધર્મ-ના ટંટા (મૂર્તિખંડન મંડનના) આરબ તુરકના હુમલા એથી રાજ્ય અવ્યવસ્થિત થઈ ક્ષયરોગે નાશ પામ્યું હતું. (૧૪૫૩)

યૂરોપના લોક ચોથા સૈકાથી અવ્યવ-સ્થિત હતા તેઓનું જબરદસ્તીથી વ્યવસ્થિત કરેલું પહેલું સમગ્ર રૂપ આઠમા સૈકામાં શાર્લમેને દેખાડયું; અને એણે કેટલોક પ્રદેશ સેંટ પીટરને અર્પણ કીધો તેથી પોપનું મોટપ વધ્યું. શાર્લમેનનું રાજ્ય ખંડિત થયું; પણ પોપે પોતાની સત્તા વધારી; ગ્રેગરી સાતમાએ

૩. અર્થમૂર્તિકાળમાં (ઈ. સ. સૈકા પાંચ સુધી) હુન લોકો ચીન ઉપર તૂટી પડયાં ને તેઓની ઝૂંસરી તળે ચીનાઓ રહ્યા હતા; ને એ અવ્યવસ્થિતપણામાં તેઓએ બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો. ઈ. સ. ૨૫૬ માં પારથિયાનું નવું રાજ્ય મંડાયું હતું તેણે રોમનોને ટક્કર મારી પોતાની સ્વાધીનતા જાળવી હતી, પણ ઈ. સ. ૨૨૬ માં ઇરાનનું નવું રાજ્ય સ્થાપ્યું તેણે પારથિયાના રાજ્યને તોડયું હતું. રોમે કારથેજના તેમજ સિકંદર પછી મંડાએલાં ગ્રીક રાજ્યોને ને બીજાં કેટલાંકને જીતી અપૂર્વ સમૃદ્ધિનો વૈભવ કીધો; સીઝર અને ઓગસ્ટસ એ બે પ્રકાશ્યા. રોમનું મહારાજ્ય અસ્તવ્યસ્ત થયું; એ સ્થિતિમાં રોમનોએ ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો. તે પછી પૂર્વનું તથા પશ્ચિમનું એમ બે રાજ્ય થયાં ને પછી જંગલી લોકોની દોડાદોડીથી પશ્ચિમનું રાજ્ય નાશ પામ્યું. હિંદુસ્થાનમાં રજપૂત કહેવાતા રાજાઓએ રાજ્ય માંડયાં—વિક્રમ ઉત્તર હિંદુસ્થાનનો (નિ. વર્તનો) ચક્રવર્તી રાજા થયો ને શાલિવાહને દક્ષિણમાં શક ... બ્રાહ્મણોએ પુરાણોક્ત ધર્મ પ્રવર્તાવ્યો.

સદ્‌ગુણી હતા; ૧૨૭૯-થી મોગલ વંશ ચાલ્યો અને ૧૩૬૮ માં એક ચીનાએ વિદેશી મોગલ સત્તાધારીઓને હાંકી કાઢી મિંગ રાજ્યવંશ સ્થાપ્યો ને મહારાજ્યે પ્રકાશ કીધો.

હિંદુસ્થાનમાં બ્રાહ્મણોએ પુરાણધર્મ પ્રવર્તાવેલો તેથી ઘણાક દેવતાઓની ઉપાસના ચાલી હતી, વામમાર્ગ –શક્તિમાર્ગ વધ્યો હતો ને બૌદ્ધ જૈન પંથો પણ હજી હતા; પણ આઠમા સૈકામાં શંકરાચાર્યે મત–વાદી પંડિતોને જીતી બ્રાહ્મણ-ધર્મની વ્યવસ્થા કીધી વિદ્વાનોને માટે એક નિર્ગુણ બ્રહ્મ સ્થાપ્યું ને લોકને માટે શક્તિયુક્ત શિવનું પૂજન રાખ્યું. રજપૂત લોક બ્રાહ્મણ-ધર્મ પાળતા ને તેઓનાં તથા પોતાની આણ વર્તાવી–લોકનેવ્યવસ્થિત રાખવાને કુરાન આપ્યું. ખલીફોની કારકિર્દીમાં એકપાસ ઓકસસ તથા સિંધુના કાંઠા લગીનો ને બીજી પાસ કાસ્પિયન તથા યૂક્સૈન એના કાંઠાથી તે ઇજિપ્ટ ઉત્તર આફ્રિકા ને સ્પેન લગીનો (અર્ધચંદ્રાકાર ) એટલો મોટો પ્રદેશ ( ૭૧૪ સુધીમાં ) આરબરાજ્યમાં ગણાયો ને ઘણાખરા લોક મુસલમાન થયા હતા. પછી મહારાજ્યના પ્રદેશોમાં જુદા જુદા સત્તાધારી થયા; ખલીફે તુરકને ફોજમાં રાખેલા (૮૪૧) તેઓનું જોર વધ્યું તે પછી (૯૪૪થી) બગદાદનો ખલીફ તે રાજ્યરહિત માત્ર ધર્મનો-જ આચાર્ય રહ્યો. સલજુક તુરક જે ગિજનીના જોરાવર રાજ્યમાં હતા ( તેણે રોમનધારાઓનો સંગ્રહ કરાવ્યો હતો ને રેશમના પાકનાં કારખાનાં મંડાવ્યાં હતાં ); પણ પછી રાજગાદીના ટંટા, ધર્મ-ના ટંટા (મૂર્તિખંડન મંડનના) આરબ તુરકના હુમલા એથી રાજ્ય અવ્યવસ્થિત થઈ ક્ષયરોગે નાશ પામ્યું હતું. (૧૪૫૩)

યૂરોપના લોક ચોથા સૈકાથી અવ્યવ-સ્થિત હતા તેઓનું જબરદસ્તીથી વ્યવસ્થિત કરેલું પહેલું સમગ્ર રૂપ આઠમા સૈકામાં શાર્લમેને દેખાડયું; અને એણે કેટલોક પ્રદેશ સેંટ પીટરને અર્પણ કીધો તેથી પોપનું મોટપ વધ્યું. શાર્લમેનનું રાજ્ય ખંડિત થયું; પણ પોપે પોતાની સત્તા વધારી; ગ્રેગરી સાતમાએ

૩. **અર્થમૂર્તિકાળમાં** ( ઈ. સ. સૈકા પાંચ સુધી ) હુન લોકનાં ટોળાં **ચીન** ઉપર તૂટી પડયાં ને તેઓની ઝૂંસરી તળે **ચીના**ઓ અવ્યવસ્થિત હતા; ને એ અવ્યવસ્થિતપણામાં તેઓએ **બૌદ્ધ ધર્મ** સ્વીકાર્યો. ઈ. સ. પૂ. ૨૫૬ માં **પારથિયા**નું નવું રાજ્ય મંડાયું હતું તેણે **રોમનો**ને ટક્કર આપી પોતાની સ્વાધીનતા જાળવી હતી, પણ ઈ. સ. ૨૨૬ માં ઈરાનનું નવું રાજ્ય સ્થાપ્યું તેણે **પારથિયા**ના રાજ્યને તોડયું હતું. **રોમે કારથેજ**ના રાજ્યને, **સિકંદર** પછી મંડાએલાં **ગ્રીક** રાજ્યોને ને બીજાં કેટલાંકને જીતી અનર્ગળ સમૃદ્ધિનો વૈભવ કીધો; **સીઝર** અને **ઓગસ્ટસ** એ બે પ્રકાશ્યા. પણ પછી મહારાજ્ય અસ્તવ્યસ્ત થયું; એ સ્થિતિમાં **રોમનો**એ **ખ્રિસ્તી ધર્મ** સ્વીકાર્યો તે પછી પૂર્વનું તથા પશ્ચિમનું એમ બે રાજ્ય થયાં ને પછી જંગલી ટોળાંઓની દોડાદોડીથી પશ્ચિમનું રાજ્ય નાશ પામ્યું. **હિંદુસ્થાન**માં રજપૂત કહેવાતા રાજાઓએ રાજ્ય માંડયાં—વિક્રમ ઉત્તર હિંદુસ્થાનનો (આર્યાવર્તનો) ચક્રવર્તી રાજા થયો ને શાલિવાહને દક્ષિણમાં શક ચલાવ્યો; બ્રાહ્મણોએ પુરાણોક્ત ધર્મ પ્રવર્તાવ્યો.

૪. **ધર્મમૂર્તિકાળ** ( બીજી વારનો; સૈકા ૬–૧૫ )

| પૂર્વ તથા દક્ષિણ એશિયા | મધ્ય તથા પશ્ચિમ એશિયા | દક્ષિણ તથા પશ્ચિમ યૂરોપ |
|---|---|---|
| **ચીનનું રાજ્ય** **તાંગ** વંશના રાજાઓની કારકિર્દીમાં (૬૧૮–૯૦૭) બળ તથા સમૃદ્ધિમાં શોભ્યું; ને સોંગ રાજ્ય-વંશ જે ૩૧૯ વર્ષ ચાલ્યો તેના રાજા શક્તિમંત ને | **મહમ્મદે** **મક્કે**થી **મદીને** આવી પેગંબર તથા રાજાનું માન પામી (૬૨૨) શત્રુઓ સામા લડી **મક્કા** લીધું ( ૬૨૯ ) ને આખા **આરબસ્તા**નમાં **મુસલમાન ધર્મ**ની | ગ્રીક રાજ્ય જે જંગલી ટોળાઓના સંહારથી ઊગર્યું હતું તે જસ્ટિનિયની કારકિર્દીમાં ( ૫૨૭–૫૬૫ ) વૃદ્ધિ પામી સતેજ થયું; |

મુસલમાન સરદારોએ (પ્રાંતના હાકેમો ને બીજા પણ) દિલ્હીની આણ ન માનતાં પોતાનાં સ્વાધીન રાજ્યો કીધાં; મેવાડ વગેરે રજપૂતરાજ્યો વ્યવસ્થિત થયાં (૧૩૯૮માં તૈમુરે આવી દિલ્હીમાં મોટો સંહાર કીધો.) પંદરમા સૈકામાં વિજયનગરના યાદવકુલના રાજાની સત્તા કૃષ્ણાની દક્ષિણના આખા દેશમાં સર્વોપરી હતી. ચૌદમા પંદરમા સૈકામાં દક્ષિણના થોડાક બ્રાહ્મણો સંસ્કૃત વિદ્યા રાખી રહ્યા હતા; શિવકાંચી ને વિષ્ણુકાંચીની સરસાઈ હતી. ઉત્તરહિંદુસ્થાનમાં સૌ લોક પોતપોતાના પ્રદેશની પ્રાકૃતમાં જ્ઞાન પામવાને આતુર થયા હતા ને તેઓને માટે રામાનંદ, કબીર, નાનક વગેરે લોક નામભક્તિનો બોધ કરવાને આગળ પડ્યા હતા.

કે તેનું રાજ્ય તૂટયું. બીથીનિયામાં ઓથમન તુરકે ગાદી માંડેલી (૧૩૨૬) ત્યાંના સુલતાન મહમદ બીજાએ ગ્રીક રાજ્યનો અંત આણી કોન્સ્ટંટિનોપલમાં ગાદી આણી (૧૪૫૩); ફર્ડિનાંડ ઇસાબેલાએ સ્પેનમાંથી મૂરને કાઢયા હતા. (૧૪૯૨).

ખલીફ ઓમરે અલેક્ઝાંડ્રિયાની લાયબ્રેરી બાળી નંખાવી હતી (૬૪૦). પણ અલમનસર ને હરૂન અલરશીદ એની કારકિર્દીમાં (૭૫૪-૮૦૯) આરબોએ ગ્રીક ભાષાના ગ્રંથોના તરજુમા કીધા; કવિતા, ઇતિહાસમાં તેઓ નાગીચા હતા ને ખગોળ, રસાયન વૈદક, ગણિત શિલ્પાદિમાં તેઓએ ઘણી જ વૃદ્ધિ કરી; આરિસ્ટોટલની ફિલસૂફીની જાણ યૂરોપના લોકને તેઓના તરજુમા માંથી જ થઇ હતી.

પ્રોવેન્સમાં ટ્રોવેડોર નીકળ્યા; ઇટલીમાં પ્રજાસત્તા રાજ્યો વેપાર સમૃદ્ધિએ અનુકૂળ હોવાથી (૧૪-૧૫ સૈકામાં) કવિતા,ઇતિહાસ, વાર્તા, શિલ્પાદિ કળા એ વિષયમાં પુસ્તક લખાયાં; અને ગ્રીક રાજ્ય તૂટવાથી-ત્યાંના પંડિતો યૂરોપમાં વેરાતા થયા તેથી લોકને વિદ્યાનો શોખ થવા લાગ્યો.

ઘણાંક રાજ્યો હતાં પણ તેમાં કનોજ તથા અજમેર દિલ્હી એનો સર્વોપરી ઉત્કર્ષ હતો ૧૧–૧૨ સૈકામાં રામાનુજાચાર્યે જગદીશ્વરને સગુણ જ માન્યો ને વિષ્ણુનો મહિમા વધારી રામ કૃષ્ણને તેના અવતાર માન્યા. બારમા સૈકાના અંતમાં મુસલમાનોએ દિલ્હી કનોજનાં મોટાં રાજ્યોનો અંત આણ્યો ને પછી દિલ્હીના અફગાન પઠાણ બાદશાહોએ હિંદુ દહેરાં તોડયાં, હિંદુ ભંડાર લૂંટયા ને જબરદસ્તીથી થોડાક હિંદુઓને મુસલમાન કીધા. ( એ અવ્યવસ્થિતપણામાં હિંદુઓએ પોતાનો ધર્મ સાચવવાને નાની નાની ન્યાતો કરી પાકા બંદોબસ્ત કીધા. ) ચૌદમા સૈકામાં ઘણાક તેઓએ તે રાજ્ય તોડયું (૧૦૩૮) ને તોગ્રલે પોતાનું મહારાજ્ય કીધું; (૧૧૩૭થી) શહેરના હાકેમો આતાબેક આગળ પડયા; સાલાદીને જોર માર્યું, ખ્રિસ્તીઓને લડાઇઓ આપી, અને ટ્રિપોલીથી તે ટૈગ્રિસ સુધી પોતાનું રાજ્ય કીધું; તે (૧૧૯૩) મુઓ ને રાજ્યના કકડા થયા; જંઘીસખાન મોગલે દેશ જીતી અતિ મોટું રાજ્ય કીધું ( ૧૨૦૬–૧૨૨૬ ) હુલાકુખાને બગદાદના ખલીફની ગાદી કાઢી નાખી ( ૧૨૫૮ ) ને કયૂબલેખાને (૧૨૭૯) ચીન જીતી લીધું; એ મુઓ ( ૧૨૯૪ ) ને રાજ્યના ચાર ભાગ કકડા થયા; તૈમુરલેન મોગલે એશિયાના મોટા ભાગમાં હાક બેસાડી ને તે (૧૪૦૫) મુઓ (૧૦૭૩ ૧૦૮૬) ખ્રિસ્તી મંડળના ધર્મ ધર્માધિકારીના પ્રૌઢ વ્યવસ્થા કીધી અને રાજાઓની સત્તાને પોપના અંકુશમાં રાખી. તેરમા સૈકાથી રાજાઓએ પોતપોતાની રાજકીય સત્તા ઉપરથી પોપનો અંકુશ ટાળ્યો. ફ્યૂડલ તાલુકદારો માંહોમાંહે ને પોતપોતાના રાજા સામે લડયા, રાજા ને પોપ લડયા, રાજાઓ એક બીજા સામા લડયા—ખ્રિસ્તી ને મુસલમાન લોક લડયા—એ પ્રસંગમાં ખ્રિસ્તી રાજાઓએ પોતાની સત્તા વધારી ને પંદરમા સૈકામાં જર્મની, ફ્રાંસ, ઇંગ્લંડ, સ્પેન અહીંનાં રાજ્યો જુદાં જુદાં ઝળકયાં.

ચૌદમા સૈકામાં હોકાયંત્રનો શોધ થયો, તોપગોળા લડાઇમાં વપરાતા થયા, ને પંદરમામાં છાપયંત્રનો શોધ થયો.

મુસલમાન સરદારોએ (પ્રાંતના હાકેમો ને બીજા પણ) દિલ્હીની આણ ન માનતાં પોતાનાં સ્વાધીન રાજ્યો કીધાં; મેવાડ વગેરે રજપૂતરાજ્યો વ્યવસ્થિત થયાં (૧૩૯૮માં તૈમુરે આખી દિલ્હીમાં મોટો સંહાર કીધો.) પંદરમા સૈકામાં વિજયનગરના યાદવકુલના રાજાની સત્તા કૃષ્ણાની દક્ષિણના આખા દેશમાં સર્વોપરી હતી ચૌદમા પંદરમા સૈકામાં દક્ષિણના થોડાક બ્રાહ્મણો સંસ્કૃત વિદ્યા રાખી રહ્યા હતા; શિવકાંચી ને વિષ્ણુકાંચીની સરસાઈ હતી. ઉત્તરહિંદુસ્થાનમાં સૌ લોક પોતપોતાના પ્રદેશની પ્રાકૃતમાં જ્ઞાન પામવાને આતુર થયા હતા ને તેઓને માટે રામાનંદ, કબીર, નાનક વગેરે લોક નામભક્તિનો બોધ કરવાને આગળ પડ્યા હતા.

કે તેનું રાજ્ય તૂટયું. બીથીનિયામાં ઓથમન તુરકે ગાદી માંડેલી (૧૩૨૬) ત્યાંના સુલતાન મહમદ બીજાએ ગ્રીક રાજ્યનો અંત આણી કોન્સ્ટંટિનોપલમાં ગાદી આણી (૧૪૫૩); ફર્ડિનાંડ ઇસાબેલાએ સ્પેનમાંથી મૂરને કાઢ્યા હતા. (૧૪૯૨).

ખલીફ઼ ઓમરે અલેક્ઝાંડ્રિયાની લાયબ્રેરી બાળી નંખાવી હતી (૬૪૦). પણ અલમનસર ને હુરૂન અલ્રશીદ એની કારકિર્દીમાં (૭૫૪-૮૦૯) આરબોએ ગ્રીક ભાષાના ગ્રંથોના તરજુમા કીધા; કવિતા, ઇતિહાસમાં તેઓ નામીચા હતા ને ખગોળ, રસાયન વૈદક, ગણિત શિલ્પાદિમાં તેઓએ ઘણી જ વૃદ્ધિ કરી; આરિસ્ટોટલની ફ઼િલસૂફ઼ીની જાણ યૂરોપના લોકને તેઓના તરજુમા માંથી જ થઇ હતી.

પ્રોવેન્સમાં ટ્રોવેડોર નીકળ્યા; ઇટલીમાં પ્રજાસત્તા રાજ્યો વેપાર સમૃદ્ધિએ અનુકૂળ હોવાથી (૧૪-૧૫ સૈકામાં) કવિતા, ઇતિહાસ, વાર્તા, શિલ્પાદિ કળા એ વિષયમાં પુસ્તક લખાયાં; અને ગ્રીક રાજ્ય તૂટવાથી-ત્યાંના પંડિતો યૂરોપમાં વેરાતા થયા તેથી લોકને વિદ્યાનો શોખ થવા લાગ્યો.

**૫. કામમૂર્તિકાળ** ( બીજી વારનો; સૈકા સોળથી તે હમણાં લગી ). **ચીનમાં ૧૬૪૪થી માંચુવંશ** સ્થપાયો ને તે **તાર્તર** લોક થોડા કાળમાં ચીનાઓમાં ભળી ગયા. **ચીન** જાપાનના લોકે ઘણીકવાર **ખ્રિસ્તી** ઉપદેશકોનો સંહાર કીધો; **યૂરોપના** લોક સાથે વેપારસંબંધ રાખવાનો ધિક્કાર દાખવ્યો અને હાલમાં જમીન તથા વહાણના લશ્કરમાં **યૂરોપનો** સુધારો દાખલ કીધો છે. **હિંદુસ્થાનમાં મોગલાઈ** તથા **પેશવાઈ** થઈ ગઈ ને હાલ **અંગ્રેજી** ચાલે છે. મધ્ય **એશિયામાં આફ્ઘાનીસ્તાનનું** રાજ **તુરક** લોકનાં નાનાં રાજ્યો ને ઇરાનનું રાજ્ય એ છે અને પશ્ચિમ **એશિયામાં આરબસ્તાનમાં** નાનાં નાનાં રાજ્યો છે ને એક મોટું **તુરક** સુલતાનનું છે કે જેની રાજધાની **કુસ્તુન્તુનિયા** ( ૧૪૫૩ થી ) **યૂરોપમાં** છે; સુલતાને **આસ્ટ્રિયાની** તથા **રૂશિયાની** સામા ઘણીકવાર ટક્કર આપી **મુસલમાનનું** મોટપ જાળવી રાખ્યું છે. પણ હાલ **મુસલમાન** રાજ્યોના લોકની સ્થિતિ કોઈ પણ વાતે વિશેષ તેજ મારતી દેખાતી નથી.

**યૂરોપમાં** પ્રથમ **પોર્ટુગલ** પ્રકાશ્યું; પછી **સ્પેને ચાર્લ્સ** તથા **ફિલિપની** કારકિર્દીમાં મોટું જબરૂં કવાયતી લશ્કર, **કૅથલિક** ધર્મની ઝનૂન ભરી હિમાયત, **એશિયા અમેરિકાના** સંસ્થાની વેપારની પુષ્કળ દોલત ને ભાષા વિદ્યાની ઊંચી કેળવણી એ બીજાં સૌ રાજ્યોને દેખાડયાં. પછી **સ્પેનની** સત્તા **હોલેન્ડ ઇંગ્લંડે** તોડી અને **જર્મનીની** સત્તા તોડીને **ફ્રાંસ** તથા **સ્વીડનની** સત્તા તોડીને **રૂશિયા** એ બે આગળ પડયાં. પછી વળી **ફ્રાન્સનું** તેજ **પ્રુશિયાએ** ને **ઇંગ્લંડે** હરણ કીધું. પછી વળી **ઇંગ્લંડે અમેરિકાનાં** સંસ્થાન ખોયાં પણ **હિંદુસ્થાનમાં** મોટો પ્રદેશ મેળવ્યો અને **પ્રુશિયા, આસ્ટ્રિયા, રૂશિયા,** એઓએ **પોલેંડનું** રાજ્ય વહેંચી લીધું. આ સૈકાના આરંભમાં **ફ્રાંસે જર્મનીનું** રાજ્ય તોડયું પણ **ઇંગ્લંડે** ને **રૂશિયાએ** પોતપોતાનાં સાચવ્યાં ને વધાર્યાં. પ્રાચીન પ્રસિદ્ધ **ગ્રીસે** (૧૮૩૩)ને **ઈટલીએ** (૧૮૬૧) પોતાનાં સ્વાધીન રાજ્ય કીધાં. હાલમાં **ઇંગ્લંડ,** **ફ્રાન્સ, પ્રુશિયા, આસ્ટ્રિયા** ને **રૂશિયા** એ **યૂરોપમાં** વિશેષે બળવાન રાજ્યો છે. **રૂશિયાની** રાજસત્તા કેવલ

નિરંકુશ તથા પ્રદેશની અતિ લોભી છે ને લોક સુધરેલા નથી. યુનૈટેડ-સ્ટેટ્સનું પ્રજાસત્તાક રાજ્ય મંડાયાને સો વર્ષ થવા આવ્યાં છે; લોક કેળવણી લેનારા, ઉદ્યમી ને વેપારી છે; સ્ત્રીઓ વિશેષે સ્વતંત્ર છે; માંહોમાંહે લડી ગુલામ ન રાખવા એ પક્ષના લોકે પોતાનો જય દાખવ્યો છે.

સજ્ઞાન પ્રવૃત્તિમાં રાચનારા જર્મન ફ્રેંચ ઇંગ્લીશ એ કેથલિક પ્રોટેસ્ટંટ ખ્રિસ્તી લોક પોતપોતાના રાજ્ય-દેશ-નું અભિમાન રાખે છે; પોતપોતાના રાજ્યમાં રાજકીય હક્ક તથા ન્યાયી ધારા એને માટે નિરંતર મથન કરે છે, રાજ્યોની સત્તાતુલાય રાખવાને પરસ્પર મોટાં યુદ્ધ કરે છે; દેશાંતર કરી સ્વધર્મનો બોધ કરે છે; ધર્મ તથા ઇશ્વરવિદ્યા, ન્યાયશાસ્ત્ર, માનસશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, એનો અભ્યાસ કરે છે;પણ પ્રત્યક્ષ સિદ્ધિવાદ, બાહ્યશુદ્ધિ, યુક્તિપ્રયુક્તિ, પ્રદેશ તથા લોકના ઇતિહાસ, પદાર્થશાસ્ત્ર, કળાકૌશલ્ય, અર્થસંગ્રહ, એ વિષયના જ્ઞાનની વૃદ્ધિના, સંસારસુખવૃદ્ધિના ઉદ્યમ અવશ્યે ને ખંતે કરે છે; અને પોતપોતાનો જયાનંદ દેવળોમાં સ્તવન કરીને, સમાજોમાં પરસ્પર સ્તુતિભાષણ કરીને, પદાર્થપ્રદર્શન કરીને, નૃત્ય નાટક ગાયન કરીને, વિધવિધ માંસમદ્યનાં ખાનપાન કરીને દેખાડે છે, હુર્રે હુર્રે હુર્રેના હર્ષગર્જન કરી સંભળાવે છે, ને વર્તમાનપત્ર દ્વારા જગતને જણાવે છે.

૬. સત્તા ને સ્વતંત્રતા—મર્યાદા ને સમાનતા એનાં યુદ્ધ ચાલ્યાં જ કરે છે; સત્તાના દાબનું જ્ઞાન થયેથી કે તેથી અકળાઇ ગયેથી લોક સ્વતંત્રતાની બુદ્ધિએ સત્તાની મર્યાદા તોડવાને અમર્યાદ થાય છે, થોડીવાર પછી તે પાછા સંશયી થાય છે ને એવામાં વળી એકાદી નવી સત્તા ( જૂની જેવી કરડી નહિ) સ્થપાય છે. પ્રથમ કાળમાં સત્તા પ્રધાન હતી ને બીજા કાળમાં સ્વતંત્રાના મથને નવી સત્તા સ્થપાઇ; ત્રીજા કાળમાં મોટી સત્તાએ નાની તથા અવ્યવસ્થિત સત્તાઓને ગ્રાસી ને તે પાછી અવ્યવસ્થિત થઇ રહી; થોડા કાળમાં લોક પાછા ધર્મસત્તાને વશ થયા

ને આ પાંચમા કાળમાં લોક ધર્મ તથા રાજ્યની સત્તામાંથી નીકળવાને ને નવી સત્તા સ્થાપવાને ઉદ્યમી છે—યૂરોપ અમેરિકાનાં કેટલાંક રાજ્યોએ નવી સત્તાના જય દાખવ્યા છે ને બીજા હવે દાખવશે. પ્રલયથી અસ્વસ્થ થએલા લોકે સ્થિત થયા પછી નિવૃત્તિપ્રવૃત્તિના ધર્મના પ્રકાશ કીધા તે તે જ પ્રકાશમાં આપણે છૈયે–અંતર આટલો કે તે કાળનો પ્રકાશ શુદ્ધ, એકરંગી, તીવ્ર ને ધર્મભાવથી પૂજાતો હતો, અને હાલનો પ્રકાશ સંકીર્ણ, વિવિધરંગી, કોમળ ને ન્યાયથી પૂજાતો છે. પ્રાચીન કાળમાં લોકને પરસ્પર સંબંધ વહેવાર દુર્લભ હતો ને આ કાળમાં સુલભ છે:—આજકાલ સઘળા લોક રાજ્યસંબંધે કે વેપારસંબંધે પરસ્પર જ્ઞાનમાં ઉમેરો કરે છે ને પોતપોતાના ગુણકર્મના યશ દાખવે છે; અને તેથી જગતનો રંગઅખાડો અનેક રંગે શોભી રહ્યો છે.

૭. પ્રલયથકી માંડીને આજલગીમાં જગતના લોક અનેક મંડળમાં દેખાયા; એ મંડળોમાંનાં કેટલાંક વિખ્યાત થયાં; ભૂતકાળમાં પ્રત્યેક રાજ્યના લોક પોતપોતાના સત્ત્વ રજ ને તમ, ધર્મ કામ ને અર્થ, કર્મ જ્ઞાન ને યોગ, એનો સમગ્ર જય દેખડાવી ગયા ને આજે પાછાં રાજ્ય છે ને લોક છે. કાળે કાળે રાજ્યનગર ને રાજ્યપુરુષ દીઠ ને અદીઠ થયાં તોપણ તે સૌ ઇતિહાસમાં ( એ અપૂર્ણ, સત્યાસત્યથી ભરેલો, અલંકૃત થએલો, માત્ર છ સાત હજાર વર્ષનો કહેવાતો, ઝાંખો છે તોએ ) આજે છાયા રૂપ સતેજ ને શિક્ષક છે. એક મોટા રાજ્યનાં ઘણાંક નાનાં રાજ્ય થાય છે; ઘણાંક નાનાં રાજ્યો મળીને એક મોટું રાજ્ય થાય છે; એક જાતિ દેશના લોક જુદા જુદા દેશોમાં જઇ વસે છે ને દેશદેશના લોક એકઠા વસી એકદેશી થાય છે; દેશદેશનાં પુરુષ સ્ત્રી, બાળક તરુણ વૃદ્ધ પોતપોતાનાં ગુણકર્મનાં દર્શન કરાવે છે પણ તે સૌ મનુષ્યની લીલામાં સમાવેશ પામે છે. એ લીલા, અનંત લીલામાંહેની એક છે પણ તે, અનંત સંબંધી ને આદિ અનાદિ સંબંધી કંઈ કંઈ ભાસ કરાવે છે. એકમાંનું અનેક ને અનેકમાંનું એક, અનેકમાંનું એકેકું ને એક એક મળીને અનેક–એકરૂપ અનેક, અને ઉત્પત્તિ

સુન્દરાસુન્દર સત્યાસત્ય પરખે છે, તોળે છે અને રોગબંધનથી છૂટવાને ઉત્તરોત્તર વધારે સારી સ્થિતિ કરવા નિરંતર ઉદ્યમી રહે છે.

૨. મનુષ્ય દેશ, કાળ, આકાર, રૂપ, રંગ, ગુણ, કર્મ, સ્થિતિ ઇત્યાદિ ભેદે અનેક દર્શન કરાવે છે-કોઇમાં પ્રેમ, કોઇમાં અર્થ ને કોઇમાં વિવેક વિશેષે આગળ પડે છે (જોકે ત્રણે પ્રત્યેક જનમાં છે); કોઇ સંસારરાગી, કોઈ વિરાગી, ને કોઇ રાગીવિરાગી કે વિરાગીરાગી છે. વળી મનુષ્યવ્યવહારમ જેની શકિત-સત્તા વિશેષ તે મોટું ને જેનું વિવેકાચરણ વિશેષ

---

ને કોઈએ જગતને તેના કર્તાથી જુદું ગણ્યું; કોઈએ જગતને પરમાત્માની લીલા ભણી ને કોઈએ આદિ કારણનું કાર્ય ભણ્યું; કોઈએ સ્વભાવ શક્તિ ગાઈ ને કોઈએ ઇચ્છા કરનાર આત્મા પુરુષને ગાયો. પણ સૌએ જ મનુષ્યમાત્રે પોતાનો અંતર લક્ષ કોઈ એક અગમ્ય સૂક્ષ્મ વસ્તુ ( અદ્વૈત કે દ્વૈત ) ઉપર લગાડયો છે કે જેનું પ્રગટ સ્વરૂપ ધર્મમાં પ્રકાશે છે. કોઈ પણ કાર્ય જોઈ તેનાં પાસેનાં કારણો ઉપરથી મૂળ કારણ શોધતાં જુદાં જુદાં માની લીધેલાં સત્ય પ્રગટ પડે છે પણ આકાશ સ્થળમાં કોઈપણ ઠેકાણે બનતાં કોઈપણ કાર્યનાં ઉત્તરોત્તર પ્રગટ થતાં સ્વરૂપદર્શનમાં પણ જે સામાન્ય સત્ય રહેલાં છે તે વિષે કોઇને વાંધો નથી.

પશુપક્ષીમાં જ્ઞાન છે પણ મનુષ્યમાં જુદા પ્રકારનું જ્ઞાન છે ને એ એવું છે કે તે આખા જગતનું જ્ઞાન પામે છે; મનુષ્યનું જ્ઞાન હું પોતાનો વિચાર કરે છે; અને મનુષ્યમાં જ્ઞાતા કર્તા ભોક્તા હુંનું એક અંતરસાક્ષી રૂપ છે કે જે, હુંના ગુણ કર્મનું તથા તેની સ્થિતિનું નિત્યજ્ઞાન રાખે છે; અર્થાત્ મનુષ્ય હું તે જ્ઞાતા જ્ઞેય ને જ્ઞાન એ ત્રણેની ત્રિપુટી છે. હું રૂપી ત્રિપુટીની જાળનો ઉકેલ મનુષ્ય હુંએ પ્રકૃતિવશાત્ જુદો જુદો કીધો છે-સૌએ જ માન્યો તેવો એક કીધો નથી. મન બાહ્યેન્દ્રિય વિષયનો, અંતરેન્દ્રિય વિષયનો, એ બેના સંબંધ વિષયનો ને પોતાનો વિચાર કરે છે પણ કોઈ મનની કોઇ શકિત અમુક જ વિષય ઉપર વિશેષ રંગાઈ હોય છે; અંતર હું વિષે સર્વ પંડિતોનો એક ઉકેલ નથી અને પ્રગટ હુંનું સ્વરૂપ સર્વત્ર એકસરખું નથી તોપણ બાહ્યાંતરવાળું મનુષ્ય હું, બહારનું ને અંદરનુ જાણવાનુ અભિમાન ધરાવે છે જ.

મનુષ્ય ( કેટલેક લગી તો ) જડ, ઉદ્‌ભિજ્જ, પ્રાણી–પંચતત્ત્વને પોતાના ઉપયોગમાં આણે છે, મનમાં ને બહાર અનેક ઘાટ ઘડી દેખાડે છે, ગોચર અગોચર સત્ય શોધે છે, પદાર્થશાસ્ત્ર માનસશાસ્ત્ર રચે છે, લાભાલાભ

---

છે ( ઉદ્‌ભિજ્જ ) અથવા જે અંતરપ્રેરણાએ હાલે છે, ચાલે છે, ખાય છે, મળમૂત્ર કરે છે, જાગે છે, ઊંઘે છે, મૈથુન ભય પામે છે,ક્રોધી થાય છે, પોતાનું રક્ષણ કરે છે, બંધનમાંથી છૂટવાની તજવીજ કરે છે, ઈ. ( પ્રાણી ) તેને આપણે ચૈતન્ય-જીવવાળી કહીએ છીએ; અને વસ્તુ મનુષ્યના ચૈતન્યમાં થએલું ચાલતું થવાનું તે જાણવાની, વિચારવાની ને ઈચ્છવાની શકિત વિશેષ છે કે જેને આપણે જ્ઞાન કહીએ છીએ. જડ, ચૈતન્ય, જ્ઞાન એ વિષે, શરીર ને મન એ વિષે કાળકાળના પંડિતોએ બહુ બહુ અનુમાનો કીધાં છે કે જેમાનાં મુખ્ય આ પ્રમાણે છે: કેટલાક કહે છે કે જડનો ગુણ રાખનારી ને બુદ્ધિને પણ ઉત્પન્ન કરનારી એક મૂળ સ્વભાવ શકિત છે;— ઉત્પન્ન થવું ને નાશ પામવું એ બન્ને શકિત પદાર્થમાત્રમાં રહેલી છે ને એ બે સામસામી લડે છે તેથી એક નવી ક્રિયાશક્તિ–ગતિ ઉત્પન્ન થાય છે કે જે ત્રણ ગુણ ધારણ કરે છે–બાઝવું, પાછું હઠવું ને અટકી રહેવું;–જેટલું સારૂં તે પહેલામાં, જેટલું નઠારૂં તે છેલ્લામાં ને સારાં નરસાંનું મિશ્રણ તે વચલામાં છે. કેટલાક કહે છે કે જેને આપણે જડ કહીએ છીએ તે વસ્તુતઃ જડ નથી જ, તે મનનો એક ભાસ–વિકાર છે; મનનું ઉત્પન્ન થવું એ જ્ઞાનનો એક સ્વભાવ છે, વસ્તુતઃ આદિ મધ્ય અવસાનમાં જ્ઞાન જ છે. કેટલાક કહે છે કે જડ તથા મન સંબંધી આપણી ઓળખ તેઓને જુદા જુદા જણાતા ધર્મ ઉપરથી છે ને ધર્મ જુદા છે તે ઉપરથી તે બેને આપણે જુદાં માનીએ છીએ પણ એટલા ઉપરથી વસ્તુતઃ તે બે જુદાં જ એમ કેમ કહેવાય ને બંને મૂળે એક જ વસ્તુ છે એવું કાં ન હોય ? કોઈનું મન બહારથી પડેલી છાપ ઉપર વધારે વિચાર કરે છે ને સંસારના અનુરાગ ઉપરથી પ્રકૃતિને આદિતત્ત્વ માને છે અને કોઈનું મન અંતરની છાપ ઉપર વધારે વિચાર કરે છે ને સંસારવિરકિત ઉપરથી પોતાનામાં જે અંતરસાક્ષી આત્મા છે તેને જ આદિતત્ત્વ માને છે. મન પ્રથમ ઉમંગ ભાવ ને ધારણા ધ્યાનમાં સત્ય શોધી સ્થાપે છે; કાળાંતરે વિચાર વાદમાં નવાં સત્ય શોધતાં જૂનાંનું ખંડન કરે છે ને કાળાંતરે સંશયી થઇ નવી વ્યવસ્થા કરતાં પ્રથમનાં જ સત્યને પૂજ્ય રાખે છે. કોઈએ પિંડ બ્રહ્માંડને–આત્મા પરમાત્માને એક ગણ્યાં

ધર્મના વિષય અનેક છે પણ ત્રણ મુખ્ય છે; પોતાના પિંડ સંબંધી, જનના પરસ્પર વ્યવહાર સંબંધી ને જગત-જગદીશ્વર સંબંધી; પહેલામાં બાહ્યાંતર સ્વચ્છ રાખવું ને બીજાઓને રૂડી શિક્ષા મળે તેવું આચરવું, બીજામાં પ્રમાણિકપણું રાખવું ને પરોપકાર કરવો અને ત્રીજામાં જીવ-જગત-જગદીશ્વરનું સ્વરૂપ જાણવું ને જગદીશ્વરની ઉપાસના કરવી એ મુખ્ય ધર્મલક્ષણ છે.

મનુષ્યના અભિમાનવડે તેનો વ્યવહાર સતેજ દેખાય છે પણ કેવળ નિરાભિમાન થવું કે અંકુશિત-નિયમિત અભિમાન રાખવું એવી એવી ધર્મ-શિક્ષાવડે જ તે વ્યવસ્થિત સુંદર સુખકર રહે છે; વળી મનુષ્ય ઇચ્છે છે, લક્ષે છે, મથે છે પણ તે કેવળ પોતાના જ પ્રયત્નવડે સિદ્ધિ પામી શકતો નથી-તે સહાય યોગને અધીન છે; તે વારે વારે ભૂલે છે, પસ્તાય છે, નિરાશ થાય છે, આધિ વ્યાધિ ઉપાધિથી પીડાય છે ને જેમ વધારે જાણે છે તેમ પોતાને અપૂર્ણ પરતંત્ર સમજી પોતાના અભિમાનને શાપે છે.

પણ તેનું મૂર્છિત અભિમાન ફરી પાછું જાગે છે ને તે પોતાની રાગી વિરાગી પ્રકૃતિ પ્રમાણે સર્વકર્તા, સર્વભોક્તા, સર્વેશ્વરને આરાધી તેની પાસે પોતાને ભાવતું સુખ જાચે છે ( મરણ પછીને માટે પણ ) અથવા તેના સ્વરૂપના વિચારમાં સુખ માણે છે;-તે ધર્મને આદરે છે.

૩. મનુષ્ય જન્મી વૃદ્ધિ પામી અમુક સ્થિતિએ પહોંચી મરણ પામે છે પણ મનુષ્યસૃષ્ટિ હજી નાશ પામી નથી;-સ્ત્રી પુરુષને સંયોગે નવાં મનુષ્ય જન્મે છે ને એ પોતાની જ્ઞાનકર્મલીલા રમે છે. મનુષ્ય આખા વિશ્વની લીલાનું રહસ્ય જાણવાને અંતે ખોળ કરે છે પણ તેને પાર લાધતો નથી, તે જ્ઞાનવડે અનેક અટકળ કરે છે પણ થોડીક જ તે અનુભવમાં આણી શકે છે,-તે ચિંતેલી સ્થિતિનો યોગ પ્રાપ્ત કરી શકતું નથી તોપણ તે તેની સાધનાને માટે ઉત્સાહે પ્રયત્ન કરે છે જ, અને ધર્મને અનુસરતાં રહી પ્રયત્ન કરે છે એ જ તેનું જયા આનંદી સ્વરૂપ છે. *

મનુષ્યસૃષ્ટિ વિશ્વના સંબંધમાં રહી પોતે જ્ઞાને રંગાઈ અખિલ વિશ્વને રંગે છે ને વિશ્વના કારણ-કર્ત્તાનું (નિર્ગુણ સગુણનું) ધ્યાન દર્શન કરે છે; અને મનુષ્યસૃષ્ટિમાંના એક પ્રદેશના એક ખૂણામાંનો એક હું **નર્મદ** આ રાજ્યરંગદર્શન ગ્રંથની સમાપ્તિને ટાણે સગુણ એકને-શ્રીરંગને પ્રેમે પ્રણમું છું ને સ્તવુંછું, **વિજય વિજય શ્રી રંગ !**—

અને એ વિશ્વેશ્વર પરમોદાર જગતગુરુ ધર્માત્મા સિદ્ધપુરુષ અખિલ વિશ્વને વ્યવસ્થિત સુંદર રાખતાં ધ્યાન જ્ઞાન પ્રયત્નના અભિમાની મનુષ્યને ધર્માર્થ કામમોક્ષને અર્થે અંતર્બોધ સદા સર્વત્ર આ સૂક્ષ્મ મંત્રે ( રહસ્ય અવ્યક્ત રાખીને ) કરે છે:—

૧૮૭૬

एकस्मै सत्यस्वरूपाय नमः

---

* બાહ્ય ચિત્તવૃત્તિનો અવરોધ કીધો તે અથવા પરમાત્મા સાથે આત્મા ભેળી દેવો તે અથવા આત્મા પરમાત્મા બે મળીને એક થયા હોય તે યોગ; પણ વ્યવહારમાં એકાદું કાર્ય થવાને સાધન સામગ્રીનું સમ્મિલન થવું-થઇ રહેવું તે યોગ. કોઈ કહે છે કે કાળે ( રતે ફળ હોય ). કોઈ કહે છે કે પુરુષપ્રયત્ને ફળસિદ્ધિ થાય છે પણ કુશળબુદ્ધિ પુરુષો **મનુ યાજ્ઞવલ્કય** આદિ સ્મૃતિકારોએ દૈવાદિ સર્વના સંયોગે થાય છે એવું કહ્યું છે. વશિષ્ઠે કહ્યું છે કે નિયમ પાળવા તે પુરુષાર્થ ને ફળસિદ્ધિ થવી તે દૈવ છે; જે ઈશ્વર ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી નિઃકામ રહે છે તેને પ્રાપ્તિ થાય છે ( મન મારી સંસારના મોહમાં ન પડવું એ મોટું પુરુષાર્થ છે ); ભોગને અર્થે જે એકાંતમાં તપ કે વ્યવહારમાં પ્રયત્ન કરે છે તે પણ અર્થસિદ્ધિ પામે છે ( પણ એને પાછાં દુઃખ છે જ ); નિશ્ચયે પ્રયત્ન ન કરે ને અનેક વાસના કરયાં કરે તેને ફળપ્રાપ્તિ થતી નથી. અનિચ્છ, પરેચ્છ ને સ્વેચ્છ એ ત્રણ પ્રકારનાં પ્રારબ્ધ-યોગ કહેવાય છે.

# ૮૪

# ધર્મદર્શન

૧. જાણ્યા વિના નિયમ બંધાતા નથી, નિયમ વિના જાણેલાનું સ્મરણ રહેતું નથી ( લાભ થતો અટકે છે, જડત્વ આવે છે ૯૦ ) અને વિશ્વાસ તથા શ્રદ્ધા વિના નિયમ પળાતા નથી; જ્ઞાન વિના સંકલ્પ નથી, સંકલ્પ વિના સિદ્ધિ નથી, અને ભાવ તથા કર્મ વિના સંકલ્પ તે વિકલ્પ થઇ રહે છે; અર્થાત્ જ્ઞાન અને સંકલ્પપૂર્વક શ્રદ્ધાયુકત આચરણ–ધર્મ એ બેનો નિત્ય સંબંધ છે.

જ્ઞાન ધર્મને સ્થાપે છે ને ધર્મ જ્ઞાનને અનુસરી પ્રવર્તે છે, તોપણ જ્ઞાન દુર્લભ તથા થોડાને માટે અને ધર્મ સુલભ તથા સૌને માટે છે. ધર્મ નિવૃત્તિના તથા પ્રવૃત્તિના હોય છે; નિવૃત્તિના તે ઘણો કાળ રહે છે ને પ્રવૃત્તિના કાળે કાળે બદલાય છે. નિવૃત્તિના ધર્મ પણ બે પ્રકારના—સૂક્ષ્મ અથવા નિત્ય અને સ્થૂલ અથવા અનિત્ય હોય છે. *

---

* ( અંતઃકરણની પ્રતીતિવાળું) જ્ઞાન પ્રાપ્ત થયું નથી ત્યાં સુધી જીવને બહુ બહુ સંકલ્પવિકલ્પે ગભરામણ થાય છે; પ્રાપ્ત થએલું જ્ઞાન પણ કાળે જીવની બાહ્ય વૃત્તિના ફેરફાર પ્રમાણે સંકલ્પ વિકલ્પને આવરણે સતેજ નિસ્તેજ દીઠ અદીઠ થાય છે; તોપણ સંકલ્પ ભણી લક્ષ રાખતાં જાણવાનું તે વહેલું પ્રાપ્ત થાય છે ને જાણેલું તે મોડું લય પામે છે. જ્ઞાનની પ્રાપ્તિ તથા તેનું સંરક્ષણ એ બેને અર્થે સંકલ્પ —દૃઢ નિશ્ચય અવશ્ય છે ને એને સબળ રાખવાને શ્રદ્ધા—સ્નેહભરી ક્રિયાશકિત અગત્યની છે. કોઈ સમે સંકલ્પ ને કોઈ સમે વિશ્વાસ—ભાવ ધર્મનું મહત્ત્વ હોય છે; પણ જ્યારે સંકલ્પ કે વિશ્વાસ બંને ઢીલા પડી ત્રુટિત થાય છે ત્યારે કર્મ પણ નિષ્ફળ નિસ્તેજ જડરૂપ દુઃખદ થઈ પડે છે.

અમુક જ્ઞાન સત્ય છે એમ માનવાને અંતઃકરણની પ્રતીતિ જોઇએ; ને પ્રતીતિ પ્રત્યક્ષ અનુભવે, ન્યાયને અનુમાને, કે પૂર્વકાળના લોકની સાક્ષયી થાય છે. વિદ્વાન

મંડળ ને બીજા લોક સૌ જ અનુભવને સર્વોપરિ સબળ માને છે, પણ અનુભવના અભાવમાં વિદ્વાનો અનુમાનને અને લોક પૂર્વ કાળના કથનને સબળ માને છે,— વિદ્વાનોનાં ( સમા પ્રમાણે ને પ્રકૃત ગુણ પ્રમાણે થએલાં ) અનુમાન કાળે કાળે ને એક જ કાળે પણ જુદાં જુદાં હોય છે, અને લોક પોતપોતાને ગમતું ફાવતું ગ્રહણ કરે છે; અને જે કાળે જે અનુમાન ઘણા લોક માનતા થાય છે તે કાળે તે અનુમાન સત્ય છે એમ મનાય છે; પંડિત પણ જયી ત્યારે કહેવાય છે કે જ્યારે તે થોડી સમજના તથા કેવળ મૂર્ખ એવાં ઘણાંક જણને પોતાના કરી લે છે ત્યારે ( પછી ખાતરી કરી આપીને કે, તેઓને રુચતું કરીને કે પછી બળાત્કારે કે એ સર્વ રીતે ) જે કાળમાં લોક અભણ ભોળા હોય પણ તેઓનાં અંતર પ્રપંચનાં જાળાંથી મલિન ન હોય તે કાળમાં તે લોકમાંના જ જેઓએ એકાંત ધારણા ધ્યાનમાં લોકની સ્વભાવવૃત્તિઓ યથાસ્થિત જોઈ લેઈ જે જ્ઞાન સત્ય નક્કી કીધું હોય, જે જ્ઞાન લોકે પોતાના પ્રકૃત પ્રધાન ગુણને સ્નેહે ને દૈવી ચમત્કારોની પતીજે માન્યું હોય, જે જ્ઞાન કાળકાળના પંડિતોમાંના કેટલાંકનાં અનુમાનોએ પણ પ્રકાશિત રહ્યું હોય તે જ્ઞાન અવશ્યે સબળ સત્ય છે.

હાલના કેટલાક પંડિતો દૈવી ચમત્કાર — યોગ — મંત્ર — તંત્રની સિદ્ધિને માનતા જ નથી, કેટલાક સંશયી છે ને કેટલાક આવો પણ તોડ બતાવે છે: આર્નલ્ડ લખે છે કે "હીરોડોટસે દૈવી ચમત્કાર વિષે લખ્યું ત્યારથી તે હાલના 'આનિમલ માગનેટિઝમ' — ચૈતનની આકર્ષણશકિત વિષે છેલ્લામાં છેલ્લી જે વાર્તા સાંભળવામાં આવી છે ત્યાં સુધીના દરમિયાનમાં ચમત્કાર વિષયમાં જે જે લખાયું છે તે તે સઘળું જ ખોટું છે એમ કેહેવું તે ગેરવાજબી અને હદથી જાદે થાય; જ્યારે બહારની સાક્ષ કેટલાક ચમત્કારોને માટે ખાતરીભરેલી ન હોય ત્યારે તે ચમત્કાર બનવાનો સંભવ નહિ જેવો છે, પણ કેટલાક ચમત્કારોને માટે જબરો અસંભવ નથી પણ ઊલટું છે કે તે બનેલા જ; જેમકે ખ્રિસ્તી ધર્મના પહેલા ઉપદેશકોને જંગલી દેશમાં 'સ્પિરિટ' – આત્માની સહાયતા ખુલ્લી દેખાઈ હતી — એ વિષયમાં બહારની સાક્ષ ઉપરથી મનુષ્યની પતીજ થાય તો તેણે તે અદ્‌ભુત સહાયતાને સાચી માનવી; એ જ મત બર્કનું પણ છે." એકાએક પ્રેરણા ઊઠે છે તે વિષે કૂઝે લખે છે કે " તે વિચાર શકિતથી જુદી જ એક શકિત છે, તે અવશ્ય તથા મૂળ એવાં સત્યનું ઇંદ્રિયજ્ઞાન છે, તે ઈચ્છા કે વિચાર કે આપોપું એના વિના સહજ પ્રકાશિત થાય છે પણ તેને પણ પોતાનો સમય આવે છે ત્યારે; તે ઊંચી તથા શુદ્ધ ચચળતાનું પરિણામ છે. "

૨. પ્રલય પછી * લોક કામ પડી પ્રકાશ્યા તેઓના મનની વૃત્તિ અવશ્યે ને વિશેષે ઇશ્વર ભણી હતી; અને ધર્માધિકારીઓનું જ્ઞાન સામાન્ય રીતે આ હતું કે જગતનો કર્તા કોઇ એક છે, તેને કોઇ પ્રકારનો સ્થૂલ આકાર નથી, તે સર્વજ્ઞ સર્વશકિતમાન છે, તે સર્વ લોકની દૃષ્ટિએ પડતો નથી પણ જેઓ ધ્યાને, જ્ઞાને કે ભાવે તેનું ચિંતન કરે છે તેઓને તે દર્શન આપે છે; તેણે લોકને સારાં નરસાં કર્મ પ્રમાણે તેઓને માટે જીવતાં સુખદુઃખ ને મૂએ સ્વર્ગ નરક નક્કી કરી રાખ્યાં છે; તેની સ્તુતિ પ્રાર્થના કરવી

---

મનુષ્યનાં મન એક કાળે વ્યવસ્થિત ને બીજે કાળે અવ્યવસ્થિત થાય છે, ને અવ્યવસ્થિત થાય છે કે પાછું વ્યવસ્થિત થાય છે ને એ સંધિ ઉપર ધ્યાની પુરુષોને સહજ પ્રેરણા ઊઠે છે. તપસ્વી ઋષિઓ, ધ્યાની પેગંબરો ને ભાવિક પુરુષો એઓની અદ્ભુત જ્ઞાન કર્મશક્તિ વિષે સંશય દૂર કરવાને, અને યોગમંત્ર સિદ્ધિનાં ફળ પ્રાપ્ત કરવાને, આર્ય લોકના અનેક શાસ્ત્રીય ગ્રંથો છે ને તેમાં સર્વ વિધિ લખ્યા છે; તો પણ તે પ્રમાણે આજકાલ કોઈ કરતું નથી ને પ્રયોગ કરી જોયા વિના વિરુદ્ધ મત આપે છે!

"ધર્મથી ઊંચી જાતિમાં જન્મ થાય છે, આવરદા વધે છે, સુખ પ્રાપ્ત થાય છે અને અધર્મથી નીચી જાતિમાં જન્મ થાય છે, આવરદા વધે છે, દુઃખ પ્રાપ્ત થાય છે."

* પ્રલય પછી નવા સ્થપાએલા ધર્મમાં વેદધર્મનો જય તે કાળમાં સર્વોપરિ પ્રકાશતો. કેટલાક કહે છે કે પ્રલય પહેલાં જે ઊંચો સુધારો હતો તે ઉપર વેદનો સુધારો રચાયો છે [જેમ લાટિન સુધારા ઉપર ટ્યૂટન સુધારો રચાયો છે તેમ]; કેટલાક કહે છે કે વેદ અનાદિ છે એટલે તેની પહેલા ઈતિહાસની જાણમાં કોઇ બીજું પુસ્તક આવ્યું નથી; આર્ય લોકનાં પુસ્તકોમાં લખ્યું છે કે વર્તમાનમાં જે વેદ છે તે જ સૃષ્ટિને આરંભે હતા; પહેલા મન્વંતરમાં બ્રહ્મા - સ્વયંભૂ મનુએ સહજ પ્રેરણાથી વેદ ભણ્યા હતા; પ્રત્યેક મનુના આરંભમાં તેના તે જ વેદની આવૃત્તિ થાય છે; કાળે કાળે ચક્રભ્રમણમાં તે પોતાની તુર્યા, જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ અવસ્થામાં હોય છે.

અવશ્ય છે; ઇત્યાદિ. સૂક્ષ્મ ધર્મ ( સામાન્ય ) આ હતા; બાહ્યાંતર નિર્મળ રાખવું ( પવિત્ર રહેવું તથા સત્ય પાળવું ), જગદીશ્વર તથા દેવતાદિ એઓને પ્રસન્ન કરવાને જે કર્તવ્ય તે વિધિયુક્ત કરવાં, કામક્રોધાદિકને વશ ન થતાં વ્યવહારકર્મ કરવાં, ઇત્યાદિ. જ્ઞાન તથા સૂક્ષ્મ ધર્મ એને અનુસરતાં રહી અધિકારીઓએ પોતપોતાના મંડળના લોકને અનુકૂળ આવે તેવા સ્થૂલ ધર્મ રાખ્યા પણ તેમાં હોમબલિનાં કર્મ સર્વ લોકમાં પ્રધાન હતાં.

ખાલદી, ઇજીપ્શિયન, ચીના, ઇરાની એ ધર્મકાર્યોમાં એક પરમેશ્વરનાં શુદ્ધ સ્વરૂપ વિષે કેવું જ્ઞાન હતું તે વિષે આપણને ખરી જાણ નથી, ઇજીપ્શિયન પંડિતોમાંના કેટલાકે આર્ય લોકનાં જ્ઞાનની ઝાંખી કરાવી હતી ને સર્વાત્મા, પ્રકૃતિ ને ગુણ એ ત્રણ તત્ત્વને માન્યાં હતાં; ઇરાનીઓએ હોરમજદ ને અહેરીમન એ બે શકિતને ગઈ હતી. આર્ય લોકે પોતાના ઋષિઓનાં તપોબળે અનુભવેલું ને પોતાના બ્રાહ્મણોએ વિદ્યાબળે સિદ્ધ કરેલું બ્રહ્મજ્ઞાન સંકલ્પ શ્રદ્ધાએ સત્ય માન્યું હતું—એક સૂક્ષ્મ જ્ઞાન સર્વત્ર વ્યાપી રહેલું છે; તે જ પરમાત્માની ઇચ્છાશકિત પ્રકાશી દઢ થઇને આ સ્થૂલ વિશ્વ રચાયું છે; સ્વર્ગ આકાશ—પૃથ્વી, આનંદ—તેજસ —સ્થૂલ, સત્ત્વ — રજ — તમ, ઉત્પત્તિસ્થિતિ — લય, એ ત્રણ ગુણ બ્રહ્મના પ્રકાશ સામર્થ્યમાં રહી પોતપોતાની લીલા દરશાવે છે. સંકલ્પ નિષ્ઠા આર્ય લોકમાં બહુ જ સબળી હતી; * કર્મનિષ્ઠામાં આર્યથી ઊતરતા

---

* અધિકારી બ્રાહ્મણ વર્ગમાંના ઘ ંક જણની તથા ક્ષત્રીરાજાઓની મહાજનોની સંકલ્પ ઉપર નિષ્ઠા હતી તેથી જ કેવળ સૂક્ષ્મ—ચૈતન્ય—બ્રહ્મજ્ઞાન સતેજ રહ્યું ને મહારાજ્ય ઘણો કાળ વ્યવસ્થિત પ્રકાશ્યું. સગરે પોતાના દીકરાને સ્વલ્પ અપરાધને માટે વનમાં કાઢી મૂકયો હતો. પિતાનું વચન પિતાના મરણ પછી પણ રાજ્યનો લોભ ન રાખતાં ને સંબંધી જનની મર્યાદા તોડીને પણ પૂર્ણ કરવાને રામે વનવાસ લીધો; ધર્માધર્મનાં યુદ્ધકાર્યમાં નિર્લોભ વિભીષણ આડીવેળાએ પોતાના વડીલ ભાઈને છોડી રામનો સાથી થયો; સીતા ઉપર બલાત્કાર કરવાની રાવણે હામ ન

ઇરાની, યાહુદી અને ચીના એઓ હતા—ઇરાનીઓનો સત્ય ઉપર સંકલ્પ હતો, ઈશ્વરની પ્રતિમા ન જ કરવી તથા ન જ પૂજવી ને પરધર્મીનો સંસર્ગ ન જ કરવો એ સંકલ્પ યાહુદીઓના હતા અને પૂર્વજ—વડીલ ઉપર ભક્તિ એ ચીનાઓનો સંકલ્પ હતો.

૩. કાળાંતરે મનુષ્યનું મન આત્મા તથા પ્રકૃતિના વિચાર ભણી વળ્યું ને બાહેકર્યું; તે, એક ઇશ્વરનું જ્ઞાન ભૂલ્યું અથવા એ વિષે નિઃસ્પૃહ રહ્યું અને તેણે નિવૃત્તિ પ્રવૃત્તિ સંબંધી અનેક બુદ્ધિએ ધર્મ ચલાવ્યા, ચીનમાં ને ઇરાનમાં નવી વ્યવસ્થા થઇ, પણ પ્રવૃત્તિની ભભકમાં એક ઇશ્વરનું જ્ઞાન તેજ મારતું નહોતું. હિંદુસ્થાનમાં બૌદ્ધ ધર્મ હતો; યાહુદીઓએ જરૂસેલમમાં બીજીવાર દેવળ બાંધ્યું (૫૩૬–૫૧૫) ને એક ઇશ્વરને માનવા વિષે સંકલ્પ કીધો પણ વળી અનેક પંથો નીકળ્યા હતા; ગ્રીસમાં લોક વિષે નિઃસ્પૃહ હતા — તત્વજ્ઞાનીઓએ અનેક મત પ્રસિદ્ધ કીધાં પણ તેમાંથી માત્ર સૈનિક સ્ટોઇક એઓએ જ પોતાના આચરણથી કેટલાક લોકને નિવૃત્તિનો ધર્મ સમજાવ્યો હતો. રોમનો ગ્રીકના જેવા ન હોતા — તેઓનો (૨૪૧ સુધી) દેવતાઓ ઉપર ભાવ હતો ને કેટલીક નીતિ વિષે તેઓના દૃઢ સંકલ્પ હતા. પ્રવૃત્તિના પ્રથમ કાળમાં પ્રવૃત્તિથી આઘાં રહેવું એટલે ત્યાગી થવું, દેહકષ્ટ કરવું, ઉપદેશ કરવો એ સાધુઓનો ધર્મ હતો અને દયા તથા પરોપકાર, સમાનતા તથા ન્યાય એ ઉપર રચાએલા નિવૃત્તિ પ્રવૃત્તિના ધર્મ લોકોને માટે હતા હિંદુસ્થાનમાં મૂર્તિપૂજન નહોતું તે નવું જ દાખલ થયું.

૪. કાળાંતરે પાછું એક ઇશ્વરનું જ્ઞાન સતેજ થયું પણ તેને સબળ રાખવાને લોક પાત્ર નહોતા. હિંદુસ્થાનમાં બૌદ્ધ ધર્મની પડતીમાં બ્રાહ્મ-

---

છોડી; કુંતીનું વચન મિથ્યા ન જાય માટે દ્રૌપદી પાંચ પતિની સ્ત્રી થઈ પણ સત્યને વ્રતે રહી; સંકલ્પનિષ્ઠા દ્વાપરમાં ઓછી થઈ હતી-ભીષ્મ, દ્રોણે દુઃશાસનનો અધર્મ અઘોવદને જોયાં કીધો હતો ને યુદ્ધમાં તે કૌરવપક્ષમાં રહ્યા હતા.

ણોએ પુરાણોક્ત ધર્મ * પ્રવર્ત્તાવ્યોઃ— શિવશક્તિના પૂજન, અનેક દેવતા-ઓની ઉપાસના એ ચાલ્યાં; યોગી, મંત્રશાસ્ત્રીઓ નીકળ્યા; દક્ષિણ ને વામ એવી બે પદ્ધતિના ધર્મકર્મ મનાયાં. જૂડિયામાં ક્રૈસ્ટે નવો બોધ કીધો કે તેના શિષ્યોએ પશ્ચિમ એશિયાના લોકને અને ગ્રીસ ઇટલીના લોકને આપ્યો. ( ચીનમાં બૌદ્ધ ધર્મ મનાતો થયો હતો.)

૫. કાળાંતરે જગતનું મન અવ્યવસ્થિત થએલું તે પાછું વ્યવસ્થિત થવા લાગ્યું ને હિંદુસ્થાનમાં શંકરાચાર્યે ને આરબસ્તાનમાં મહમ્મદે જુદી

* પુરાણ ક્યારે થયાં એ વિષે ને હિંદુસ્થાનના જૂના બનાવોના કાળ વિષે હાલ તો અટકળે ગણના કરવાની છે. યૂરોપના પંડિતો ઈ. સ. સૈકા ૮–૧૬ માં પુરાણો થયાં કહે છે. વ્યાપારના અંત લગી ( અને આર્ય મતે કલિયુગના ૧૫૦૦ વર્ષ સૂધી પણ ) વેદ ધર્મ તથા સ્માર્ત ધર્મ હતા એ તો નક્કી જેવું સમજાય છે. વેદોક્ત દેવતા બદલાઈ પુરાણોક્ત દેવતા થયા ને તેમાં બ્રહ્મા, વિષ્ણુ, શિવ એ ત્રણને મુખ્ય માની બ્રહ્માનું માહાત્મ્ય અંદર પેટે રાખી શિવ, વિષ્ણુના મહાત્મ્ય પ્રધાન રાખ્યાં છે; વિક્રમ કાળિદાસના કાળમાં શિવશક્તિનાં પૂજન સતેજ હતાં; શંકરાચાર્યને માટે યૂરોપના પંડિતો અને રામ મો૦, ભા૦ દા૦, યજ્ઞેશ્વર એઓ ઈ. સ. ૮–૯ ગણે છે; શૃંગેરીના પંડિતો, તારા૦ તર્ક૦, દયા૦ સર૦, એઓ બાત્રીસો તેવીસો કહે છે.

વિક્રમ શાલિવાહનના કાળને માટે નવા પંડિતોને આનાકાની નથી પણ યુધિષ્ઠિરના કાળને માટે (જે હજી ગણાય છે) વાંધો છે ખરો. કલિયુગનો આરંભ ઈ. સ. પૂ. ૩૧૦૧ વર્ષ ઉપર થયો —પહેલો ચક્રવર્તી યુધિષ્ઠિરનો ૩૦૪૪ વર્ષ (વિક્રમ શકના આરંભ લગી) ઈ. સ. પૂ. સૈકા આઠમામાં ઘણાંક જૂનાં રાજ્યો તૂટ્યાં તે કાળ કળિયુગના ૨૪૦૦–૨૫૦૦ વર્ષ ઉપર આવે છે ને એ કાળ પ્રલય-કાળનાં ૨૩૪૮ ઈ. સ. પૂ. છે તેથી જૂજ વધારે છે. યૂરોપના પંડિતોની ગણતરી આર્ય પંડિતોની ગણતરી આગળ કંઈ જ નથી—સાતમા મનુએ પ્રલયની લીલા જોઈ તેને આજ ૧૨૦૫૩૨૯૭૬ વર્ષ થયાં છે; પ્રત્યેક યુગનાં વર્ષોના સહસ્રાંશ કાળ લઇએ તો એક યુગનો સરવાળો ૪૩૨૦ આવે છે. આ અઠ્ઠાવીસમા યુગનો આરંભ કાળ અને પ્રલયનું વર્ષ ઈ. સ. પૂ. ૨૩૪૮ એ કાળ એ બે જેમાં આવી જાય તે કાળની ગણતરીનું આદિ ધોરણ રાખી આ ગ્રંથની રચના કીધી છે.

જુદી ધર્મવ્યવસ્થા કરી એક જગદીશ્વરનું જ્ઞાન પ્રકાશિત કીધું. શંકરે એક અદ્વૈત બ્રહ્મસચ્ચિદાનંદ સ્વરૂપનો બોધ કીધો અને પુરાણોક્ત શૈવ માર્ગ સ્થાપિત રાખ્યો; બ્રહ્મજ્ઞાનને વિરાગ તથા ભક્તિ એ બે વડે સબળ રખાવ્યું, મહમ્મદે એક જગદીશ્વરનો બોધ કીધો ને તેની જ ભાક્તનાં કર્મ વિધાન રાખ્યાં. યૂરોપના ગ્રેગરી સાતમાએ રોમના પોપને સર્વોપરિ ગુરુ પદે સ્થાપ્યો ને ધર્મવ્યવસ્થા કીધી તે ઉપરથી તેની આણ માનનારા કાથલિક ખ્રિસ્તી કહેવાયા* ( ગ્રીક ખ્રિસ્તીથી જુદા. )

---

*ખ્રિસ્તી ધર્મમાં એક ઇશ્વરનું જ્ઞાન છે; પણ તેની સાથે અવશ્ય તથા વિશેષ ક્રૈસ્ટ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવો એવો સંકલ્પ છે; ( કલ્યાણ, મન ને આત્મા ) પિતા, પુત્ર ને પવિત્ર વાસના એ ત્રિપુટીમાં પુત્ર આગળ પડતો છે. કાથલિક ધર્મમાં કુમારી મરિયમ તથા મરણ પામેલા સાધુઓના પવિત્ર આત્માઓની પ્રાર્થનાઓ કરવામાં આવે છે; રોટલી પાણીનો સંસ્કાર તે વિષે એવું મનાય છે કે તેથી ક્રૈસ્ટ-નું શરીર બને છે. પ્રોટિસ્ટંટમાં ભાવ તથા કૃપાપ્રસાદી એ બે જ રાખ્યાં છે.

---

પ્રોટિસ્ટંટ પંથ ચાલ્યાને સાડીત્રણસેં વર્ષ થયાં છે ને પોણી ત્રણસેં વર્ષમાં તે પંથના લોકે પ્રવૃત્તિવિષયમાં પુષ્કળ કામ કરી દેખાડયાં છે પણ તે ધર્મપંથે નોંધી રાખવા જેવો જય મેળવ્યો નથી. આલબીજેન્સિઝનાં મત, કાથલિક ધર્મ-ની સત્તા તોડવાને નીકળ્યાં હતાં, પણ કાથલિક ધર્મે તેઓને છૂંદી નાખી જય મેળવ્યો હતો ( સૈકા ૧૩ ના આરંભમાં ); ફ્રાન્સના ફીલિપ ચોથાએ પોપની સત્તા તોડવાને મંથન કીધું ( ૧૪ ના આરંભમાં ) પણ તે પ્રસંગમાં પણ કોન્સ્ટન્સની સભાથી ( ૧૪૧૫ ) પોપની તરફેનમાં સમાધાની આવી હતી. ( સોળમાના આરંભમાં ) કાથલિક ધર્મમાંથી પ્રોટિસ્ટંટ પથ જુદો પડયો ને ૫૦ વર્ષમાં એ પંથે પોતાનું ઘણામા ઘણું મોટપ મેળવ્યું પણ પછી તે તરત જ ગુમાવ્યું કે જે ફરીથી તેણે મેળવ્યું જ નથી; ( અઢારમા સૈકામાં ) કાથલિક ધર્મ ફ્રાન્સમાં નિંદાયો, યૂરોપમાં હલકો પડયો, પોપ કેદમાં પડયો ( ૧૭૯૯ ), પણ એ મરણ પામ્યો કે તરત પાછું કાથલિક ધર્મનું તેજ વધવા માંડયું ને આજકાલ તે ખ્રિસ્તીઓની સંખ્યામાં વધારો થતો સંભળાય છે.

૬. કાળાંતરે મહમ્મદના સ્થાપેલા ધર્મમાં પંથો નિકળતા થયા ને આજ લગી તે ૭૨ ઉપર થયા છે સૂની તથા શીહા એ બે તડાં મોટાં મોટાં છે — તોપણ એક ઇશ્વરનું જ્ઞાન સતેજ છે. કાથલિક ધર્મમાંથી પ્રોસ્ટેટંટ જુદા પડયા છે ને અનેક તડાં છે તોપણ તેઓએ કાથલિક એક ઇશ્વરનું જ્ઞાન વધારે સતેજ રાખ્યું છે. હિંદુસ્થાનમાં નિરાકાર બ્રહ્મનું જ્ઞાન ઝાઝીવાર ટકયું નહિ અને ( થોડાક કાળમાં જૈન ધર્મની ચડતી થયા, પછી ) જુદે જુદે મતે અમુક અમુક સ્વરૂપે એક ઇશ્વર છે એવું જ્ઞાન તો સતેજ રહ્યું; પણ શિવને બદલે વિષ્ણુ પ્રધાન દેવ મનાતો, રામ-કૃષ્ણના અવતાર મનાયા અને છેલ્લે કૃષ્ણની પ્રેમભકિત તથા ધર્મગુરુની સત્તા શ્રેષ્ઠ મનાઇ.

ધર્મસંબંધી વર્તમાન સ્થિતિ આ પ્રમાણે છેઃ પ્રવૃત્તિની દોડ અતિશય વધી જવાથી કેટલાક લોક ઇશ્વર વિષે, આત્માના અમરપણા વિષે, પાપ પુણ્ય વિષે નિઃસ્પૃહ છે ને ઘણાક સંશયી છે; તોપણ એક ઇશ્વરનું જ્ઞાન હજી છેક નિસ્તેજ થયું નથી. જાપાનના લોકે દેવળોમાંથી મૂર્તિઓ ખસેડવા માંડી છે, હિંદુસ્થાનમાં એક જગદીશ્વરની સ્તુતિ પ્રાર્થના કરવા વિષે, મૂર્તિ-પૂજન વિષે અને વ્યવહારનીતિ વિષે લોકમાં ચરચા ચાલે છે; મુસલમાન લોક નિવૃત્તિના પ્રવૃત્તિના ધર્મ વિષયમાં છેક જ અવ્યસ્થિત જડરૂપ બની રહ્યા દીસે છે; યૂરોપમાં અમેરિકાના પ્રોટેસ્ટંટ લોક પ્રવૃત્તિ ભોગના લોભ વધારતાં હવે છેક ટોચ પર આવી રહેલા છે; પ્રુશિયાએ કાથલિક આસ્ટ્રિયા તથા ફ્રાન્સને હરાવ્યાં છે ને તે પોતાની કાથલિક પ્રજાના પાદરીઓ ઉપર સખતી ચલાવે છે; પ્રોસ્ટેટંટ પંથનું જોર ઢીલું પડી જવાનો સંભવ છે.

૭. ઉપરના લખાણનો સારાંશ આ છે કે પ્રલય પછી તે ઈ. સ. પૂ. સૈકા આઠ લગી જગતનું મન અવશ્ય ને વિશેષે નિવૃત્તિ ભણી હતું. મનના સત્ત્વ ગુણ રાજાનું રાજ્ય હતું, એનો પ્રધાન ધર્મ હતો અને શ્રેષ્ઠ પ્રજા તે તપસ્વી--વિરાગી-ત્યાગી હતી.

ભાસે છે કે આ ચાલતા કામમૂર્તિકાળનો છેલ્લો અથવા આવવાના અર્થમૂર્તિ-કાળનો પહેલો મહાજય હવે થોડાક કાળમાં પ્રકાશશે. જગતમાં એક ઇશ્વરનું જ્ઞાન સતેજ થશે ( હિંદુસ્થાનમાં દ્વૈત જ પ્રધાન રહેશે કે અદ્વૈત થશે તે હમણા કહી શકાતું નથી ) એ તો નક્કી છે; સૂક્ષ્મ સ્થૂલ ધર્મો વિષે હમણા નક્કી થાય જ નહિ તોપણ આવી ઝાંખી થાય છે કે હવે યૂરોપનો ચંચળ સુધારો ખ્રિસ્તી નિવૃત્તિએ શુદ્ધ સુઘડ થશે ને એશિયાનો જડરૂપ દેખાતો સુધારો સમયોચિત મોટું ચાંચલ્ય દાખવશે ને એ રીતે જગતનું સ્વરૂપ ઘન સુંદર પ્રકાશશે. આ સંધિકાળનો નિવૃત્તિ ધર્મ વિરાગ — દાન — ભક્તિ એને દઢ કરવામાં અને પ્રવૃત્તિનો ધર્મ સત્યે — પ્રેમે — અર્થે પોતપોતાનાં મંડળનાં ઐક્ય દઢ કરવામાં તપવો જોઇએ,

યૂરોપના લોક કહે છે કે હવે વારી જગતમાં પ્રકાશ કરવાની સ્લાવોનિક લોકની (રૂશિયા વગેરેની) છે; ગ્રંથથી આ પણ ભાસે છે કે હવે અતિતમોગુણ શૂદ્ર રાજાનું રાજ્ય થાય, પણ તે પેહલાં થોડોક કાળ ધર્મોપદેશક વર્ગનું રાજ્ય સતેજ થાય. બૌદ્ધ પહેલાં વેદધર્મી બ્રાહ્મણનું ને વૈષ્ણવ ધર્મ પહેલાં શૈવ-બ્રાહ્મણનું હિંદુસ્થાનમાં ધર્મરાજય હતું; ગ્રીક પછી રોમન, પછી પાછા ગ્રીક ને પછી રોમન કાથલિક પ્રકાશ્યા; કાથલિક પછી પ્રોટેસ્ટંટ છે; રૂશિયા ચડે તો ગ્રીક પંથ સતેજ થવાનો સંભવ છે જ પણ તે કાળની પહેલાં કાથલિક વિશેષ સતેજ થયો જણાય ત્યારે નિયમ સિદ્ધ કહેવાય.



# દષ્ટિપરિવર્તન

યથા રાજા તથા પ્રજા એ નીતિએ કેટલીક નવી પ્રવૃત્તિ દાખલ થાય; મુસલમાનીમાં થઇ હતી, આપણે આઘા રહ્યા હતા, તે છતાં થોડીક આવી હતી; અંગ્રેજી થયે કેટલીક નવી આવી છે ને પ્રજાનો મોટા ભાગ આઘો રહ્યો છે; પણ સુધારાએ યૂરોપની સઘળી પ્રવૃત્તિનીતિ દાખલ કરવાને મથન કીધું એ ખોટું થયું. કેમકે નવી પ્રવૃત્તિ બહુ વધી. પણ વળી સુધારાવાળા સમજીને તે કાઢી નાખશે. સુધારાવાળાને પણ કાળે ઉત્પન્ન કીધા મંડળની વ્યવસ્થા વધારવાને કે જેથી મંડળ શુદ્ધિમાં આવી પોતાની વ્યવસ્થા કરે. સુધારાની ધાંધલે મંડળને જગાડયું છે, તો હવે કાળને નમી માનપૂર્વક સુધારાનું વિસર્જન કરીશું, તેનો ઉપકાર માનીને તથા સુધારાવાળાઓની કીર્તિ કરીને.

.........

સુધારાનો પ્રવાહ અટકયો છે ને ક્ષીણ થયો છે; અમે દિશા બદલાવીએ છીએ; એમ તે ગળાઇને નિર્મળ ઝરણરૂપે મંડળમાં ભરાઇ એને પુષ્ટ સબળ કરશે. મોહભરી આસકિતની સામા અમારૂં બોલવું તે પ્રિય ન જ લાગે, પણ અમને દોષ લાગ્યા તે અમે કહ્યા; દોષનો વિચાર ન કરતાં માત્ર નામનો જ મહિમા ગાયા કરવો એ હાનિ કરનારો મમત છે.

...........

માટે હવે ગુજરાતી સુધારાએ પોતાને જુદો ન કહેવડાવતાં મહામંડળમાં મળી જવું: સ્વધર્મ ઉપર ભકિત વધારવી ને સત્ય સંતોષ મર્યાદાએ ઉદ્યોગ કરવા. ભૂલ્યા ત્યાંથી ફરી ગણો, માંડો પંડયા ઘરથી, ઉદ્યમે છે સિદ્ધિ, હારે તેને હરિ મળો, નીતિએ નારાયણ વસે; સત્યે લક્ષ્મી, સંપે જંપ, પાપે ક્ષય ને ધર્મે જય.

૮૭

# સુધારાનું વિસર્જન

## ૧

૬. પ્રત્યેક પ્રજામંડળની સ્થિતિ કાળે કાળે બદલાય છે; કોઇ કાળે અતિઘણી તથા કોઈ કાળે અતિ થોડી પણ બદલાતી ને પછી બદલાએલી દેખાય છે.

બદલાતી સ્થિતિના સમયમાં કેટલાક જણ પોતપોતાના મત પ્રજાને જણાવે છે અને કેટલીક વારે બે મોટા પક્ષ સામસામા બંધાય છે—જો કે વળી એકેક પક્ષમાં પણ મતફેર થોડો કે ઘણો હોય છે જ.

જૂના નવા વિચારની ચાલતી લડાઇમાં કેટલાક જણ પોતાના મતને ભૂલભર્યું જાણી લે તોપણ અપમાનને ભયે કે ભાવિ જયની આશાએ હઠ ધરીને મૂકતા નથી; કેટલાએક ભૂલ જણાયેથી બીજા પક્ષમાં ઊતરે છે; કેટલાક તટસ્થ દિંગ્મૂઢ રહી જોયાં કરે છે; કેટલાએક સંશયે નબળા કે સ્વાર્થે સબળા ને મધ્યસ્થનું ડોળ ઘાલી રહે છે; અને કોઇ વળી પ્રથમ ન દીઠામાં આવેલા તે નવા દેખા દે છે.

લડાઇ કોઈ વાર બંધ પડે છે, કોઇવાર ધીમી ચાલે છે, કોઇવાર પૂર ઊરમાં મચે છે, સમયની આવવાની અવધિએ જૂના નવા વિચાર છિન્નભિન્ન થએલાની નવી વ્યવસ્થા થાય છે.—નવો વિચાર તે જૂનાને નિર્મૂળ કરી શકે જ નહિ કેમકે નવો તોપણ બાપનો બેટો થાય; તે થોડોઘણો જૂનામાં ભળે કે પોતાનું નાનું કે મોટું જુદું રાજ્ય માંડે ને એ રીતે જીત્યો કહેવાય. જૂનો તે પોતાનામાં નવાને થોડાકે દાખલ કરે (સમયને નમીને) કે ના જ કરે, બહાર હાંકી મૂકે, તો એ જીત્યો કહેવાય. ઘણુંખરૂં નિત્યના જૂનામાં સમયના નવામાંના કેટલાક વિચાર ભળી રહે છે.

૨. હિંદુ પ્રજામંડળ છેક જૂના કાળથી સ્થાપિત છે. મનુથી તે યુધિષ્ઠિર સુધીના ત્રણ મોટા યુગ જેટલા લાંબા કાળમાં જોકે ઘણીવાર ધર્મ-ચક્ર તથા રાજચક્ર બદલાયાં તોપણ સંસારનો ત્યાગ કે રાગ એ વિષયમાં પ્રજાએ ત્યાગને જ અવશ્યે પ્રધાન જાણ્યો માન્યો પાળ્યો હતો. પછી કેટલોક કાળ તેમ જ હતું. પછી વળી સતેજ બૌદ્ધ તથા નિસ્તેજ બ્રાહ્મણ એ બે ધર્મે ત્યાગને જ મનાવ્યો હતો. વિક્રમ સંવતના આરંભથી તે સૈકા વીસના આરંભ લગીમાં શંકર વૈષ્ણવ જૈન એ ત્રણ ધર્મે પોતાના અનેક સંપ્રદાય સાથે અને કબીર નાનક સાધુ સંન્યાસી જોગી જનોના પંથોએ ત્યાગને પ્રધાન ભણ્યો છે. અર્થાત્ નિવૃત્તિધર્મ પ્રધાન ને પ્રવૃત્તિધર્મ ગૌણ એમ હિંદુઓ પરંપરાથી માનતા આવેલા છે.

એ બે ઊલટપૂલટ થાય એટલે પ્રવૃત્તિનો ધર્મ પ્રધાન મનાતો થાય સકળ પ્રજામાં, તેવો નવો વિચાર ત્રીસેક વર્ષ થયાં દેશમાં ઘૂંઘૂં કરી રહ્યો છે. તે બહુ બહુ પ્રકારે ઉદ્યમી છે. પ્રજા પરલોક સંબંધી વિચાર કાઢી નાખે ને આ લોકના સુખ ભોગનો જ રાખે તેને માટે દેશાભિમાનને મહાદૈવત મનાવવાને સુધારાવાળા મથન કરે છે.

સ્થિતિબળ જોઇએ. ત્યાગધર્મ પ્રજાના હૃદયમાં ઘણા કાળથી વ્યાપી રહ્યો છે ને રાગધર્મ તે થોડુંક થયું દેખાઇ ઘૂંઘૂં કરે છે. હિંદુ પ્રજાની સંખ્યાના પ્રમાણમાં સુધારાવાળાની સંખ્યા હજી કંઇ જ નથી. અગ્રેસર કેવા છે? સનાતન ધર્મમાં આચાર્ય તથા ધર્મગુરુ ને શિક્ષક બ્રાહ્મણ એ સ્થિતિ-ભ્રષ્ટ છે—સાત્ત્વિક તે સમય નથી એમ માની ટકટક જોયાં કરે છે, રાજસી તે વિલાસમાં મગ્ન છે, ને તાપસી તે અર્થ સાધવે પ્રપંચ રમે છે; કેટલાક પંડિત નવા વિચારની સામા પણ થાય છે:—કેટલાક પુનર્વિવાહ પ્રકરણમાં ને કોઈ કોઇ સ્વામી દયાનંદના ધર્મકથનની. પ્રજાનો મોટો ભાગ સુધારાના બકવાદને ન લેખવતાં સ્વધર્માચરણ ઘરડા કરતા આવ્યા તેમ કર્યા જાય છે ને એમાંના કેટલાક જેને સુધારાનો પાસ લાગ્યો છે તેઓ

ઘરમાં ને જ્ઞાતિમાં જૂની રીતિ રાખી રહી કે કાંઈક બદલી સુધારાને વખાણે છે પણ તે પક્ષમાં જતા નથી. સુધારાવાળામાં સેન તો દિનપરદિન વધારે વધારે ખ્રિસ્તી સાધુના સ્વપ્રરંગમાં રમે છે. સ્વામી વેદની સંહિતાને જ મનાવે છે ને તે પણ તેમાંની હિરણ્યગર્ભ સૃષ્ટિની દેવતાઓને કાઢી નાખીને; તે હમણાં મુંબઈ ઈલાકાની આશા છોડી ઉત્તર હિંદુસ્થાનના તથા પંજાબના પ્રદેશમાં ઘૂમે છે. પ્રાર્થનાસમાજના અગ્રેસર તો દયામણા છે. સાધકસુધારાવાળામાં હવે પછી કોઈ ગાદી ચલાવે તેવા હજી લગી તો જણાતા નથી. પ્રજામાં વેદોક્ત જ્ઞાન વિશેષ સતેજ થતું જાય છે ને જ્ઞાતિ આચાર કર્મ વિષયમાં તેણે કાંઈ કાંઈ હઠ મૂકી છે. રાજ્યનીતિ, દેશસમૃદ્ધિ, વિદ્યાકળા વ્યવહારચાતુર્ય એ વિષયમાં સુધારાવાળાનાં વખાણ કરે છે પણ નિવૃત્તિધર્મના વિષયમાં એ હાથ ઘાલે છે તે તેને પ્રિય નથી. સુધારાવાળાના પ્રયત્નમાં આર્યસમાજે કેટલાક અંગ્રેજી ભણેલાને વેદ માનતા કીધા છે; સૌ સુધારાવાળાએ ખ્રિસ્તી ઉપદેશકોનું ફાવવા દીધું નથી પણ પ્રજામાં કુસંપ કીધો છે; કેટલાકને સંશયી કીધા છે, તેઓ બહુબોલા છે; કહેણી પ્રમાણે રહેણી રાખતા નથી; વિષયસેવન યથેચ્છ કરે છે; અસત્ય, અમર્યાદા, વ્યભિચાર, મદ્યપાન, સ્વાર્થબુદ્ધિ, સંકોચવૃત્તિ એ આદિ દુર્ગુણ પ્રજામાં વધ્યા છે, તે જડ શક્તિને વખાણનારા ને નીતિ વિશે નિઃસ્પૃહ રહેનારા સુધારાવાળાની સંગતિએ. કેટલાક પંડિતો બંગાલી તથા દક્ષણી પુનર્વિવાહના પક્ષમાં ગયા છે ને સૂરતનો એક દક્ષણી શાસ્ત્રી દેશાટનને પુષ્ટિ કરનારો હતો. થીઓસોફિસ્ટ અગ્રેસરોએ યોગ તથા મંત્રની સિદ્ધિ સત્ય માની એની વિરુદ્ધ જે સુધારાવાળા તેને ઝાંખા પાડયા છે અને સનાતન ધર્મનો આદર કરવા ભણી કેટલાકની મતિ કરી છે. યૂરોપના ઘણાક લોક પ્રવૃત્તિમાં મચેલા ને સાત્ત્વિક ત્યાગવૃત્તિવાળા હિંદુને પુરુષાતનરહિત કહે છે પણ સમજવાનું આ છે કે સત્ત્વ મલિન થયેથી, ત્યાગવૃત્તિ ઓછી થયેથી હિંદુઓ નિર્બળ થયા છે બાકી સત્ત્વ તથા ત્યાગમાં તો બળ છે જ. ગીતામાં કૃષ્ણોક્તિ છે अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्वा 'સંસાર જેનાં મૂળ બહુ ફેલાએલ છે તેને દૃઢ અસંગરૂપી શસ્ત્રે છેદવો'—ત્યાગ જ શ્રેય છે.

ઉપર પ્રમાણે બંને પક્ષનું બળ જોઇએ છીએ; વળી સ્મરણ આણીએ છીએ કે સ્વધર્મનું જાણ્યા વિના પરધર્મના મોહમાં અનુભવ વિનાના તરુણોએ સુધારો આરંભ્યો હતો, વળી જોઇએ છીએ કે કાળ હિંદુઓની વૃત્તિનું વલણ પાછું ફેરવે છે ત્યારે અમને તો પ્રતીતિ થાય છે કે સમયની અવધિએ સનાતન ધર્મ થોડોક જ સુધારો પોતાનામાં દાખલ કરશે.

૩. **સાર**–નિર્વૃત્તિધર્મવિષયમાં વેદોક્ત સનાતન ધર્મ છે તે જ લોકે પાળવો;– સુધારાનો કે સમાજવાળાનો નહિ નહિ ને નહિ. પ્રપંચી મમતીઓનો મમત મુકાવવાને અમારો મમત કે યત્ન નથી પણ સત્યાર્થ ગ્રહણ કરવાની ગરજવાળાને અને સંશયી છે તેને સમજાવવાને અમારો યત્ન છે ને તે પણ મમતથી નહિ.

સુધારાનો ઉદ્દેશ પ્રવૃત્તિધર્મ વધારવાનો ને એને અર્થે દેશાભિમાનની પ્રતિષ્ઠા ને એનો ખરો મર્મ સ્વરાજ્ય કરવાનો ને એને માટે ઉપાય લેવાય નહિ ત્યારે સુધારાવાળાએ વર્ણાશ્રમ કાઢી નાખી લોકનું ઐક્ય કરવું યોજ્યું; એમાં કાંઈ વળ્યું નહિ; હવે સ્વરાજ્ય કરવાને લોકસમસ્તના ઐક્યની અગત્ય છે કે લોકમાંના ક્ષાત્રબુદ્ધિવાળા એઓએ જ માત્ર ઉદ્યોગ કરવો ? બ્રાહ્મણબુદ્ધિવાળાએ શું કરવું ? એ સર્વ વિચાર સમજુકોએ કરવા;—અને પછી સુધારાને સમયને માટે ઘટે તેટલો દાખલ કરી જૂનામાં ભેળવો એ અમારું કહેવું છે.

૨

૪. પ્રવૃત્તિવિષયમાં ઉત્તમ પ્રકારનું સુખ દેશીઓ ભોગવે તેવી શુભેચ્છા હિંદુ સુધારાએ પ્રસિદ્ધ કીધી. કોઇ પણ પ્રજાની પ્રવૃત્તિવાળી સ્થિતિનું ઉત્તમ દર્શન તે તેના સ્વદેશી સ્વધર્મી સ્વાનુકૂળ સ્વરાજ્યમાં જ હોય; તો, લાંબે કાળે પણ આ દેશમાં હિંદુઓને સ્વરાજ્ય થાય એ હેતુ સુધારાનો હોવો જોઇએ. સ્વરાજ્ય થાય તેને માટે દેશાભિમાન છે એમ તો સુધારો સ્પષ્ટ બોલી શક્યો નહિ, હમણાંની સરકારની ઇતરાજી થવાની બીકે; પણ

દેશી પ્રજાની સ્થિતિ સઘળી વાતે સારી થાય, દેશના અનેક ધર્મજાતના જન સામાન્ય લાભમાં સંપે કામ કરતા થાય તેને માટે દેશાભિમાન છે એવો તેણે લોકને બોધ કીધો. વળી હિંદુપ્રજામાં ધર્મભેદે કુસંપ છે અને ધર્મકર્મમાં બહુ કાળ ગાળવાથી તથા જ્ઞાતિના પ્રતિબંધથી પ્રવૃત્તિનાં કામ થતાં નથી માટે નવા ધર્મની યોજના કીધી ત્રીસ વર્ષનો અનુભવ કહે છે કે સુધારાનું દેશાભિમાન તે સ્વદેશી ધર્મ-નીતિ-રીતિ વિશે દેશી સમસ્તનું બહુ કાળનું જે ઉત્તમ પ્રકારનું અભિમાન તેને નિંદી નિર્મૂળ કરવાને મથન કરે છે. યુરોપના લોકમાં દેશાભિમાન એ મોટો વિચાર છે, પણ માત્ર પરદેશી સત્તાને અધીન લોક ને તેની સામા થવાના ઉદ્યોગમાં તથા સ્વદેશી રાજ્યવાળા તે પરદેશી રાજ્યવાળાની સામા થવાના પ્રસંગમાં દેશાભિમાન રાખે છે. હિંદુ પ્રજા નિવૃત્તિધર્મનો મોટો વિચાર રાખનારી તે નવા દેશાભિમાનને ઝીલતી નથી ને નવા ધર્મને લેખવતી નથી.

૫. ગયા કાળમાં કેમ થયું છે તે જોઈએ. વિક્રમની પૂર્વે ઘણાંક પરદેશી રાજ્ય હિંદુસ્થાનમાં હતાં પણ તે સમયની અવધિએ તૂટયાં; પછી રજપૂતોનાં રાજ્ય આવ્યાં, રહ્યાં ને ગયાં, અને સંવત ૧૨૫૦ થી હિંદુ પ્રજા પરધર્મી સત્તાને અધીન રહે છે; કે જેમાં વચમાં વચમાં કહીં કહીંના કોઈ કોઈ લોકજથાએ થોડી થોડી વાર રાજ્યસુખ ભોગવ્યું છે, પણ તે સ્વપ્ન જેવું. પ્રજા સ્વધર્મને વળગી રહી પોતાનું હિંદુપણું રાખી રહી છે ને પડતીના કાળને જેમ તેમ નિર્ગમન કરે છે. હિંદુ પ્રજા પોતાના ધર્મ-રાજ્યની જ દરકાર રાખે છે, રાષ્ટ્રરાજ્યની નહિ; જ્યારે એ અતિ દુઃખદ થાય છે ત્યારે પ્રજાનું રક્ષણ હરકોઈ રીતે થાય છે. પરધર્મી સત્તાની સામાં હિંદુ પ્રજાના રક્ષણને અર્થે સ્વધર્મી રજપૂત છેક જ અશક્ત થયા ત્યારે દક્ષણી શૂદ્ર તથા બ્રાહ્મણની હાક હતી ને એઓ જ્યારે અશક્ત થયા ત્યારે હવે અંગ્રેજ છે.

છે જાનમાલની પૂરી સલામતી ને સઘળી વાતે છૂટ, રાજ્યપ્રકરણ-માં પણ મત જણાવવાની છૂટ છે ( માત્ર નથી સરકારની સામા થવાની ).

ધર્મ સંબંધી જુલમ નથી; કેટલા બધા લોક સરકારી નોકરીમાં મહીને મહીને પગાર લે છે ને કેટલા બધા જુવાન વિદ્યાભ્યાસ કરે છે! રેલવે પોસ્ટથી કેટલી સગવડ છે! વગેરે. તો પૃચ્છા નીકળે છે કે પરદેશી ખ્રિસ્તી અંગ્રેજો (દૂર વિરાજતી ચક્રવર્તી રાણીશ્રીની સરકાર) જેટલું જેવું સુખ દેશી પરધર્મી લોકને સઘળી જાતને સરખી રીતે આપે છે તેવું છસેંસત્યાશી વર્ષના કાળમાં કોઈ હિંદુ કે મુસલમાન રાજ્યે આપ્યું છે? ના, રાજ્ય સારું છે. મુગલાઈ લૂંટાઇ પીંખાઈ તેવામાં અંગ્રેજને બદલે ફ્રેંચનું ફાવ્યું હોત તો આપણે આપણું હિંદુપણું રાખી રહેત નહિ, કેમકે આપણામાં તેઓ હળતા રહેત ને આપણે તેઓનું પહેલું લેત. આપણે આપણું હિંદુપણું હજી રાખવું છે માટે જ ઇશ્વરે આપણને અંગ્રેજી રાજ્યને અધીન કીધાં છે.

બીજી રીતે જોઇએ–એ તો માયાવી રાજ્ય છે. સ્વાર્થ સાધવે સાચવવે વધારવે બહુ જ ચોકકસ કઠિન છે. દ્રવ્ય તથા હકકનું હરણ કરી લીધું છે ને હજી કરી લેશે; થોડાંક વર્ષ થયાં તો લોક કરભારથી તથા ઉદ્યોગ ન મળવાથી અતિસે પીડિત છે. ગોરાકાળાના ન્યાયમાં ભેદબુદ્ધિ વધારે દેખાય છે. ને આગળ ન્યાય હતો ને હમણાં નથી, દેશી રાજ્યો પર કરડી દૃષ્ટિ છે; રાજ્ય-નીતિ બગડવા માંડી છે એમ સમજુકો કહે છે. પણ તેઓ નથી ઇચ્છતા કે રાજ્ય જાય કે સરકાર નારાજ થાય રૈયત પર.

બનાવ અદ્ભુત છે! બ્રિટીશ રાજ્યથી કેટલાંકનાં મન અતિ ચંચળ થયાં–તેઓની વૃત્તિ પરંપરાની નિવૃત્તિમાંથી ખસી ને પ્રવૃત્તિમાં ધસી; તેઓની ઇચ્છા તૃષ્ણા વધી; બ્રિટિશ રાજ્યમાં ખ્રિસ્તી ધર્મની નીતિ સુધારાએ દેશીઓમાં પ્રવર્તાવી, પાદરીઓનું કેટલુંક કામ સુધારાએ કીધું; અને બ્રિટિશ રાજ્ય તેની તથા લોકની ઇચ્છા પૂરી પાડતું નથી કે પૂરી પાડી શકતું નથી. સરકારનો, લોકનો, સુધારાવાળાનો શો શો દોષ છે, બનાવો કિયા કિયા દેશીઓને પ્રતિકૂળ બન્યા છે અને કેમ થવાનું છે તથા કેમ કરવું જોઇએ એ વિશે સરકારે ને લોકના અગ્રેસરોએ હવે અવશ્ય કરી બુદ્ધિએ વિચાર કરવાનો છે, પોતપોતાની ભાવિ સ્થિતિને માટે.

સુધારાએ નિવૃત્તિને ટાળી પ્રવૃત્તિનો મોટો મહિમા વધાર્યો, પણ પ્રવૃત્તિમાં જ સૌથી વિશેષ પ્રવૃત્તિવાળું તથા સર્વોપરિ ઊંચું એવું જે રાજ્યપ્રકરણ તેમાં તો સુધારાએ મિથ્યા મથનનું પરિહાસનું સ્વરૂપ દેખાડયું છે; અતો ભ્રષ્ટતતો ભ્રષ્ટ જેવું, લોક તથા સરકાર એ બેની વચમાં અથડાતું, દયાપાત્ર કે હાસ્યપાત્ર, ઉત્તેજનપાત્ર કે તિરસ્કારપાત્ર એમ મતો કઢાવતું.

૬. પ્રવૃત્તિવિષયનાં બીજાં પ્રકરણોમાં સુધારાનો ઉદ્યોગ તો ઘણેક પ્રસંગે જણાવ્યો છે પણ સદ્‌ગુણનીતિપ્રકરણમાં થોડુંક અહીં ફરીથી લખીશું. પરંપરાથી સ્થાપિત નીતિ નિવૃત્તિધર્મની કે જેને અંકુશે પ્રવૃત્તિ વ્યવસ્થિત રહે તેને તો વગોવી–શાંતિ, વૈરાગ્ય, પવિત્રતા, સત્ય, મર્યાદા એમાંના દૈવતને ખોટું મનાવ્યું, પણ સત્ય, સભ્યતા, સંપ, બંધુત્વ, પરોપકાર એને વખાણ્યાં ને પ્રપંચ, અમર્યાદા, કુસંપ, વાદ, મમત, સ્વાર્થ એ દેખાડયાં. ત્યાગ ઉદારતા સ્વાર્પણ એના શૌર્યનો અનાદર કરી, સ્નેહ, સંકોચ, સાવધાની એનું શૌર્ય દાખવી, સુધારાવાળાની, કોરટ કાયદાની, વકીલ બારિસ્ટરની, પરદેશી વેપારીની નીતિના સહવાસમાં હિંદુ લોક પણ પોતાના નિત્યની નીતિઓનાં બળ વિશે શંકા આણતા થયા છે.

૭. સુધારો કહે છે કે માત્ર સંસારી સ્થિતિ સારી કરવી; પ્રજાની સ્થિતિ નઠારી છે તેનું કારણ નિવૃત્તિ ધર્મ છે માટે તેને કાઢી પ્રવૃત્તિધર્મ રાખવો; પ્રવૃત્તિ વધવાથી લાભ છે ને રાજકીય લાભ પણ; उद्यम खंते शुं न बने रे पहाड पाणी थइ जाअे.

સનાતન ધર્મ ઇચ્છે છે કે સંસારી સ્થિતિ પણ સારી રહો; સ્થિતિ સારી કે નઠારીનાં કારણ સ્વભાવ, કાળ, દૈવ, કર્મ એ સર્વે છે કે જે ટાળ્યાં ટળતાં નથી; સત્કર્મ કર્યાં કરવાં કે લાભનો સંભવ ઘડાય (પ્રવૃત્તિ વધવાથી હાનિ છે). धार्युं न थाये थवानुं ते थाये; आशाए जीव फोगट ठगाये.

યૂરોપના કર્માભિમાની તથા પ્રવૃત્તિવિસ્તાર કરનારા લોકની પણ ચડતી પડતી થઇ છે. હમણાનાં સ્વાધીન રાજ્યના લોક તે પૂર્વકાળમાં

પરાધીન હતાં જ; જાતિસ્વભાવ દેશસ્થિતિ પરત્વે તેઓએ જુદા જુદા જશ દાખવ્યા છે; ઘણું ઘણું મથન કરે પણ તેઓને ઇચ્છેલી સિદ્ધિ મળી નથી; ને વળી વિપરીત ભૂંડાં પરિણામ પણ બન્યાં છે. એ શી શિક્ષા સૂચવે છે ? તે લોક પણ પોતાનાં તથા સંબંધીઓનાં કર્મ ( પૂર્વ તથા વર્તમાન ) અને જગતનો સ્વભાવ ( ઉત્પત્તિ સ્થિતિ લય ) તથા કાળ એના એકત્ર યોગને વશ હતા તથા છે જ.

હિંદુઓ જૂના કાળથી એક જ ઠેકાણે છે, પરદેશી પરધર્મી જે દેશી થએલા, તે સાથે પણ ભળ્યા નથી; પંદર સોળ કરોડ જેટલી સંખ્યા પોતાની રાખીને સ્વધર્મની આણમાં સુખી છે. ( બહારના લોકનો ઉપદ્રવ ઘણું કરીને નહિ.) બહારના હુમલાની સામા થવું, શત્રુને પાછા કાઢવા, ને કદાપિ તે દેશમાં ભરાય તો તેઓથી અળગા રહેવું–ખાવા પીવા લગ્ન વગેરેનો સંબંધ કરવો નહિ—એ નીતિએ પ્રવૃત્તિથી દૂર રહેલા. મુગલાઈના વિલાસમાં મોહ ન પામેલા, બીજા લોકના સંબંધથી નહિ પણ પોતાની જ બુદ્ધિએ પોતાનો ઉત્કર્ષ કરવાવાળા. હિંદુઓનું ઐક્ય દેશકુળ ધર્મ એ ત્રણે વાતે સઘન થએલું, તેને શિથિલ કરવાને સુધારાએ હામ બીડી એ કેટલું ઉચ્છૃંખલપણું ? સુધારાવાળા વીસરી ગયા કે રાજ્યશ્રયથી બહુ ફાવી ગએલા બૌદ્ધ તેમાંનો એક પણ આજે હિંદુસ્થાનમાં નથી. લોક આ સૈકાના નવા થતા શોધના લાભ લેવામાં ફાવતા નથી; એ વિના પાછલાં સેંકડો વર્ષના કાળમાં ભૂમિ ધન ધંધા વેપાર વિદ્યાકળાના વિષયમાં કોઇ પણ વાતે ઊણા નહોતા અને હમણાં જોકે ધન ધંધાની અછત છે, ભૂમિનું ઉત્પન્ન જોઇએ તેથી વધારે સરકારી તિજોરીમાં જાય છે, તોપણ ભૂમિ કંઈ ઊપડીને બીજે કહીં જવાની નથી. નિવૃત્તિવિષયમાં હિંદુઓએ ને પ્રવૃત્તિ વિષયમાં હિંદુસ્થાને જગતને મોહિત કીધું છે. હિંદુસ્થાનનું ધન જોઈ ખ્રિસ્તીઓ આવ્યા વેપારને અર્થે ને પછી અહીંની અવ્યવસ્થામાં ધણિયાતા થઇ બેઠા. ગરીબ હિંદુઓ પોતાનાં બૈરાં છોકરાં સાથે આજે પણ સુખી છે તેવાં યૂરોપમાં શ્રીમંતો પણ સુખી નથી. યૂરોપમાં રાજકુળ નિરંતર ભયમાં

રહે છે ને પ્રજાકુળ એકમેકથી સાવધ; એમાંનું અહીં કંઇ નથી. તો હવે કયા નિત્યના ઉદ્દેશને અર્થે સુધારો લોકની પ્રવૃત્તિ વધારવાને ઇચ્છે છે?

૮. હિંદુ પ્રવૃત્તિ નબળીને યૂરોપની નીતિએ સબળી કરવી એવો અમારો ઉદ્યમ પ્રથમ હતો, બીજા સૌ સુધારાવાળાની સાથે; એ યોજના હાનિ કરનારી થઇ છે એમ અમે પાછળથી જાણ્યું; ને સાથીઓને કહીએ છીએ. હવે હિંદુ નિવૃત્તિ નબળી તેને સબળી કરવાને ઉદ્યમી છીએ, સમજીને કે એમ થશે તો એની સાથે અનાયાસે પ્રવૃત્તિ પણ સબળી થશે.

પુરાણ માંહેની ઘણીએક કથા જેને સુધારો હસી કાઢે છે તે ખરેખર શિક્ષણીય છે. દેવ દૈત્યને પરસ્પર હાડવેર હતાં; દૈત્યની મોટી પ્રવૃત્તિ નિત્યે ને દેવની કોઇ કોઈ સમે હતી; દૈત્યોએ ઘણીવાર દેવને સ્વર્ગમાંથી કાઢેલા, પણ દેવની સત્તા સ્વર્ગમાં બહુકાળ રહી છે; દૈત્યના મારની સામા દેવથી ટકાતું નહિ ને તેઓ નાસભાગ કરી છૂપા રહેતા, પણ વળી અનુકૂલ કાળે તેઓ જ દૈત્યને હાંકી મૂકતા. ભગવદ્ગીતામાં દૈવી સંપત્તિ ને આસુરી સંપત્તિ વિશે પ્રકરણ છે. એ સર્વ ઉપર વિચાર કરતાં ખુલ્લું જણાય છે કે, આ દેશના હિન્દુની ને યૂરોપના લોકની નીતિ કોઈ દહાડો પરસ્પર હળનારી નથી. સુધારો તમોગુણે યૂરોપની નીતિ આપણામાં દાખલ કરવાને હજી પણ મથે, પણ તે દાખલ થશે નહિ ને થઇ કદાપિ, તો તે લોહી ચૂસી લીધા વિના પણ રહેશે નહિ. યૂરોપમાં થોડાક જણ સાત્ત્વિક છે ને આપણામાં થોડાક જણ પ્રપંચી તામસી ક્રર છે. આપણી હમણાની નીતિ નમ્ર મલિન સત્ત્વરજસી છે ને તેઓની ઉન્મત્ત મલિન રજસ્તમસી છે; એ બે કેમ હળે?

આપણી નિવૃત્તિ સબળી કેમ થાય? સ્વધર્મના જ્ઞાનથી—ને સ્વધર્મ એ વિષય ઉપર તો અનાદર છે; આસ્થા ઊઠતી જાય છે; ત્યારે કેમ કરવું? દેશી નીતિ ને પરદેશી નીતિ એની તુલના કરી સારાસાર શીખવો;

સ્વધર્મને પણ જાણવો ને પછી સમજવો—જોઇએ તેવા સમજનારા ન હોય તોપણ તેમાંના વિષય પર પોતે જ વિચાર કર્યા કરવો ધીરજ રાખીને. લોકને ધર્મ સમજવાની ઇચ્છા થશે તો સંપ્રદાય–પંથના ગુરુ ને બ્રાહ્મણ તે પણ ઉદ્યમી થશે. (ગુરુ ભૂલે તો શિષ્યે ને શિષ્ય ભૂલે તો ગુરુએ એમ એકમેકને સાવધ કરવા.) એમ થયેથી પરનીતિનો મોહ ખસશે ને સત્ત્વ ઉપરનો ઘણો જ મળ જશે. પછી સ્વધર્મ પાળ્યેથી સત્ત્વ વધારે શુદ્ધ થઇ વધારે તેજ ધરશે, ને પછી ધીરજના તપમાં કાળાકાંક્ષી રહેશે. પોતાનો જય પ્રકાશ કરવાને સત્ત્વગુણનું લક્ષણ છે કે પોતાનાને બાઝી રહેવું, અસત્યનો પાસ ન લાગે માટે સંરક્ષિત રાખવું, શત્રુ આવી દુઃખ દે તો કનક કામિની-નો ત્યાગ કરી સામું થવું — હારવાને કે જીતવાને પણ પૂરેપૂરા. હિંદુનું બળ સહન કરવામાં તથા સદાચાર પાળવામાં છે અને ધર્મરક્ષણને અર્થે કોઈ સમયે મહા કપટ ને અતિ ક્રૂરતા કરવામાં પણ છે. (સત્ત્વનો તમ) આપણું જાણીશું, શુદ્ધ થઈશું, નિશ્ચળપણે તથા નિયમે પરલોક સંબંધી તથા આ લોક સંબંધી સત્કર્મ કરતા રહીશું તો તે કર્મ વિપાકકાળે બહુ કાળ રહે તેવું જયસુખ આપશે જ.

સ્વધર્મભક્તિ એને બળે ખ્રિસ્તી ને મહંમદી લોકે પ્રવૃત્તિમાં મોટા જય દાખવ્યા છે તો હિંદુઓ ક્ષુદ્ર જે માત્ર પ્રવૃત્તિ વિષેનું કલ્યાણ તે કરવાને સમર્થ કેમ નહિ થાય? કાળે કાળે જ્યારે મોહ થએલો (પછી સ્વભાવે કે સંગતિએ) ત્યારે તેઓને તેઓના જ બ્રહ્મજ્ઞાને, તેઓના જ પ્રારબ્ધવિવેકે ને તેઓની જ સ્વધર્મભક્તિએ તેઓને સાવધ ને ઉદ્યમી કીધા હતા ને હવે પણ તે જ કરશે. મુસલમાન રાજ્યથી હિંદુ ધર્મને કંઈક આંચ લાગેલી ને બ્રિટિશ રાજ્યથી વધારે; પણ હિંદુ સુધારાવાળાએ તો મોહવિદ્યાને પ્રતાપે દેશાભિમાનની નીતિએ હિંદુ ધર્મનું નખોદ વાળવા માંડયું; પણ ચિંતા નહિ, હવે સુધારાવાળા વહેલા ઠેકાણે આવશે.

૯. કેવળ સ્થૂલ બળની વૃદ્ધિ વિશે સુધારાનો બોધ છે, કેમકે તેનો ઉદ્દેશ પ્રવૃત્તિ જ વધારવાનો. 'જનની મોટી સંખ્યા અમારા મત થાય; દેશમાંની

પદાર્થશકિત વધે; મંત્ર તથા રસાયનની ક્રિયાએ ને વેપાર તથા ધંધાએ દેશની સમૃદ્ધિ વધે, દીર્ઘ કાળ બ્રહ્મચર્ય પાળ્યેથી તથા બાળલગ્ન બંધ કરી બહુ મોટી વયે પરણ્યેથી શરીરમાં ધાતુની વૃદ્ધિ થાય; યત્ન કરો કે હવા સાફ થાય કે આરોગ્ય આયુષ્ય વધે ઇત્યાદિ; એ બોધનો આદર કરે તેવો લોકનો સ્વભાવ જ નથી. વળી

'સુખ સ્વતંત્રતાનું મોઘું મળે શિર સાટે,
રક્તબલિદાન દેવું કાર્યસિદ્ધિ માટે.'

એ સ્વાર્પણ, ત્યાગ, ઔદાર્ય, સત્ય, પોતાનું જ રાખવું પારકું લેવું નહિ એ અભિમાન, કુલીન જોદ્ધાનું માન ઇત્યાદિ નીતિનો બોધ દાસપણામાં લોકને ઉત્તેજન આપી શકે નહિ, તો હવે મોહિત મૂર્ચ્છિત પતિત લોકને ભ્રષ્ટ સ્થિતિમાંથી કાઢી ઉપર આણવાને શો ઉપાય છે ?

હજી તેઓની સ્વધર્મ ભણી દૃષ્ટિ છે. (જે બ્રહ્મજ્ઞાને રામ અર્જુન એઓનો મોહ ગળ્યો હતો તેનું પૂરું વિસારણ થયું નથી) તો તે વિષેનું ઉત્તેજન તેઓને મળવું જોઇએ—

પ્રવૃત્તિ જૂનું વળગણ તોએ ધર્મહઠે રહેવાશે;
હૃદયદ્રવ્ય ઊકળશે ત્યારે પર્વત તો ઊંચલાશે.'

માટે લોકની સ્વધર્મભકિત દૃઢ કરવાનો ઉદ્યોગ સર્વે યોગ્ય અધિકારીઓને સોંપી દઇએ છીએ—પુનરપિ સ્મરણ કરીને કે 'यतो धर्मस्ततो जयः'

૩

૧૦. એ પ્રમાણે સુધારો પોતાનાં યોજેલાં કામમાં ફાવી શક્યો નથી ને બહુ વર્ષ પછી માંહે રહી ખોદવું ને બહાર ન પડવું એ નીતિએ ફાવે તેવી ઊંડી છાપ પણ તેણે મંડળના મન ઉપર પાડી નથી. ધર્મવિષયમાં માત્ર વિધવાવિવાહ ઉપર વાત આવી રહી છે ને એ હવે બ્રાહ્મણોને પાલવે પડી છે. માત્ર

સંસારવિષયનું જ કલ્યાણ કરવાને અવતરેલો તે અર્થપ્રાપ્તિમાં ફાવ્યો નથી. તેની વધારેલી રસવૃત્તિ નિંદાઇ છે. સુધારાવાળામાં ગણાએલા તે કેટલાક જૂના વિચારના થયા છે. કેટલાક આઘા ખસી બેઠા છે ને માત્ર થોડા જ તે ટેંટેં કરી પોતાની પ્રકૃતિ દેખાડે છે. સુધારાએ ઘણાંકનાં મન દોદરાં કીધાં ને કેટલાકને ફટાડયા પણ હવે તે પોતે જ દોદરો થયો છે ને ફાટી આંખે જુએ છે. તેણે બુદ્ધિચાંચલ્ય, પૃચ્છકશકિત, સાહસવૃત્તિ દેખાડયાં છે; પોતાના નિમિત્ત ગ્રંથવિદ્યા કેટલીક દાખવી છે; વળી તેના કર્મમાંથી કેટલુંક સારરૂપ લેવા જેવું છે--ટૂંકામાં તેને પોતાને લાભ ન થયો પણ તેના સત્ત્વનો જો ઘટતો ઉપયોગ થાય તો ખરે મોટો લાભ થાય મંડળને. માટે, હવે ગુજરાતી સુધારાએ પોતાને જુદો ન કહેવડાવતાં મહામંડળમાં મળી જવું; સ્વધર્મ ઉપર ભકિત વધારવી ને સત્ય સંતોષ મર્યાદાએ ઉદ્યોગ કરવા. ભૂલ્યા ત્યાંથી ફરી ગણો, માંડો પંડયા ઘરથી, ઉદ્યમે છે સિદ્ધિ, હારે તેને હરિ મળે, નીતિએ નારાયણ વસે, સત્યે લક્ષ્મી, સંપે જંપ, પાપે ક્ષય ને ધર્મે જય.

૧૧. (૧) સુધારવાળા પાછા ભળવા છે મંડળમાં. (૨) સુધારાએ આખા મંડળમાં પોતાના વિચારનું ઐકય કરવાનું કીધું, પણ એમ ઐકય થયું નહિ; ને પોતે જ જુદો પડી ગયો, પણ હવે તે શુદ્ધિમાં આવ્યો છે; એ નવું ઐકય થયું છે તેથી મંડળ જે કેટલીક રીતે અવ્યવસ્થિત છે તે વ્યવસ્થિત થશે. (૩) સુધારો દેશાભિમાનની નીતિએ રાજ્યમાં કે સમૃદ્ધિનો લાભ કરાવી ઐકય કરાવી શકયો નહિ; વળી કેટલાક સુધારાવાળા ન્યાતિમાં દાખલ થયા તે સરકારસત્તાને બળે નહિ પણ હિંદુ ધર્મની શિક્ષા પામીને; વળી કેટલાક સ્વધર્મનું જ્ઞાન થયે મંડળમાં દાખલ થયાછે; તો હવે પવિત્રતાના વિચાર આચાર કર્મ જ્ઞાન વિષયના તે સબળ થશે. (૪) સૌ જ પરદેશી પરધર્મી વિચારોનો ત્યાગ કરશે તેથી મંડળ શુદ્ધ અને નિવૃત્તિધર્મ પાળશે તેથી સબળ ભાવે થશે.; ખરી દિશાએ લક્ષ થયો ને ભૂલ્યા હતા તે ઠામ પડયા એ આરંભશકુન છે. (૫) સુધારાએ વર્ણભેદ કાઢી નાખવાની ને

યથેચ્છ કર્મ કરવાની પ્રવૃત્તિનો બોધ કીધો હતો અને હવે જ્ઞાતિનાં કર્મ રાખતાં સમયોચિત પ્રવૃત્તિ કરવી એમાં જ લાભ છે એમ તેણે જાણ્યું છે. (૬) એમાં કંઈ છળપ્રપંચે સૌ લોક રાજ્યની સામા થવાનું નથી; વળી ક્ષત્રિયો પોતાની વિદ્યાનીતિનો અભ્યાસ કરે તેમાં બાધ નથી. (૭) પ્રભુ-નિર્મિત સમયે ક્ષત્રી પ્રાણદાન કરશે, બ્રાહ્મણ અનુષ્ઠાન ફળદાન કરશે ને વૈશ્ય સમૃદ્ધિદાન કરશે સ્વધર્મરક્ષણને અર્થે, ને એમ સર્વેને પુણ્યબળે જય-લાભ થશે.

૧૨. 'યથા રાજા તથા પ્રજા' એ નીતિએ કેટલીક નવી પ્રવૃત્તિ દાખલ થાય; મુસલમાનીમાં થઇ હતી, આપણે બાધા રહ્યા હતા, તે છતાં થોડીક આવી હતી; અંગ્રેજી થયે કેટલીક નવી આવી છે ને પ્રજાનો મોટો ભાગ બાધો રહ્યો છે, પણ સુધારાએ યૂરોપની સઘળી પ્રવૃત્તિનીતિ દાખલ કરવાને યત્ન કીધું એ ખોટું થયું, કેમકે નવી પ્રવૃત્તિ બહુ વધી. પણ વળી સુધારાવાળા સમજીને તે કાઢી નાખશે. સુધારાવાળાને પણ કાળે ઉત્પન્ન કીધા મંડળની અવ્યવસ્થા વધારવાને કે જેથી મંડળ શુદ્ધિમાં આવી પોતાની વ્યવસ્થા કરે. સુધારાની ધાંધલે[1] મંડળને જગાડ્યું છે. તો હવે અમે કાળને નમી માનપૂર્વક સુધારાનું વિસર્જન કરીશું, તેનો ઉપકાર માનીને તથા સુધારાવાળાઓની કીર્તિ કરીને. વળી વિષય પૂરો કરતાં ગુજરાતના બ્રાહ્મણ સઘળા, રજપૂતનો મોટો ભાગ, ને કેટલાક વૈશ્ય એઓને અર્થે એઓના સ્વધર્મનું જ સ્મરણ કરાવીશું કેઃ—

वेदांतसार श्रुचिपूर्वक सांबभक्ति, संन्यास सात्त्विक वडे व्यवहारवृत्ति,
सत्कर्मवृद्धि थवी ए ज समृद्धिशक्ति एवो सुबोध वदती जयशारदाश्री.

૧૮૮૧

૧. સુધારાનો પ્રવાહ અટક્યો છે ને ક્ષીણ થયો છે; અમે દિશા બદલાવીએ છીએ; એમ તે ગળાઇને નિર્મળ ઝરણરૂપે મંડળમાં ભરાઈ એને પુષ્ટ સબળ કરશે. મોહભરી આસક્તિની સામા અમારૂં બોલવું તે પ્રિય ન જ લાગે, પણ અમને દોષ જણાયા તે અમે કહ્યા; દોષનો વિચાર ન કરતાં માત્ર નામનો જ મહિમા ગાયા કરવો તે હાનિ કરનારો મમત છે.

વિવેકે કહેવાની રીત રાખી છે તે જ ચાલુ રાખવી—કે ન્યાય ચોખ્ખો થવાથી, કરભાર ઓછા થવાથી, રોજીને સારૂ ઘણાક જણ કકળે છે તે બંધ થવાથી ને ઊંચા કારભારમાં સામેલ કરવાથી પ્રજાની પ્રીતિ રાજ્ય તરફ વધશે ને તે જ અડીવેળાએ સરકારને ખરી મદદ કરશે. અગ્રેસરો ઠરેલ ક્ષત્રીની વૃત્તિ રાખીને સ્પષ્ટવક્તાપણું કરે; તેઓ પોતાનો અર્થ ન જોતાં પ્રજા સમસ્તના અર્થનો ને સમયની સરકારનીતિનો અર્થ વિચારી પ્રૌઢપણે વર્તે, ગોરી પ્રજાનો પણ ઇનસાફ યોગ્યતાવાળો દેશી કરે, એ વિષયમાં ગોરી પ્રજાએ સરકાર ઉપર પણ ડાબ ચલાવ્યો ને દેશી પ્રજાને ભાંડી તેવા ઉત્પાતમાં અગ્રેસરોએ પોતાનું ઊંચાપણું દાખી ઊંચી બલિષ્ઠ રાજનીતિ આગળ પાડવી.

૫. પરવિચારમોહિત સુધારો કહે છે કે, મંડળના ઘણા જણનું રાજપ્રકરણમાં મત હોય તો તેથી ઘણો ને વહેલો લાભ થાય; મંડળ અ-દૃષ્ટને માને છે ને પ્રયત્ન કરતું નથી તેથી તેને સુખ મળતું નથી; ખંતી ઉદ્યોગે સરકાર પણ ડરીને હક આપે. જે જ્ઞાનધર્મે નખોદ વાળ્યું છે તેને હણવો; અહીંના સુખસારૂ પ્રયત્ન, તે જ પુરુષાર્થ છે.

પરંપરા કહે છે કે, રાજા દેશી કે વિદેશી કોઇપણ હોય ને ગમે તેમ તે રાજ્ય કરે, અમારા ભાગ્ય પ્રમાણે અમને સુખ દુઃખ મળશે. પ્રપંચની જાળમાં ગૂંચવાયાથી ધર્મસેવનમાં ખલેલ પહોંચે; ધર્મને સારૂ મનુષ્ય જન્મે છે. પરતંત્રતા સ્વતંત્રતા એ કાળને આધીન છે. સરકારની મતિ અતિ વિપરીત થશે, એટલે તે પાપે પડશે; વળી યોગ આવ્યેથી પ્રજાશક્તિ પ્રગટી, દેશમાં સ્વસ્થતા આણશે. ભૂંડા સમયનું પણ દુઃખ સહેવું તથા લાભ સંતોષે રહેવું ને ઊંચી આશાએ ધર્મપાલન કરવું.

પૂજ્ય છે પ્રભુનો નિયમ કે, ચડતી પડતી સર્વને છે; જરા તથા નાશને અધીન થવા વિના કંઇપણ રહેતું નથી; અભિમાની આસુરી સત્તા મોટી સમૃદ્ધિ સાથે વહેલી પડે છે ને અંતે જયી દૈવી સત્તા હોઇને એ

ઘણા કાળ રહે છે. સ્થિર થઇ વિવેકે જોવા જેની દૃષ્ટિ ટૂંકી, તે અદૃષ્ટને ન માને; મંડળને કાળકાળના ઉત્પાતમાં ક્ષેમ રાખનાર જ્ઞાનધર્મ છે; નખોદ વાળવાને તો સુધારો પોતે મથે છે; **આર્યધર્મ** હણાય જ નહિ, કેમકે તે અમર આત્માનો ધર્મ છે. પરતંત્રપણાની પીડાનો મળાવડો અમને નથી; એકલપેટે વૈભવ કરશે તે મહા દળદરી થશે ને સાધુને જે દાસ ગણશે, તે પોતાની સઘળી આશા ખોશે. ધીરવીરની યોગ્યતા ઉત્મત્ત-શૂરથી અધિક જ છે. વિપત્તિમાં ધૈર્ય, સંપત્તિમાં ક્ષમા ને સર્વકાળ ધર્મ, એ જ **આર્યપુરુષાર્થ** છે છે, અહીંના સુખને માટે પણ.

પરતંત્રપણામાં સ્વધર્મનું રક્ષણ અવશ્ય કરવું. તત્ત્વસત્યાર્થ, તે ઉપર-થી સ્થાપિત થએલા ધર્મ ને એને આધારે રચાએલી સંસારવહેવારની નીતિરીતિ એ સર્વને બને તેટલે પ્રયત્ને ક્ષેમ રાખવાં, પછી કાળે કાળે ઘસારો થાય તેને તો અધીન થયા વિના છૂટકો નહિ. પરધર્મી વિચારોના સહવાસથી મતિસ્થિતિ ભ્રષ્ટ થાય જ. દેશાભિમાનની નીતિએ ગમે તેવું નઠારૂં પણ તે આપણું ને વિષમકાળમાં તેનું પણ અભિમાન રાખવું, તો આપણું સારૂં છે તેને કેમ વગોવવું ? રાજ્યપ્રકરણમાં મન રમવાથી વાદવિવાદ, લોભ, સંકોચ શઠતા એ વધે છે, માટે મંડળે તેથી દૂર રહેવું, પણ વળી કાર્ય પરત્વે તેના પ્રતિનિધિરક્ષક જે ક્ષત્રી ને એને અભાવે હમણાં મુત્સદ્દીઓએ રાજ્યપ્રકરણમાં મચવું.

**આર્ય** મહાત્માનો બોધ છે કે, ભોગની લલુતા ન કરવી; પણ અના-યાસે પ્રાપ્ત થએલો સુખભોગ ભોગવવો. ગીતાઓનું જ્ઞાન છે કે ફળેચ્છા રાખ્યા વિના કર્તવ્ય કરવાં, પણ હમણાંના ચંચળ **આર્ય**ને માટે ભર્તૃહરિ-ની શિખામણ અહીં લખીશું કે—'ઇચ્છિત ફળ ભોગવવાને સત્ક્રિયા ભગવતીને આરાધ કે જે ખળને સાધુ કરે, મૂર્ખને પંડિત કરે, શત્રુને મિત્ર કરે, પરોક્ષને પ્રત્યક્ષ કરે, ને વિષને અમૃત કરે ને તત્ક્ષણ, તેવી છે;

હે સાધુ, ઘણા ગુણને વિષે પ્રીતિ કરી મિથ્યા આસ્થા કરીશ નહિ.’ સત્ક્રિયા તે ધર્મવ્યવહાર, અભિલાષ વિષયમાં—

‘या साधूंश्च खलान्करोति विदुषो मूर्खान् हितान् द्वेषिणः ।
प्रत्यक्षं कुरुते परोक्षममृतं हालहलं तत्क्षणात् ॥
तामाराधय सत्क्रियां भगवतीं भोक्तुं फलं वांछितं ।
हे साधो व्यसनैर्गुणेषु विपुलेष्वास्थां वृथा माकृथाः ॥

૧૮૮૪



૯૩

# મુક્તિતંત્ર

૧. પ્રાણીમાત્રને સુખદુઃખની લાગણી તેના મૂળ સ્વભાવથી જ છે. મનુષ્યમાં તે લાગણી તેના મનના મળાવડાથી વિશેષે છે. તે સુખની ઇચ્છા પાકી કરે છે, ઇચ્છા પાર પાડવાને પ્રયત્ન યોજે છે, ને ઇચ્છા તથા યત્ન કરવામાં લાભાલાભ, શુભાશુભ, વિધિનિષેધનો વિવેક રાખે છે.

૨. મનુષ્ય સુખ ઇચ્છવે ખોળવે સ્વભાવથી સ્વતંત્ર છે, પણ વળી આયુષ્ય, આરોગ્ય, સાધનરૂપ દ્રવ્ય તથા ક્રિયા, પ્રયત્નનું પરિપક્વ થવું, સમયનું સંધાન, પ્રકૃત નીતિ શક્તિની જોઈતી છત, પોતાની સ્વસ્થિતિની યોગ્યતા ને પારકાનો આશ્રય, અણધાર્યો યોગ ઇત્યાદિ વાતે તે જન્મથી જ પરવશ છે કે જેથી તેને જોઈતું સુખ મળતું નથી.

૩. સુખેચ્છા એવી તો ઉગ્ર હોય છે કે, તે પ્રતિકૂળ સ્થિતિની સ્પૃહા ન રાખતાં તેની સામાં મથન કરે છે; અને મરણ પછી પણ ઘણે કાળે મળવાની ઉત્તમ સ્થિતિ અભિલાષે આ સંસારમાં પણ વર્તે છે.

નડતાં બંધનના પરતંત્રપણાથી છૂટી સ્વતંત્રે સુખ ભોગવવું એટલે મુક્તિ પામવી એ તેનો ઉદ્દેશ છે.

૪. સુખની ઇચ્છા સર્વ મનુષ્યમાં છે પણ તે એકસરખી નથી; સુખને અર્થે યત્નક્રિયાઓ એકસરખી નથી ને સિદ્ધિસ્વરૂપ પણ એકસરખાં નથી. વિષયભેદે, દેશકાળભેદે અમુક કોડ–અર્થ–વિવેકના અંશ સ્વભાવમાં જ ઓછા વધતા હોવાથી, સંગત તથા અભ્યાસથી એકેક મનુષ્ય પોતપોતાને માટે અમુક પ્રકારનું સુખ ઉત્તમ માને છે; જુદાં જુદાં જનમંડળનાં ઊંચા માનેલાં સુખ જુદા જુદા પ્રકારનાં હોય છે; પણ વળી એક મંડળના સર્વે જણાનું સર્વોપરી માનેલું સુખ સામાન્યતઃ સરખું હોય છે. અર્થાત્ મુક્તિનાં સ્વરૂપ મંડળ મંડળે પોતપોતાના વિશેષ નક્કી કીધાં છે.

૫. મનુષ્ય સંસારસાગરમાં સ્વેચ્છારૂપ નાવ ચલાવે છે, પણ તેમાં તે અમુક નીતિ રાખે છે કે જે તેણે પોતાના પૂર્વકર્મના અનુભવની નીતિ અને પૂર્વજના અનુભવની નીતિ અને સંગતિથી પ્રાપ્ત કરેલી નીતિ એને ધોરણે નક્કી કીધી હોય છે. મંડળ મંડળના મહાત્માઓએ પોતપોતાના જનના સર્વોત્તમ કલ્યાણને અર્થે ઉદ્દેશ તથા પ્રાપ્તિનાં સાધન વિષે બોધ શિક્ષા આપી છે તેને તેઓ સારી માને છે, મુક્તિનું સ્વરૂપ, તેને માટે આચરણ તથા ક્રિયા તથા જ્ઞાન અને વળી તેનાં વિધાન, એ સર્વેની જે એક રચના તેને મુક્તિતંત્ર એ સંજ્ઞાએ ઓળખીએ.

૬. મુક્તિતંત્રમાં ધર્મનું અવશ્ય પ્રધાન દર્શન છે. અમુક સુખની ઇચ્છા તો કીધી પણ તે સુખ પછીથી દુઃખરૂપ થાય તેવું છે કે કેમ તેનો વિવેક કરવો, સાધનમાં અમુકથી જ લાભ છે એનો વિવેક કરવો ઇત્યાદિ વિષે બોધિત થવાને મનુષ્ય ઇચ્છે છે અને તેટલા સારૂ અમુક નિયમને દૃઢ ધરી રાખવા વિષે તથા શ્રદ્ધાએ કર્મ કરવા વિષે તેને ધર્મબોધની અગત્ય છે જ.

૭. મનુષ્યને મનુષ્યજાતિના સામાન્ય ધર્મના અને નિજમંડળ કુળના વિશેષ ધર્મના આચરણથી લાભ છે અને મર્યાદારહિત મનસ્વી આચરણે તથા પરધર્મને સ્વીકારે હાનિ છે. એ સત્ય વિષે વિવેકશીલ મનુષ્ય નિઃશંક છે–પછી તરતને માટે કદાપિ દુરાચરણે લાભ થયો તો શું થયું–સુખરૂપ માનેલા તે લાભનું પરિણામ દુઃખ જ છે.

विना धर्मं मनुष्याणां, जायते न शुभं क्वचित् ।
यत्नतो धारयेत्तस्मात्, पुरुषो धर्ममेव हि ।

અર્થ—ધર્મ વિના મનુષ્યનું કદી કલ્યાણ થતું નથી; માટે પુરુષે ધર્મને યત્નથી પાળવો જ.

૮. મનુષ્યને આ સંસારમાં ઇચ્છા પ્રમાણે પૂરું સુખ નહિ, તેથી મરણ પછી પણ તે મળે અને અહીંનાં દુઃખ ભય ઘણાં ઓછાં થાય તેને સારુ તે ધર્મનો આશરો લે છે. દેશ કુળ પરત્વે કેટલાક મનુષ્યની પ્રકૃતિ કેટલીક રીતે સરખી હોય છે અને તે જ પ્રકૃતિના પણ ઉત્તમ પ્રકારે બોધિત થએલા એવા શિષ્ટો પોતાના મંડળને માટે ધર્મ સ્થાપે છે. અમુક જણની પ્રકૃતિમાં રહેલી સુખેચ્છા તે તેવી જ પ્રકૃતિના સર્વોપરી સુખને જુએ છે. અર્થાત્ મનુષ્યનું ઇચ્છિત સુખ તે તેના સ્વધર્મમાં જ હોય–સ્વધર્મ જ પૂરું અને ખરું સુખ તથા તેનાં યોગ્ય સાધન દેખડાવે.

૯. સત્યયુગના આરંભથી તે દ્વાપરના અંત લગી આર્યજનની સર્વોત્તમ સુખેચ્છા બે પ્રકારે જણાઈ છે–આત્માએ ઉપનિષદ્જ્ઞાને કે સાત્ત્વિક યોગે આનંદમય સર્વાત્મા થઈ રહેવું કે ઇચ્છિત વેદોક્ત સ્વર્ગાદિ લોકમાં ઘણુ કાળ વાસ કરવો. આ કળિયુગમાં રાજા જનમેજય થકી તે શંકરાચાર્ય લગીના કાળમાં વિધવિધ પ્રકારની સુખેચ્છા હતી;–કેમકે તત્ત્વદર્શન જુદાં જુદાં હતાં; અગ્નિ ઇંદ્રાદિ દેવતાને યજ્ઞાદિક કર્મ ઓછાં થઈ ગયાં હતાં, શિવ અને વિષ્ણુ સર્વોપરી પૂજ્ય મનાતા થયા હતા ને તંત્રોક્ત

શક્તિ ભૈરવાદિની ઉપાસના વધી ગઈ હતી. ( વળી બૌદ્ધ, જૈન, ને ચાર્વાકના મતની જુદી જુદી મુક્તિ હતી. ) તોપણ, તત્ત્વજ્ઞાને મૂળ સ્વરૂપ જોવું ને દેવતાઓની ગતિ પામવી, એવી સર્વ લોકની ઇચ્છા હતી. પણ રામાનુજાચાર્યના કાળ લગી લોકના મોટા ભાગની સુખેચ્છા અદ્વૈત તત્ત્વમાં મળી જવામાં કે તેના શિવસ્વરૂપ સરખું થવાની કે તેના લોકમાં વસવાની હતી. પછીના કાળમાં દ્વૈતસિદ્ધાંત ને વિષ્ણુની કે તેના અંશાવતાર રામ-કૃષ્ણની અનેક પ્રકારની ભક્તિ ને નિર્ગુણ પરમેશ્વરનું ભજન ને ગુરુભક્તિ ને સાધુઓનાં તપ એ આગળ પડ્યાં ( દિગંબર ને શ્વેતાંબર એ જૈન મત પણ હતાં. ).

૧૦. હમણાંના કાળમાં જોકે એક પાસથી ખ્રિસ્તી પાદરીઓ ને બીજી પાસથી પોતાનામાંના જ પરધર્મમોહિત જનો મથન કરે છે, તોપણ મંડળ હજી તો સ્વધર્મ રાખી રહ્યું છે—આજે પણ દુર્ગા, કાલિકા, વિંધ્યવાસિની, હિંગળા, મહાલક્ષ્મી ને અંબા શક્તિસ્વરૂપો પૂજાય છે; શિવ વિષ્ણુનાં પૂજન છે; વામન, નૃસિંહ, રામ, કૃષ્ણ એ અંશાવતારની ભક્તિ છે; સાધુઓ દેહકષ્ટ તપ કરે છે; કોઇ વ્રતાદિ કરે છે ને કોઇ તત્ત્વ-જ્ઞાનમાં રાચે છે. જોકે વૈરાગ્યવૃત્તિ ઘટી છે, આચારવિચાર વિક્ષેપમાં છે, ને નિષ્ઠા બલિષ્ઠ સતેજ નથી, તોપણ મંડળ આ સંસારના જ સુખભોગની તૃષ્ણાવાળું થયું નથી.

૧૧. વેદધર્મી શિષ્ટોના તત્ત્વવિચાર કાળે કાળે જે થયા છે, તે સર્વે નિર્ગુણ સગુણ—અદ્વૈતદ્વૈત એ બે મુખ્ય સિદ્ધાંતમાં સમાય છે, અને બંને સિદ્ધાંતે મૂળ વસ્તુ એક છે-પરમાત્મતત્ત્વ કે પુરુષોત્તમ; પહેલું મોક્ષ-પદ વિશેષે બ્રાહ્મણને ને બીજું તે વિશેષે ક્ષત્રી વૈશ્યને ઇષ્ટ છે.

૧૨. મુક્તિ એટલે બહુ કાળના દુઃખમાંથી છૂટવું, ને સદા સુખમાં રહેવું, એવું કહેવામાં આવ્યું છે; પણ હવે સુખદુઃખને વિચારીએ. મૂળ

સ્વભાવે કે કીધેલે વિચારે દેહધારી આત્માને વિષયનો સંબંધ અનુકૂળ આવ્યેથી જે પ્રિય લાગવું તે સુખ અને સંબંધ પ્રતિકૂળ આવ્યેથી જે અપ્રિય લાગવું તે દુઃખ. મનુષ્યની વૃત્તિ સત્ત્વાદિગુણભેદે જુદી જુદી, વિષય જુદા જુદા, વૃત્તિઓનો વિષયો સાથે સંબંધ જુદો જુદો, તેથી સુખદુઃખ જુદા જુદા પ્રકારનાં હોય છે; અને કેટલાંક વળી કેટલીક રીતે સરખાં પણ હોય. જેણે અમુક સ્થિતિમાં જેને સુખ માનેલું તે વિષયના દોષ જાણ્યા પછી તે વિષયથી દૂર રહેવામાં પણ તે સુખ માને છે; અને સંબંધ પણ કોઈવાર થોડો ને કોઈવાર ઘણો ગમે છે અથવા બિલકુલ ગમતો નથી. ઇચ્છા, ક્રિયા, ને વિવેકનાં સુખ પણ વિધવિધ હોય છે. એમ છે તથાપિ હું નિત્ય સુખમાં રહું એ ઇચ્છા આત્માને નિત્ય રહે છે ને સમજ પ્રમાણે માની લીધેલા સુખને માટે સમજ પ્રમાણે મથન કરે છે.

૧૩. સુખ વિષે મનુષ્યની સમજ જુદી જુદી છે, પણ આટલું તો સર્વમાન્ય છે કે જે સુખ દુઃખનું કારણ થાય તે સુખ ખરું નહિ; જે સુખ દુઃખના ભેળવાળું હોય તે પણ રૂડું નહિ—સુખ નિર્મળ તે જ ખરૂં સુખ. જે સુખ ઘણીવાર રહે તે મોટું સુખ અને ઘણા વિષયના સંબંધમાં જે સુખ, તેના કરતાં થોડા વિષયના સંબંધનું સુખ તે જ આત્માને સ્વભાવે વધારે ગમતું છે.

શાંતિમાં, સ્થિરતામાં, સંતોષમાં જે ખરૂં સુખ તેવું ઉન્મત્તાઈ, ચંચળતા, લોભમાં નથી; જેવું નિઃસંગ કે ત્યાગમાં, તેવું સંગ કે રાગમાં નથી; જેવું નિરિચ્છપણામાં તેવું ઇચ્છામાં નથી; ધર્મકર્મનું તેવું વ્યવહારકર્મનું નથી; અને પરોપકારબુદ્ધિનું તે સ્વાર્થબુદ્ધિના સુખથી શ્રેષ્ઠ છે; પણ વળી પરમાર્થ વિષયમાં સ્વાર્થબુદ્ધિનું તે જ સર્વોપરી છે.

૧૪. વેદ, વિરક્તને માટે એકાંતસેવન, આત્માનું ચિંતન, વેદાંતશ્રવણ, અને કર્મ કરવાની વૃત્તિથી પાછાં હઠી પૂર્ણ શાંત સ્થિતિ ભણી આણી રહેલા અભ્યાસ કરવાનો બોધ કરે છે. સંસારીને માટે નિત્ય નૈમિ-

ત્તિક કર્મ ને સદાચારનો બોધ કરે છે; દેવને અરાગે અહંકારરહિત કીધેલું અર્પણ તે જ ઉત્તમ છે. ધર્મકર્મનું ફળ તરત દેખાતું નથી ને મોડું પણ થાય તેથી ભોગપ્રિય અધીર જનોને માટે કામ્ય કર્મનાં વિધાન પણ વેદે દાખવ્યાં છે.

૧૫. જીવાત્મા નિર્મળ સુખને ઇચ્છે છે ને ઇચ્છે, કેમકે તે પોતે અમર છે પણ ત્યારે તેવા સુખનો વિષય પણ નાશરહિત નિર્મળ જોઇએ ને વૃત્તિનો સંભોગ પણ એકસરખો જોઇએ ને બંધ કે મોક્ષનું કારણ મન છે તે પણ જીતેંદ્રિય તથા વાસનાજાળરહિત નિર્મળ જોઇએ. સંસાર-વિષય સદોષ, રૂપાંતર પામતો ને દુઃખદ છે, અને અવિનાશી પ્રભુરૂપ વિષય અદોષ, દોષને હણનારો, નિત્ય ને સુખદ છે. માટે જીવે સંસારી ભોગલલુતા ઉપરથી પ્રીતિ ખસેડી સાત્ત્વિક બુદ્ધિ વધારી એક અક્ષર, પૂર્ણ-કામ, પુરુષોત્તમના નિકટ સંબંધમાં રહેવું તે નિત્ય સુખ છે. રાજસ કે તામસ જીવો ઉગ્રબળથી ઊંચી સદ્ગતિ પામે પણ પછી સત્ત્વશુદ્ધિ થયે આત્મજ્ઞાને મોક્ષપાત્ર થાય. જ્યારે દેવાત્મા કે જીવાત્મા તત્ત્વરૂપ વિષયનું ધ્યાન કરતાં પોતાના અહંને ટાળે ત્યારે વિષયરૂપ તે પોતે થાય છે ને ભોગવૃત્તિ તે પોતાનું મૂળ જે આત્મામાં રહેલું છે ( આત્મા જ મૂળ પ્રેમાસ્પદ છે ) તેમાં લય પામે છે અને ત્યારે તે પૂર્ણાનન્દ જ થઇ રહે છે.

आत्मज्ञानं सुखं नित्यमनित्यं भोगजं स्मृतम् ।
नाशात्मकं तु तत्त्याज्यं वेदशास्त्रार्थचिंतकैः ॥

૧૮૮૪

—o▭o—

# ટિપ્પણ

૨. **પ્રસ્તાવના, પૃ. ૬, પં. ૧૨:** આ પ્રતિનો ગ્રંથઃ એટલે 'બુદ્ધિવર્ધક ગ્રંથ' નામનું માસિક પત્ર. એ સંબંધમાં નર્મદ કહે છે કે 'જેમ બુ. વ. સ. નો પાયો નાખનારાઓમાં હું આગેવાન હતો, તેમ બુ. વ. માસિક ગ્રંથ કહાડવાનો વિચાર પ્રથમ મને ને ભાઈ મહિપતરામને થયો. તે વિચાર હમે ભાઇ ગંગાદાસ કિશોરદાસ વગેરે મિત્રોને કહ્યો–જે સહુએ પસંદ કીધો અને પછી ચોપાનિયું નિકળવું શરૂ થયું.'

૩. **સ્વદેશાભિમાન, પૃ. ૭:** 'એ નિબંધ તા. ૧૨મી ફેબરવારી ૧૯૫૬ને વાર મંગળે ૧૯૧૨ના માહા સુદ સાતમે બુદ્ધિવર્ધક સભામાં વાંચ્યો હતો. એ વિષેની થોડીઘણી હકીકત બુ. વ. ગ્રં. પુ. ૧લા ના અંક ૭મામાં અને સવિસ્તર હકીકત સન ૧૮૫૬ના ફેબરવારીની ૧૭ મી તારીખના સત્યપ્રકાશમાં છે. એ નિબંધ પ્રથમ, બુ. વ. ગ્રંથના પેહેલા પુસ્તકના પેહેલા અંકમાં–૧૮૫૬ના પેહેલા જ વિષયરૂપે બુ. વ. સભાના કારભારીઓએ છપાવ્યો છે.'

૪. **ગુજરાતીઓની સ્થિતિ, પૃ. ૧૮:** 'સને ૧૮૫૮ના નવંબરમાં એલફિન્સ્ટન સ્કૂલમાંની આસિસ્ટંટ માસ્તરની નોકરી મૂકી હું ગ્રંથ લખવાના ઉદ્યોગમાં પડયો ત્યારથી મને સ્વતંત્ર સ્થિતિને લીધે વિચાર કરવાનો અવકાશ મળેથી હું આપણા ગુજરાતી ભાઈઓની મનની સ્થિતિમાં મોટો ફેરફાર થતો જોઉં છઉં–જોઉં છઉં કે એ ફેરફાર સારાને માટે છે ને જેવું સ્ફુરણ દેખાય છે તે પ્રમાણે જ જો વધારો થયાં કીધો તો આપણા ગુજરાતી ભાઇઓનો ઉત્કર્ષ વહેલો–ઘણો જ વહેલો–થવાનો. અચંબા જેવું છે કે લોકનાં મન જે સેંકડો વર્ષ કેવળ જડ રહ્યાં તે એક વીશીમાં ચંચળ થવા લાગ્યાં છે. એ ચંચળતા એકાએક કેમ આવી એ જાણવાની હોંસથી આ નિબંધ લખું છઉં કે જેમાં મુખ્ય ત્રણ વાતનો વિચાર કરી શકાય–

પહેલો આ કે સેંકડો વર્ષ ગુજરાતીઓની સ્થિતિ કેવી રહી, તેમાં કંઇ ફેરફાર થયા કે નહિ, ને થયા તો તેની અસર કેટલી થઇને રહી; બીજી વાત આ કે એક વીશીમાં કેટલો ફેરફાર તે શાથી થયો; અને ત્રીજી આ કે હવે કેટલો ફેરફાર કેવે પ્રકારે થવાનો સંભવ છે કે જેથી ગુજરાતી-ઓની ઘરસંસાર સંબંધી, ધર્મ સંબંધી, નીતિ સંબંધી, વેપારધંધા સંબંધી, બુદ્ધિવૃદ્ધિ સંબંધી ને રાજ સંબંધી સ્થિતિનો ઉત્કર્ષ વહેલો જોવામાં આવે. એ વિષય ઉપર ઉપરથી જોતાં સુલભ લાગે છે, પણ તે શાસ્ત્રીય રીતે લખવો દુર્લભ છે–અર્થાત્ એ કામ સમર્થ વિદ્વાનનું છે–હું તો મારે અહિં કિંચિત્ લખી સૂચના કરૂં છઉં.'

આ ઠેકાણે આપેલો લેખ 'ગૂજરાતીઓની સ્થિતિ ભાગ. ૧' માંથી લીધેલો છે. ભાગ ૨ જો ઇતિહાસરૂપ છે તે આ સંગ્રહના 'રાજ્યરંગ' નામે ખંડમાં મૂક્યો છે. જુઓ લેખાંક ૭૭, પૃ. ૪૨૪–૪૫.

૮. **સંપ, પૃ. ૫૪:** '૧૮૫૯માં બુ. વ. સભાના કારભારીઓમાં માંહોમાંહે ઘણી ખટપટ ચાલતી હતી–કુસંપથી સભાનું કામ બગડતું હતું અને કારભારીઓની લોકમાં અપ્રતિષ્ઠા થતી હતી. એ કારણથી મેં સંપ વિશે નિબંધ લખી તા. ૫ જુલાઇએ ૧૯૧૫ના આષાડ સુદ ૫ મે વાંચ્યો હતો. એ નિબંધ વંચાઇ રહ્યા પછી કોઇના કહ્યા કહાવ્યા વગર કવિ દલ-પતરામે એકદમ ઉભાં થઇને પોતાની સંપની ગરબી ગાઈ હતી. એ નિબંધ પછી એ જ વરસના બુ. વ. ગ્રંથના જુલાઇ આગષ્ટના અંકોમાં છપાયો હતો.'

૧૩. **ઉત્તમ પ્રીતિ—સ્ત્રીપુરુષની, પૃ. ૮૬:** મૂળ 'બુદ્ધિવર્ધક ગ્રંથ'માં ૧૮૫૮ ના સપ્ટેમ્બરમાં પ્રકટ થએલો, પછી પાછળથી 'જૂના નર્મગદ્ય'માં આપેલા 'ભક્તિ વિષે' એ ભાષણમાં દાખલ કરેલો. એ ભાષણ વિશે નર્મદ નોંધે છે કે:–'એ, તા. ૨૫ મી જુન ૧૮૬૦–સંવત ૧૯૧૬ના આષાડ સુદ ૭ વાર સોમે અને તા. ૨ જુલાઈ ૧૮૬૦ એ બે રાતે

મારા મકાનમાં મોહોડેથી કીધેલાં ભાષણોનો સાર છે. મારાં ઘરમાં એવાં ભાષણો કરવાનાં કારણો આ—૧. મારો વિચાર ( માન ધનના લોભનો નહીં પણ કેવળ શુદ્ધ ) ઘણાં વરસ થયાં ધર્મ સંબંધી ચોખ્ખું જ્ઞાન પામી તેનો લોકમાં પ્રસાર કરવો; ૨. મારા શુદ્ધ વિચારને પછવાડેથી યશપ્રાપ્તિને વિચારે ઉત્તેજન આપેલું–કે હજારો લોકોમાં ઉભાં રહીને અ-વિચ્છિન્નપણે સુંદર ભાષણ કરવાનું માન મેળવવું; ૩. બુ. વ. સભામાં ધર્મસંબંધી ભાષણની છૂટ નહીં તેથી હું ને મારા કેટલાક મિત્રો બહુ મુઝાતા–આખરે મેં રાજીનામું આપ્યું, ને તત્ત્વશોધક સ્થાપી–બુ. વ. વાળા-ઓને એમ દેખડાવવું કે લોકો ધર્મ સંબંધી બાબતમાં ચર્ચા થતી જોવાને ઘણા આતુર છે–ભાષણ કરનારનું માન ઊલટું વધે છે; ૪. વળી જદુનાથજી પોતાનાં મંદિરમાં સુધારાની વિરૂદ્ધમાં ભાષણ કરતા હતા.–એ વગેરે કારણોથી હું મારા ઘરમાં ભાષણ કરતો હતો. વ્હેમી લોકને એકદમ કંટાળો ન આવે, તેવી રીતે તેઓના માનીતા પુરાણોના દાખલાના મર્મ સમજાવી નિરાકાર વિશે ખરો બોધ કરવો એમ વિચારી પ્રથમ ભક્તિ અને સાકાર સંબંધી ચાર ભાષણો કીધાં. એ મારાં ભાષણોને ખંડન કરવાને જદુનાથજી-એ સ્વધર્મવર્ધક અને સંશયછેદકનાં ચોપાનીયાં ઉપલા સંવતના પેહેલા આસો મહિનાથી કહાડવા માંડયાં. મારાં એ ભાષણમાં ૧૦૦ માણસો થતાં. પ્રથમ ઈશ્વિરની પ્રાર્થના સાજ સાથે થતી, પછી ભાષણ થતાં, પછી વાદ થતા ને પછી બ્રહ્મભજન થઇને સભા વિસર્જન થતી. એ વેળા જદુનાથજીને તાંહાં મારી ને મારે તાંહાં જદુનાથજીની વાતો ચાલતી હતી. એ ભક્તિ સંબંધી ભાષણોની સો નકલ જુલાઇમાં જ છાપી પ્રગટ કરી હતી.'

**૧૬. પુનર્વિવાહ**, પૃ. ૯૯: 'એ ભાષણ સને ૧૮૬૦ ના અકટોબરની પાંચમી તારીખ ને શુકરવારે પાછલે પોહોરે ૪ વાગે દોહોડ હજારથી વધારે માણસોની આગળ કરવામાં આવ્યું હતું. એ વિષેની સ-વિસ્તર હકિકત તા. ૭મી અકટોબરના સત્યપ્રકાશ ઉપરથી જાણ્યામાં આવશે. જોકે કવિ દલપતરામનો પુનર્વિવાહ પ્રબંધ ૧૮૫૬ની આખરમાં ૨૫૦૦

નકલમાં બાહાર પડ્યો હતો, તોપણ તે વિશેની ચરચા થોડાક લોકોમાં જ ચાલી અટકી રહી હતી. પણ ૧૮૫૯ના ચોમાસામાં જ્યારથી મેં એ વિશે કવિતામાં લખી છપાવી પ્રગટ કરી ગાયું, ત્યારથી, અને વર્તમાનપત્રોએ એ વાત ઉંચકી લીધી ત્યારથી, અને પછી જદુનાથજી મહારાજ સાથે વાદ કર્યો ત્યારથી, અને પછી શેવટે ઉપલું ભાષણ કર્યું ત્યારથી એ વિષય આખા ગુજરાતમાં ચરચાઈ રહ્યો છે. આજકાલ પુરુષ અને સ્ત્રી મોટાં નાહાનાં, પંડીત અને મૂરખ, સર્વે જણ ખાત્રી થએથી કહે છે કે પુનર્વિવાહ થાય તો સારૂં. ઘરઘરની ખાનગી મંડળીઓમાં મેં ઘણી વાર વૈધવ્યચિત્ર વાંચ્યું હતું, પણ તે જાહેર સભામાં વંચાયલું જોવાને કેટલાએક મિત્ર ઘણા જ આતુર હતા. પુનર્વિવાહ વિષયને હવે ધર્મ સંબંધી ન ગણતાં સંસાર સંબંધી ગણવો જોઇએ એ વાત બુ. સ. માં મારા કેટલાક મિત્રે એવા તો આગ્રહથી ચલાવી હતી કે આખરે પુનર્વિવાહ વિષે જાહેર ભાષણ કરવાનો સભાને ઠરાવ કરવો પડ્યો હતો. એ ઠરાવ થતાં પેહેલાં કેટલાએક મિત્રોએ પોતાની તરફથી મેદાનમાં માંડવો બાંધી લોકોને તેડવાનો ઠરાવ કીધો હતો, ને તેને માટે વાસુદેવ બાબાજી નવરંગે એણે ઘણો ઉદ્યમ ચલાવ્યો હતો. વળી રા. ભાઉ દાજીએ પણ ખુરસી લેવાની હા કહીને પોતાનાં ઘરની પાસેની ખુલ્લી જગામાં માંડવો બાંધી સભા ભરવાની હોંસ બતાવી હતી, પણ પછી એ વાતો બંધ રહી હતી. અને મેં સભાની તરફથી ટાઉનહાલમાં ભાષણ કીધું. એ ભાષણમાં જે જે કવિતા વાંચવામાં આવી હતી તે અહીં દાખલ કરી નથી, કેમકે તે મારાં કવિતાનાં પુસ્તકમાં છે જ. ટાઉન હૉલ સરખી મોહોટી જગામાં માહારા એકલાનો અવાજ ન ચાલે માટે મેં મારી સાથે ગાવાને એક ઊદાસી પંથનો મારો મિત્ર કરસનદાસ બાવો, જેનો અવાજ ઘણો જ મોહોટો ને મધુરો છે તેને ને એક છોકરાને રાખ્યા હતા. પણ વાંચતાં વાંચતાં મારૂં સૂર એટલું તો ઊંચું ચડી ગયું હતું કે પેલા બે જણાને વચમાંથી બંધ રહેવું પડયું હતું—ઘેર આવ્યા પછી મારાથી એક કલાક સુધી બોલાયું નહોતું. એ દાહાડેથી મારા અવાજની આગલી મીઠાસ જતી રહી છે. સને ૧૮૬૦ના મે પછી બુ. વ.

માં મેં જે ભાષણો આપ્યાં છે તે સભાસદ દાખલ નહીં, કેમકે ધર્મ સંબંધી ભાષણ ન કરવા વિષે સભાની હઠ જોઇ મેં રાજીનામું આપ્યું હતું; તોપણ લોકને મારા ભાષણમાં રસ વધારે પડતો તેથી ભાષણ કરવાને સભાની તરફથી મને વારે વારે વિનંતી કરવામાં આવતી હતી.'

**૧૮. વૈષ્ણવોને, પૃ. ૧૦૪:** 'વિષયી ગુરુ વિષે' એ નિબંધનો અંત ભાગ : એ નિબંધ વિશે નર્મદ નોંધે છે કેઃ-- ' એ રૂા. ૪૦નાં ઇનામનો નિબંધ આપખ્તિયાર પ્રેસમાંથી નિકળેલા હાન્ડબીલ ઉપરથી (જે મને મારા પિતાએ મોકલ્યું હતું ) ૧૯૧૫ ના મહા વદ ૮, ૨૫મી ફેબરવારી ૧૮૫૯ એ પુરો કરીને પુનેથી મોકલ્યો હતો. તેમ બીજો રૂા. ૬૦ ના ઇનામનો નિબંધ ગુરુની સત્તા વિષેનો પણ પુનામાં જ ફાગણ સુદ ૧૪, ૧૭ મી માર્ચે પુરો કરી ડાકમાં મોકલ્યો હતો. એ બે નિબંધોની પોંહોંચ કબુલ કરવામાં આવી નોહોતી, તો પછી ઇનામ તો કયાંથી મળે ? એ વાત વિશે અને એ બે નિબંધ છપાવવા સંબંધી ગુજરેલી હકીકત વિશે કોઇ બીજે પ્રસંગે લખીશ. એ નિબંધોની મેં નકલો રાખેલી. તે ઉપરથી મેં એકેકની હજાર હજાર નકલ પ્રકટ કરી હતી. કેટલાંક કારણો ઉપરથી મેં એ નિબંધો મંદિરો આગળ અને બજારમાં લુંટાવી દીધા હતા. એમાંના ઘણા-એક હિન્દુસ્તાનના જે જે ભાગોમાં વલ્લભી વૈષ્ણવો છે, જહાં જહાં મોટી મોટી ગાદી મંદિરો ને મહારાજો છે, ત્યાંહાં ત્યાંહાં પોસ્ટનો ખર્ચ કરી મોકલી દીધા હતા, ગુજરાત, કાઠિઆવાડ, હુલાર, કચ્છ, મેવાડ વગેરે બધે ઠેકાણે. એ નિબંધ વિશે અત્રેના મોટા મંદિરની સામે ગોપકેશજી રહે છે, તેણે કોઇને મોહડે એવું કહ્યું હતું કે 'લખનાર ઘણો જ હોશિયાર છે, પણ હમારી નિંદા કરે છે, એટલું ઘણું ખોટું કરે છે.' એ નિબંધો, ગુરુ અને સ્ત્રીનો નિબંધ અને, ચાબકા, ચત્રુભુજ વાલજી જે મારો ગો૦ તે૦ વિ૦નો મારી વખતમાં મારો નિશાળિયો હતો તેણે અને કાળાભાઇ લલ્લુભાઇએ જદુનાથજી મહારાજને આપ્યા હતા. જે વિશે એ બે જણે અને જદુનાથજીએ પોતાની શાહેદીમાં કહ્યું છે. એ વિષયી ગુરુનો લીલા

પૂઠાનો નિબંધ લાઇબલ કેસ ચાલતી વખત કોરટનાં મકાનમાં પડતાં ઝાંખા અજવાળામાં ઘણાકના હાથમાં ચળક ચળક કરી રહ્યો હતો. એ નિબંધ વિશે લખાવનારે પ્રથમ હલકું મત દેખાડયું હતું. પણ એ જ નિબંધોએ ઘણું કામ કર્યું છે, તે દેખડાવવા અહિં આટલું લંબાણ કર્યું છે.'

**૧૯. સાકાર વિષે, પૃ. ૧૦૫ :** 'એ તા. ૯ અને ૧૬ જુલાઈ સન ૧૮૬૦ સોમવારની રાતે કરેલાં ભાષણોનો સાર છે. એ વેળા નાના પ્રકારનાં આપણા દેવતાનાં ચિત્રો, આર્ટજર્નલ અને ઇલિસ્ટ્રેટેડ લંડનન્યુસમાંનાં ચિત્રો બતાવવામાં આવ્યાં. એ ભાષણે ઘણાખરાની ખાતરી કરી કે ઈશ્વર સાકારે નથી, પણ કવિચિતારાઓએ તેમ કલ્પેલો છે. અને અજ્ઞાનીઓએ તેમ માનેલો છે. મને યાદ આવે છે કે બુ. વ. સભામાં રૂપકાલંકારનાં ભાષણને દહાડે ગણપતીનાં વર્ણન ઉપરથી ધર્મ સંબંધી ભાષણો કરવા વિષે મોટી ભાંજગડ ઊઠી હતી. એ સાકારનાં ભાષણમાં સજીવારોપણનો વિષય ફરીથી દાખલ કર્યો છે. તે પ્રથમ ૧૮૪૮ના બુ. વ. ગ્રંથમાં છપાયો હતો જે ઉપરથી પણ કેટલાએક પાદરીઓએ અંગ્રેજી ન્યુસપેપરમાં ચર્ચા ચલાવી હતી. એ ભાષણોની પણ સો નકલ ૧૮૬૦ ના જુલાઇમાં જ છાપી પ્રગટ કરી હતી.'

**૨૧. રણમાં પાછાં પગલાં ન કરવા વિષે, પૃ. ૧૨૧:** 'એ નિબંધ તા. ૧૫ મી ડીસેમ્બર ૧૮૬૪ ને ગુરુવારે બુ૦ વ૦ સભામાં વાંચ્યો હતો. સુધારાવાળાઓ પણ બિજા અજ્ઞાનીઓની પડે પોતાનો ખરો ઉદ્યોગ છોડી શેર રુના ધંધામાં પડેલા અને જેઓએ સુધારા સંબંધી કામો તદ્દન છોડી દીધેલાં, તેઓને શિક્ષારૂપ બે વચન કેહેવાં, એ હેતુ નિબંધ લખવાનો હતો.'

**૨૨. આપણી દેશજનતા, પૃ. ૧૩૦:** આ લેખ નર્મદના અત્યાર સુધીમાં છપાએલા કોઈ પણ ગ્રંથમાં નથી, પણ ૧૮૭૦ના 'બુદ્ધિવર્ધક ગ્રંથ' ના સપ્ટેમ્બર ઓક્ટોબરના અંકમાં તે પ્રસિદ્ધ થએલો તે આંહીં ગ્રંથકારે પહેલી જ વાર પ્રકટ થાય છે. 'બુદ્ધિવર્ધક ગ્રંથ' ના અંકમાં લેખને છેડે

કોઇ લેખકનું નામ નથી પણ લેખના વિચાર અને શૈલી ઉભય ઉપરથી તેમ પૃ. ૧૩૭ મે 'ગુજરાતી હિંદુઓની સ્થિતિ' વિશેના નિબંધનો જે ઉલ્લેખ કરેલો છે તે ઉપરથી એ લેખ નિઃશંક **નર્મદ**નો જ છે એમ વાંચનાર તરત જ જોઈ શકશે.

**૨૪. કવિ અને કવિતા, પૃ. ૧૪૮:** 'ગુજરાતીઓ ભણેલા નહી તેથી તેઓનો કવિતા સંબંધી વિચાર જાણીતી અને પુરાણોની વાત રાગ-ડામાં મુકેલી એટલો જ છે એમ જોઈ અને કવિ દલપતરામ સરખાના વિચાર પણ સાધારણ જાણીતી વાતને સમજ પડે તેવી રીતે સારી રચનામાં મુકવી, અને કંઈ કંઇ તર્ક અલંકારથી ઘણું કરીને હસવું આવે એવી રીતે સણગારવી, અને ગદ્યમાં કવિતા હોય જ નહી—પ્રાસ મળે તે જ કવિતા એટલો જ છે એ જોઇ--એ ખોટા ને અધુરા વિચારો જોઈ ઉપલો વિષય ૧૮૫૮ ના સપટેમ્બરના બુદ્ધિવર્ધક ગ્રંથમાં છાપી પ્રગટ કર્યો હતો:-૧૯૧૪ના **ભાદરવામાં.** એમાં કેટલાએક મહારા પોતાના, કેટલાએક **અંગ્રેજ** વિદ્વાનના, અને કેટલાએક **સંસ્કૃત** વિદ્વાનોના વિચાર છે, અર્થાત્, એવા જુદા જુદા વિચારોને નિબંધમાં એકઠા કીધેલા છે, માટે મેં મારા નિબંધને મિશ્ર એવી સંજ્ઞા રાખી છે.'

**પૃ. ૧૬૨: काव्यं- –** ઈત્યાદિઃ એ ગીતિ દંડી કવિની નથી, પણ કાવ્યપ્રકાશના કર્તા **મમ્મટની** છે એ જાણીતી વાત છે. **સંસ્કૃત** અવતરણો **નર્મદ** મોટે ભાગે મૂળ ગ્રંથો જાતે વાંચીને નહિ પણ કોઈની પાસેથી સાંભળેલું હોય તે સંઘરીને ટાંકતો અને તેથી એના કર્તૃત્વ વિશે ઘણીવાર ભૂલ કરી બેસતો તેનો આ એક દાખલો. આ ગીતિનું જે ભાષાંતર **નર્મદે** કરેલું છે તે પણ એનું **સંસ્કૃત** જ્ઞાન કેટલું કાચું હતું તે બતાવી આપે એવું છે.

**૨૫. નાગરી સ્ત્રીગીતો, પૃ. ૧૬૮:** 'નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીત' એ ગીતસંગ્રહની પ્રસ્તાવના.

**૨૭. ગુજરાતી કવિઓ, પૃ, ૧૭૬ઃ નર્મદે** 'કવિચરિત્ર' નામે કેટલાક ગુજરાતી કવિઓનાં ચરિત્રો લખેલાં, તેમાંથી વિવેચનરૂપે ઉપયોગી લાગ્યો તે ભાગ તારવીને આંહીં મૂક્યો છે. મૂળ કવિચરિત્ર 'જૂના નર્મગદ્ય' માં છપાએલું તેની ટીપમાં એની ઉત્પત્તિનો વૃત્તાંત તેણે આવો આપ્યો છેઃ-

'મેં કવિતા શરુ કર્યા પછી જૂના કવિઓમાંથી કેટલીક કવિતાઓ ચુંટી કાહાડી તેનો એક ગ્રંથ બનાવવાનું અને તેને આરંભે કવિયોનું જન્મ-ચરિત્ર મુકવાનું ધાર્યું હતું. પણ એ કામ ગુજરાતમાં રહ્યા વિના પાર પડે તેવું નહીં, માટે મેં ઢીલ રાખી હતી. તોપણ, જેટલી બની તેટલી તજવીજે ગ્રંથો એકઠા કરતો. સને ૧૮૬૧માં 'કવિ અને કવિતા' કાહાડી મેં એમ દેખાડયું હતું કે મારે જુના કવિયો સંબંધી લખવાનો વિચાર છે; પણ આસરો ન મળેથી ચોથો અંક બાહાર ન પડયો. મિ. હાવર્ડની ઇચ્છા ઉપરથી એક વખત હું ભાઈ મહિપતરામ સાથે તેઓને મળવા ગયો હતો, તેઓએ મને જુની કવિતાનો સંગ્રહ કરવાનું કહ્યું હતું-હું તે વિચાર-માં જ હતો, પણ પછી મારા સાંભળ્યામાં આવ્યું કે મિ. હોપની ભલા-મણ ઉપરથી મિ. હાવર્ડે દલપતરામને કામ સોંપ્યું, ત્યારે મેં તાબડતોબ-નો ઉદ્યોગ બંધ પાડયો. હાલ માહારી પાસે કેટલોક સંગ્રહ છે, જેનું મેં 'કાવ્યોત્તમાંશ' નામ રાખ્યું છે—નાણાંની જોગવાઇ થયેથી તે બાહાર કાહાડવામાં આવશે. વળી સઘળા કવિયોનાં સંપૂર્ણ કાવ્ય છપાવવાને મેં અને ઝવેરીલાલે રુ. ૨૫૦૦૦ની રકમ ભરાવવાને પ્રાસપેકટસ છપાવ્યો હતો; પણ શેરબજારની પડતીને લીધે તે લીસ્ટ પણ હાલ ખુણામાં પડી રહ્યું છે. પણ ચરિત્ર સંબંધી જે મેં કેટલુંક એકઠું કર્યું છે તે કાગળિયાં ખોવાઇ ન જાય માટે અહીં તે છાપી રાખું છું—સઘળા ગ્રંથો છપાઇ પ્રગટ થયા વિના કવિ અને કવિતા વિષે વિચાર આપવામાં ચુક થાય માટે હાલ જન્મચરિત્ર જેવાં જોઇએ તેવાં લખાવાનાં નહીં, તોપણ જે કંઇ સાંભળ્યું છે, જે કંઇ વાંચ્યું છે, ને એ ઉપરથી જે કંઇ સુઝયું છે તેટલું જ માત્ર નોટના આકારમાં હું આંહીં છાપી રાખુ છઉં—આગળ થઈ રેહેશે' આ

પછી કેટલેક વરસે 'સરકારી નર્મગદ્ય' છપાયું તેમાં નર્મદે પોતે—એકલા મહીપતરામે જ નહિ, પણ ખુદ નર્મદે પોતે—એમાંનાં પોતાનાં કેટલાંક લખાણો સુધાર્યાં લાગે છે. 'જૂના નર્મગદ્ય' માં આપેલા 'કવિચરિત્ર' સાથે 'સરકારી નર્મગદ્ય' માંના 'કવિચરિત્ર' ને સરખાવી જોતાં પાછલામાં કેટલોક સુધારો વધારો કરેલો જોવામાં આવે છે. એટલે આંહીં બન્નેમાંથી સારભાગ સંગ્રહ્યો છે. એકડો કર્યો છે તે ભાગ 'જૂના નર્મગદ્ય' માંનો સમજવાનો છે, અને બગડો કર્યો છે તે 'સરકારી નર્મગદ્ય' માંનો. ક્વચિત ક્વચિત બન્નેનું સંયોજન પણ કરી દીધું છે, તે મૂળ સાથે સરખાવવાથી જોઇ શકાશે.

૫૫. **કવિ અને સતી**, પૃ. ૩૪૪, રા. મણિલાલ ઇચ્છારામ દેસાઇએ 'વીસમી સદી' સાપ્તાહિકના '**નર્મ**દશતાબ્દી અંક' માં પહેલી-જ વાર પ્રકટ કરેલો સંવાદ.

૫૭. **ડાંડિયો**, પૃ. ૩૬૧: 'વિલાતમાં લોકો પોતપોતાનાં મંડળો કરી અઠવાડિયામાં અમુક અમુક ઠેકાણે અમુક અમુક દિવસે થોડીવાર મળે છે—ચાહ, કાફી, દારૂ, પીયે છે,—વેળાએ સાથે જમે છે,—નાના પ્રકારની ગોષ્ટીઓ કરે છે. એવાં મળવાને કલબ કરીને કહે છે. જેમ ઉત્તમ મધ્યમ ને કનિષ્ઠ વર્ગના લોકોની કલબો હોય છે, તેમ વિદ્વાનોની પણ હોય છે. વિદ્વાનોની કલબોએ ઘણાં ઘણાં દેશહિતકારી કામો કર્યાં છે. એવી એવી કલબો વિષે અને ટેબલટાક (જમતાં જમતાં ચાલતા તડાકા) વિષે ઘણુંએક મારા વાંચવામાં આવેલું, તે ઉપરથી આજથી પાંચ વરસ ઉપર માહારી એવી ઇચ્છા થયેલી કે આપણા સુધારાવાળા ભાઇઓ એકાદી કલબ કાહાડે તો સારૂં. પણ આપણામાં જ્ઞાતિપ્રતિબંધ જ્યાંહાં ત્યાંહાં આડો આવી નડે છે, એટલે સાથે ખાવા પીવાના મોટા વિચારની વાતોને લીધે કોઇ કલબનો પાયો નાખવાનો દાહાડો આવી શકયો નહીં.

'ગયાં વરસમાં જ્યારે સુધારાવાળા મિત્રો શેરબજારનાં મોહોટાં ખેતરમાં, મારવાડનાં તીડની પઠે ધુમાધુમ કરી રહ્યા હતા અને પોતાને નીતિમાન કેહેવડાવતા છતાં પણ હરામનું લુટવા ઉપર મૌડાની પઠે મંડી પડેલા હતા, ને એના તો ઊંચે ડોળે ફરતા કે કંઇ કહ્યાની જ વાત નહી. સભા ગઇ હતી સુઇ–ખાનગી પણ મળતા નોહોતા કોઈ–પોતપોતાના સ્વારથની ઝૂમમાં પોતપોતીકાંને જખમી કરવાને ખંચાતા પણ નહીં. એવી હાલત ઉપર મને ઘણી દયા આવતી કે પ્રભુ આ માહારા સમજુ ભાઈઓ કેમ ઘેલા બની ગયા છે ? માહારે ત્યાંહાં નિત્ય પ્રમાણે અહિંના અને દેશાવરના લોકોનું આવવું તો થતું. પણ મારા મિત્રો તો કોઈ મોહોડાં દેખાડતા જ નહીં. મને ભાષણો કરવાની અને વિદ્વાન મંડળોમાં બેસવાની ટેવ પડી ગયલી તેથી હું મનમાં ઘણો મુંઝાતો હતો. એવી હાલતમાં એલફિનસ્ટન કાલેજનો વિદ્યાર્થી મારો પરમ સ્નેહી ગિરધરલાલ દયાળદાસ જે એક મારી પઠે શેરબજારથી અળગો રહેલો તેને મેં વાત કહી,–કે ભાઇ આ પ્રમાણે મિત્રો તો ગાંડા બની ગયા છે, તેઓ મત્રીધર્મ કંઈ સમજતા નથી.–પણ તેઓની વાત મુકી દઇને આપણે ત્રણ ચાર જણ અઠવાડિયામાં એક વાર મળવાનું રાખીયે, અને ત્યાંહાં ચાહા, કાફી, બીડી, હુક્કા વગેરે પાનસોપારીના ઉપભોગ સાથે નાના પ્રકારની વિદ્યા સંબંધી ને દેશસુધારા સંબંધી વાતો કરિયે, અને તેમાં જે કાંઇ બ્હાર કહાડવા જેવું હોય તેને નોંધી રાખીયે, કે વખત આવે એટલે છપાવી પ્રગટ કરિયે.–ટુંકામાં એક લિટરરી કલબ કહાડિયે; ને ત્યાંહાં ટેબલટાક કરિયે. ભાઈ ગિરધરલાલે કહ્યું કે, એવી રીતે તો ઘણા દહાડા નિભશે નહીં, પણ કંઈ લખી છપાવવાનું રાખિયે તો ઠીક. મેં કહ્યું, એમ થાય ત્યારે પછી જોઇએ જ શું ! આપણે તો આપણા કામમાંથી વખત કાહાડી લખીશું, પણ બીજાથી કેમ બનશે ? પણ આખરે એ જ વિચાર કર્યો અને પછી બીજા ચાર જણ હમને મળ્યા. તે આ છેઃ—

નગીનદાસ તુળસીદાસ ને ઠાકોરદાસ આતમારામ (કાલેજના વિદ્યાર્થીઓ) કેશવરામ ધીરજરામ (શેરબ્રોકર) અને શ્રીધર નારાયણ (ગુજરાતી મહેતાજી.)

હમે હમારી ક્લબનું નામ સાક્ષરમંડળ એવું રાખ્યું–એટલે જેમ વ્રત ઉદ્યાપન–વ્રત ઉજવવામાં ચોખાનાં મંડળો પુરેલાં હોય છે, તેમ નાના પ્રકારના વિદ્યાના અને દેશહિતકારી વિચારો જેમાં ભર્યા રહ્યા છે, એવા સાક્ષર એટલે વિદ્વજ્જનોનું મંડળ. હમે એકઠા મળી એવો વિચાર કર્યો કે આપણે દર અઠવાડીયે મળવું ને વિષયો લખી લાવ્યા હોઇએ તે તપાસી નક્કી કરી પંદરે દહાડે ચોપાનિયાના આકારમાં છાપી પ્રગટ કરવા. પખ-વાડિયે એટલા સારુ કે લખવું બની આવે ને ખરચ પણ થોડો થાય. રાખજો, લોકને ગદ્ય વાંચવાનો બિલકુલ શોખ નહિ તેથી તેઓ અગર વગર ખુશામતે પૈસો ખરચી આપણું છાપું લેવાના નહિ. ગાંઠથી ખરચ તો કરવો પડશે તોપણ, સ્પક્ટેટરના જેવું લખાણ કહાડવું તો ખરૂં. પછી એમ અકેકે જણે વારા ફરતી, કહાડવાના છાપાનું નામ પાડવા માંડ્યું. તેમાં નગીનદાસે કહ્યું કે ડાંડિયો રાખિયે. મેં કહ્યું ઠીક છે. કેમકે મોહટું નામ રાખી હલકું કામ કરવું, તેના કર્તાં હલકું નામ રાખી મોટું કામ કરવું વધારે સારું અને ડાંડિયા શબ્દના બે ત્રણ અર્થ થાય છે માટે, મારી નજરમાં પણ એ નામ દુરસ્ત લાગે છે. સહુએ એ નામ કબુલ રાખ્યું, ને પછી તા. ૧ લી સપ્ટેમ્બર ૧૮૬૪ થી ડાંડિયો કહાડવો શરૂ કર્યો. પેહેલા બે નંબર તો મફત લુટાવી દીધા ને પછી વરસ દહાડાનો રૂપીયો એવું જુજ નામનું લવાજમ રાખ્યું.

ડાંડિયાથી લોકકલ્યાણ થતું હોય કે નહિ તેનો લોકે વિચાર કરવો. ડાંડિયો પેહેલેથી તે આજ સુધી વખણાતો આવ્યો છે, તેને સારુ હમે મગ-રૂર નથી પણ એક વાત જે હમારા સપનામાં ન્હોતી, તેથી હમે ઘણા જ મગરૂબ છૈયે. તે આ છે કે, ડાંડિયાથી લોકોમાં ગદ્યગ્રંથો વાંચવાનો શોખ ઉત્પન્ન થયો છે.

ગુજરાતીઓમાં સરકારી નિશાળે ચાલતી છોકરાંને કામની ચોપડિયો સિવાયે અને બુદ્ધિવર્ધક, બુદ્ધિપ્રકાશ ને શાળાપત્રક ચોપાનિયાં સિવાયે જેને

ખરેખરો ગદ્યગ્રંથ કેહેવો જોઇએ, તેવો કોઇ જ નહોતો, તે આ ડાંડિયો છે. બુદ્ધિવર્ધકના વાંચનારા થોડા છે. બુદ્ધિપ્રકાશ વધારે વંચાય છે પણ તે જિલ્લાઓમાં, ને વધારે વંચાય છે તેનું કારણ કે, તેમાં કવિ દલપતરામની કવિતા પ્રથમથી જ લખાતી આવી છે–એ ચોપાનિયાના જાથુ ઘરાકો મુંબઇમાં પેહેલેથી તે આજ લગનમાં ૧૦ થી વધારે નહિ હોય. શાળાપત્રકમાં પોણું તો નિશાળો સંબંધી આવે છે. ડાંડિયાની ભાષા ને ડાંડિયાના વિષયો બંનેની ઢબ જ એવી છે કે, જેથી તે થોડી મુદતમાં આખી મુંબઈમાં, આખા ગુજરાતમાં, આખા કાઠીયાવાડમાં અને આખા કચ્છ હાલારમાં અમર પ્રસિદ્ધિ પામી ચુકયો છે. જેમ મોર બપૈયા મેઘને માટે આતુર હોય છે તેમ ગરીબ તવંગર, મૂરખ ભણેલ, સ્ત્રી ને પુરુષ સહુ પેહેલી પંદરમીના ડાંડિયાને માટે વાટ જોતા બેસી રેહે છે.

જોકે ડાંડિયામાં ઘણા જણનું લખાણ છે, તોપણ તેની ઢબ ઘણુ કરીને એકસરખી જ છે.

મેં ૧૮૬૦થી ગદ્ય લખવું બંધ કર્યું હતું, તે પાછું સપટેંબર ૧૮૬૪થી ડાંડિયાથી શરૂ કર્યું છે.’

આ સંબંધમાં નર્મદનો એક બીજો લેખ ‘વર્તમાન પત્ર અને ચોપાનિયાં’ એ પણ લક્ષમાં રાખવા જેવો હોવાથી નીચે આપ્યો છે:–

‘વર્તમાનપત્ર અને ચોપાનિયાં’ કાંહાં કાંહાં નિત્યપક્ષપાત અને ખરાં દેશહિતેચ્છુ સમજવા ?

જાંહાં તેના તે જ ધણી અને તેના તે જ અધિપતિઓ હોય છે તાંહાં. અથવા ધણીઓએ અધિપતિઓને કુલ મુખત્યારી આપેલી હોય છે તાંહાં. અને જાંહાં અધિપતિની ઇચ્છા, વેળાએ પોતાના ગજવાંમાંથી પણ કંઇક કાહાડીને (ગજવું ભરવાને નહિ) અને સર્વજન સંબંધી જ વાત કાહાડીને (પેટબળ્યો ગામ બાળે તેમ નહિ) દેશને સુધારવાની હોય છે તાંહાં. એવાં

# ગ્રંથસૂચી

## ૧

## નર્મદના ગ્રંથોની સાલવારી

(આમાં છૂટક કાવ્યો નિબંધો વગેરે ગણાવેલ નથી, સ્વતંત્ર પુસ્તક ગણાય એવી કૃતિઓ જ કેવળ નોંધેલ છે.)

૧૮૫૭ પિંગળપ્રવેશ
૧૮૫૮ અલંકારપ્રવેશ
,, રસપ્રવેશ
૧૮૬૦ દયારામકૃત કાવ્યસંગ્રહ ભા. ૧
,, મનહરપદ
૧૮૬૩ નર્મકવિતા
૧૮૬૪ ડાંડિયો (શરૂ કર્યો.)
૧૮૬૫ નર્મગદ્ય (જૂનું નર્મગદ્ય)
,, દયારામકૃત કાવ્યસંગ્રહ ભા. ૨
,, કવિચરિત્ર
,, નર્મવ્યાકરણ ભા. ૧ ને ૨
૧૮૬૬ સુરતની મુખ્તેસર હકીકત
,, નાયિકાવિષયપ્રવેશ
,, મારી હકીકત
૧૮૬૭ મેવાડની હકીકત
૧૮૬૯ કૃષ્ણાકુમારી નાટક
૧૮૭૦ રામાયણનો સાર
,, મહાભારતનો સાર
,, ઇલિયડનો સાર
૧૮૭૦ મહાપુરુષોનાં ચરિત્ર
,, નર્મકથાકોશ
,, નાગરસ્ત્રીઓમાં ગવાતાં ગીત
,, સરકારી નર્મગદ્ય
૧૮૭૨ પ્રેમાનંદકૃત શ્રીમદ્ભાગવત દશમસ્કંધ
૧૮૭૩ નર્મકોશ
૧૮૭૪ રાજ્યરંગ ભા. ૧
,, પ્રેમાનંદકૃત નળાખ્યાન
૧૮૭૬ રામજાનકીદર્શન
,, રાજ્યરંગ ભા. ૨
૧૮૭૮ દ્રૌપદીદર્શન
૧૮૭૯ સીતાહરણ
૧૮૮૧ શ્રી સારશાકુંતલ
૧૮૮૨ શ્રીમદ્ ભગવદ્ગીતાનું ભાષાંતર
૧૮૮૫ ધર્મવિચાર
૧૮૮૬ શ્રી બાળકૃષ્ણવિજયનાટક
૧૮૮૭ કાઠિયાવાડ સર્વસંગ્રહ
,, ગુજરાત સર્વસંગ્રહ
૧૯૧૦ દેશવ્યવહારવ્યવસ્થા

## ૩

## નર્મદનાં કેટલાંક અગ્રંથસ્થ લખાણો

| | પત્ર | લેખ |
|---|---|---|
| ૧. | બુદ્ધિવર્ધકગ્રંથ પુ. ૧૫, પૃ. ૧૪૭–૫૭: | 'આપણી દેશજનતા' |
| ૨. | ,, નવું પુસ્તક ૧ (ઇ. સ. ૧૮૭૪) પૃ. ૧૨૯–૩૫: | 'દેશાભિમાન' |
| ૩. | ગુજરાતી, દિવાળી અંક, ૧૯૧૧, પૃ. ૧: | 'બ્રહ્મતૃષા' |
| ૪. | ,, ,, ૧૯૧૫, પૃ. ૧: | 'મારી કવિતા વિશે મારા વિચારો' |
| ૫. | ,, ,, ૧૯૧૫, પૃ. ૧૮૮૩: | 'ધર્મતંત્ર' |
| ૬. | ,, ,, ૧૯૧૬, પૃ. ૧૪૫૮: | 'કવિ નર્મદ અને શેરસટ્ટાના સમયની અસર' |
| ૭. | ,, ,, ૧૯૧૭, પૃ. ૧૪૧૭: | 'જૂની ગુજરાતી ભાષા' |
| ૮. | ,, ,, ૧૯૧૯, ૧૯૨૦, ૧૯૨૧: | 'નર્મપત્રાવલી' |
| ૯. | ,, ,, ૧૯૨૩, પૃ. ૧૯: | 'નાગરોનો ઇતિહાસ' |
| ૧૦. | ,, ,, ૧૯૨૫, પૃ. ૧: | 'બ્રહ્મદર્શન' |
| ૧૧. | ,, ,, ૧૯૩૫, પૃ. : | શ્રીમદ્‌ ભગવદ્‌ગીતાની પ્રસ્તાવના. |

## ૪

## નર્મદ વિશેના ગ્રંથો લેખો વગેરે

| | પુસ્તક કે પત્ર | લેખક અને લેખ |
|---|---|---|
| ૧. | દલપતકાવ્ય ભા. ૨, પૃ. ૨૬૨–૩ | દલપતરામ ડાહ્યાભાઇ: 'કવિ નર્મદાશંકરના સરસ્વતીમંદિર વિશે' |
| ૨. | વિદ્યાવિલાસ, પુ. ૨, પૃ. ૧૬૨–૪: | 'નાગરોમાં ગવાતાં ગીત' (અવલોકન) |
| ૩. | ,, ,, પૃ. ૧૬૪–૫: | 'નર્મકવિતા પુ. ૨, ગ્રંથ ૩' (અવલોકન) |
| ૪. | બુદ્ધિવર્ધકગ્રંથ પુ. ૮ પૃ. ૧૬૧–૬: | 'નર્મકૃત્યો' ( ,, ) |
| ૫. | ,, પુ. ૧૧ પૃ. ૧૨૬–૩૦: | 'નર્મગદ્ય' ( ,, ) |
| ૬. | ,, પુ. ૧૩ પૃ. ૨૩–૩૨ : | 'નર્મકવિતા' ( ,, ) |

૭. બુદ્ધિપ્રકાશ, પુ. ૫. ઇ. સ. ૧૮૫૮, જુલાઈ, પૃ. ૧૦૪: 'અલંકાર-પ્રવેશ અને નર્મકવિતા ભા. ૧–૨' ( „ )

૮. „ „ ઇ. સ. ૧૮૫૮, સપ્ટેમ્બર, પૃ. ૧૫૫: 'રસપ્રવેશ' ( „ )

૯. „ પુ. ૧૦ „ „ પૃ. ૪૪: 'નર્મકોશ' ( „ )

૧૦. „ પુ. ૧૭ ૧૮૭૦ એપ્રીલ, પૃ. ૮૮: 'નર્મકથાકોષ' ( „ )

૧૧. ગુજરાત શાળાપત્ર, ૧૮૬૫, એપ્રિલ, પૃ. ૭૮: 'ડાંડિયો,

૧૨. „ ૧૮૮૬, માર્ચ, પૃ. ૭૨: નવલરામ લક્ષ્મીરામ: 'કવિ નર્મદાશંકરનું ખેદકારક મૃત્યુ'

૧૩. „ પુ. ૨૫, પૃ. ૮૨–૪: કાનજી ધર્મસિંહ; 'નર્મદવિરહ'

૧૪. વિજ્ઞાનવિલાસ પુ. ૧૭, પૃ. ૭૪–૯: 'કવિ નર્મદાશંકરનું મરણ'

૧૫. નવલગ્રંથાવલિ, નવલરામ લક્ષ્મીરામ: ૧૮૭૩: 'ગુજરાતી ભાષાનો મોટો કોશ' (નવલગ્રંથાવલિ ભા. ૨, પૃ. ૧૮૫–૬)

૧૬. નવલગ્રંથાવલિ, નવલરામ લક્ષ્મીરામ, ૧૮૬૭: 'કવિ નર્મદાશંકરની કવિતા' (ન. ગ્રં. ૨, પૃ. ૩૧૬–૨૭)

૧૭. „ „ ૧૮૮૭: 'નર્મકવિતાની પ્રસ્તાવના' (ન. ગ્રં. ૨, પૃ. ૩૨૮–૩૧)

૧૮. „ „ : 'સુધારાનું ઇતિહાસરૂપે વિવેચન' ( „ ભા. ૧, પૃ. ૩૭૪–૯૨)

૧૯. સુદર્શનગદ્યાવલિ, પૃ. ૩૫૪–૬૪ મણિલાલ નભુભાઈ: 'સુધારો'

૨૦. ગુજરાતી, રાજારામ રામકૃષ્ણ શાસ્ત્રી: 'સમર્થવીર નર્મદનાં સંસ્મરણો'

૨૧. „ દિવાળી, ૧૯૧૩, પૃ, ૫૧: છોટાલાલ કહાનદાસ પટેલ: 'કવિ નર્મદ, દેશસેવા અને જીવનની સમાલોચના'

૨૨. „ „ „ 'સદાનંદ શુકલ' : 'નર્મદદલપતનું સાહિત્યસ્થાન'

૨૩. „ „ ૧૯૦૯ : અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી: 'નર્મદાશંકરની કવિત્વશક્તિ'

૨૪. ગુજરાતી, દિવાળી ૧૯૧૫, 'સ્નેહસેવા' : 'નર્મકવિતા'
૨૫. „ „ ૧૯૨૧, પૃ. ૪૧, કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી: 'કવિ નર્મદ'
૨૬. „ „ ૧૯૩૩, શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી : 'કવિ નર્મદ-નો ગુજરાતનો વારસો'
૨૭. સ્ત્રીબોધ, પુ. ૬૬, પૃ. ૩–૭, કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી: 'કવિ નર્મદ'
૨૮. „ પુ. ૩૦ પૃ. ૧૭૬, ભવાનીશંકર નૃસિંહરામ: 'વિર નર્મદ'
૨૯. સમાલોચક, પુ૦ ૩૦, પૃ. ૮૧–૬: 'નર્મદાશંકર જયંતિ'
૩૦. વસંત, પુ. ૩, પૃ. ૨૫૪, ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી: 'નર્મદાશંકરનું જાહેર જીવન' ( 'સાક્ષર જયંતીઓ' માં આપ્યું છે. )
૩૧. „ ૧૯૬૦, ભાદ્રપદ, પૃ. ૨૮૧–૩: આનંદશંકર બાપુભાઈ ધ્રુવ: 'નર્મદાશંકર'
૩૨. „ ૧૯૬૨, આષાઢ પૃ. ૨૨૩–૭: હિંમતલાલ ગણેશજી અંજારિયા: 'આપણી ગદ્યશૈલીનો આરંભ અને તે વખતના બે શિષ્ટ લેખકો'
૩૩. „ ૧૯૭૨, શ્રાવણ પૃ. ૩૯૫–૪૦૪: નારણભાઈ વાઘજીભાઈ પટેલ: 'કવિ નર્મદાશંકરની સાહિત્યસેવા,' (આગળ ચાલુ, ૧૯૭૩ના વૈશાખ પૃ. ૨૨૯–૩૬ સુધી )
૩૪. „ ૧૯૮૨, આષાઢ, ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી: 'ગત-કાળનાં સાહિત્ય અને સમાજજીવનનાં કેટલાંક રેખાચિત્રો'
૩૫. „ પુ. ૩૨ પૃ. ૫૮–૬૦ અને ૬૩–૪: આનંદશંકર બાપુભાઈ ધ્રુવ: 'નર્મદશતાબ્દી'
૩૬. „ „ પૃ. ૮૯–૯૨: ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા: 'નડિયાદમાં કવિ નર્મદાશંકર શતાબ્દી'
૩૭. „ „ પૃ. ૧૦૫–૯: નરસિંહરાવ ભોળાનાથ: 'નર્મદ કવિ'
૩૮. સાહિત્ય પુ. ૧૦, પૃ. ૫૧૩–૮: છોટાલાલ કહાનદાસ પટેલ: 'કવિ નર્મદજયંતિ'

૩૯. સાહિત્ય પુ. ૨૧, પૃ. ૧–૫: સુરેશ દીક્ષિત: 'નર્મદાશંકર'
૪૦. „ „ પૃ. ૩૮૩-૪: મટુભાઇ હુરગોવિંદદાસ કાંટાવાળા: 'નર્મદ'
૪૧. „ „ પૃ. ૫૯૯–૬૧૮: રમણલાલ વસંતલાલ દેસાઈ: 'નર્મદકવિ'
૪૨. „ „ પૃ. ૬૭૨–૮૪, દ્રુપદ ત્રિવેદી: 'નર્મદાશંકર'
૪૩. કૌમુદી, ૧૯૮૦, આશ્વિન, પૃ. ૪૭–૫૫, 'કમળ': 'આપણું સાહિત્ય' (નર્મદ)
૪૪. „ ૧૯૮૧, ચૈત્ર, પૃ. ૧૦૦–૧૪: વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી: 'કવિ નર્મદ'
૪૫. „ „ આષાઢ, પૃ. ૭૨–૯: „ : 'નર્મદની સાહિત્યસેવા'
૪૬. „ „ પૌષ, પૃ. ૧૧૬–૭: નરસિંહરાવ ભોળાનાથ: 'ગુજરાતી સાહિત્યમાં સંગીતકાવ્ય'
૪૭. „ પુ. ૩. અં. ૩ પૃ. ૯૨–૧૦૮: રંજિતલાલ હરિલાલ પંડયા: 'નર્મદાશંકરની સાહિત્યસેવા'
૪૮. „ પુ. ૮, પૃ. ૨૭૪–૯: વિશ્વનાથ મગનલાલ ભટ્ટ: 'શતાબ્દી શા માટે ?'
૪૯. „ પુ. ૮, પૃ. ૨૬૧–૭: ચંદ્રવદન ચીમનલાલ મહેતા: 'પડી છે કોને ?'
૫૦. „ „ પૃ. ૧૦૨: શિવકાંત દવે: 'નૃવીર નર્મદને'
૫૧. „ „ પૃ. ૧૮૯–૯૨: જ્યોતીન્દ્ર હ. દવે: 'કવિ-નર્મદાશંકર, એમનો સ્વભાવ, ચારિત્ર્ય વગેરે'
૫૨. „ „ પૃ. ૪૩૧–૫: મંજુલાલ રણછોડદાસ મજમુદાર: 'નર્મદની ત્રણ પદ્યવાર્તાઓ'
૫૩. હિંદુસ્થાન, દીપોત્સવી અંક, ૧૯૨૨, પૃ. ૨૬–૭: કનૈયાલાલ માણેકલાલ મુનશી: 'હાલના સાહિત્યમન્વંતરનો મનુ કવિ નર્મદ' ( કેટલાક લેખો ૧ પૃ. ૧૮૫–૯૦ )
૫૪. થોડાંક છુટ્ટાં ફૂલ: પૃ. ૩૭–૪૧, જયેન્દ્રરાવ ભગવાનલાલ દૂરકાળ: ' કવિ નર્મદની જીવનચર્યા'

૫૫. થોડાંક છુટ્ટાં ફૂલ: પૃ. ૪૧–૪: „ જયેન્દ્રરાવ ભગવાનલાલ દૂરકાળ: 'કવિનર્મદનું જીવનપટ'
૫૬. સ્મરણમુકુર, પૃ. ૯૭–૧૦૬: નરસિંહરાવ ભોળાનાથ: 'સ્વ. કવિ દલપતરામ અને સ્વ. કવિ નર્મદાશંકર'
૫૭. સાહિત્યમંથન, ન્હાનાલાલ દલપતરામ કવિ: 'નર્મદ'
૫૮. પહેલી સાહિત્યપરિષદનો અહેવાલ, મણિશંકર રત્નજી ભટ્ટ: 'આપણું નવીન કાવ્યસાહિત્ય'
૫૯. બીજી „ પૃ. ૧૫૮–૬૯. સદાશિવ મણિનારાયણ દીક્ષિત: 'કવિ નર્મદાશંકરના ગ્રંથો'
૬૦. ગુજરાતી, ૧૯૩૬, ફેબ્રુઆરી, લીલાવતી મુનશી: 'નર્મદ વિશે કંઈક'
૬૧. હીરાચંદ કાનજી: મિથ્યાભિમાનમતખંડન
૬૨. કાશીશંકર મૂળશંકર દવે: નર્મદવિરહ (સને ૧૮૮૬)
૬૩. નર્મદશતાબ્દી સમિતિ: નર્મદશતાબ્દીગ્રંથ
૬૪. „ : નર્મદશતાબ્દી સ્મારક ચિત્રાવલિ
૬૫. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ: વીર નર્મદ
૬૬. રામનારાયણ વિશ્વનાથ પાઠક: નર્મદાશંકર કવિ

ઉપરાંત ૧૯૩૩માં ઊજવાએલી નર્મદશતાબ્દી પ્રસંગના 'ઊર્મિ' 'પ્રતાપ' દેશીમિત્ર' વગેરેના સ્મારક અંકો.



# મહત્ત્વના મુદ્રણદોષો

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | છેલ્લેથી ૨ | અંતે તેનાં | અને તેનાં |
| ૯ | ૭ | પોતા પાંતીનું | પોતાની પાંતીનું |
| ૧૨ | ૪ | કુટુંબ રે | કુટુંબ; રે |
| ૧૫ | છેલ્લી | ધાણી છો | ધણી છો |
| ૧૯ | ૧૬ | નહિ તોપણ, | નહિ. તોપણ, |
| ૨૫ | ૫ | ધર્મ રખ્યો | ધર્મ રાખ્યો |
| ૨૮ | ૧ | વગાડે માટે | પણ વગાડે ને તેમ પણ વગાડે માટે |
| ૪૫ | છેલ્લેથી ૫ | અજ્ઞાન-અંધરામાં | અજ્ઞાન-અંધારામાં |
| ૪૬ | ૬ | બદ્ધિનાં | બુદ્ધિનાં |
| ૬૨ | છેલ્લેથી ૪ | રીતેનો | રીતનો |
| ૬૪ | ,, ૮ | પછવાડે-રાતદિવસ | પછવાડે રાતદિવસ |
| ૬૫ | ,, ૯ | નમૃવૃત્ત | નર્મવૃત્ત |
| ૭૦ | ૭ | દ્રવ્યની સંબંધમાં | દ્રવ્યના સંબંધમાં |
| ૮૧ | છેલ્લા | ગએલે દિલ | ગએલે દિલે |
| ૮૨ | ૧૩ | તેમ તે | તેમ તેમ તે |
| ૮૭ | ૧૬ | પડે છે તે | પડે છે ને |
| ,, | ૧૯ | અવસ્થા છે | અવસ્થામાં છે |
| ૮૮ | ૫ | તે તે ધણાના | ને તે ધણીના |
| ,, | ૬ | તેના જૂજ | તેના સુખ |
| ,, | ૧૫ | રૂપની ગમી | રૂપની ગળી |
| ૯૧ | ૨ | આરોગ્ય. રીતે | અયોગ્ય રીતે |
| ૧૦૮ | ૨ | પદ્માવતીતી | પદ્માવતીની |